શ્રી શંભુલાલ જગશીભાઈ તથા શ્રી ગોવિંદલાલ જગશીભાઈ સ્મારક પુસ્તકમાળા – પુસ્તક-૨

श्री भद्रेश्वर - वसई महातीर्थ

# શ્રી ભદ્રેશ્વર-વસઈ મહાતીર્થ

કચ્છના પ્રાચીન જૈન તીર્થની ઇતિહાસ-કથા

— કચ્છ પ્રદેશની થોડીક ગૌરવ-કથા સાથે



લેખક

રતિલાલ દીપચંદ દેસાઈ

रतिलाल दीपचंद देसाई





પ્રકાશક गुर्जर ग्रंथरत्न कार्यालय

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય अहमदाबाद

અમદાવાદ-૧

પ્રકાશક –
કાન્તિલાલ ગોવિંદલાલ શાહ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી માર્ગ, ફુવારા સામે,
અમદાવાદ-૩૮૦ ૦૦૧

⊙



⊙

વીરનિર્વાણ સંવત ૨૫૦૩
આસો, વિ. સં. ૨૦૩૩
ઓક્ટોબર, ૧૯૭૭

⊙

કિંમત : ત્રીસ રૂપિયા

⊙

મુખપૃષ્ઠ તસવીરકાર –
એલ. એમ. પોમલ, ભુજ.

મુદ્રક –
પુસ્તકોના
ઠાકોરલાલ ગોવિંદલાલ શાહ
શારદા મુદ્રણાલય
જુમ્મા મસ્જિદની સામે,
પાનકોર નાકા, અમદાવાદ-૩૮૦ ૦૦૧.

છબીઓના –
દીપક પ્રિન્ટરી
રાયપુર દરવાજા બહાર,
અમદાવાદ-૩૮૦ ૦૦૧

અન્ય પ્રાપ્તિસ્થાનો –
નવભારત સાહિત્ય મંદિર
૧૬૨, પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ-૪૦૦ ૦૦૨.

O

નવભારત સાહિત્ય મંદિર
રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ,
અમદાવાદ-૩૮૦ ૦૦૧

O

વિદ્યાર્થી વસ્તુ ભંડાર
વાણિયાવાડ, ભુજ, (કચ્છ)





પંડિત શ્રી આણંદજીભાઈ



ભાઇશ્રી શંભુભાઈ

ભાઈશ્રી ગોવિંદભાઈ

## સ મ ર્પ ણ

### પ્રજ્ઞાચક્ષુ પંડિતરત્ન શ્રી આણંદજીભાઈ દેવસીભાઈ

જેઓની શ્રી ભદ્રેશ્વર તીર્થ પ્રત્યેની ભક્તિ અનન્ય હતી

અને

જેઓની શ્રી ભદ્રેશ્વર તીર્થનો ઇતિહાસ લખાવવાની તીવ્ર ઝંખનાને

યત્કિંચિત્ પૂરી કરવા માટે જ આ પુસ્તક લખાયું છે;

તેમ જ

### શ્રીયુત શંભુલાલ જગશીભાઈ શાહ

તથા

### શ્રીયુત ગોવિંદલાલ જગશીભાઈ શાહ

જેઓ અમારા સુખદુખના સાથી મિત્રો હતા

અને

આ પુસ્તકના સર્જનના પાયામાં જેઓની ભાવના રહેલી છે.

એ ત્રણે સ્વર્ગસ્થ મહાનુભાવોની

પુણ્ય સ્મૃતિને

આદર અને સ્નેહપૂર્વક

સમર્પણ

– રતિલાલ

# લેખકની અન્ય કૃતિઓ

## વાર્તાસંગ્રહો

| | | |
|---|---|---|
| ૧. અભિષેક | ૪. કલ્યાણમૂર્તિ | ૭. મહાયાત્રા |
| ૨. સુવર્ણકંકણ | ૫. હિમગિરિની કન્યા | ૮. સત્યવતી |
| ૩. રાગ અને વિરાગ | ૬. સમર્પણનો જય | ૯. પદ્મપરાગ |

## ચરિત્રો

સમયદર્શી આચાર્ય (આ. શ્રી વિજયવલ્લભસૂરિજી)
શ્રેષ્ઠીવર્ય શ્રી કસ્તુરભાઈ લાલભાઈ
ગુરુ ગૌતમસ્વામી

## ઇતિહાસ

વિદ્યાલયની વિકાસકથા
(શ્રી મહાવીર જૈન વિદ્યાલયની ૫૦ વર્ષની કાર્યવાહીનો ઇતિહાસ

જન્મશતાબ્દીનો અહેવાલ
(મુંબઈમાં ઊજવાયેલ આ. શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીની જન્મશતાબ્દીનો સચિત્ર અહેવાલ)

પ્રતિષ્ઠાનો અહેવાલ
(તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ઉપર વિ. સં. ૨૦૩૨માં થયેલ પ્રતિષ્ઠા-મહોત્સવનો સચિત્ર અહેવાલ)

## અનુવાદ

દેવદાસ (શ્રી જયભિખ્ખુના સહકારમાં)
કવિજીનાં કથારત્નો (લેખક ઉ. શ્રી અમરમુનિજી)

## સંપાદનો

ધૂપસુગંધ (જુદા જુદા લેખકોની વાર્તાઓનો સંગ્રહ)
રાજપ્રશ્ન (કર્તા શ્રી મનસુખલાલ રવજીભાઈ મહેતા)
જૈનધર્મનો પ્રાણ (પં. શ્રી સુખલાલજીના લેખોનો સંગ્રહ)
(પં. શ્રી દલસુખભાઈ માલવણિયાના સહકારમાં)
શ્રી "સુશીલ"ની સંસ્કારકથાઓ
શ્રી શત્રુંજયોદ્ધારક સમરસિંહ અને બીજા લેખો
(લેખક શ્રી નાગકુમાર મકાતી)
તિલકમણિ (શ્રી જયભિખ્ખુની વાર્તાઓનો સંગ્રહ)
શ્રી આનંદઘનજીનાં પદો, ભાગ બીજો
શ્રી આનંદઘનચોવીશી
(બન્ને ઉપર શ્રી મોતીચંદ ગિ. કાપડિયાનું વિવેચન)
જૈનધર્મચિંતન (લેખક પં. શ્રી દલસુખભાઈ માલવણિયા)
જૈન ઇતિહાસની ઝલક (લેખક મુ. શ્રી જિનવિજયજી)
આચાર્ય શ્રી વિજયનંદનસૂરિ-સ્મારકગ્રંથ

# આ પુસ્તક સંબંધી કેટલીક વાત

## ( પ્રસ્તાવના )

કચ્છનું ભદ્રેશ્વર ગામ એ જેમ એક પ્રાચીન જૈન તીર્થધામ છે, તેમ એ સ્થાન સાથે અનેક નોંધપાત્ર ઘટનાઓ તથા નામાંકિત વ્યક્તિઓનો ઇતિહાસ સંકળાયેલો છે. અને કચ્છના એક મહાન પ્રતાપી પુરુષ શ્રેષ્ઠી જગડૂશાનું નામ તો આ તીર્થભૂમિ સાથે એટલું બધું એકરૂપ બની ગયું છે કે, એકનું નામ લેતાં બીજાનું સ્મરણ સાવ સહજપણે થઈ આવે છે. અને છેલ્લા પાંચેક દાયકા દરમ્યાન, જેમ દેશભરમાં આ તીર્થની ખ્યાતિમાં અને એના યાત્રિકોની સંખ્યામાં ઘણો વધારો થયો છે તેમ, એના એક સ્વાભાવિક પરિણામરૂપે, એની જાહોજલાલીમાં તથા સગવડોમાં પણ સારા પ્રમાણમાં વધારો થવા પામ્યો છે. દર વર્ષે દેશના દૂરના તેમ જ નજીકના પ્રદેશોમાંથી કેટલાં બધાં યાત્રિકો આ તીર્થની યાત્રાએ આવે છે અને આનંદ અને સંતોષનું કેવું મધુર સ્મરણ પોતાની સાથે લઈ જાય છે! આવી આવકારદાયક પરિસ્થિતિને કારણે, તીર્થની યાત્રાએ આવતા અનેક જિજ્ઞાસુ અને સહૃદય યાત્રિકોને લાગ્યા કરતું હતું કે, આ તીર્થ સંબંધી સવિસ્તર માહિતી પૂરી પાડતો એનો ઇતિહાસ તૈયાર કરાવવો જોઈએ. આજે આ પુસ્તક— "શ્રી ભદ્રેશ્વર-વસઈ મહાતીર્થ" વાચકો, જિજ્ઞાસુઓ અને ઇતિહાસના પ્રેમીઓ સમક્ષ રજૂ થઈ શક્યું છે, એનું બીજ આ વિચારમાં રહેલું છે.

**જવાબદારીનો સ્વીકાર :** સને ૧૯૭૪ની સાલના જૂન મહિનામાં પરમપૂજ્ય ધ્યાનયોગના સાધક મુનિરાજ શ્રી અમરેન્દ્રવિજયજી મહારાજ તથા એમના ત્રણ ભત્રીજા – મુનિવરો પરમપૂજ્ય મુનિરાજશ્રી મુનિચંદ્રવિજયજી મહારાજ, પરમપૂજ્ય મુનિરાજ શ્રી કીર્તિચંદ્રવિજયજી મહારાજ તથા પરમપૂજ્ય મુનિરાજ શ્રી જિનચંદ્રવિજયજી મહારાજ ભદ્રેશ્વરમાં બિરાજતા હતા. એ બધા મુનિવરોની સરળતા, ઉદારતા, સહૃદયતા, ગુણગ્રાહક દૃષ્ટિ, સત્યપરાયણતા, વત્સલતા વગેરે ગુણોને કારણે કેટલાંક વર્ષોથી હું એમના નિકટના સંપર્કમાં આવ્યો હતો; અને જેમ જેમ એમના સત્સંગનો લાભ મળતો ગયો, તેમ તેમ એમના તરફના મારા આદરમાં વધારો થતો રહ્યો છે. એટલે, થોડાક દિવસ માટે આરામ લેવાની જરૂર લાગી ત્યારે, સ્વાભાવિક રીતે જ, મને ભદ્રેશ્વર તીર્થમાં જવાનો વિચાર આવ્યો, જેથી આવા ગુણિયલ મુનિવરોનો સત્સંગ પણ થઈ શકે અને આરામ-આનંદ પણ મળી શકે. એટલે અમે ( હું, મારાં પત્ની તથા મારી પુત્રી ચિ. માલતી ) તા. ૬–૬–૧૯૭૪ના રોજ ભદ્રેશ્વર પહોંચ્યાં અને ત્યાં તા. ૨૦–૬–૧૯૭૪ સુધી પૂરા પંદર દિવસ રોકાયાં. અમે ભદ્રેશ્વર ગયાં એના ત્રણ-ચાર વર્ષ પહેલાંથી ગુજરાતની (અમદાવાદની) સુપ્રસિદ્ધ પ્રકાશનપેઢી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયવાળા ભાઈ કાંતિલાલ ગોવિંદલાલ શાહ વગેરે ભાઈઓ ભદ્રેશ્વર તીર્થનો ઇતિહાસ લખી આપવાની જવાબદારી લેવાનો મને આગ્રહ કરી રહ્યા હતા; અને એ કામને હું પહોંચી વળી ન શકું એમ કહીને હું એ વાતને ટાળતો રહ્યો હતો. પણ

ભાઈ કાંતિલાલ વગેરે ભાઈઓ મારા તરફ એવી આદરભરી લાગણી ધરાવે છે, અને મારા અંતરમાં પણ એમના પ્રત્યે નાના ભાઈઓ કે ભત્રીજા તરીકે એવી વાત્સલ્યની લાગણી વહ્યા કરે છે કે, જેથી આ વાત હું વધુ વખત ટાળી ન શક્યો અને આ પુસ્તક લખી આપવાની જવાબદારી સ્વીકારવાનું વિચારતો થયો.

અમે ભદ્રેશ્વર તીર્થમાં ગયાં, એની પાછળ એ આશય પણ રહેલો હતો કે, પૂજ્ય વિદ્વાન અને વિચારક મુનિવરો તથા ભાઈશ્રી કાંતિભાઈ વગેરેની સાથે વાતચીત કરીને, આ પુસ્તક લખવાની જવાબદારી મારે લેવી કે નહીં એનો છેવટનો નિર્ણય કરવો. પૂજ્ય મુનિરાજોએ આવું પુસ્તક લખી આપવાની જવાબદારીનો સ્વીકાર કરવાના વિચારને પ્રોત્સાહન પણ આપ્યું અને ઊર્મિથી નીતરતા આશીર્વાદ પણ આપ્યા. ભાઈ કાંતિલાલ અને બીજા મિત્રોની લાગણીભીની માગણી તો ચાલુ જ હતી, તેથી હવે મારાથી એનો ઇનકાર થઈ શકે એમ ન હતો; એટલે મેં એ જવાબદારીનો તા. ૧૪–૬–૧૯૭૪ના રોજ સહર્ષ સ્વીકાર કર્યો. ત્રણ વર્ષ કરતાં પણ વધુ સમય દરમ્યાન આ કાર્યમાં કેટલાક નાના-મોટા અવરોધો આવતા રહ્યા, પણ છેવટે આ કામ, મારા મનને સંતોષ થાય એ રીતે, પૂરું થઈ શક્યું, અને મારી મહેનતનું પરિણામ આ પુસ્તકરૂપે યાત્રિકો, જિજ્ઞાસુઓ અને વાચકોના હાથમાં પહોંચી રહ્યું છે, એને કેવળ પરમાત્માની કૃપાનું જ ફળ લેખવું જોઈએ.

**ચાર દિવંગત આત્માઓનું સ્મરણ :** આ પુસ્તકની વાત અહીં લખી રહ્યો છું ત્યારે, જેઓ આ કાર્યના પાયામાં રહેલા છે, તે ચાર દિવંગત આત્માઓનું સ્મરણ કરવું ઉચિત છે. આ ચાર દિવંગત મહાનુભાવો તે ભુજપુરનિવાસી પ્રજ્ઞાચક્ષુ પંડિતરત્ન શ્રી આણંદજીભાઈ દેવશીભાઈ શાહ, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના સ્થાપકો અને અમારા સુખદુઃખના સાથી મિત્રો શ્રી શંભુલાલ જગશીભાઈ શાહ અને શ્રી ગોવિંદલાલ જગશીભાઈ શાહની બાંધવબેલડી તથા મારા ભાઈ શ્રી જયભિખ્ખુ (શ્રી બાલાભાઈ વીરચંદ દેસાઈ). પંડિતવર્ય શ્રી આણંદજીભાઈના તો રોમરોમમાં શ્રી ભદ્રેશ્વર તીર્થ પ્રત્યેની ઊંડી ભક્તિની સરિતા વહેતી હતી. આ તીર્થસ્થાનમાં અત્યારે પણ સર્વત્ર જે સુવ્યવસ્થા અને સ્વચ્છતા જોવા મળે છે, તેનું મૂળ આ પ્રજ્ઞાચક્ષુ પંડિતજીની આવી તીર્થભક્તિ, અજબ કાર્યસૂઝ અને વ્યવસ્થાદૃષ્ટિમાં પણ રહેલું છે. આ તીર્થનો ઇતિહાસ લખાવવાની એમની ઝંખના બહુ ઉત્કટ હતી. અને એને પૂરી કરવા માટે એમણે, શ્રી શંભુભાઈ તથા શ્રી ગોવિંદભાઈ મારફત, એ જવાબદારીનો સ્વીકાર કરવા ભાઈશ્રી જયભિખ્ખુને સમજાવી લીધા પણ હતા. અને ભાઈશ્રી જયભિખ્ખુએ, પં. શ્રી આણંદજીભાઈ, શ્રી શંભુભાઈ તેમ જ પોતાના કેટલાક મિત્રો સાથે, આ તીર્થસ્થાનની તથા કચ્છનાં કેટલાંક બીજાં તીર્થસ્થાનોની મુલાકાત લઈને એ માટેની તૈયારી પણ કરવા માંડી હતી. પણ ભાવીનો સંકેત કંઈક જુદો હશે, તે એ કામ આગળ વધે એ પહેલાં જ, એક પછી એક, એ ચારે મહાનુભાવો સદાને માટે વિદાય થઈ ગયા! આ પુસ્તક બહાર પડી રહ્યું છે ત્યારે, એક ભાઈએ સ્વીકારેલું કામ બીજા ભાઈએ પૂરું કર્યાનો કંઈક આહ્લાદ મારું ચિત્ત અનુભવી રહ્યું છે, એ મારે બહુ જ વિનમ્રતા સાથે સ્વીકારવું જોઈએ.

**કચ્છ સંબંધી કેટલીક માહિતી :** આ પુસ્તકના લખાણને કેવળ ભદ્રેશ્વર તીર્થ અને એના ઇતિહાસ સાથે સંબંધ ધરાવતી માહિતી રજૂ કરવા પૂરતું જ મર્યાદિત ન રાખતાં કચ્છની ધરતી, પ્રજા અને સંસ્કૃતિની કેટલીક જાણવા જેવી, બીજાઓને માટે પ્રેરણારૂપ બની રહે એવી તેમ જ

એના જીવનમાં ધરબાયેલા ખમીરનાં કંઈક દર્શન કરાવે એવી કેટલીક વાતો અને વિગતો પણ જે તે સ્થાનોમાં આપવાનો મેં પ્રયત્ન કર્યો છે. આમ કરવા જતાં પુસ્તકના કલેવરમાં જરૂર વધારો થયો છે. પણ એથી કચ્છની સંસ્કૃતિથી અપરિચિત સહૃદય વાચક કચ્છ પ્રદેશ સાથે વણાઈ ગયેલી કેટલીક ખૂબીઓનો—ભલે આછો-પાતળો પણ—પરિચય મેળવી શકશે, એ પણ એક લાભની જ વાત છે, એમ મને લાગે છે. આ પુસ્તક વાંચનારને કદાચ એમ લાગે તો નવાઈ નહીં કે, હું કચ્છની જનતા અને સંસ્કારિતા પ્રત્યે કંઈક અહોભાવ અને આદરભરી ભક્તિ ધરાવું છું. આમ થવાનું કારણ હું પોતે જ છું: મારું બચપણ, ત્યારે અમે ધૂળિયામાં રહેતા હોવાના કારણે, કચ્છી જૈન કુટુંબો વચ્ચે વીત્યું છે; અને તે વખતથી મારા હૃદયમાં કચ્છના વતનીઓ પ્રત્યે એક જાતનો મમતાનો ભાવ વસેલો છે.

**સામગ્રી અને પુસ્તકનું આલેખન:** આ પુસ્તક તૈયાર કરવા માટે મને શરૂઆતમાં જે જે પુસ્તકો અને અન્ય સાહિત્યસામગ્રી તપાસવાની જરૂર લાગી, તેની એક નાની સરખી યાદી મેં તૈયાર કરી હતી. પણ પછી તો, આ અંગે જેમ જેમ હું આવી સાહિત્ય-સામગ્રીનું અવલોકન કરતો ગયો તેમ તેમ, એમાંથી આ કાર્યમાં ઉપયોગી થઈ શકે એવી નવી નવી સામગ્રીની ભાળ મળતી ગઈ. પરિણામે એ યાદી ઘણી મોટી બની ગઈ. આમાંથી બની શકે તેટલી વધુ સામગ્રી તપાસવાનો મેં પૂરતો પ્રયત્ન કર્યો છે, અને એમ કરતાં જે માહિતી ઉપલબ્ધ થઈ શકી તેનું યથાશક્ય સંકલન કરીને આ પુસ્તકનું આલેખન કર્યું છે. આ આલેખન મેં નર્યું ઐતિહાસિક એટલે કે નક્કર હકીકતોનો જ આધાર લઈને કર્યું છે, એમ ન કહી શકાય; આમાં સંખ્યાબંધ સ્થાનોમાં અનુશ્રુતિઓ, દંતકથાઓ, અનુમાનો કે કલ્પનાઓનો તેમ જ ઇતિહાસને માન્ય ન થઈ શકે એવી બાબતોનો પણ આશ્રય લેવો પડ્યો છે. આ ઉપરથી કદાચ એમ પણ કહી શકાય કે, આ પુસ્તક સામાન્ય જિજ્ઞાસુને આ તીર્થ સબંધી કેટલીક માહિતી પૂરી પાડવા ઉપરાંત, ભવિષ્યમાં જે કોઈ વ્યક્તિ આ તીર્થનો ઇતિહાસમાન્ય એટલે કે યથાર્થ ઐતિહાસિક પરિચય લખવા ઇચ્છશે તેને આ પુસ્તકમાંની સામગ્રી સંશોધન માટેની પ્રાથમિક માહિતી પૂરી પાડવાનું કામ કરશે. એટલું થશે તોપણ હું મારો પ્રયત્ન સફળ થયો માનીશ. બાકી તો, આ પુસ્તક માટેની સામગ્રી મેળવવા માટે મારાથી બનતો બધો પ્રયત્ન કરવા છતાં, જે સામગ્રી હું મેળવી અને જોઈ શક્યો નથી, એ સામગ્રી તપાસવાનો અવસર મળે તો આમા નિરૂપેલી કેટલીક બાબતોમા ફેરફાર પણ કરવો પડે; કારણ કે, ઐતિહાસિક તથ્યો કે સત્યો આવી પ્રમાણભૂત સામાગ્રીના આધારે જ નિશ્ચિત થઈ શકે. આવા આધારો બદલાય તો ઐતિહાસિક નિર્ણયોને પણ બદલવા પડે એ સ્વાભાવિક છે.

**મારી એક મર્યાદા:** જ્યારથી ઇતિહાસના વિષયનું આવું પુસ્તક લખવાનું મે માથે લીધું ત્યારથી એક હળવો અને રમૂજભર્યો સવાલ મને થયા કરે છે કે, જ્યારે હું નાનપણમાં નિશાળમાં ભણતો હતો ત્યારે, ઇતિહાસ અને ભૂગોળના વિષયોમાં મને મુદ્દલ રસ પડતો ન હતો· એમાં મને કંટાળો આવતો હતો, હુ બહુ પછાત ગણાતો હતો અને પરીક્ષામાં માંડ માંડ પાસ થતો હતો. તો પછી જે પુસ્તકમા ડગલે ને પગલે ઇતિહાસ અને ભૂગોળની જાણકારી તથા ચોકસાઈની જરૂર પડે એવા કામના જવાબદારી હુ ક્યાં લઈ બેઠો? આ સવાલનો જવાબ હું આપું એના કરતાં આ પુસ્તક જ જવાબ આપે એ ઉચિત છે. હુ તો આ તબક્કે એટલું જ ઇચ્છું અને પ્રાર્થું છું કે, મારી

આવી મર્યાદાને કારણે, મારા હાથે, આ પુસ્તકમાં એવો કોઈ છબરડો થવા પામ્યો ન હોય કે જેથી કોઈ વાત ખોટા કે વિકૃત રૂપમાં રજૂ થઈ હોય; અને જો કોઈ વાચક મિત્ર કે વિદ્વાનના ધ્યાનમાં આવી જે કંઈ ક્ષતિ આવે તેઓ મને એની જાણ કરવાની મહેરબાની કરે.

**ફરી છપાવવા જેવાં બે પુસ્તકો :** અહીં એક સૂચન કરવાનું મન થાય છે. પૂનમિયા ગચ્છના શ્રી સર્વાનન્દસૂરિજીએ "શ્રી જગડૂચરિત" નામે સંસ્કૃત ભાષાનું કાવ્ય (મહાકાવ્ય) રચ્યું છે અને અંચળગચ્છના શ્રી અમરસાગરસૂરિજીએ "શ્રી વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્રં" નામે સંસ્કૃત કાવ્ય બનાવ્યું છે. આ બન્ને કાવ્યો છપાઈ ગયાં છે. "શ્રી જગડૂચરિત" નું સંપાદન વિ૦ સં૦ ૧૯૫૨માં શ્રી મગનલાલ દલપતરામ ખખ્ખરે કરેલું છે. અને એમાં એમણે એ ચરિત્રનો અનુવાદ તથા ઘણી ઐતિહાસિક નોંધો પણ આપેલ છે. અને "શ્રી વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્ર"નું સંપાદન તથા ભાષાંતર પંડિત શ્રી હીરાલાલ હંસરાજે વિ૦ સં૦ ૧૯૮૦માં કર્યું છે. આ બન્ને પુસ્તકો કચ્છના ઇતિહાસની દૃષ્ટિએ, ભારતના પ્રાચીન બંદરી વ્યવસાયની દૃષ્ટિએ, કચ્છના જૈન સંઘના ઇતિહાસની દૃષ્ટિએ તથા જગડૂશા, વર્ધમાન શા, પદ્મસિંહ શા, આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિજી જેવા આપણા પ્રભાવશાળી મહાપુરુષોનાં ચરિત્રોની દૃષ્ટિએ – એમ અનેક દૃષ્ટિએ – ઘણાં મહત્ત્વનાં અને ઉપયોગી છે; અને અત્યારે એ અપ્રાપ્ય છે. એટલે જો કોઈક સંસ્થા એની વધુ હસ્તપ્રતો મેળવીને, કોઈક સુયોગ્ય વિદ્વાન પાસે એનું ફરી સંપાદન તથા ભાષાંતર કરાવીને તેમ જ ગ્રંથમાંની સામગ્રીનું, અત્યારે ઉપલબ્ધ વિપુલ સામગ્રીના આધારે, ઐતિહાસિક પર્યાલોચન લખાવીને, આ બન્ને પુસ્તકો ફરી છપાવશે તો એણે, સાહિત્ય અને ઇતિહાસ બન્ને દૃષ્ટિએ, ઘણું ઉત્તમ કામ કર્યું લેખાશે.

**આ પુસ્તકને આવકાર :** પરમપૂજ્ય મુનિરાજ શ્રી કીર્તિચંદ્રવિજયજી મહારાજે વાત્સલ્યથી નીતરતા અને ખૂબ લાગણીભીના તથા અંતરસ્પર્શી શબ્દોમાં આ પુસ્તકને આવકાર આપ્યો છે, એને હું મારું મોટું સદ્‌ભાગ્ય લેખું છું. એમનો આભાર હું કેવી રીતે અને કયા શબ્દોમાં માની શકું ? હું તો એટલું જ પ્રાર્થું છું કે, એમના જેવા સ્નેહાળ, હિતસ્વી સુહૃદ સમા સંતોની કૃપા મારા ઉપર હમેશાં વરસતી રહે અને હું મારી જાતને એવી કૃપાને યોગ્ય બનાવવા પ્રયત્ન કરતો રહું.

**આ પુસ્તકનો પ્રવેશક ;** કચ્છી સાહિત્ય, ઇતિહાસ અને સંસ્કૃતિના ઊંડા અભ્યાસી અને મારા પ્રત્યે મિત્રભાવ ધરાવતા શ્રીયુત દુલેરાયભાઈ કારાણી જેવા અનુભવી વૃદ્ધ જને, આ ઉંમરે કષ્ટ લઈને, આ પુસ્તક માટે 'પ્રવેશક' લખી આપીને મને ખૂબ ઓશિંગણ બનાવ્યો છે. આ પ્રવેશક લખી આપવા ઉપરાત એમણે, ૩૨ વર્ષ પહેલા – સને ૧૯૪૫ની સાલમાં – પરમપૂજ્ય મુનિરાજ શ્રી પૂનમચંદજી મહારાજે કચ્છના કોઈ ભંડારની ભદ્રેશ્વર તીર્થનું વર્ણન ધરાવતી એક હસ્તપ્રતની નકલ કરીને એમના ઉપર મોકલી હતી, તે મને આપવાની જે ઉદારતા દાખવી છે, તેને હું ક્યારેય ભૂલી શકું એમ નથી.

આ લખાણનો તથા આવી જ કોઈ બીજી પ્રતની નકલ કરાવીને એના આધારે પંડિત શ્રી આણંદજીભાઈએ લખાવી રાખેલ આ તીર્થના વર્ણનનો મે આ પુસ્તકમાં સારા પ્રમાણમાં ઉપયોગ કર્યો છે.

**વિદ્વાનો અને સ્નેહીઓની સહાય :** હું જાણું છું કે, આવું પુસ્તક તૈયાર કરવું એ મારા ગજા બહારનું કામ છે; અનેક વિદ્વાન વ્યક્તિઓની આત્મીયતાભરી સહાયના બળે જ હું આ કામ કરી શક્યો છું. આમાં હું કોને યાદ કરું અને કોને ન કરું ? મારા મિત્રો પંડિતવર્ય શ્રી દલસુખભાઈ માલવણિયા, ડૉ. હરિવલ્લભભાઈ ભાયાણી, ડૉ. નગીનદાસ જે. શાહ અને પંડિત શ્રી અમૃતલાલ મોહનલાલ ભોજકને તો હું, જરાય દયા રાખ્યા વગર, ખૂબ પજવતો રહ્યો છું. ઉપરાંત, ડૉ. હરિપ્રસાદભાઈ શાસ્ત્રી, ડૉ. પ્રવીણભાઈ પરીખ, શ્રી લક્ષ્મણભાઈ ભોજક, ડૉ રમણીકભાઈ શાહ, પં. શ્રી રૂપેન્દ્રકુમારજી, પં. શ્રી બાબુભાઈ, પાલીતાણાના જાણીતા સ્થપતિ શ્રી અમૃતલાલભાઈ મૂળશંકર ત્રિવેદી, માંડવીના શ્રી ઇશ્વરલાલ ચૂનીલાલ કાપડિયા તથા એમના ઉત્સાહી સુપુત્ર ભાઈ હરનિશ વગેરેની સહાય પણ હું લેતો રહ્યો. આ બધા સારસ્વતો અને સ્નેહીઓ પ્રત્યે હું ઊંડી આભારની લાગણી દર્શાવું છું. અને ખરેખરી મૂંઝવણ વખતે અમારા શિરછત્ર સમા પરમપૂજ્ય પ્રજ્ઞાચક્ષુ પંડિતવર્ય શ્રી સુખલાલજી પાસેથી જે સહાય મળતી રહી છે, એ માટે તો હું શું કહી શકું ? તેઓ તો સદાય હેતભરી મમતા વરસાવતા જ રહે છે. વિખ્યાત પુરાતત્ત્વાચાર્ય સ્વ. પરમપૂજ્ય મુનિશ્રી જિનવિજયજી પાસેથી પણ મને જે માર્ગદર્શન મળ્યું છે, તેનું કૃતજ્ઞભાવે હું સ્મરણ કરું છું. આ બધા વિદ્વાનો અને સ્નેહીઓની આવી લાગણી મેળવવા માટે હું મારી જાતને ભાગ્યશાળી માનું છું.

માંડવીના કોઈક ભંડારની હસ્તપ્રત ઉપરથી શ્રી ભદ્રેશ્વરના ચોઢાળિયાની નકલ કરી મોકલાવીને પૂજ્ય સાધ્વીજી શ્રી વસંતપ્રભાશ્રીજીએ, કેટલીક સામગ્રી મોકલીને પૂજ્ય સાધ્વીજી શ્રી દિવાકરશ્રીજીએ અને પ્રશ્નોના ખુલાસા લખી મોકલીને પૂજ્ય સાધ્વીજી શ્રી વિદ્યુત્પ્રભાશ્રીજીએ મને ઉપકૃત કર્યો છે. ભુજના સાક્ષર શ્રી રસિકલાલ જોશીએ "સ્વદેશ" ના દિવાળી અંકોની ફાઈલ મારા ઉપયોગ માટે લાંબા વખત સુધી મારી પાસે રહેવા દીધી એ માટે હું એમનો કૃતજ્ઞ છું. ભદ્રેશ્વર તીર્થની પેઢીના મિસ્ત્રી શ્રી ગોવિંદજી દામજી તથા ભુજના શ્રી માણેકલાલ ઉત્તમચંદ શાહનો પણ હું આભાર માનું છું. અને મારે સૌથી વધું આભાર માનવાનો છે, આ પુસ્તક લખવામાં જે જે પુસ્તકો અને સાહિત્ય-સામગ્રીનો મેં ઉપયોગ કર્યો છે તેના લેખક કે સંપાદક મહાનુભાવોનો. આ સામગ્રીની સહાય વગર આ પુસ્તક લખવાનું મારા માટે શક્ય જ ન હતું, એ નિશ્ચિત છે.

**ગૂર્જરની હામ :** દોઢેક વર્ષ પહેલાં અડધાથી પણ વધુ છપાઈ ગયેલ આ પુસ્તકનું પ્રકાશન ખોરંભે પડ્યું હતું ત્યારે, ખરા અણીના વખતે, હજારો રૂપિયાના ખર્ચની જરાય ચિંતા કર્યા વગર, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના શ્રી કાંતિભાઈ, શ્રી ઠાકોરભાઈ અને શ્રી મનુભાઈ — એ બંધુત્રિપુટીએ આ પુસ્તકનું પ્રકાશન કરવાની હામ ભીડી તેથી જ આ પુસ્તક પ્રગટ થઈ શક્યું છે. પણ તે બધા તો મારા સ્વજનો કે કુટુંબીજનો જેવા છે, એટલે એમનો આભાર માનતાં સંકોચ થાય છે. ચિ. માલતીએ, પોતાની અધ્યયનશીલતાના બળે, આ પુસ્તક તૈયાર કરવામાં મને અનેક પ્રકારની સહાય કરી છે, એ જોઈને હું ખૂબ રાજી થયો છું.

**આભાર :** આ પુસ્તકમાં આપવામાં આવેલી ઉત્તમ અને મનોહર છબીઓમાંની ઘણા મોટા ભાગની છબીઓ ભુજના સિદ્ધહસ્ત અને વિખ્યાત તસવીરકાર અને મારા મિત્ર શ્રીયુત લાલજીભાઈ પોમલે ખૂબ ચીવટથી લીધેલી છે. પુસ્તકનું સ્વચ્છ અને સુંદર મુદ્રણ અમદાવાદના શારદા મુદ્રણાલયે

કર્યું છે. છબીઓના બ્લોકો જાણીતા પ્રભાત પ્રોસેસ સ્ટુડિયોએ બનાવી આપ્યા છે. છબીઓનું સુંદર છાપકામ, કળામય મુદ્રણ માટે વિખ્યાત, શ્રી દીપક પ્રિન્ટરીએ કરી આપ્યું છે. આવરણનું ચિત્ર ભાઈ શ્રી જયેન્દ્ર પંચોલીએ દોરી આપ્યું છે. અને પુસ્તકનું બાઇન્ડિંગ સાંભારે એન્ડ બ્રધર્સે કર્યું છે. આ બધાનો હું હૃદયથી આભાર માનું છું.

અહીં આ પુસ્તક સંબંધી મારી વાત પૂરી થાય છે, એટલે અંતમાં, સારસ્વતો અને સંતોની કૃપાથી યાચના કરીને તથા એમના તથા જિજ્ઞાસુઓના કરકમલમાં આ પુસ્તક ભેટ ધરીને, હું કૃતાર્થતા અનુભવું છું.

રતિલાલ દીપચંદ દેસાઈ

૬, અમૂલ સોસાયટી, અમદાવાદ–૭
બીજા શ્રાવણ સુદિ ૧, સોમવાર,
રાષ્ટ્રીય પર્વ પંદરમી ઑગસ્ટ, ૧૯૭૭

## અગત્યની વિનંતિ

આ પુસ્તકમાં મુદ્રણની, પ્રૂફ રીડિંગની તથા સરત-ચૂકની કેટલીક ભૂલો રહી જવા પામી છે. તેથી એનું શુદ્ધિપત્રક આપવામાં આવ્યું છે. તો તે મુજબ સુધારો કરીને જ પુસ્તકનો ઉપયોગ કરવા વિનંતિ છે.

# ગ્રન્થ અને ગ્રન્થકાર—મારી દૃષ્ટિએ......

શ્રી રતિભાઈ (રતિલાલ દીપચંદ દેસાઈ) જેવા અભ્યાસી અને સિદ્ધહસ્ત લેખકના હાથે લખાયેલો "શ્રી ભદ્રેશ્વર-વસઈ મહાતીર્થ" નામનો આ અભ્યાસપૂર્ણ ગ્રન્થ, સુંદર રીતે છપાઈને, પ્રકાશિત થઈ રહ્યો છે, તે જોઈને એક વિશિષ્ટ આનંદની અને સંતોષની લાગણી હું અનુભવી રહ્યો છું.

શ્રી ભદ્રેશ્વર તીર્થ એ તો જૈન જગતનું જાણીતું અને માનીતું તીર્થધામ છે. શાંતિ અને પવિત્રતાના ધામ સમાં, જાણીતાં જૈન તીર્થોની નામાવલીમાં આવેલા શ્રી ભદ્રેશ્વર મહાતીર્થનું નામ પણ અગ્રસ્થાને મુકાય છે, અને દિવસે દિવસે એની ખ્યાતિ વધતી જ જાય છે.

— શત્રુંજય અને ગિરનાર,
— આબુ અને રાણકપુર,
— સમેતશિખર અને પાવાપુરીનાં પવિત્ર નામોની જેમ,
— શંખેશ્વર અને ભદ્રેશ્વરનાં નામોનું જોડકું પણ લોકહૈયે વસી ગયેલું અને લોકજીભે રમતું થઈ ગયેલું છે.

હૃદયમાં શ્રદ્ધા અને ભક્તિનું ભાથું ભરીને ભારતના ખૂણે ખૂણેથી દર વર્ષે લાખ્ખો યાત્રિકો જૈન જગતનાં આ મહાન તીર્થધામોની યાત્રા કરવા માટે ઊમટતા રહે છે અને જીવનમાં ડગલે ને પગલે સતાવતી અનેક પ્રકારની આધિ, વ્યાધિ ને ઉપાધિઓથી સંતપ્ત બનેલા પોતાના અંતરને પ્રભુભક્તિના શીતલ જલમાં ઝબોળીને, આવાં તીર્થધામોમાં પરમ શાંતિનો અનુભવ કરતા રહે છે, જીવનને ઊર્ધ્વગામી બનાવતા રહે છે.

**ભદ્રેશ્વર તીર્થની વિશેષતા :** આમ જોવા જઈએ તો, ભારતની ચારે દિશાઓમાં એક એકથી ચડિયાતાં એવાં અનેક પ્રાચીન અને અર્વાચીન જૈન તીર્થો શોભી રહ્યાં છે. પરંતુ એ બધાંની વચ્ચે પણ, પોતાની કેટલીક આગવી વિશેષતાઓને કારણે, કચ્છનું શ્રી ભદ્રેશ્વર મહાતીર્થ જુદું જ તરી આવે છે.

ભારતના પશ્ચિમ ખૂણે, અરબી સમુદ્રના કિનારે (ગુજરાત રાજ્યના કચ્છ જિલ્લામાં, મુન્દ્રા તાલુકાના ભદ્રેશ્વર ગામથી થોડેક દૂર), નીલ ગગનની નીચે, ચોતરફ ખુલ્લી ધરતીની ગોદમાં વિસ્તરેલું આ તીર્થનું અતિવિશાળ કમ્પાઉન્ડ અને એમાં આવેલી અનેક સુંદર ઇમારતોનો સમૂહ દૂરથી કોઈ ભવ્ય વસાહતનું રમણીય દૃશ્ય ઊભું કરે છે. રંગબેરંગી મકાનોની ફૂલગૂંથણી વચ્ચે વિશાળ પટાંગણમાં દેવવિમાન સમું શોભી રહેલું બાવન જિનાલયનું એ ભવ્ય–ઉત્તુંગ મંદિર પ્રથમ દર્શને જ યાત્રિકનાં દિલને હરી લે છે. એ બાવન જિનાલયનાં શિલ્પમંડિત શ્વેત–ધવલ શિખરોની સુંદર હારમાળા પર લહેરાતી ધ્વજાઓ અને મંદ મંદ પવનમાં નૃત્ય કરતી ઘંટડીઓનો મીઠો–મધુર રણકાર જાણે દૂર દૂરથી આવતા યાત્રિકોને પ્રેમભર્યો આવકાર આપી રહેલ હોય એવું લાગે છે. અને આ તીર્થના આંગણામાં આવી પહોંચેલો યાત્રિક, પછી તો, જેમ જેમ આગળ વધતો જાય છે, તેમ તેમ ત્યાંનું શાંત અને રમણીય વાતાવરણ, જગ્યાની વિશાળતા અને સ્વચ્છતા, રાજમહાલય સમા જિનમંદિરની ભવ્યતા અને સુંદરતા તથા એ જિનમંદિરનાં આરસજડ્યાં ગર્ભગૃહોમાં વિરાજતી જૂના મૂળનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાન અને વર્તમાન મૂળનાયક શ્રી મહાવીર-

સ્વામી ભગવાનની કરુણા અને ઉપશમરસભરી, જીવંત લાગતી નયનરમ્ય પ્રતિમાઓ એના હૃદયને વધુ ને વધુ કબજે લઈ લે છે. મંદિરના શાંત, પવિત્ર અને દિવ્ય વાતાવરણમાં દર્શન, વંદન અને પૂજન કરતાં કરતાં યાત્રિક જાણે કોઈ જુદી જ સૃષ્ટિમાં આવી ચડ્યો હોય એવો આનંદ અનુભવે છે, જીવનની ધન્યતા અનુભવે છે.

તીર્થની પ્રાચીનતા, ભવ્યતા, વિશાળતા, મનોહરતા અને દિવ્યતાના અનુભવની સાથે સાથે જ તીર્થનો વહીવટ કરતી પેઢીના સ્ટાફનો વિનય-વિવેક અને સૌજન્યભર્યો વ્યવહાર તથા ત્યાંની ધર્મશાળા અને ભોજનશાળાની વ્યવસ્થામાં પણ જોવા મળતી સ્વચ્છતા અને સગવડતા વગેરે પણ યાત્રિકને બીજાં તીર્થો કરતાં કંઈક જુદો જ અને સુખદ અનુભવ કરાવે છે. પરિણામે, એકાદ દિવસ માટે આ તીર્થમાં આવેલો યાત્રિક બે-ચાર દિવસ રહી જવાનું મન કરે છે. અને એક વાર આ તીર્થમાં આવી ગયેલી વ્યક્તિ ફરી ફરી અહીં આવવાની ભાવનાને હૃદયમાં સાથે લઈને જાય છે. આવું જીવતું અને જાજરમાન છે એ તીર્થધામ.

**માહિતીસભર ગ્રંથની જરૂરિયાત :** શ્રી ભદ્રેશ્વર તીર્થનો પ્રાચીન ઇતિહાસ ભારે ગૌરવભર્યો છે; એની મધ્યકાલીન ચડતી-પડતીની હકીકતો પણ જાણવા જેવી છે. અને આ તીર્થની વર્તમાન વિકાસગાથા તો અનેકને પ્રેરણારૂપ બને એવી છે.

આ તીર્થને લગતી સર્વાંગીણ માહિતીથી સમૃદ્ધ અને અભ્યાસપૂર્ણ એવા એક સુંદર ગ્રન્થની જરૂરિયાત ઘણા સમયથી વર્તાતી હતી; એ માટે પૂર્વે કેટલાક પ્રયત્નો પણ થયેલા, પરંતુ એ કાર્ય સહેલું નહોતું.

તામ્રપત્રો અને શિલાલેખો, સંસ્કૃત તથા પ્રાકૃત સાહિત્યના પ્રાચીન ગ્રન્થો અને જીર્ણશીર્ણ બનેલાં હસ્તલિખિત પાનાંઓ, લોકમુખે સચવાયેલી દંતકથાઓ અને કિંવદંતીઓ, તથા છેલ્લાં સો-દોઢસો વર્ષમાં દેશવિદેશના જૈન-અજૈન વિદ્વાનોએ, ઇતિહાસકારોએ અને પુરાતત્ત્વવેત્તાઓએ કરેલાં આ તીર્થને લગતાં સંશોધનો અને ઉલ્લેખોમાં વીખરાયેલી પડેલી એ બધી વાતોનું સંશોધન, સંમાર્જન અને સંકલન કરીને એને વ્યવસ્થિત રૂપે ગ્રન્થસ્થ કરવાનું મહાકાર્ય ઘણા વખતથી કોઈક નિષ્ઠાવાન અભ્યાસી સંશોધક અને કુશળ શબ્દશિલ્પીની પ્રતીક્ષા કરી રહ્યું હતું......મોડે મોડે પણ હવે એ પ્રતીક્ષાનો અંત આવે છે અને શ્રી ભદ્રેશ્વર મહાતીર્થની પ્રાચીન-અર્વાચીન સ્થિતિ વિષે વિશદ છણાવટ કરતો આ સર્વાંગસુંદર ગ્રન્થ, લગભગ પોણોસો ચિત્રો સાથે, છપાઈને પ્રકાશિત થઈ રહ્યો છે, તેથી સહુ જિજ્ઞાસુઓ અને તીર્થપ્રેમીઓને આનંદ થાય તે સહજ છે.

ખૂબ જ મહેનત માગી લે તેવું તીર્થના ઇતિહાસલેખનનું આ અટપટું અને જવાબદારીભર્યું કાર્ય પણ સફળતાપૂર્વક પૂર્ણ કરવાનો યશ જૈન સંઘના જાણીતા લેખક શ્રી રતિલાલ દીપચંદ દેસાઈને ફાળે જાય છે.

**ગ્રન્થલેખક શ્રી રતિભાઈ :** પ્રસ્તુત ગ્રન્થના વિદ્વાન લેખક શ્રી રતિભાઈ, જૈન સંઘમાં પીઢ પત્રકાર, કુશળ સંપાદક અને મધુર છતાં મંગલ ભાવનાઓથી ભરેલી વાર્તાઓના લેખક તરીકે તો ખૂબ જાણીતા છે; પરંતુ પ્રસ્તુત ગ્રન્થના સર્જનથી એમનામાં છુપાયેલી એક નવી જ પ્રતિભા બહાર આવી છે. બે વર્ષ પૂર્વે પ્રગટ થયેલી અને સર્વત્ર આદર તથા પ્રશંસા પામેલી "ગુરુ ગૌતમસ્વામી" નામની એમણે લખેલી સુંદર કૃતિને કારણે જેમ તેઓ ઉચ્ચ કોટિના ચરિત્રલેખકની ખ્યાતિને પામ્યા છે, તેમ પ્રસ્તુત ગ્રન્થના સર્જનથી તેઓ, પ્રથમ પ્રયત્ને જ, એક અચ્છા સંશોધક અને ઇતિહાસલેખક તરીકેની પ્રતિષ્ઠા પણ પ્રાપ્ત કરશે એમ મને લાગે છે.

**ગ્રન્થસર્જનની સાધના :** આજથી લગભગ ત્રણ-ચાર વર્ષ પૂર્વે ભદ્રેશ્વર તીર્થના જ એ શાંત અને રમણીય વાતાવરણમાં, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયવાળા શ્રી કાન્તિલાલભાઈના અનુરોધથી શ્રી ભદ્રેશ્વર તીર્થને લગતો આવો સર્વાંગસુંદર સચિત્ર ગ્રન્થ તૈયાર કરી આપવાનું જાણીતા સાહિત્યકાર શ્રી રતિભાઈ દેસાઈએ માથે લીધું ત્યારથી માંડીને તે હવે જ્યારે આ ગ્રન્થ પ્રકાશિત થઈ રહ્યો છે ત્યાં સુધી આ કાર્યમાં અમુક અંશે હું પણ જોડાયેલો રહ્યો છું.

શ્રી રતિભાઈએ અમારા સહુના આગ્રહથી અને ભદ્રેશ્વર તીર્થ પ્રત્યેની મમતાથી પ્રેરાઈને આ કાર્ય કરવાનું સ્વીકાર્યું અને ગ્રન્થલેખન અંગેની રૂપરેખા અમે સાથે બેસીને તૈયાર કરી, તે પછી એ અંગેની હસ્તલિખિત અને મુદ્રિત, વિપુલ છતાં વેરવિખેર સાહિત્ય સામગ્રીને શોધવામાં, એનું સંકલન કરવામાં તથા ઉપલબ્ધ સામગ્રીનો ગ્રન્થલેખનમાં ઉપયોગ કરતાં પહેલાં સુદીર્ઘ વાચન-મનન અને ઊંડા સંશોધન દ્વારા એની ચકાસણી કરવામાં રતિભાઈએ જે શારીરિક અને માનસિક શ્રમ લીધો છે, તેનો સાચો ખ્યાલ તો જેમણે આ કાર્ય થતું નિકટથી જોયું હોય તેને જ આવી શકે. પરંતુ ટૂંકમાં કહું તો, જે કાર્ય કરવાનું એક વાર માથે લીધું તેને, પૂરેપૂરી નિષ્ઠા અને જવાબદારીના ભાન સાથે, પોતાનાથી બને એટલું વધુમાં વધુ સારી રીતે કરવાનો એમનો જે સ્વભાવ છે, તે મુજબ આ કાર્ય પણ તેમણે પૂર્ણ નિષ્ઠા સાથે પાર પાડ્યું છે અને તે માટે તેમણે છેલ્લાં બે-ત્રણ વર્ષમાં ગજા ઉપરાંતનો શ્રમ લીધો છે.

આ ગ્રંથરત્નના સર્જનની પાછળ વધુ સમય અને શક્તિનો ભોગ આપી શકાય તે માટે તેમણે, જરૂર પડયે, આથી પણ વધુ મહત્ત્વનાં કહી શકાય તેવાં કેટલાંક કાર્યોને થોડા સમય માટે ગૌણ બનાવ્યાં છે અને ઓછા શ્રમે વધુ અર્થલાભ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ શકે એવા કેટલાક અવસરોને (આણંદ—વલ્લભવિદ્યાનગરની સરદાર પટેલ યુનિવર્સીટી તરફથી, જૈનધર્મનું લોકભોગ્ય પુસ્તક લખવા માટે મળેલા આમંત્રણ વગેરેને) એમણે સ્વેચ્છાએ જતા કર્યાં છે, તે પણ હું જાણું છું.

આવી નિષ્ઠા અને તીર્થ પ્રત્યેની લાગણીની સાથે સાથે આ ગ્રન્થ વધુ ને વધુ માહિતીથી સમૃદ્ધ બને, એમાં રજૂ થતી પ્રત્યેક માહિતી વધુ ને વધુ પ્રમાણભૂત બને અને ઇતિહાસના આલેખનનું આ ઝટપટું કાર્ય વધુ ને વધુ સત્યગામી તથા વાસ્તવિક પરિસ્થિતિનો ખ્યાલ આપનારું બને, તે માટે તેઓ સતત જાગ્રત રહ્યા છે. નાનામાં નાની વાતની ચકાસણી અને ખાતરી કરવા માટે તેમણે અનેક વાર મોટી મોટી લાયબ્રેરીઓ અને ગ્રન્થાલયોમાં જઈને અનેક ગ્રન્થો ઉથલાવ્યા છે. જ્યાં જ્યાં જરૂર પડી ત્યાં ઇતિહાસ અને પુરાતત્ત્વના ખ્યાતનામ વિદ્વાનોનો સંપર્ક સાધી એમની જોડે ચર્ચા-વિચારણા કરી છે; અને વધુ જરૂર પડી તો, વિદેશોમાં રહેલ વિદ્વાનનો પણ સંપર્ક સાધ્યો છે. પરિણામે અત્યાર સુધીમાં પ્રકાશિત થયેલા જૈન તીર્થોના ઇતિહાસ અને પરિચયને લગતા ગ્રન્થોમાં જુદી જ ભાત પાડે એવો આ ગ્રન્થ બન્યો છે.

**ગ્રન્થની શૈલી અને વિષયવસ્તુ :** આખોય ગ્રંન્થ, લેખકના સુદીર્ઘ વાચન મનન અને સંશોધનના પરિપાકરૂપે લખયેલો છે, તેથી વિદ્વાનોને પણ એમાંથી ઘણું નવું જાણવાનું અને વિચારવાનું મળી રહે એવો અભ્યાસપૂર્ણ બન્યો છે. સાથે સાથે જ વિષયની છણાવટ અને રજૂઆતની શૈલી એવી સરલ, સુગમ અને પ્રાસાદિક છે કે, જિજ્ઞાસા ધરાવતા સામાન્ય વાચકને પણ એ વાંચવામાં રસ પડે અને સમગ્ર વસ્તુ સહેલાઈથી સમજાઈ જાય. આમ આ ગ્રન્થ વિદ્વદ્‌ભોગ્ય અને લોકભોગ્ય (ઉભયભોગ્ય) બની શકે એવી રીતે લખાયેલો હોવાથી એ સહુને ઉપયોગી બનશે.

અગિયાર પ્રકરણોમાં વહેંચાયેલા આ ગ્રન્થનું પહેલું પ્રકરણ **'નમન કચ્છની ધરતીને'** અને

બીજું પ્રકરણ ' કચ્છમાં જૈનધર્મ અને જૈન મહાજન ' એ બન્ને પ્રકરણો સમગ્ર ગ્રન્થની ભૂમિકા અને પ્રવેશદ્વારની ગરજ સારે એવાં છે. લેખકની ભાવવાહી અને કલાત્મક છતાં ટૂંકમાં ઘણું કહી દેવાની સુંદર લેખનશૈલીનો એમાં આપણને પરિચય થાય છે. ' વર્તમાન ભદ્રેશ્વર-વસઈ મહાતીર્થ ' નામનું ત્રીજું પ્રકરણ અને ' છેલ્લો જીર્ણોદ્ધાર ' નામનું ચોથું પ્રકરણ લેખકની સૂક્ષ્મ નિરીક્ષણશક્તિ અને ઝીણવટભરી હૂબહૂ વર્ણનશૈલીનો અનુભવ કરાવે છે. ત્યાર પછીનાં ત્રણ પ્રકરણો તો સમગ્ર ગ્રન્થના હાર્દરૂપ છે. ભદ્રાવતી નગરી અને ભદ્રેશ્વર તીર્થના ઇતિહાસ અંગે તથા કાળે કાળે એમાં થયેલી ચડતી-પડતી અંગે લેખકે કેટલું ઊંડું અને વ્યાપક સંશોધન કર્યું છે તેનો યથાર્થ ખ્યાલ તો (૫) ' ભદ્રાવતી નગરી ', (૬) ' તીર્થની સ્થાપના ' તથા (૭) આપત્તિઓ અને જીર્ણોદ્ધારો ' નામનાં એ ત્રણ પ્રકરણો ( પૃ. ૭૩ થી ૧૪૪ સુધી ) ધ્યાનપૂર્વક વાંચીએ તો જ આવી શકે. શિલાલેખોની ચર્ચાવાળું આઠમું પ્રકરણું પણ લેખકની ઊંડી અધ્યયનશીલતાનો ખ્યાલ આપે છે. તીર્થના વર્તમાન વહીવટી તંત્રને લગતું નવમું પ્રકરણ અને ભદ્રેશ્વરનાં અન્ય જોવાલાયક સ્થળોનો પરિચય કરાવતું દશમું પ્રકરણ પણ ટૂંકમાં ઘણી ઉપયોગી માહિતી પૂરી પાડે છે. છેલ્લે છેલ્લે, અગિયારમા પ્રકરણમાં, કચ્છની પંચતીર્થીનો ટૂંકમાં પણ વ્યવસ્થિત પરિચય આપીને લેખકે ગ્રન્થની ઉપયોગિતામાં સુંદર વધારો કર્યો છે.

આ અગિયારે પ્રકરણોના મૂળ લખાણની સાથે સાથે દરેક પ્રકરણમાં, પાને પાને, નીચે આપવામાં આવેલી અનેક પાદનોંધો પણ મૂળ વિષયને સ્પર્શતી અનેક જાતની ઉપયોગી માહિતીઓથી અને રસપ્રદ વાતોથી વણાયેલી છે. લેખકની વ્યાપક વિદ્વત્તાનું અને પરિશ્રમનું પ્રતિબિંબ એમાં પણ જોઈ શકાય છે.

લગભગ આખોયે ગ્રન્થ છપાતાં પહેલાં જ હું વાંચી ગયો છું; અને ગ્રન્થની રૂપરેખા નક્કી થઈ તે વખતે મારી જે ધારણા હતી તે કરતાં પણ વધુ સારી રીતે આખોયે ગ્રન્થ લખાયો છે એમ કહું તો એમાં જરાયે અતિશયોક્તિ નથી.

કચ્છના કલાકારોમાં રત્ન સમા શોભતા, જાણીતા છબીકાર શ્રી એલ. એમ. પોમલે લીધેલી, લગભગ પોણોસો જેટલી, નાની-મોટી છબીઓથી આ ગ્રન્થ વધુ સુંદર અને સમૃદ્ધ બન્યો છે.

' ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય ' જેવી ગુજરાતની ખ્યાતનામ પ્રકાશન-સંસ્થાના ઉત્સાહી સંચાલકો શ્રી કાંતિભાઈ, ઠાકોરભાઈ તથા મનુભાઈએ આવા ઉચ્ચ કોટીના સંશોધન-ગ્રન્થને તૈયાર કરાવીને, સર્વાંગસુંદર રીતે એનું મુદ્રણ-પ્રકાશન કરવાનું જે આર્થિક સાહસ કર્યું છે, તેની પાછળ પણ એમના –પ્રકાશકોના અંતરમાં પડેલી શ્રી ભદ્રેશ્વર મહાતીર્થ પ્રત્યેની ભક્તિભરી લાગણી અને ગ્રન્થલેખક પ્રત્યેની આદરયુક્ત મમતા જ કામ કરી ગઈ છે. જૈન સાહિત્યની શોભામાં વૃદ્ધિ કરનારું આવું સુંદર પ્રકાશન આપવા બદલ તેઓ પણ આપણાં અભિનંદનના અધિકારી બન્યા છે.

અંતમાં, શ્રી પાર્શ્વયક્ષાધિરાજ તથા ભગવતી શ્રી પદ્માવતી દેવીથી પરિપૂજિત, પ્રગટપ્રભાવી દેવાધિદેવ શ્રી પાર્શ્વનાથ પ્રભુની, શ્રી ભદ્રેશ્વર તીર્થમંડન, મંગલ મૂર્તિનું અંતરમાં ભક્તિભાવથી સ્મરણ કરીને પ્રાર્થના કરું છું કે, જીવનની ઉત્તરાવસ્થામાં શ્રી રતિભાઈના હાથે, વિશ્વકલ્યાણકર શ્રી વીતરાગ પ્રભુના ધર્મશાસનનું ગૌરવ વધારે એવાં અનેક ગ્રન્થરત્નોનું સર્જન થાય અને એમનો આત્મા સ્વ-પર કલ્યાણના માર્ગે સદૈવ આનંદપૂર્વક આગળ વધતો રહે, એ જ મંગલ કામના.

વાંકાનેર;
આષાડ વદિ ૧૩, વિ. સં. ૨૦૩૨

લિ.
સ્વ. પરમ ગુરુદેવ આચાર્ય ભગવંત શ્રીમદ્
વિજયપ્રેમસૂરીશ્વરપાદપદ્મપરાગમધુલિટ્
મુનિ કીર્તિચન્દ્રવિજય

# પ્રવેશક

સંત સૂતા ભલા ભક્ત જે ભોમમાં,
પીર પોઢયા જહાં ઠામ ઠામે;
ડુંગરે ડુંગરે દેવની દેરીઓ,
ખાંભીઓ ખોંધની ગામ ગામે.
દેશ-શણગાર દાતાર જગડૂ તણી,
ભવ્ય ભદ્રાવતી ભાર હરણી;
ભારતી માતને ખોળલે ખેલતી,
ધન્ય હો! ધન્ય હો! કચ્છ ધરણી!

કચ્છની એવી પ્રતાપી ભૂમિ પર પથરાયેલી ભદ્રાવતીનો ઇતિહાસ આલેખનારી કલમની શોધ અર્ધા સૈકાથી ચાલી રહી હતી, એ વાત મારા લક્ષમાં છે. આજથી ૪૭ વરસ પહેલાં, સંવત ૧૯૮૬ના ફાગણ સુદી પાંચમના દિવસે, ભદ્રાવતીના વસહીના મેળામાં સોનગઢના "શ્રી મહાવીર જૈન ચારિત્ર કલ્યાણ રત્નાશ્રમ"ના અધિષ્ઠાતા સ્વ. પૂજ્ય મુનિશ્રી કલ્યાણચન્દ્રજી મહારાજ અને કચ્છના આજીવન લોક-સેવક શ્રી કાન્તિપ્રસાદ ચન્દ્રશંકર અંતાણી કોંગ્રેસના સભ્યો નોંધી રહ્યા હતા. હું પણ એક ઊગતા લેખક તરીકે સાહિત્યપ્રેમી મુનિમહારાજની સેવામાં એમની સાથે હતો. એ વખતે શ્રી કલ્યાણ-ચન્દ્રજી મહારાજે ભદ્રાવતીનો ઇતિહાસ લખવાની પોતાની ઇચ્છા વ્યક્ત કરી હતી, પરંતુ આ મહાભારત કાર્ય મારી પહોંચથી બહાર હોવાથી એ વાત અહીં જ અટકી ગઈ.

આગળ જતાં, મિંદડા સાધનાશ્રમના સંસ્થાપક અધ્યાત્મપ્રેમી સ્વ. વેલજી ઠાકરશી, કલ્યાણ-ચન્દ્રજી સ્વામી અને ભુજપુરના પંડિત આણંદજી દેવશી શાહ વચ્ચે પણ ઘણી વાર એ જ ચર્ચા ચાલતી હતી. પરંતુ એક વખતની અસલી ભદ્રાવતી નગરીનો ઇતિહાસ આલેખનારી કલમ કાઢવી ક્યાંથી, એ મોટો પ્રશ્ન હતો. એ ઇતિહાસને ઇન્સાફ આપનાર તો સૌથી પ્રથમ સંસ્કૃત શાસ્ત્રોનો જાણકાર હોવો જોઈએ; જૂના અને નવા ગ્રંથોના સંશોધનકાર્ય માટે ગુજરાતી, હિંદી અને અંગ્રેજીનો પણ જ્ઞાતા હોવો જોઈએ; કચ્છ, કચ્છી ભાષા અને કચ્છની સંસ્કૃતિ પ્રત્યે પણ આદર ધરાવનાર જોઈએ; એ સ્થાપત્યકલાનો પ્રેમી જોઈએ, પુરાતન પાળીઆ પર પડેલા મૂંગા અક્ષરોનો ઉકેલનાર પણ હોવો જોઈએ; કચ્છમાં પડેલા જૈન શાસ્ત્રોના ભંડાર ખોલાવવાવાળો—એવો અનેક ગુણાલંકૃત પંડિત મળી આવે ત્યારે જ આ કાર્ય હાથમાં લઈ શકાય તેમ હતું.

વખત વીતતો ગયો, કલ્યાણચન્દ્રજી મહારાજ સોનગઢની સંસ્થાની સેવા કરવા ઊપડી ગયા, વેલજીભાઈ વિદાય થઈ ગયા, પણ પ્રજ્ઞાચક્ષુ પંડિત આણંદજીભાઈએ ભદ્રાવતી તીર્થધામની સુધા-રણાનો પ્રશ્ન હાથમાં લઈ લીધો અને આ પ્રશ્નના ઉકેલ માટે જ પોતાનું જીવન અર્પણ કરી દીધું. એમના જ પ્રયાસથી ભદ્રાવતીનું તીર્થધામ ભારતનાં મહાન જૈન તીર્થધામોની હરોળમાં ઊભી શકે એવું અદ્યતન સુવિધાઓ ધરાવતું તીર્થધામ બની ગયું.

ભારત આઝાદ થતાં કચ્છનું વિલીનીકરણ થયું, આવાગમનની સુગમતા થઈ અને જૈન સંઘ કચ્છની પંચતીર્થીનાં દર્શન માટે કચ્છ તરફ વળવા લાગ્યો. હવે સમસ્ત જૈન સમાજને ભદ્રાવતીના ઇતિહાસની ખોટ સાલવા લાગી.

આગળ જતાં અમદાવાદના 'ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય'ના સંસ્થાપક, ગુજરાતી સાહિત્યના પ્રચારના ભેખધારી ભાઈઓ શંભુલાલભાઈ અને ગોવિંદલાલભાઈએ ભદ્રાવતીનો ઇતિહાસ તૈયાર કરવા માટે એક સમર્થ સાહિત્યકારને શોધી કાઢયો. આ સાહિત્યકાર તે ગુજરાતના લોકલાડીલા લેખક બાલાભાઈ દેસાઈ ઉર્ફે શ્રી જયભિખ્ખુજી. જયભિખ્ખુ કલમના સ્વામી હતા. સરસ્વતી-સેવા એ જ એમના જીવનનું લક્ષ્યબિન્દુ હતું. ભદ્રાવતીનો ઇતિહાસ લખવા એમણે કલમ હાથમાં તો લીધી, પણ એમની નબળી આંખો બંડ પોકારવા લાગી; પરિણામે આદર્શો અધૂરાં રહી ગયાં, જયભિખ્ખુ-ભાઈએ અકાળે જ જીવનલીલા સંકેલી લીધી!

સમય તો પોતાનું કામ કરતો વહેતો જતો હતો. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં રત્નો શ્રી શંભુ-ભાઈ અને ગોવિંદભાઈ ગુજરાતી સાહિત્યપ્રચાર પ્રત્યેની પોતાની ફરજ અદા કરીને વિદાય થઈ ગયા! ગોવિંદભાઈના સુપુત્રો હજુ તો ઊગીને સર થતા હતા ત્યાં તો એમના પર કાર્યાલયના સંચાલન-નો મોટો ભાર આવી પડયો. પણ કુદરત જેના પર ભાર લાદે છે, તેનામાં તે ભાર ઉપાડવાની તાકાત પણ ભરી દે છે. શ્રી કાંતિભાઈ, ઠાકોરભાઈ અને મનુભાઈ—એ ત્રણે ભાઈઓએ કમર કસી લીધી, કુનેહ અને કૌશલ્યથી કાર્યાલયની શાન વધારી દીધી, પ્રતિષ્ઠા જમાવી દીધી.

ભદ્રાવતીના ઇતિહાસની વડીલોની અધૂરી રહી ગયેલી ઇચ્છા પૂરી કરવા આ ભાઈઓએ નિશ્ચય કરી લીધો. સદ્‌ભાગ્યે ભદ્રાવતીનો ઇતિહાસ આલેખી શકે એવો શક્તિમાન અને સર્વમાન્ય લેખક એમની નજરમાં બેસી ગયો. આ લેખક તે મુંબઈના જૈન સમાજે જેની સાહિત્ય-સેવાની કદર કરીને, દોઢેક વર્ષ પહેલાં જ, જેનું બહુમાન કરીને સુવર્ણચન્દ્રક એનાયત કરેલ છે, તે શ્રી રતિલાલ-ભાઈ દીપચંદ દેસાઈ. આ રતિલાલભાઈ ભાવનગરના 'જૈન' સાપ્તાહિકને વરસોથી પોતાની સેવા આપતા રહ્યા છે.

ગોવિંદભાઈના સંતાનોને એમના વડીલોનું અધૂરું કાર્ય પૂરું કરવાની અભિલાષા હતી, અને રતિલાલભાઈને પોતાના બંધુ જયભિખ્ખુની ભાવના મૂર્તિમંત કરવાની તમન્ના હતી. ઉભયને માટે આ એક સુવર્ણ તક હતી. અને રતિલાલભાઈએ આ તક સાધીને ભદ્રાવતીનો ઇતિહાસ લખવાનું બીડું ઝડપી લીધું.

કુદરત જેનો આધાર ખેંચી લે છે તેની અંદર એક નવી શક્તિ પણ ભરી દે છે, એ નિયમનું પ્રત્યક્ષ પ્રમાણ અને દૃષ્ટાંત રતિભાઈ પોતે જ છે. એમના પૂજ્ય પિતા દીપચંદભાઈ દેસાઈએ અને એમનાં ફોઈબા લહેરીબહેને એમની બાલ્યાવસ્થામાં જ દીક્ષા લઈ લીધી હતી. રતિભાઈ પોતે જ કહે છે: 'આ ભાઈ-બહેનની જોડી તે મારા પૂજ્ય પિતાશ્રી દીપચંદ હિમચંદ દેસાઈ અને અમારાં પૂજ્ય બાળવિધવા ફોઈ—અમારા કુટુંબનાં નમાયાં બાળકોનાં હેતાળ માતા—શ્રી લહેરીબહેન. મારા પૂજ્ય પિતાનું નામ મુનિરાજ શ્રી દીપવિજયજી રાખવામાં આવ્યું હતું અને ફોઈબાનું નામ સાધ્વીજી લબ્ધિશ્રીજી રાખવામાં આવ્યું હતું.' આ ભાઈ-બહેનના જોડલાએ પં. ખાંતિવિજયજી મહારાજ પાસે, ગજકોટમાં, દીક્ષા ગ્રહણ કરી હતી. દીક્ષા-મહોત્સવનો પ્રસંગ ઘણા આનંદથી ઊજવાયો હતો. હજારોની મેદની એકત્ર થઈ હતી અને સંઘવીશ્રી તરફથી નાળિયેરની પ્રભાવના થઈ હતી.

'નમાયાં બાળકો' એ શબ્દ આજે પણ આપણા હૃદયને ડોલાયમાન બનાવી દે છે.

એ જ એક વખતના 'નમાયા બાળક'માં કુદરતે એવી અનેરી શક્તિ ભરી દીધી કે એની કલમ-માંથી પ્રગટ થતા ભદ્રાવતીના ઇતિહાસનાં દર્શન કરવા આપણે આજે ભાગ્યશાળી બન્યા છીએ. ત્યાગમૂર્તિ જેવા વડીલોનાં ત્યાગ, તપ, નીતિ, નમ્રતા વગેરે ગુણોનો વારસો આજે આપણે સૌ જન્મ-

મુનિ રતિલાલભાઈમાં મૂર્તિમંત થતો જોઈ શકીએ છીએ. એ વડીલોના આ ઉચ્ચ સંસ્કારો ભદ્રાવતીના ઇતિહાસનાં પ્રેરક બળ બની રહ્યાં છે.

હિંદી સાહિત્યના કવિસમ્રાટ સ્વ૦ શ્રી મૈથિલીશરણ ગુપ્તે 'સાકેત' નામે એક અમૂલ્ય પુસ્તકની રચના કરી છે. સાકેત એટલે અયોધ્યા. આ અયોધ્યાનું વર્ણન કરતાં પહેલાં કવિશ્રી દેવી સરસ્વતીને વિનતિ કરે છે—

अयि दयामयी देवी सुखदे सारदे,
इधर भी तव वरद पाणि पसार दे।
दास की यह देह-तंत्री तार दे,
रोम तारों में नयी झंकार दे!

અર્થાત્ ઓ દયાવંતી દેવી, સુખદાત્રી શારદા માતા, અહીં આ મારી તરફ પણ તારો વરદાન દેનારો હાથ પસારી દે! તારા દાસની દેહસિતારીના તાર સુમેળમાં મિલાવી દે અને એના રોમ રોમરૂપી તારોમાં નવો ઝંકાર ભરી દે!

માતા શારદાને આટલી અરજ કરીને કવિશ્રી પોતાની કલમ ચાલુ કરતા નથી, પણ બીજી અરજ કરે છે—

चल अयोध्या के लिये सजा साज तू,
माँ मुझे कृतकृत्य कर दे आज तू.

—ઓ માતા! તું તારા સાજ સજીને મારી સાથે અયોધ્યા ચાલ! અને તું મને આજે કૃતકૃત્ય કરી દે!

કવિ ગુપ્તજીએ 'સાકેત'નો પ્રારંભ કરતાં જે લાગણીઓ અનુભવી હતી, એવી જ લાગણીઓ આ ભદ્રાવતીની શરૂઆત કરતાં પહેલાં મારા મિત્ર રતિલાલજીએ પણ અનુભવી હોય એ તદ્દન શક્ય છે.

'સાકેત'ના નાયક રામ છે, ભદ્રાવતીના જગડૂશા છે. જગડૂશાનું નામ પણ સમસ્ત ભારતમાં સુવિખ્યાત છે. એ દૃષ્ટિએ પણ આ ભદ્રાવતીનો ઇતિહાસ એક અગત્યનું સ્થાન ધરાવે છે.

આ ઇતિહાસ માત્ર જૈન સમાજનો જ નહિ, એકલા કચ્છ, સૌરાષ્ટ્ર કે ગુજરાતનો જ નહિ, પણ ભારતના જ એક અંગ સમાન બની જાય છે. એના આલેખન પાછળ રતિલાલભાઈએ જે પરિશ્રમ ઉઠાવ્યો છે, તેનું તો મૂલ્ય જ થઈ શકે તેમ નથી. હૃદયના રંગ વગર આવી રચના થઈ શકતી નથી. આ પુસ્તક ધાર્મિક દૃષ્ટિએ, ઐતિહાસિક દૃષ્ટિએ અને સ્થાનિક દૃષ્ટિએ પણ એક વિશિષ્ટ કૃતિ બની જાય છે.

કચ્છના રાઓશ્રી રાયધણજી બીજાના વખતમાં કચ્છની ખંડણી વસૂલ કરવા અમદાવાદના નવાબે, 'વિક્રમની અઢારમી સદીની અધવચ્ચે, પઠાણ મોઆઝીમ બેગને મોટા લશ્કર સાથે કચ્છ પર ચઢાઈ કરવા મોકલ્યો હતો. તેને મુન્દ્રાવાળા પીર શાહ મુરાદ બુખારીએ સમજાવીને પાછો વાળ્યો હતો, આ વાતને અનુમોદન આપતા અને એના વિષે વિશેષ હકીકત રજૂ કરતા કચ્છના જૈન ભંડારોના લેખો કહે છે કે, સંવત ૧૭૯૪માં મોઆઝીમ બેગે વસહીનાં દેરા પર હુમલો કરીને મૂર્તિઓ ભાંગી નાખી હતી. આ ઐતિહાસિક શોધ પણ રતિલાલભાઈના સંશોધનનું જ પરિણામ છે.

જૈન શાસ્ત્રોના સંરક્ષણ માટે તેમને દેરાસરોનાં ઊંડાં ભોંયરાંમાં ભંડારી રાખવામાં આવતાં. આ યુક્તિને લીધે જ વિદેશીઓના આક્રમણમાંથી જૈન શાસ્ત્રો બચી જવા પામ્યાં છે, જે આજે ભારતની અમૂલ્ય મૂડી સમાન બની ગયાં છે.

ભદ્રેસરના દેરાસરમાં આજે ભોંયરાવાળી દેરી કહેવાય છે, ત્યાં એક મોટું ભોંયરું હતું; કોઈને ખબર ન પડે તેમ તેનું મોઢું બંધ કરવામાં આવ્યું હતું. કચ્છી લોકો કહેતા કે, આ ભોંયરું છેક જામનગર સુધી જાય છે.

ભદ્રાવતી પર કેટકેટલાં કાળચક્રો ફરી વળ્યાં છે, કેટલા રાજાઓ એના પર રાજ કરી ગયા છે, કેટલાં યુદ્ધો લડાયા છે, તેનો શૃંખલાબદ્ધ ઇતિહાસ ઊંડા સંશોધનથી લેખકે અહીં રજૂ કર્યો છે.

વસહી મહાતીર્થ ભદ્રાવતીના ઇતિહાસ માટે એમણે તો જાણે ભેખ જ ધારણ કરી લીધો હતો. જૈન શાસ્ત્રો, પુરાણો, પ્રાચીન અને અર્વાચીન હિંદી, ગુજરાતી અને અંગ્રેજી ઐતિહાસિક ગ્રંથો તથા કચ્છના ઇતિહાસના હાથ ચડયાં તેટલાં તમામ પુસ્તકોનો ખડકલો પોતાની આસપાસ ખડકીને બેસી ગયા, જ્યાં જ્યાં ભદ્રાવતી નજરે ચડે ત્યાં ત્યાં ઊંડી નજરે તેનું નિરીક્ષણ કરવા લાગ્યા અને હંસ-દૃષ્ટિથી તારતમ્ય ખેંચવા લાગ્યા.

એમને વિચાર આવ્યો કે, માત્ર ગ્રંથો દ્વારા ભદ્રાવતીનાં સાચાં દર્શન થઈ શકે તેમ નથી; ભદ્રાવતીનું સાચું સ્વરૂપ નિહારવા માટે તો, કવિ ગુપ્તજી કહે છે તેમ, તેના ખોળામાં જઈને બેસવું જોઈએ. એટલે કચ્છની ધરતીનું અવલોકન કરવા અને કચ્છના જૈન ભંડારોમાં પડી રહેલા ગ્રંથોને ઉકેલવા માટે રતિલાલભાઈ કચ્છમાં ઊતરી પડચા, ઘણા દિવસો કચ્છમાં રોકાયા, કચ્છની પંચતીર્થીનાં ઐતિહાસિક દૃષ્ટિએ દર્શન કર્યાં અને ભદ્રાવતી સંબંધી એક એક તત્ત્વને ઝીણી નજરે જોઈને તેનો સાર તારવી લીધો. પછી તો ભદ્રાવતી દેવી ખુદ એમના કોઠામાં આવી વસ્યાં અને એમના અંતરનાં દ્વાર ઉઘાડી દીધાં. ભદ્રાવતીનું સાચું સ્વરૂપ એમની કલમે ઝીલી લીધું, પરિણામે ભદ્રાવતીના ઇતિ-હાસના આ અમૂલ્ય ગ્રંથનાં આપણને દર્શન થઈ શકચાં.

એમની કલમે ભદ્રાવતીના સંશોધન સાથે કચ્છના ઇતિહાસની કેટલીક હકીકતો પર પણ નવો પ્રકાશ પાથર્યો છે. જૈન ભંડારોમાં દબાઈ રહેલી કચ્છના ઇતિહાસની અને કચ્છના રાજવીઓની કેટલીક વાતો એમના સંશોધને બહાર આણી છે. કચ્છના રાજવીઓ આજથી ૪૦૦ વરસ પહેલાં પણ જૈનધર્મ પ્રત્યે કેટલી આસ્થા ધરાવતા હતા, તેનું આપણને ભાન થાય છે.

રાઓશ્રી પહેલા ખેંગારજી તો એમ જ માનતા હતા કે, એમને કચ્છનું રાજ્ય અપાવનાર ગોરજી માણેકમેરજી છે, ભુજમાં માણેકમેરજીની પોશાળ આજે પણ એ વાતની યાદ આપે છે. પોશાળમાં અંબાજીની મૂર્તિની સ્થાપના કરવામાં આવી છે. માણેકમેરજીએ ખેંગારજીને આપેલી સાંગ—જે સાંગ વડે ખેંગારજીએ અમદાવાદમાં સિંહને માર્યો હતો તે—આજે પણ ત્યા મોજૂદ છે. વિજયાદશમીના દિવસે આ સાંગનું પૂજન કરવામાં આવે છે. કચ્છનો પાટવીકુંવર પહેલો એકડો ઘૂંટવા માણેકમેરજીની પોશાળમાં જતો અને પોશાળનો ગોરજી એના કાનમાં 'ઓમ્ નમ. સિદ્ધાય' એ મંત્ર ફૂંકતો, એ વાત તો પ્રખ્યાત છે.

ખેંગારજી બાવાના કુંવર ભારમલજી ગાદીએ આવ્યા ત્યારે ભદ્રાવતીના તીર્થધામનો અને દેરાસરની જમીનનો કબજો ભારમલજીના ભાયાત અને મસિયાઈ ભાઈ હાલા ડુંગરજીએ લઈ લીધો હતો. પણ, મુનિ શ્રી વિવેકહર્ષ ગણિના પ્રયાસથી, રાઓશ્રી ભારમલજીએ ડુંગરજીને સમજાવીને દેરાસરનું જૈન તીર્થ અને તીર્થની જમીન શ્રાવકોને સોંપી દીધાં, એટલું જ નહિ પણ પોતા તરફથી મુન્દ્રા તાલુકાનું કુંદરોડી ગામ પણ દેરાસર નીચે આપી દીધું હતું. આ હકીકત રતિલાલભાઈના સંશોધનમાંથી જ બહાર આવી છે.

મોટી ખાખર (કચ્છ)ના 'શત્રુંજયાવતાર' નામના જૈન મંદિરમાંથી વિ૦ સં૦ ૧૬૫૬ના સમયનો સંસ્કૃત શિલાલેખ મળ્યો છે, તે પરથી જણાય છે કે, વિ૦ સં૦ ૧૬૫૬માં વિજયસેનસૂરિની આજ્ઞાથી વિવેકહર્ષ ગણિએ કચ્છમાં વિહાર કરી એક ચાતુર્માસ ભુજમાં અને બીજો ચાતુર્માસ રાયપુરમાં કર્યો હતો. તે દરમિયાન કચ્છના ગવ ભારમલજીએ ભુજ નગરમાં 'રાયવિહાર' નામે એક સુંદર જૈન મંદિર બંધાવ્યું હતું; ત્યાર પછી વિવેકહર્ષ ગણિ કચ્છના જેસલા નામે પ્રાંતમાં ગયા; ત્યાં ખાખરના લોકોને શ્રદ્ધાવાન કરી ગુજરાતમાંથી સલાટો બોલાવી સં૦ ૧૬૫૭માં કેટલીક જૈન પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી હતી. ગામના બીજા શ્રાવકોએ સં૦ ૧૬૫૮માં 'શત્રુંજયાવતાર' નામનું બીજું ભવ્ય મંદિર બંધાવ્યું.

ભદ્રાવતીના ઉદ્ધારમાં, માંડવીના યતિ ખાંતિવિજયજીની પ્રેરણાથી, મહારાઓશ્રી દેશળજી બીજાએ પણ મોટો ફાળો આપ્યો હતો. આવી ઘણી વાતો, જે કચ્છના જૈન ભંડારોમાં જ છુપાયેલી હતી, તેને શ્રી રતિલાલજીએ જાહેર જનતા સમક્ષ રજૂ કરી દીધી છે.

દેશળ દરબારનાં ચૌદ રત્નો ગણાતાં, તેમાં પ્રથમનાં ત્રણ રત્નો તરીકે 'મોતી, મેર, અરુ ખંત' એ ત્રણ જૈન યતિઓનો સમાવેશ થતો. ખંત એટલે માંડવીના યતિ ખાંતિવિજયજી. આ ખાંતિવિજયજી 'બોડા ગોરજી' એટલે 'બહેરા ગોરજી'ના નામે ઓળખાતા. એ ધન્વંતરી વૈદ જેવા મોટા નાડીવૈદ હતા. બાળકો માટે એમની બાળાગોળીઓ આખા કચ્છમાં પ્રખ્યાત હતી. એમની નાડીપરીક્ષાનો એક કિસ્સો છે. એક વખત આ બોડા ગોરજી એક ચારણ કવિની નાડી જોઈ રહ્યા હતા. નાડીપરીક્ષા વખતે દરદીનો હાથ બોલતો હોય છે અને વૈદનો હાથ તેને સાંભળતો હોય છે. આ પરિસ્થિતિ જોઈને ચારણ કવિના અંતરમાંથી એક કચ્છી દોહારો બહાર આવી પડ્યો–

હથ બોલે ને હથ સુણે, કન તીં સુણે ન કીં;
કીં બોડો ગુરુજી સુણે, બ્યો કો સુણે ન તીં.

—હાથ બોલે છે અને હાથ સાંભળે છે. અને તે બીજો કોઈ ન સાંભળે એવી રીતે સાંભળે છે.

કચ્છ રાજ્યને સહાયભૂત થવામાં જૈન યતિઓનો મોટો હિસ્સો છે. સૌથી પ્રથમ કચ્છના બાલ રાજકુમાર પહેલા ખેંગારજીના નિરાધાર જેવા હાથને પોતાના હાથમાં લઈને તેના ભગ્ન હૃદયમાં નવો ઉત્સાહ ભરનાર ચરાડવાના યતિ માણેકમેરજી હતા.

ખેંગારજી બાવા કચ્છની ગાદીએ આવ્યા ત્યારે માણેકમેરજીને બાર ગામ આપેલાં અને જૈનો પર લાગો કરી આપેલો.

કચ્છ-ભુજની વ્રજભાષાની પાઠશાળાના પહેલા અધ્યક્ષ રાજસ્થાનના યતિ કનકકુશળજી હતા. એમને ભટ્ટાર્કનો ખિતાબ અને રેહા ગામ લખપતજીએ આપેલ.

કચ્છ રાજ્ય પર જૈનધર્મનો એટલો પ્રભાવ હતો કે, પર્વાધિરાજ પર્યૂષણના સમયે, પુરા પંદર દિવસ સુધી, કચ્છમા પૂરેપૂરી અહિંસા પાળવામાં આવતી. પંદર દિવસ લગી ઘેટા-બકરાં સલામત રહેતાં, દરિયાની માછલીઓ પણ સલામત રહેતી. કંદોઈનો મીઠાઈનો ચૂલો પણ સળગતો ન હતો. હાળીઓનો (ચણુનો) તાવડો અને લુહારની ભઠ્ઠી પણ બંધ રહેતાં. કચ્છનાં ચારે શહેરોમાં અને ગામડે ગામડે પર્યૂષણનો સાદ ફેરવવામાં આવતો અને માતા અહિંસાનું પાલન કરવામાં આવતું. આ નિયમનો ભંગ કરનાર શિક્ષાને પાત્ર ઠરતો. કચ્છ રાજ્ય પરના જૈનધર્મના ઉપકારોને યાદ રાખવા અને તેનો યત્કિંચિત્ બદલો વાળવા અહિંસાના આ નિયમનો સખત રીતે અમલ કરવામાં આવતો હતો.

આ પુસ્તકના પ્રકાશનથી શ્રી રતિલાલભાઈએ કચ્છ પર અને કચ્છના ઇતિહાસ પર મોટો ઉપકાર કર્યો છે. કચ્છ વિષે એમના અંતરમાં કેટલો આદર છે, તે એમના આરંભના શબ્દોથી જ સમજી શકાય છે. 'કચ્છ પછાત છે' એમ કહેનારની આંખો લેખક ખોલી નાખી છે. કચ્છ પછાત પ્રદેશ નથી, પણ આગળ વધતા જગતની પ્રગતિ સાથે કદમ મિલાવનાર પ્રગતિમાન પ્રદેશ છે, એ વાત એમણે પોતાના જાતઅનુભવથી સાબિત કરી બતાવી છે. ભારતની જનતા જ્યારે સુષુપ્તિમાં હતી ત્યારે કચ્છ–માંડવીના પંડિત શ્યામજી કૃષ્ણવર્મા જાગી ઊઠયા હતા અને બ્રિટિશ સલ્તનત સામે એમણે ક્રાન્તિનો ઝંડો ફરકાવી દીધો હતો. ગુજરાતના સાહિત્યકારો અને કલાકારોને ચમકાવનાર 'વીસમી સદી'ના તંત્રી કચ્છના હાજીમહમદ અલારખ્યા શિવજી હતા. કચ્છ–ભુજમાં કવિઓ ઘડવાની ભારતની એકની એક પાઠશાળા સ્થાપનાર કચ્છના મહારાઓશ્રી કવિ લખપતજી હતા. આવાં અનેક દૃષ્ટાંતો રજૂ કરીને કચ્છના સાચા સ્વરૂપથી લેખકમિત્રે ગુજરાતની જનતાને વાકેફ કરી છે.

કચ્છની અસ્મિતા અને સંસ્કારિતાનો ઉલ્લેખ કરતાં તેઓ કહે છે: 'કચ્છની ધરતીનો ઇતિહાસ અને તેના અસ્તિત્વની કથા ઠેઠ પુરાણકાળ સુધી વિસ્તરેલાં છે. અને અનેક સંતો–મહાત્માઓ, સતીઓ–સન્નારીઓ, શૂરવીરો અને સાહસિકો, સાગરખેડૂઓ તથા શાહસોદાગરોએ કચ્છની ધરતીને શીલ અને સમર્પણની ભાવના, કૌંઠી તાકાત અને સંપત્તિથી તેજસ્વી અને ગૌરવવંતી બનાવી છે, એ વાતની ઇતિહાસ સાક્ષી પૂરે છે.' આ એક જ વાક્યમાં સમસ્ત કચ્છનો સમાવેશ થઈ જાય છે અને કચ્છ શું છે તે સમજી શકાય છે.

સત્તરમી સદીની શરૂઆતમાં કચ્છ-અબડાસાના આરીખાણા ગામના વર્ધમાન અને પદ્મસિંહ નામના બે જૈન ભાઈઓ આરીખાણાથી ભદ્રાવતીમાં આવીને વસ્યા હતા અને દરિયામાર્ગે વેપાર ખેડીને એમણે અઢળક ધનની કમાણી કરી હતી. નાનો ભાઈ પદ્મસિંહ તો ઠેઠ ચીન સુધી પહોંચી ગયો હતો. કચ્છ જેને માટે ગૌરવ લઈ શકે એવી આ કથા રતિભાઈએ કચ્છના જ્ઞાનભંડારોનાં જૈન શાસ્ત્રોમાંથી શોધી કાઢી છે.

ઇતિહાસ અને ભૂગોળની નવી વ્યાખ્યા આપતાં તેઓ જણાવે છે કે, 'ધરતીની કથા તે ભૂગોળ અને માનવીની કથા તે ઇતિહાસ.' એટલે 'ભદ્રેશ્વર-વસહી મહાતીર્થ'માં ઇતિહાસ અને ભૂગોળ ઉભયનો સમાવેશ થઈ જાય છે.

જેમ્સ બર્જેસ અને લેફ્ટેનન્ટ પોસ્ટાન્સ જેવા મહાન અંગ્રેજ ઇતિહાસકારોએ પણ આ મહાતીર્થના સંશોધન પાછળ કેટલો પરિશ્રમ ઉઠાવ્યો છે, તે પણ આ પુસ્તક દ્વારા જાણી શકાય છે.

આ પુસ્તકના પ્રકાશનથી કચ્છની ત્રિપુટી અને અમદાવાદની ત્રિપુટીના આત્મા આજે પ્રસન્નતા અનુભવતા હશે.

શ્રી રતિલાલજીએ અવિશ્રાંત શ્રમ ઉઠાવીને કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતને ભદ્રાવતી મહાતીર્થના ઇતિહાસની મહાન ભેટ આપી છે. મહાગુજરાતની જનતા એની કદર કરીને આ અમૂલ્ય ભેટને સહર્ષ વધાવી લેશે એ આશા અસ્થાને નથી. સુજ્ઞેષુ કિં બહુના ?

૯, દીનદયાલ સોસાયટી, અમદાવાદ–૯;
વસંત પંચમી, વિ. સં. ૨૦૩૩.

–દુલેરાય કારાણી

# અ નુ ક્ર મ

# સંદર્ભગ્રંથસૂચી

## ગુજરાતી

અચલગચ્છીય પ્રતિષ્ઠા લેખો : સંપા. અને સંશો. શ્રી "પાર્શ્વ"; પ્રકા. શ્રી અખિલ ભારત અચલગચ્છ (વિધિપક્ષ) શ્વેતામ્બર જૈન સંઘ, મુંબઈ; સને ૧૯૭૧.

અંચલગચ્છ દિગ્દર્શન, લે. શ્રી "પાર્શ્વ", પ્રકા. શ્રી મુલુંડ અંચલગચ્છ જૈન સમાજ (ખીમજી પેલાભાઈ ખોના), મુલુંડ મુંબઈ, સને ૧૯૬૮.

ઉપદેશપ્રાસાદ ભાષાંતર (ભાગ બીજો) : કર્તા આ. શ્રી વિજયલક્ષ્મીસૂરિ મહારાજ; પ્રકા. શ્રી જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગર; આવૃત્તિ બીજી; વિ૦ સં૦ ૧૯૭૮.

કચ્છકલાધર (પૂર્વાધ તથા ઉત્તરાર્ધ) : લે. દુલેરાય કારાણી; પ્રકા. યતિ શ્રી કેશરીચંદજી, મોનગઢ; આવૃત્તિ ત્રીજી; વિ૦ સં૦ ૨૦૨૪.

કચ્છ ગિરનારની મહાયાત્રા : લે. મોહનલાલ ચુનીલાલ ધામી; પ્રકા. શ્રી જૈન ગર્જતી વાચનમાળા, ભાવનગર; આશરે વિ. સં. ૧૯૮૫.

કચ્છ દેશનો ઇતિહાસ : લે. શ્રી આત્મારામ કેશવજી દ્વિવેદી; સને ૧૮૭૬.

કચ્છની ભૂગોળવિદ્યા : લે. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર; આવૃત્તિ પહેલી, સને ૧૮૭૫ અને આવૃત્તિ ત્રીજી સને ૧૮૮૭.

કચ્છની લોકકથાઓ (ભા. ૧) : લે અને પ્રકા. શ્રી લાલજી મૂળજીભાઈ જોશી (તેરડી-કચ્છ); સને ૧૯૨૯.

કચ્છનું વેપારતંત્ર : લે. અને પ્રકા. શ્રી ડુંગરશી ધરમશી સંપટ; વિ૦ સં૦ ૧૯૮૧.

કચ્છનું સંસ્કૃતિદર્શન : લે. રામસિંહજી કા. રાઠોડ, પ્રકા. રાયસિંહજી કે. રાઠોડ, કુમાર કાર્યાલય, અમદાવાદ; સને ૧૯૫૯.

કચ્છ-ભદ્રેશ્વર વસઈ તીર્થનો સંક્ષિપ્ત પરિચય : પ્રકા. શ્રી ભદ્રેશ્વર તીર્થની પેઢી; સને ૧૯૬૧.

કાળા ડુંગર કચ્છના અથવા ઇતિહાસ અને લોકકથાઓ કચ્છ : લે. [illegible] રશબ્રુક વિલિયમ્સ કૃત " The Black Hills "નો અનુવાદ; અનુવાદક [illegible]; પ્રકા. એલ. એમ. રશબ્રુક વિલિયમ્સ, ઇંગ્લાંડ; સને ૧૯[illegible].

ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ : લે. [illegible]; પ્રકા. [illegible] યુનિવર્સિટી અમદાવાદ; આવૃત્તિ [illegible], સને ૧૯[illegible].

ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ (ગ્રંથ [illegible], સને ૧૯[illegible]; ગ્રંથ બીજો : મૌર્યકાલથી ગુપ્તકાલ, સને ૧૯[illegible]; ગ્રંથ [illegible] : [illegible], સને ૧૯૭૪) સંપા. રસિકલાલ છો. પરીખ અને ડૉ. હરિપ્રસાદ [illegible], પ્રકા. [illegible] અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ.

ચિત્રદર્શનો : કર્તા તથા પ્રકા. [illegible].

[illegible]
[illegible] સં. ૧૯[illegible].

જગતશાહ : લે. ગુણવંતરાય આચાર્ય; પ્રકા. શ્રી જીવનમણિ સદ્‌વાચનમાળા ટ્રસ્ટ, અમદાવાદ; આવૃત્તિ બીજી; સને ૧૯૬૧.

જૈન તીર્થ સર્વસંગ્રહ (ભા. ૧લો) : પ્રકા. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી, અમદાવાદ; સને ૧૯૫૩, (વિશેષ નોંધ તૈયાર કરનાર પંડિત શ્રી અંબાલાલ પ્રેમચંદ શાહ, અમદાવાદ.)

જૈન તીર્થોનો ઇતિહાસ : લે. મુનિ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી), પ્રકા. દોશી વ્રજલાલ ફૂલચંદ પટવા, મહેસાણા; સને ૧૯૪૯.

જૈન પરંપરાનો ઇતિહાસ ભા. ૧ (સને ૧૯૫૨) અને ૨ (સને ૧૯૬૦) : કર્તા મુનિ શ્રી દર્શનવિજયજી, મુનિ શ્રી જ્ઞાનવિજયજી, મુનિ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી), પ્રકા. મંત્રી, શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાલા, અમદાવાદ.

તીર્થમાલા : (પુસ્તકના લેખક–પ્રકાશકનાં નામ તથા સંવત મળી શકેલ નથી.)

દાન–નેમ–કલ્યાણમાળા : સંપા. સાધ્વીજી શ્રી કમલશ્રીજી મહારાજ; પ્રકા. શ્રી કચ્છ–સુથરી (અબડાસા) જૈનસંઘના પ્રબંધથી શા. દામજી જે. લધા, શા. ભવાનજી ન. ભોજરાજ, સુથરી–કચ્છ; સને ૧૯૬૮.

દેવો ધાધલ : લે. "શ્રી સુકાની", પ્રકા. કુમાર કાર્યાલય, અમદાવાદ; આવૃત્તિ બીજી, સને ૧૯૭૪.

પાલીતાણા જૈન પ્રકરણ : પ્રકા. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી, સને ૧૯૨૬.

પૌરાણિક કથાકોશ : દેરાસરી ડાહ્યાભાઈ પી., ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ, સને ૧૯૩૨.

પ્રશ્નોત્તર પુષ્પમાળા : કર્તા મુનિરાજ શ્રી હંસવિજયજી, પ્રકા. શ્રી આત્માનંદ જૈન સભા, ભાવનગર; વિ૰ સં૰ ૧૯૬૭.

ભદ્રેશ્વર તીર્થનું ચોઢાળિયું (હસ્તલિખિત), કર્તા યતિ શ્રી સુમતિસાગરજી, માંડવીના જૈન ભંડારની પોથી નં. ૬૨, ક્રમાંક ૩૮૮.

ભદ્રેશ્વરની જીર્ણ પ્રત (હસ્તલિખિત) : એની પંડિત શ્રી આણંદજીભાઈએ કરાવેલ નકલ.

ભારતનાં જૈન તીર્થો : લે. મુનિ શ્રી કનકવિજયજી ગણિ, પ્રકા. પોપટલાલ વનમાળી શાહ; સને ૧૯૫૩.

ભૌગોલિક કોષ : દેરાસરી ડાહ્યાભાઈ પીતાંબરદાસ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ; સને ૧૯૩૫.

મારી કચ્છયાત્રા : લે. મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી, પ્રકા. શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા, ઉજ્જૈન (માળવા), સને ૧૯૪૨.

માંડવીની (હસ્તલિખિત) પ્રત : એની મુનિ શ્રી પૂનમચંદજીએ કરેલ નકલ.

રાસમાળા : કર્તા એ. કે. ફાર્બસ, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ; આવૃત્તિ ૩, સને ૧૯૨૭

વિધિપક્ષ (અંચલ) ગચ્છીય મહોટી પટ્ટાવલી (ગુજરાતી ભાષાંતર) : કર્તા જુદા જુદા આચાર્યો, પ્રકા. શ્રી આર્યરક્ષિત પુસ્તકોદ્ધાર ખાતું, અંજાર; વિ૰ સં૰ ૧૯૮૫.

વિમલ પ્રબંધ–અધ્યયન : લે. ડૉ. ધીરજલાલ ધનજીભાઈ શાહ; પ્રકા. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; સને ૧૯૬૫.

શત્રુંજય પ્રકાશ : સંપા. તથા પ્રકા. દેવચંદ દામજી શેઠ, ભાવનગર, સને ૧૯૨૯.

શોધ અને સ્વાધ્યાય : લે. હરિવલ્લભ ચૂ. ભાયાણી, પ્રકા. આર. આર. શેઠની કું., મુંબઈ; સને ૧૯૬૫,

## हिन्दी

अज्ञानतिमिरभास्कर : ले. आ. श्री विजयानंदसूरि; प्रकाशक : श्री जैन आत्मानंद सभा, भावनगर; आवृत्ति दूसरी; वि. सं. १९६२.

वीर निर्वाण सम्वत् और जैन कालगणना : ले. मुनि श्री कल्याणविजयजी, प्रकाशक : क. वि. शास्त्रसमिति, जालोर; वि. सं. १९८७.

## संस्कृत – प्राकृत

जगडू-चरित महाकाव्यम् : कर्ता श्री सर्वानन्दसूरि; सम्पा. अनु. तथा संशोधक श्री मगनलाल दलपतराम खख्खर, प्रकाशक : पंडित ज्येष्ठाराम मुकुंदजी मेसर्स एन. एम. नी कंपनी, मुंबई; सन १८९६.

जगडूचरित महाकाव्यम् : कर्ता श्री सर्वानन्दसूरि; सशो पं उमंगविजयजी गणि; प्रकाशक : श्री आत्मानंद जैन सभा, अंबाला सीटी; सन १९२५ (प्रताकार).

जगडूशाह चरित्रम् (गद्य संस्कृतभाषात्मक) : कर्ता उपाध्याय श्री यतीन्द्रविजयजी; प्रकाशक : श्री राजेन्द्रप्रवचन कार्यालय, खुडाला; सन १९३२.

दशवैकालिक सूत्रम् : कर्ता शय्यंभवसूरि, प्रकाशक : देवचंद लालभाई सूरत; इ. स. १९१८.

पञ्चशती प्रबोध (प्रबन्ध) सम्बन्ध (प्रबन्ध-पञ्चशति) : कर्ता श्री शुभशील गणि, संपा. मुनि श्री मृगेन्द्र मुनिजी; प्रकाशक : सुवासित साहित्य प्रकाशन, सूरत, इ. स. १९६८.

पट्टावली समुच्चय भाग–१ : सम्पा. मुनिराज श्री दर्शनविजयजी, प्रकाशक : श्री चारित्र स्मारक ग्रंथमाला, विरमगाम; सन १९३३.

पुरातन प्रबन्ध संग्रह : सम्पा. जिनविजय मुनि, प्रकाशक सिंघी जैन ज्ञानपीठ, कलकत्ता, इ. स. १९३६.

बीकानेर जैन लेखसंग्रह . सम्पा. अगरचन्द नाहटा, भवरमल नाहटा; प्रकाशक : नाहटा ब्रधर्स, कलकत्ता; वी. नि. सं २४८२.

मत्स्यपुराण : सम्पा. नंदलाल मोर, कलकत्ता, गुरुमंडल ग्रंथमाला–१३; सन १९५८.

योगशास्त्र : कर्ता हेमचंद्राचार्य, सम्पा. आ. विजयधर्मसूरि, प्रकाशक : एशियाटिक सोसायटी, कलकत्ता, सन १९०९.

वर्धमानपद्मसिंहश्रेष्ठिचरित्रम् (गुजराती भाषांतर युक्त) : कर्ता श्री अमरसागरसूरि; संपा, अनु. तथा प्रकाशक : पण्डित हीरालाल हंसराज, जामनगर; वि. सं. १९८०.

विविध गच्छीय पट्टावलीसंग्रह (प्रथम भाग) : सपा. श्री जिनविजयजी मुनि; प्रकाशक : सिंघी जैन ग्रंथमाला; वि. सं. २०१७ (આ પુસ્તક પ્રકાશિત થયું નથી, પણ એની છપાયેલી પ્રતની નકલ મને સંપાદકશ્રીજી પાસેથી જોવા મળી હતી.)

विविध तीर्थकल्प (प्रथम भाग) : कर्ता श्री जिनप्रभसूरि, सम्पा. जिनविजय मुनि; प्रकाशक : सिंघी जैन ज्ञानपीठ, शान्तिनिकेतन; सन १९३४.

संबोहसत्तरी (सबोहसप्तति) : कर्ता रत्नशेखरसूरि; प्रकाशक : जैनधर्म प्रसारक सभा, भावनगर; आवृत्ति २, सन १९२३.

## ENGLISH

Antiquities of Kathiwar and Kutch (એન્ટીક્વીટીસ ઑફ કાઠિવાર એન્ડ કચ્છ) (Archaeological survey of Western India) : By James Burgess, Pub. Indological Book house Varanasi. Reprient, A. D. 1971.

Asiatic Research : Vol. IX (એસીયાટીક રીસર્ચ, વોલ્યુમ ૯).

Descriptive Cateloge of Manuscript in the Jain Bhandars of Patan, Part I (ડીસ્ક્રીપ્ટીવ કેટલાગ ઑફ મેન્યુસ્ક્રીપ્ટ ઈન ધ જૈન ભંડાર્સ એટ પાટણ ભાગ-૧) : Edi. by Muni Punyavijayaji, Pub. Hemachandracharya Jaina Jnana Mandir, Patan, A. D. 1972.

Gazetter of India (ગેઝેટિયર ઑફ ઈન્ડીયા) (Gujarat state, Kutch District) : Pub. Gujarat State, Chief Edi. G. D. Patel, Ahmedabad, A. D. 1971.

Gazetter of the Bombay Presidency(volume V) (ગેઝેટિયર ઑફ ધી બોમ્બે પ્રેસીડેન્સી) (Cutch, Palanpur and Mahi Kantha), Edi. by James M. Campbell; A. D. 1880.

Geographical Dictionary of Ancient and Mediaeval India : Day, Nundalal, Luzac and co., London, 1927.

Historical Inscription of Gujarat, Part 1 to 3 (હિસ્ટોરીકલ ઈન્સ્ક્રીપ્શન ઑફ ગુજરાત ભાગ ૧ થી ૩) : Acharya G. V. અકા, ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ, સને ૧૯૩૩.

Jainas in History of Indian Literature (જૈનાઝ ઈન હિસ્ટરી ઑફ ઈન્ડીયન લિટરેચર) : Winternitz M., Jaina Sahitya Samshodhaka Pratishtan, Ahmedabad; A. D. 1946.

Mscrindle's Ancient India as described by Ptolemy (મેક્ક્રીન્ડલનું ટાલેમી), Ed. by R. C. Majumdar; C. chatterjee & co., Calcutta, A. D. 1927.

The Imperial Gazetters (ધી ઈમ્પીરીયલ ગેઝેટીયર્સ) Vol. VIII. W. W. Hunter, Truber & co., London, 1886.

The structural Temples of Gujarat (ધ સ્ટ્રક્ચરલ ટેમ્પલ્સ ઑફ ગુજરાત) : by Dr. Kantilal F. Sompura, Pub. Gujarat university, Ahmedabad; A. D. 1968.

Uvasagadasao (ઉવાસગદશાઓ) : Ed. A. E. Rudolf Hoernle; Bibliotheca Indica, Culcutta; A. D. 1890.

## સામયિકો

"કચ્છમિત્ર" દૈનિકનો રજતજયંતી વિશેષાંક : ઈ સ. ૧૯૭૨, સંપા. શ્રી ઈન્દુલાલ ગાંધી, તંત્રી શ્રી નવીન અંજારિયા, ભુજ.

"સમયધર્મ" પાક્ષિક : સોનગઢ તા. ૧-૪-૧૯૫૯નો અંક.

"સ્વદેશ" ના સંવત ૧૯૮૦ થી ૧૯૮૫ સુધીના દીપોત્સવી અંકોની ફાઈલ (તેમાંથી ૧૯૮૦ અને ૧૯૮૩ના અંકોનો ઉપયોગ કર્યો છે). તંત્રી બી. એન. મહીશેરી, મુંબઈ.

Indian Antiquary (ઇન્ડીયન એન્ટીકવેરી) : Ed. by Burgess Jas. Index 1872-1921.

Journal of the Asiatic Society of Bengal (જર્નલ ઑફ ધ એસિયાટિક સોસાયટી ઑફ બેંગાલ), (1) Vol. VII, A. D. 1838. (2) A. D. 1847 ના વોલ્યુમમાંનો કનિંગહામનો 'ભીલસાના સ્તૂપો' નામે લેખ અને (3) Vol. LVII, A. D. 1889.

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૮ | નકસાની | નકશાની |
| ૬ | ૨૭ | ઘટનઓ | ઘટનાઓ |
| ૧૪ | ૩ | અપમેળે | આપમેળે |
| ૧૭ | છેલ્લેથી ચોથી | કારથી | કોરથી |
| ૨૭ | ૧૫ | "સ્વદેશી" | "સ્વદેશ" |
| ૩૧ | ૫ | ફણુધારી | ફણાધારી |
| ૩૨ | ૨ | ૧૦૬૯ | ૧૯૬૯ |
| ૬૦ | છેલ્લેથી ચોથી | કળની | કળાની |
| ૬૫ | ૨૫ | જાવડ ચાપચી | જાવડ ચાંપસી |
| ૬૭ | ૧૩ | ૨૫ વર્ષ | ૧૫ વર્ષ |
| ૮૦ | ૮ | સં૦ ૧૩૩૯ | સં૦ ૧૩૧૯ |
| ૮૫ | ૨૬ | 'દેવો ધાંધલ' | 'દેવો ધાધલ' |
| ૮૫ | છેલ્લેથી બીજી | ચુલનચંગ | સુલનચંગ |
| ૯૪ | ૧૦ | 'પ્રશ્નોત્તરચિંતામણિ' | 'પ્રશ્નોત્તરપુષ્પમાલા' |
| ૯૬ | ૩ | આર્કયોલોજિકલ | આર્કયોલૉજિકલ |
| ૯૬ | ૪ | ઍન્ડ કચ્છ કર્યો | ઍન્ડ કચ્છ" |
| ૧૦૩ | ૧૭ | સંપતિ રાજાએ | સંપ્રતિ રાજાએ |
| ૧૦૫ | ૧ | કાપિલ | કપિલ |
| ૧૦૮ | છેલ્લેથી બીજી | સફરરાજે | સરફરાજે |
| ૧૧૨ | ૨૧ | પાર્શ્નનથ | પાર્શ્નનાથ |
| ૧૧૩ | ૧૯ | કચ્છ ઍન્ડ કાઠિયાવાડ | કાઠિયાવાડ ઍન્ડ કચ્છ |
| ૧૧૫ | ૩ | કચ્છ ઍન્ડ કાઠિયાવાડ | કાઠિયાવાડ ઍન્ડ કચ્છ |
| ૧૧૬ | છેલ્લેથી ત્રીજી | 'સાહિત્ય અને વિવેચના' | 'સાહિત્ય અને વિવેચન' |
| ૧૧૬ | છેલ્લેથી સાતમી | કતકાવતી | કનકાવતી |
| ૧૨૧ | છેલ્લેથી ત્રીજી | ભસર | ભદ્રેસર |
| ૧૨૪ | ૧૩ | Jafns | Jains |
| ૧૨૯ | ૬ | જેન | જૈન |
| ૧૪૪ | ૧૦ | કચ્છભુપાલ | કચ્છભૂપાલ |
| ૧૪૬ | ૫ | તેજપલની | તેજપાલની |
| ૧૪૬ | ૨૦–૨૧ | જૈન પરંપરાનો ઇતિહાસ | જૈન પરંપરાનો ઇતિહાસ ભાગ બીજો |
| ૧૪૬ | ૧૫ | ૧૮૮૨ | ૧૬૮૨ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૭ | છેલ્લેથી ચોથી | પૃ. ૨૨ | પૃ૦ ૨૨૨ |
| ૧૫૯ | છેલ્લેથી બીજી | સાગળકિનારે | સાગરકિનારે |
| ૧૬૮ | ૨૦ | આસુભાઈ વાઘજી | આસુભાઈ વાગજી |
| ૧૬૯ | ૧૧ | આસુભાઈ વાઘજી | આસુભાઈ વાગજી |
| ૧૭૪ | ૨૬ | (૫) સ્પેશિ ાલ શ્લોક | (૪) સ્પેશિયલ શ્લોક |
| ૧૯૧ | ૧૬ | નવેશર | નવેસર |
| ૧૯૩ | છેલ્લી | "સ્વદેશી"નો | "સ્વદેશ"નો |
| ૧૯૯ | ૧૧ | વર દ | વરસાદ |
| ૧૯૯ | છેલ્લી | 'મારી સિંધ યાત્રા' | 'મારી કચ્છ યાત્રા' |
| ૨૦૦ | ૭ | પૃ. ૧૨૮ | પૃ. ૧૨૯ |
| ૨૦૧ | ૨૭ | જન ગ્ઞાતિમાંથી | જૈન જ્ઞાતિમાંથી |
| ૨૦૨ | ૧૬ | લખમશીયે | લખમશીએ |
| ૨૦૫ | ૨૪ | પષાણની | પાષાણની |
| ૨૦૭ | ૧૭ | વિદ્યત્ | વિદ્યુત |
| ૨૦૮ | ૬ | શ્ષ્ઠીઓ | શ્રેષ્ઠીઓ |
| ૨૦૯ | ૩ | કોઠારમાં | કોઠારામાં |
| ૨૧૧ | ૬ | બિબો | બિંબો |
| ૨૧૪ | ૨ | શ્રી રત્નસાગસૂરિજી | શ્રી રત્નસાગરસૂરિજી |
| ૨૧૪ | ૧૮ | ઉપેદેશથી | ઉપદેશથી |
| ૨૧૪ | ૨૩ | પોતના | પોતાના |
| ૨૧૪ | છેલ્લેથી પાંચમી | પાલીતણામાં | પાલીતાણામાં |
| ૨૧૬ | છેલ્લેથી બીજી | મોમાય ગોત્ર | મોમાયા ગોત્ર |
| ૨૧૭ | ૨૪ | જિનપ્રાસદની | જિનપ્રાસાદની |
| ૨૧૮ | ૨૧ | "શ્રી કચ્છ ગિરનારથી | "શ્રી કચ્છ ગિરનારની |
| ૨૨૧ | ૧૦ | શ્રી જીરાવાલા | શ્રી જીરાવલા |
| ૨૩૨ | ૧૩ | કચ્છની | કચ્છની |
| | | 'દેદો દાંધલ' | 'દેવો ધાંધલ' |

## ૧

# નમન કચ્છની ધરતીને

"કચ્છડો બારે માસ"[૧]

—કચ્છ દેશમાં અને એનાં સીધાં-સાદા-સરળ માનવીઓનાં હૈયાંમાં ઘરવાસ કરીને રહેલી ભલાઈ, જાણે અમરપણાનું અમૃતપાન કરીને અવતરી હોય એવી, સદાજીવી છે; અને સમયની અસરના ઘસારા એને ભાગ્યે જ સ્પર્શી શકે છે. આ ભાવની કવિની આર્ષ વાણી સમી આ નાની સરખી પંક્તિ કચ્છની ધરતીની અને કચ્છમાં વસતી પ્રજાની પ્રકૃતિની કેવી મનમોહક અને સાચી પ્રશસ્તિ સંભળાવી જાય છે!

દુનિયાના વિશાળ નકશા ઉપર નાનકડા કચ્છને નિહાળીએ અને જાણે અફાટ સિંધુનું એકાદ બિંદુ સાંભરી આવે. પણ એ બિંદુ તેજભર્યું બિંદુ છે, એવો ખ્યાલ, એને નજીકથી નીરખવાનો પ્રયત્ન કરતાં, આવ્યા વગર ન રહે. કચ્છના ક્ષેત્રફળનો ખ્યાલ "ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ" ભાગ ૧, પૃ. ૪માં રજૂ કરવામાં આવેલ આ આંકડાઓ ઉપરથી આવી શકે છે:

"કચ્છનો કુલ વિસ્તાર લગભગ ૪૪,૧૮૫.૪ ચો. કિ. મી. (૧૭,૦૬૦ ચો. મા.) હતો, તેમાં મુખ્ય ભૂમિનો વિસ્તાર ૨૦,૮૭૫.૪ ચો. કિ. મી. (૮,૦૬૦ ચો. મા.) છે, જ્યારે રણનો વિસ્તાર લગભગ ૨૩,૩૧૦ ચો. કિ. મી. (૯,૦૦૦ ચો. મા.) હતો."

આ રીતે જે ભૂમિ-પ્રદેશનો અરધા ઉપરાંતનો ભાગ અફાટ રણથી રોકાયેલો હોય એની પ્રજાની રહેણીકરણી મહેનતકશ, અડતલ અને આળસમુક્ત હોય એમાં શી નવાઈ?

હિંદુસ્તાનના નકશામાં કચ્છનાં દર્શન કરીએ છીએ અને જાણે અસંખ્ય તારાઓથી મઢેલા વિશાળ આકાશનો એકાદ નાનો સરખો ખૂણો ઝગમગતા તારાઓના ઝૂમખાથી શોભી રહ્યો હોય એવો આભાસ થાય છે.

અને એ નકસાની વધારે નજીક જઈને કચ્છના પોતાના કલેવરને જોવા-જાણવાની કોશિશ કરીએ તો તો કોઈ અનેરું દૃશ્ય નજર સામે ખડું થાય છે. જાણે કોઈ નારી પોતાનો એક બાજુનો પાલવ પ્રસારીને ખડી હોય, કંઈક આવી આકૃતિને મળતા આવતા હિંદુસ્તાનના નકશામાં, એ માતાની નજર સામે, કોઈ તંદુરસ્ત અને ભરાવદાર શરીરવાળું બાળક, રમતે ચડીને અને ખુશ-

---

૧. જુદા જુદાં સ્થાનોની જુદી જુદી ઋતુઓની સારપનો ખ્યાલ આપતો આ દુહો ખૂબ પ્રચલિત છે, એ દુહો આ પ્રમાણે છે:

શિયાળે સોરઠ ભલો, ઉનાળે ગુજરાત;<br>
ચોમાસે વાગડ ભલો, કચ્છડો બારે માસ.

જાણે આ દુહાના છેલ્લા પાદમાં કચ્છની ધરતીની પ્રકૃતિની અને કચ્છની માનવજાતિની પ્રકૃતિની ભલમનસાઈ અને મધુરતા કવિએ છલકાવી દીધી છે!

ખુશાલ બનીને, પોતાના હાથ અને પગને ઉછાળવાની મસ્તીભરી મોજ માણી રહ્યું હોય અને બીજાઓને પોતાના આનંદના સહભાગી બનાવતું હોય એવું કંઈક આહ્‌લાદકારી ચિત્ર જોતાં હોઈએ એમ લાગે છે.

નાના સરખા કચ્છના વિભાગમાં હજી પણ એવી કેટલીય આગવી વિશેષતાઓ સચવાઈ રહી છે કે જે એને એક સ્વતંત્ર એકમ જેવું ગૌરવ અને બળ સહેજે અપાવી શકે. અને છતાં એણે આપણા દેશના અવિભાજ્ય અંગ બની રહેવાનું પસંદ કર્યું, એમાં બન્નેનાં ગૌરવ અને શોભા રહેલાં છે; અને સમયનાં એંધાણને પારખીને, એમ કરવામાં કચ્છનાં શાસકો અને પ્રજાજનોએ દીર્ઘદૃષ્ટિ અને શાણપણ દાખવ્યાં છે.

## શીલ, સમર્પણ અને સાહસની ધરતી

કચ્છની ધરતીનો ઇતિહાસ અને તેના અસ્તિત્વની કથા છેક પુરાણકાળ સુધી વિસ્તરેલાં છે. અને અનેક સંતો-મહાત્માઓ,[2] સતીઓ-સન્નારીઓ,[3] શૂરવીરો અને સાહસિકો,[4] સાગરખેડૂઓ

---

૨ કનફટાઓના સંપ્રદાયના આદિ પુરુષ મનાતા સંત ધોરમનાથ; એમના શિષ્ય ગરીબનાથ, કંથકોટના વિખ્યાત કિલ્લા સાથે જેમનું નામ એકરૂપ થઈ ગયું છે તે યોગી કાંથડનાથ; કચ્છના જાડેજા રાજવંશની (મહારાઓ શ્રી ખેંગારજી બાવાની) ગાદીની સ્થાપનાના પાયામાં જેમની સેવાઓ અને શક્તિ પડેલી છે, તે ગોરજી (યતિ) શ્રી માણેકમેરજી, અંચળ ગચ્છના પ્રભાવક આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિ; શૌર્ય, શૃંગાર અને સંયમ-વૈરાગ્યના ત્રિવેણી-સંગમ સમા અમર નર નાર જેસલ તોરલ (જેસર-તુરી) કચ્છની ધરતીની જ વિભૂતિઓ છે. અને જેમના સેવાવ્રત, સંયમવ્રત અને સર્વપ્રાણીવાત્સલ્યના અને અંતરમાંથી સહજભાવે વહી નીકળેલી ધર્મવાણીના સંસ્કારની અમિટ છાપ આજે પણ કચ્છની પ્રજાના માનસ ઉપર પડેલી જોવા મળે છે, તે મેંકણ દાદાની તો શી વાત કરવી! યમરાજના જડબા સમા કચ્છના અફાટ અને કરાળ રણમાં ભૂલા પડેલા માનવીઓને માર્ગ બતાવીને એમને મોતના મોંમાંથી ઉગારી લેવાની કેળવણી પોતાના બે પશુ સાથીઓને—કૂતરા મોતિયાને તથા ગધેડા લાલિયાને—આપી જાણનાર એ સંત પુરુષની કુશળતા અને કરુણાપરાયણતાની જોડ મળવી મુશ્કેલ છે. એમની સીધી-સાદી અને હૈયાને સ્પર્શી જાય એવી વાણીની અમૃતસરિતાનું થોડુંક આચમન કરીએ—

**ધનની તૃષ્ણા :** કોરિયું કોરિયું કુરો કરેઓ, કોરીએ મેં અય કૂડ;
મરી વેંધા માડુઆ! મોં મેં પોંધી ધૂડ.

(હે માનવીઓ! પૈસા પૈસા શું કરો છો? પૈસામાં તો કૂડ—કપટનો વાસ હોય છે; અને અંતકાળે તો મોંમાં ધૂળ જ પડવાની છે)

**મને પ્રિય :** કેં કે વલિયું કોરિયું, કેં કે વલા વેઢ;
વલેં કના વલા મું કે, ઢાઢી ઐં ઢેઢ.

(કોઈને પૈસા વહાલા છે, કોઈને કપડાં-ઘરેણાં વહાલાં છે; પણ મને તો ઢાઢી અને ઢેઢ જેવા અછૂત જનો વહાલા કરતાંય વહાલા છે.) (ઢાઢી એટલે શરણાઈ વગાડનાર.)

**ભલાઈ :** ભલો કરી ધે ભલો, ભુછો કરીંધે ભુછો;
પધરી-પરગટ ગાલ ઈ, મું કે કુલા પુછો?

(નં. ૩, ૪ની પાદનોંધો પાંચમા પાનામાં આપી છે.)

તથા શાહસોદાગરોએ[5] કચ્છની ધરતીને શીલ અને સમર્પણની ભાવના, ઠંડી તાકાત અને સંપત્તિથી તેજસ્વી અને ગૌરવવંતી બનાવી છે, એ વાતની ઇતિહાસ સાક્ષી પૂરે છે.

ઉલ્કાપાત, જળપ્રલય કે ધરતીકંપ[6] જેવા કુદરતના કોપથી કચ્છની ભૌગોલિક સ્થિતિમાં ઘણા મોટા ફેરફારો થયા, તે પહેલાંની સ્થિતિની વાત જવા દઈએ, અને અત્યારની સ્થિતિને જ ધ્યાનમાં લઈએ તોપણ એમ માનવું પડે કે કચ્છની પ્રજાનો ભાગ્યયોગ જ કંઈક એવો વિલક્ષણ છે કે એને કુદરતવેર્યાં સંકટોની સામે સતત ઝઝૂમતાં રહેવા માટે સદા સજ્જ રહેવું પડે છે; કચ્છની પ્રજાના શૌર્ય અને સાહસનો આ પણ પાયો છે.

---

(ભલું કરશો તો ભલું થવાનું અને બૂરું કરશો તો બૂરું થવાનું : આ વાત સાવ ખુલ્લી અને સીધી-સાદી છે; એમાં પછી મને શા માટે પૂછો છો ?)

અહંકાર : તંબૂરે તેં તંધ ચડાઈયેં, ઝિઝયું ડીયેંતા ધાંઉ;
રાજી રામ તડે થીએ, જડેં છડાજે 'આંઉ.'

(તંબૂરા ઉપર તાર ચઢાવીને મોટા મોટા સાદ પાડે છે. પણ રામ તો ત્યારે જ રાજી થાય છે, જ્યારે હુંપણું-અહંકાર દૂર થાય છે.)

વનસ્પતિમાં જીવ : પિપ્પરમેં પણ પાણ, નાંય બાવર મેં બ્યો;
નીમમેં ઉ નારાણ, ત કંઢેમેં કયો ?

(પીપળામાં પણ આપણે છીએ–આપણા જેવો જીવ હોય છે, (તો) બાવળમાં કોઈ બીજો નથી. લીમડામાં પણ એ જ નારાયણ છે, તો બીજડામાં બીજો કોણ છે ?)

સંયમ : પીર પીર કુરો કર્યોં ? પીરેંજી નાંય ખાણ;
પંજ ઇન્દ્રિયું વસ કર્યોં, ત પીર થિયેં પાણ.

(પીર પીર શું કરો છો ? પીરોની કંઈ ખાણ નથી હોતી. પાંચે ઇંદ્રિયોને વશ કરીએ તો આપણે પોતે જ પીર બની જઈએ.)

હૈયાસોંસરા ઊતરી જાય એવા આવા આવા તો કંઈક દુહાઓ રચ્યા છે કચ્છના આ સંત દાદા મેંકણે.

૩. વિજયા શેઠાણી, સતી તોરાદે-તોરલ, દેવીસ્વરૂપ ગુંતરી, હોથલ પદમણી, જન્મે ખત્રી પણ કર્મે ક્ષત્રિયાણી જેઠીબાઈ, પોતાના પુત્રના ભોગે રાજકુંવર ફૂલનો જાન બચાવનાર દેશભક્ત દાસી છીછડી ફરાક, બે રાજકુંવરોને બચાવવા પોતાના છ-છ પુત્રોના વધ નજર સામે જોનાર બહાદુર નારી મલ્લણી (અને એનો પતિ ભિયા કક્કલ) વગેરે શૂરી-સતી નારીઓ કચ્છની નારીશક્તિનો ખ્યાલ આપે છે.

૪. દેશભક્ત છજ્જર બુટ્ટો, ભિયા કક્કલ, જમાદાર ફતેહ મહમ્મદ, પરદેશ બેઠી દેશમાં હુન્નરો સ્થાપનાર રામસિંહ માલમ, માલમ વીરજી, યવનોને રોકતાં જાન આપનાર અજપાળ, લાખો ફુલાણી, મહારાઓ ખેંગારજી બાવા પહેલા, 'દેશરા પરમેસરા'નું બિરુદ મેળવનાર મહારાઓ દેશળજી બાવા પહેલા, મહાન વનસ્પતિશાસ્ત્રી શ્રી જયકૃષ્ણ ઇંદ્રજી, રાષ્ટ્રમુક્તિની ક્રાંતિના મહાન મશાલધારી શ્યામજી કૃષ્ણવર્મા અને સાહિત્યના શહીદ શ્રી હાજી મહંમદ અલારખીઆ શિવજીએ કચ્છની ધરતીનાં ખમીરનાં દર્શન કરાવ્યાં છે.

૫. જગડૂશા, વર્ધમાનશા, પદ્મસિંહશા, ડોસલવેણ, મેઘજી શેઠ, સુંદર સોદાગર, નરશી કેશવજી નાયક વગેરે કંઈક શાહસોદાગરો અને વેપારીઓ કચ્છની ધરતીમાં થઈ ગયા.

૬. કચ્છ ઉપર આવેલ મહામારી, મરકી, દુષ્કાળ, ધરતીકંપ, જલપ્રલય અને યુદ્ધો જેવી અનેક આપત્તિઓની વિગતો માટે જુઓ આ ગ્રંથના "આપત્તિઓ અને જીર્ણોદ્ધારો" નામે સાતમા પ્રકરણમાંની શરૂઆતની વિગતો.

કચ્છનું નામ લઈએ અને અમાપ રણ અને વિશાળ સાગરનું સ્મરણ થઈ આવે એવી એકરૂપતા અને સગાઈ એ બે સાથે એની બંધાઈ ગઈ છે. એનો ઉત્તર અને પૂર્વ દિશાનો આખો ભાગ અને દક્ષિણ તથા પશ્ચિમ દિશામાં પણ એનો અમુક અમુક ભાગ રણથી ઘેરાયેલો છે; તો એની દક્ષિણ અને પશ્ચિમ દિશામાં રત્નાકર સાગરનાં ઘૂઘવતાં જળ એના ચરણને પખાળતાં રહે છે. એની દક્ષિણમાં કચ્છના અખાતની રખેવાળી છે, તો દક્ષિણ અને પશ્ચિમનો ભાગ અરબી સમુદ્રથી સુરક્ષિત અને શોભાયમાન બન્યો છે. અને ઉત્તરમાં, લખપતના બંદરમાં, કોરીનાળનાં પાણીની ભરતી-ઓટ વહ્યા જ કરે છે. વળી, કચ્છની ધરતી જાણે વરુણ દેવની અણમાનીતી રાણી હોય એમ ત્યાં વરસાદ પણ બહુ જ ઓછો અને અનિયમિત પડતો રહેવાથી આ ભૂમિ જાણે દુષ્કાળની ક્રીડાભૂમિ બની ગઈ છે ! કાળા, પથરિલા, સૂકા ડુંગરાઓ અને રેતાળ મેદાન જેવી જળ વગરની સરિતાઓ પણ કચ્છમાં જ્યાં ત્યાં જોવા મળે છે. આને લીધે પ્રજાને રણના ઝંઝાવાતોનો સામનો કરવા માટે, દરિયાને ખેડવાનાં સાહસો કેળવવા માટે અને દુષ્કાળ કે બીજાં ગમે તેવાં સંકટોની સામે ટકી રહેવા માટે હમેશાં પોતાનાં તન અને મનને ખડતલ અને દૃઢ બનાવવાં પડે છે. આને લીધે કચ્છની પ્રજા મહેનતકશ, બહાદુર, સાહસિક અને સાથે સાથે નિખાલસ, ભલી-ભોળી અને સરળ પ્રકૃતિની જોવા મળે છે. ઓસવાળ જેવી વણિક કોમ પણ, કોઈ પણ જાતના અણગમા, થાક કે સંકોચ વગર, ખેડૂત તરીકેની કામગીરી સાવ સ્વાભાવિક રીતે કરે છે, તે આ કારણે જ. કચ્છની પ્રજા માટે, અતિશયોક્તિ વગર, એમ જરૂર કહી શકાય કે એ બુદ્ધિ અને તર્કના બળે ભલે વાતો વધુ ન કરી શકતી હોય અથવા આવી ઠાલી વાતો કરવા એ ભલે ટેવાયેલી ન હોય, પણ એ હૈયા-ઉકલત, કાર્યદક્ષતા અને ગમે તે ભોગે લીધેલ કાર્યમાં સફળ થવા માટેની હિંમત તથા સાહસિકતા તો પૂરેપૂરી ધરાવે છે. એણે દેશ-વિદેશમાં મેળવેલી નામના અને સફળતાની આ જ ચાવી છે.

વળી, કચ્છના નારીવર્ગના પરિચયમાં આવનાર સહૃદય વિચારકના અંતરમાં મોટે ભાગે એવી છાપ પડ્યા વગર નહીં રહેવાની કે એને દેહની નમણાશ, બુદ્ધિની ચતુરાઈ અને હૈયાની હામનું વરદાન સાવ સહજપણે મળેલું હોય છે. અને આવી બધી બાબતોના પ્રાચીન સમયના, ઇતિહાસકાળના અને આપણી જ નજર સામે ઘડાઈ રહેલ વર્તમાન સમયના પણ સંખ્યાબંધ દાખલાઓ મળી શકે એમ છે.[૭]

કચ્છના પ્રજાજીવનની કે ઇતિહાસની આછી-પાતળી વિગતો પણ જ્યારથી મળે છે, ત્યારથી રાજકારણી કાવાદાવા, લડાઈ-ઝઘડા, છળ-પ્રપંચ, આક્રમણ-પ્રતિઆક્રમણ તથા ખૂન-દગાબાજી જેવી ઘટનાઓ, બીજાં સ્થાનો કે રાજ્યોની જેમ જ, બનતી રહી છે. વળી, સિંધ જેવા પડોશના

૭. કચ્છના વતનીઓના સંસાર-વ્યવહારમાં નજર કરીએ તો તરત જ ખ્યાલ આવે કે ત્યાં મહિલાઓનું કેટલું ચલણ અને વર્ચસ્વ છે, અને ક્યારેક તો વહેવારની તથા વેપારની ઘૂંચો ઉકેલવામાં પણ એમની હૈયાઉકલત ખૂબ ઉપયોગી થઈ પડે છે. અને સ્વતંત્રતાની અહિંસક લડાઈના સમયમા એમણે જે હિંમત અને સાહસ દાખવ્યાં હતાં એ તો કચ્છના નારીસમાજની શ્રદ્ધા, ભક્તિ અને બુદ્ધિની કીર્તિકથા બની રહે એવાં છે. કોઈ કે આ કથાઓ એકત્ર કરીને લખવા જેવી છે.

પરદેશી રાજ્યમાંથી પણ, ક્યારેક ક્યારેક આક્રમણો થતાં રહ્યાં છે; અને તેથી આવાં આક્રમણોની જ્યાંથી શક્યતા હોય એવાં સ્થાનોના ત્રિભેટે ડુંગરાળ તેમ જ ધરતીના કિલ્લાઓ સમયે સમયે રચાતા તથા જીર્ણોદ્ધાર પામતા રહ્યા છે. અને છતાં, બધા નહીં તો મોટા ભાગના કચ્છના વતનીઓમાં એક પ્રજા તરીકેની ખુમારી, ભાવના અને એકસૂત્રતા જળવાતી રહી છે.

## ધર્મભાવના, ધર્મસ્થાનો અને ધાર્મિક સુમેળ

આમ થવામાં, બીજાં બીજાં કારણોની સાથે, કચ્છની પ્રજામાં પ્રવર્તતી ધર્મની ભાવના, ધાર્મિક એખલાસ તથા હિંદુ અને મુસ્લિમ ધર્મો વચ્ચે પણ સચવાયેલી સહિષ્ણુતાની લાગણીએ અગત્યનો ભાગ ભજવ્યો છે. તેથી જુદા જુદા ધર્મોનાં નાનાં-મોટાં દેવમંદિરો, ધર્મસ્થાનો તેમ જ યાત્રાધામોની બાબતમાં કચ્છ ભારતનાં અન્ય સમૃદ્ધ અને જાજરમાન સ્થાનોની હરોળમાં બેસી શકે એવી એની સ્થાપત્ય-સંપત્તિ છે, એટલું જ નહીં, એનાં કેટલાંક પ્રાચીન ધર્મસ્થાપત્યો તો ઘણાં પ્રાચીન તેમ જ શિલ્પ-સ્થાપત્ય-કળાના શ્રેષ્ઠ નમૂના લેખાય એવાં છે.[૮] કચ્છમાં જુદા જુદા ધર્મો વચ્ચે તેમ જ એક જ ધર્મના જુદા જુદા ફિરકાઓ, સંપ્રદાયો કે ગચ્છો-પક્ષો વચ્ચે પ્રવર્તતો એખલાસનો ગુણ આજે પણ, એકંદરે, દાખલારૂપ બની રહે એવો છે.[૯]

## નિભાવનાં સાધનો

કચ્છને, કુદરતના કાયમી કોપની જેમ, વીંટળાઈને પડેલો અમાપ રણનો પ્રદેશ તો કંઈ રોજી-રોટી આપી શકે એવો છે નહીં અને અંદરની વિશાળ ધરતી પણ, વરસાદના રુસણાને લીધે, ધાન્ય અને જીવન માટે ઉપયોગી એવી ખેતી-પેદાશની ચીજો બહુ જ મર્યાદિત પ્રમાણમાં પેદા કરી શકે છે. એટલે પછી ત્યાંની મોટા ભાગની વસતીને, પોતાના વ્યવસાય અને નિભાવ માટે, એક યા બીજા રૂપમાં, સાગરદેવતાનું જ શરણ સ્વીકારવું પડે છે. પોતપોતાની સૂઝ, સગવડ અને સંસ્કાર-પરંપરાને લીધે કોઈ કે દરિયાની મીઠા જેવી જુદી જુદી પેદાશોનો વેપાર ખેડીને પોતાનો ગુજારો કરવા માંડ્યો; કોઈ કે વહાણો મારફત માલ-સામાનની આયાત-નિકાસ કરીને કચ્છનો બંદરી વિકાસ કરવાની સાથે સાથે પોતાનો અને કચ્છની પ્રજાના ભાગ્યનો પલટો કરવાનો પુરુ-

૮. કેરાકોટા, કોટાય, કંથકોટ, ભદ્રેશ્વરનાં બધા ધર્મોના સ્થાપત્યો, ચોખંડા, ધ્રંગગામ, ધીણોધર, અંજારમાં ભડેશ્વર તથા જુદા જુદા ધર્મોનાં સ્થાનો, નારાયણસર, કોટેશ્વર, ભુજની છતેડીઓ, ભૂઅડ, પુંઅરાનો ગઢ, ભુજીઓ કિલ્લો, અબડાસા તાલુકાની જૈન પંચતીર્થી, રવ ગામનું રવેચી માતાનું મંદિર, માતાનો મઢ જેવાં અનેક દેવસ્થાનો શિલ્પકળાના ઉત્તમ નમૂના દાખવે છે

૯. કચ્છનાં કેટલાંક દેવસ્થાનો જુદા જુદા ધર્મોના મિલનસ્થાન જેવું ગૌરવ તો ધરાવે છે જ, પણ કચ્છની લોકભાષામાં પણ આ ભાવનાનો સંગમ થયેલો જોવા મળે છે; દા. ત., હિંદુ ધર્મના સંતો માટે પણ "પીર" શબ્દનો પ્રયોગ થયેલો જોવા મળે છે. ધોરમનાથ અને એમના શિષ્ય ગરીમનાથ પીર તરીકે જ જાણીતા છે. એ જ રીતે જૈન સંઘના જુદા જુદા ગચ્છો વચ્ચે પણ અહીં દાખલારૂપ એખલાસ અને એકતા પ્રવર્તે છે. કચ્છની આ વિરલ વિશેષતા કદાચ એના અભ્યાસના પછાતપણાને પણ આભારી હોય.

પાર્થ આદર્યો; અને કોઈ કે સાગરની સફરો કરવાનું સાહસ ખેડીને ભારતના મુંબઈ જેવાં બંદરોમાં તેમ જ ભારત બહાર આફ્રિકા, બર્મા જેવા દેશોમાં જઈ ને વસવાટ કર્યો અને ત્યાં વેપાર-ઉદ્યોગો ખીલવવામાં, પોતાની હૈયાઉકલત અને હિંમતના બળે, સફળતા મેળવી. પછી તો નોકરી માટે પણ કચ્છની બહાર જવાની પરંપરા શરૂ થઈ.

પણ આની સાથે સાથે, કચ્છની કલાકુશળતાને ન્યાય આપવા ખાતર, એ સ્વીકારવું જોઈએ કે–

" કચ્છની આબાદીનો પાયો જૂના સમયથી તેના પરદેશ સાથેના વેપાર-રોજગાર ઉપર રહેલો છે. પણ સાથોસાથ હસ્તકલાની કારીગરીને વિકસાવવા માટે પણ તેટલા જ પ્રયાસો ચાલુ છે. કચ્છ પોતાની કલાત્મક કારીગરી માટે પ્રખ્યાત છે. રેશમ, કાપડ, ઝવેરાત, મીનાકામ, ભરતકામ, હાથીદાંત ઉપરનું કોતરકામ, છરી, ચપ્પુ, જંબીઆ, સૂડીઓ, ઢાલ, તલવાર અને એવી બીજી હસ્ત-કલાની બનાવટો માટે કચ્છ લાંબા વખતથી જાણીતું છે. " (કારા ડુંગર કચ્છજા, પૃ૦ ૩૪)

## કચ્છની સંસ્કારિતા

કચ્છને શિક્ષણ અને સંસ્કૃતિની દૃષ્ટિએ આજે પણ પછાત પ્રદેશ કહેવામાં આવે છે ત્યારે, એનો સીધેસીધો ઇનકાર કરવાને બદલે, કચ્છની પ્રજાના જીવન સાથે સાવ સહજપણે વણાઈ ગયેલી, અને જેનું એને પોતાને પણ વિશેષ ભાન કે ખોટું ગુમાન નથી એવી, કેટલીક બાબતો ધ્યાનમાં લેવાથી આ માન્યતા કેટલી ઉપરછલ્લી છે અને એમાં કેટલું ઓછું તથ્ય છે, એનો ખ્યાલ આવી શકે.

શિક્ષણનો અર્થ વાંચી-લખી શકાય એવું અક્ષરજ્ઞાન, એવો સંકુચિત કરીએ તો એવા શિક્ષણમાં ભલે કચ્છ પછાત હોય; અને સંસ્કૃતિ કે સંસ્કારિતાનો અર્થ ઉત્તરોત્તર વધતી જતી જીવનની જરૂરિયાતો અને એને લીધે ફેશનપરસ્ત રહેણીકરણી એવો સામાન્ય કરવામાં આવે તો, એવા સંસ્કાર પણ ભલે કચ્છમાં આછા કે ઓછા હોય; પણ સરળતા, સાદગી, આતિથ્યભાવના, ઓછી જરૂરિયાતો અને આછેરી ફેશનોથી જીવન-વ્યવહાર ચલાવવાની આવડત, પરગજુ વૃત્તિ, ઈશ્વરપરાયણતા જેવા સારમાણસાઈના અંદરના સદ્ગુણોની દૃષ્ટિએ કચ્છ ન તો અભણ છે, ન સંસ્કારિતામાં કોઈથી ઊતરતો કે પછાત છે. બાકી તો, ચિત્તની અંદર રહેતી કષાયોની વૃત્તિને કારણે કલહકંકાસ, સ્વાર્થપરાયણતા, અહંકાર–અભિમાન જેવા અવગુણો તો શિક્ષિત અને સંસ્કારિ ગણાતા દેશો-પ્રદેશો કે માનવીઓમાં પણ ક્યાં ઓછા હોય છે? કદાચ આધુનિક સંસ્કારિતા અને શિક્ષણમાં ઊછરતા દેશો અને માનવસમૂહોમાં સાચી માનવતાને રૂંધી નાખે એવા અવગુણોની માત્રા વધારે પ્રમાણમાં હોય, એવું માનવાની ફરજ પાડે એવી જ વસ્તુસ્થિતિ હોય! આને લીધે જીવનની જરૂરિયાતો, ફેશનપરસ્તી અને અસંતુષ્ટ વૃત્તિ એવી તો બેમર્યાદા વધી જાય છે કે એને પૂરી કરવા માટે ન માલૂમ કેટકેટલાં ખોટાં–નકામાં કામ કરવાં પડે છે! અત્યારની સુધરેલી ગણાતી દુનિયાની દૃષ્ટિએ પછાત, અશિક્ષિત અને અસંસ્કારી લેખાતા કચ્છ કે એના જેવા પ્રદેશો સુખશાંતિથી રહેવા-જીવવા માટે તેમ જ જીવનસ્પર્શી ધાર્મિકતા અને માનવતાને ખીલવવા તથા

ફેલાવવા માટે કદાચ વધારે ફળદ્રુપ ધરતી જેવા હોય.[૧૦]

## સાહિત્ય, સંગીત અને કળાનો વારસો

કોઈ પણ સ્થાન કે દેશની શિક્ષિતતા અને સંસ્કારિતાને માપવાનો એક બીજો અને સાચો ગજ હોય છે; અને એ દૃષ્ટિએ પણ કચ્છનું મૂલ્યાંકન કરવા જેવું છે એ ગજ છે સાહિત્ય, સંગીત અને કળારૂપ સંસ્કારત્રિવેણીના વારસાનો. માનવીની પ્રતિભા–સર્જનશક્તિ આ સંસ્કારત્રિવેણી-માંથી કોઈ પણ રૂપે પ્રગટે છે અને વિકસિત થઈ શકે છે. કચ્છી ભાષામાં જૂના વખતથી રચાતું અને મોટે ભાગે લોકમુખે સચવાતું આવેલું કચ્છનું લોકસાહિત્ય રુચિ, ભાવવાહિતા, વિષયની વિવિધતા, હૃદયસ્પર્શિતા અને મધુરતાની કસોટીએ બીજા પ્રદેશોના સાહિત્યની હરોળમાં બેસી શકે એવું અને કચ્છની પ્રજાની પ્રશાંત અને પ્રચ્છન્ન સંસ્કારિતાને જેબ અપાવે એવું છે.[૧૧]

૧૦. અત્યારે પણ શિક્ષણમાં અને આધુનિક ભૌતિક સંસ્કારિતામાં પછાત લેખાતા પ્રદેશોની ધરતીમાં મહેકતી માનવતાની ફોરમ હજી પણ ત્યાં ટકી રહેલી આતિથ્યભાવના, પરગજુ વૃત્તિ, સરળતા વગેરે ગુણસંપત્તિની સાક્ષી પૂરે છે. સારમાણસાઈનાં દર્શન આવાં સ્થાનોમાં સાવ સહજપણે થાય છે.

૧૧. કચ્છની ધરતીનાં ખમીર અને ખુશબોને એની મુખે મુખે રમતી રહેલી લોકકથાઓએ અને લોકગીતોની સરવાણીઓએ અત્યાર સુધી સાચવી રાખી છે. વળી, કચ્છની સંતવાણીની પ્રસાદી તો એવી વિપુલ, હૃદયસ્પર્શી અને વિવિધતાથી ભરેલી છે કે એનું તો મૂલ્ય જ ન આંકી શકાય ! અને માનવીના અંતરમાં વસતી સ્નેહ–પ્રેમની સુંવાળી લાગણીઓને લોકજીવનમાં પ્રસરાવતી પ્રણય-કથાઓ પણ કચ્છના સાહિત્યને જાણે પ્રણયની ઊર્મિલતાના રંગે રંગી નાખે છે. કારાયલ અને કપૂરી, નાગવાળો અને નાગમતી અને લીલા અને ચનેસરની પ્રણય-કથાઓ કવિની બાનીમાં યાદગાર બની ગઈ છે. અને આ કથાઓમાં શિરમોર સમી શોભી રહે છે જેસલ-તોરલની અમર કહાની અને ભજવાણીમાં સમર્પિત થયેલી આહિરિયાણીઓની રાસક્રીડાની કથા.

કચ્છની આગવી વિશેષતાનું વર્ણન કરીને તેમ જ કચ્છના સાહિત્યની મહત્તા દર્શાવીને એની સાચવણી કરવાનો અનુરોધ કરતાં એલ. એફ. રશબ્રુક વિલિયમ્સે યોગ્ય જ કહ્યું છે કે —

"કચ્છનો પ્રદેશ સદીઓ સુધી હિંદુસ્તાનના અન્ય વિસ્તારોથી કંઈક અલગ રહેલો હતો, એ હકીકત છે. પરંતુ તેનો અર્થ એમ નથી, કે કચ્છને દુનિયાના બીજા ભાગો સાથે કાંઈ સંબંધ નહોતો. કચ્છે એક પ્રકારની અનોખી અસ્મિતા સર્જી હતી......સમગ્ર હિંદમાં જે ઐતિહાસિક ઘટનાઓ બની છે, તેવી જ ઘટનાઓ, અલબત્ત, નાના સ્વરૂપે, કચ્છના ઇતિહાસમા પણ બનવા પામી છે. વારંવાર થતાં વિદેશી આક્રમણો, જુદી જુદી સંસ્કૃતિઓનું મિશ્રણ, રાષ્ટ્રીય ભાવનાનો ઉદ્ભવ વગેરે હકીકતોવાળો કચ્છનો ઇતિહાસ, રોમાંચક કહાણીઓ તથા ઉપકથાઓથી ભરપૂર છે. કંઠસ્થ જળવાયેલું કચ્છનું સમૃદ્ધ લોકસાહિત્ય વિપુલ પ્રમાણમાં હસ્તી ધરાવે છે. પરંતુ તેમાનો બહુ જ થોડો ભાગ લિખિત સ્વરૂપમાં ઉપલબ્ધ છે... ...

"કદાચ એક-બે વરસમાં જે ગણ્યાગાંઠ્યા લોકો કચ્છના મહામૂલા ઇતિહાસ અને લોક-સાહિત્યને પોતાના સ્મૃતિ-પ્રદેશોમા જાળવતા આવ્યા છે, તેઓ પણ હમેશને માટે ચાલ્યા જાય અને તેમનું સ્થાન લેનાર કોઈ રહે નહીં. જો આ પ્રકારના અનેરા કંઠસ્થ લોક-સાહિત્યનો સદંતર નાશ થવા પામે, તો કચ્છને માટે જ નહીં, પણ ભારત માટે પણ, તે એક ગંભીર નુકસાન ગણાશે. આ લોક-સાહિત્ય ખૂબ રસિક છે, એટલું જ નહી પણ તે એમ પણ બતાવે છે, કે ભારતની સાંસ્કૃતિક સમૃદ્ધિમા તેમ જ સંપત્તિ વધારવાના મહાન કાર્યમાં કચ્છ પણ પોતાનો સારો ફાળો આપતું થયું છે." (કારા ડુંગર કચ્છજા, આમુખ, પૃ૦ ૫-૬.) ડૉ. રશબ્રુક વિલિયમ્સનો કચ્છી સાહિત્યની સાચવણી કરવાની આ વાત કચ્છના આગેવાનોએ અને સાહિત્યકારોએ ધ્યાનમાં લેવા જેવી છે.

કચ્છી ભાષા એક સ્વતંત્ર અને બળકટ તેમ જ અસરકાર આગવી બોલી હોવા છતાં એની પોતાની કોઈ લિપી નથી, અને છતાં એનો સાહિત્યવારસો–મોટા ભાગના પદ્યમય ગેય સાહિત્યનો વારસો –લોકમુખે જે રીતે સચવાઈ રહ્યો છે, તે હેરત પમાડે એવો છે. આ સાહિત્યવારસો જેમ પ્રણય-કથાઓથી સમૃદ્ધ છે, તેમ શૌર્યકથાઓ, સાહસકથાઓ, બલિદાનકથાઓ, શૃંગાર–વૈરાગ્યની ફૂલ-ગૂંથણી દર્શાવતી અથવા શૃંગારમાંથી વૈરાગ્ય તરફ દોરી જતી સંસ્કારકથાઓ અને ધર્મકથાઓથી પણ સમૃદ્ધ બનેલો છે. અને એનું કારણ કચ્છની પ્રજામાં જેમ પોતાના પ્રેમ કે પ્રણયને માટે કુરબાની કરનારાં નર-નારી થઈ ગયાં, તેમ પોતાના વતનને કાજે, રાજભક્તિને માટે, સાગરના સાહસ ખેડવા કાજે, પોતાના ધર્મ અને શીલની રક્ષા અર્થે અને પરમપિતા પરમેશ્વરની ખોજ સારુ પણ જાનફિશાની કરનારી અનેક વ્યક્તિઓ થઈ ગઈ, એ છે.[૧૨] જે પ્રજા આવી ચેતનવંતી, ખમીરદાર અને સ્વમાની હોય એનું સાહિત્ય નબળું કે નગણ્ય કેવી રીતે હોઈ શકે ? જીવનના જીવંત રસમાંથી રચાયેલ આ સાહિત્યની તાકાત તો બાયલાને બેઠા કરે અને મડાંને ઝૂઝતાં કરી શકે એવી છે. વળી, ભારતની કંઈક અંશે ઉત્તર દિશાએ અને કંઈક અંશે પશ્ચિમ દિશાએ આવેલ પંજાબ, સિંધ અને કચ્છ–એ ત્રણ પ્રદેશોની ભાષાઓ કે બોલીઓમાં ધ્વનિ અને ઉચ્ચારનું કંઈક એવું સામ્ય છે કે, અજાણ્યાને તો, પહેલે પરિચયે, એ ત્રણે ભાષા જાણે એક જ હોય એવો આભાસ થાય છે.[૧૩] ભારતના સીમાપ્રાંતના આ ત્રણે પ્રદેશોને પડોશી રાજ્યમાંથી આવી પડનારા આક્રમણની સામે હમેશાં સજાગ રહેવું પડે છે, એ જાણીતું છે. આથી પણ કચ્છની પ્રજામાં તેમ જ એની બોલીમાં તેજસ્વિતાનો વાસ થયો હોય એ બનવા જોગ છે. એ જાણીને આનંદ સાથે આશ્ચર્ય થયા વગર નથી રહેતું કે વ્રજભાષા અને કવિતાકળા શીખવાની અભિનવ કહી શકાય એવી પાઠ-શાળા શિક્ષણમાં પછાત ગણાતા કચ્છદેશમાં જ સ્થપાઈ હતી ! ( આની વિશેષ માહિતી આગળના " કચ્છમાં જૈનધર્મ અને જૈન મહાજન " નામે બીજા પ્રકરણમાં આપી છે. )

કચ્છનું સંગીત કચ્છનું પોતાનું જ છે. એની રાગ-રાગિણીઓ, ગાવાની તર્જો અને હલકો, નૃત્ય-ગાનની રીતરસમો, સંગીતને સાચવી બેઠેલી બાવા, અતીત, ફકીરોની જમાતો—આ બધું જ આગવું અને અભ્યાસનો ઉત્તમ વિષય બની શકે એવું છે. અને એવી જ આગવી અને વિશિષ્ટ છે કચ્છની કળાસંપત્તિ. સાદા અને કઠણ પથ્થરમાં કંડારેલાં મુલાયમ અને ભાવવાહી શિલ્પો કચ્છનાં અનેક દેવધામો, સ્મૃતિમંદિરો અને અન્ય સ્થાપત્યોનાં ગૌરવરૂપ બની રહ્યાં છે. એ જ રીતે કચ્છની ચિત્રકળાનો ભંડાર પણ દાદ માગી લે એવો વિપુલ અને વિવિધ વિષયને આવરી લે એવો છે. શું એનું ચિત્રકામ કે શું એનું ભરતકામ, અને શું છાણ-માટી જેવી સાદી સામગ્રીથી

૧૨. આ વાતની સાક્ષી ઠેર ઠેર ઊભા કરેલા સતીઓ અને શૂરાઓના પાળિયાઓ, સંતોનાં સ્મારકો, દેવ-સ્થાનો, ધર્મનાં ધામો, તીર્થભૂમિઓ અને સેના તથા સદાવ્રત માટે ઊભાં કરેલાં સ્થાનો પૂરે છે. આમાંનાં કેટલાંક સ્થાનો તો માનવજીવન સાથે વણાઈને વિકાસ પામેલી શિલ્પકળા અને ચિત્રકળાના ઉત્તમ નમૂનાનાં સંગ્રહસ્થાનો સમાં બની ગયાં છે.

૧૩. ભાષાશાસ્ત્ર અને ધ્વનિશાસ્ત્રના કોઈક અભ્યાસીએ આ ત્રણે ભાષાઓના શબ્દો અને એની ઉચ્ચારણ-પદ્ધ-તિનો અભ્યાસ કરીને ક્યારેક એના ઉપર પ્રકાશ પાડવા જેવો છે.

ઘરને શણગારવાની એની આવડત, જ્યાં જુઓ ત્યાં ચિત્રકામરૂપે પ્રગટ થતી સરસ્વતીની કામણગારી અને ચેતનવંતી સૌંદર્યશ્રીનાં જ દર્શન થાય છે. કચ્છની આ કળા-સંપત્તિ ત્યાંની પ્રજાના ગરીબ છતાં નિરાંતવાળા સંસ્કારી જીવનની સાખ પૂરે છે.

સાહિત્ય, સંગીત અને કળા–માતા શારદાંના વરદાન સમી–એ ત્રણે સર્જન-શક્તિમાં આવો ઉત્તમ વારસો ધરાવનાર કચ્છની ધરતીને અને એની પ્રજાને શિક્ષણ અને સંસ્કૃતિમાં પછાત કહીએ તો સમજવું રહ્યું કે આ માટેનાં આપણાં તોલમાપ કંઈક પાંગળાં અને અધૂરાં છે અથવા આપણી સમજણમાં કંઈક ખામી છે. અને હવે તો અક્ષરજ્ઞાન–શાળા, મહાશાળા અને વિશ્વવિદ્યાલયના જ્ઞાન–ની બાબતમાં પણ કચ્છમાં વસતી કે ભારતમાં તેમ જ ભારત બહાર વસતી કચ્છની પ્રજા ઝડપથી આગળ વધી રહી છે; અને કચ્છના શાહસોદાગરો, ઉદ્યોગપતિઓ અને સાહસિક પ્રજાજનોના પ્રતાપે કચ્છની સમૃદ્ધિમાં પણ વધારો થવા લાગ્યો છે. આ રીતે કચ્છની ધરતી સરસ્વતી, લક્ષ્મી અને સંસ્કારિતા એ ત્રણે બાબતમાં વિશેષ ગૌરવંતી બનવા લાગી છે, એમ કહેવું જોઈએ.

## બીજું આગવાપણું

વળી, કચ્છની પ્રજાના પહેરવેશ અને ઘરેણાંમાં પણ એમની અનોખી રુચિ અને પ્રથા જોવા મળે છે. ઉપરાંત, કચ્છની ધરતીમાં અને એના ડુંગરાઓમાં વિજ્ઞાન અને વેપાર-ઉદ્યોગમાં કામ લાગે એવી વિપુલ ખનીજસંપત્તિ છુપાયેલી પડી છે. કચ્છનાં પશુઓ અને ખાસ કરીને પંખીઓમાં કેટલીક એવી જાતો મળે છે કે જે બીજે ભાગ્યે જ જોવામાં આવે છે.[૧૪]

ઇતિહાસ કહે છે કે, એક કાળે કચ્છ મીઠાપાણી અને ખેતીની સારી પેદાશથી સમૃદ્ધ અને સુખી પ્રદેશ હતો, પણ સને ૧૮૧૯ (વિ. સં. ૧૮૭૫) ના મહાધરતીકંપે કચ્છની સુખસમૃદ્ધિને છીનવી લેવાનું અકાર્ય કર્યું અને ત્યારથી કચ્છની સુખ-શાંતિ-સમૃદ્ધિને કાયમનો એવો ઘસારો પહોંચ્યો કે જેનો અંત હજી સુધી આવ્યો નથી[૧૫] વળી, ભારત સ્વતંત્ર થયું અને કચ્છ ભારત સાથે જોડાઈ ગયું ત્યાં સુધી કચ્છના રાજ્યશાસનને પોતાનું આગવું ચલણી નાણું પણ

---

૧૪. પશુઓમા ઘૂડખર નામનું પ્રાણી, જેને જંગલી ગધેડા તરીકે ઓળખવામાં આવે છે તે અને પક્ષીઓમાં સુરખાબ (ફ્લેમીંગો) નામનું પંખી એ કેવળ કચ્છની ધરતીની જ વિશેષતા છે. જ્યારે પ્રસવકાળ આવે છે ત્યારે સુરખાબનું તો એક ટાપુમા નગર જ વસી જાય છે. (કચ્છનુ સંસ્કૃતિદર્શન, પૃ. ૨૩૯, ૨૪૩, ૨૫૭)

સમ્રાટ અકબરના દરબારી લેખક શેખ અબુલ ફઝલે, એના 'આયને અકબરી' નામે ગ્રંથમાં, કચ્છની ત્યારની સ્થિતિનું વર્ણન આ પ્રમાણે કર્યું છે : "કચ્છ એક વિશાળ અલગ પ્રદેશ છે. ઝાડ-પાન વગરનો અને રેતાળ છે. ત્યાં ઉત્તમ ઓલાદના ઘોડા, સારા ઊંટો અને બકરાં-ઘેટાં ઉછેરાય છે. ત્યાંના રાજા યદુવંશી એટલે ચંદ્રવંશી કહેવાય છે. ભાયાતો જાડેજા લોકો દેખાવડા છે અને કદાવર છે, તથા દાઢી રાખે છે. તેમનુ લડાયક બળ ૧૦,૦૦૦ ઘોડેસવારો અને ૫૦,૦૦૦ પાયદળ લશ્કરનું બનેલું છે. રાજા પોતે ભુજ શહેરમાં રહે છે. અને પશ્ચિમે ઝારા અને પૂર્વમાં કંથકોટ એમ બે સ્થળે મજબૂત કિલ્લાઓ બાંધેલા છે." (કારા ડુંગર કચ્છજા, પૃ. ૧૧૪) (આ વર્ણન આશરે ૪૦૦ વર્ષ પહેલાંનું છે)

૧૫. આ માટે "ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ," ગ્રંથ ૧માં નોંધ્યું છે કે—

"સિંધુ અને બીજી કેટલીક નદીઓ કચ્છની ઉત્તરે સમુદ્રસંગમ કરતી. એમાંની કોઈ નદીઓ અધવચ લુપ્ત થઈ ગઈ, તો કોઈ નદીઓ વહેણ બદલી સિંધુમાં ભળી ગઈ. સિંધુના મુખ પણ સમય જતા વધુ ને વધુ પશ્ચિમ તરફ

હતું, જે કોરીના નામે[16] જાણીતું હતું. અને ભારતને વિદેશીઓની ગુલામીમાંથી સ્વતંત્ર બનાવવાના એકાદ સૈકા જેટલા લાંબા ધર્મયુદ્ધમાં તન-મન-ધનથી પોતાનો સાથ પુરાવવામાં પણ કચ્છ જરાય પાછળ નહોતું રહ્યું, એની પણ આપણી નજીકના સમયમાં રચાયેલ ઇતિહાસ સાક્ષી પૂરે છે.

કચ્છમાં ઉપરાઉપરી આ વર્ષે (વિ૦ સં૦ ૨૦૩૦ની સાલમાં) ત્રીજી વાર પડેલા દુષ્કાળનો સામનો કરીને માનવરાહત અને પશુરક્ષા માટે, કચ્છમાં અને કચ્છ બહાર રહેતી કચ્છની પ્રજાએ જે ખમીર, હિંમત અને કર્તવ્યપરાયણતા દાખવ્યાં છે, તે તો કચ્છની પ્રજાની શ્રીમંતાઈ, ઉદારતા અને સેવાપરાયણતાની જીવંત કીર્તિગાથા બની રહે એવાં છે.[17]

આવી ખમીરવંતી છે કચ્છની ભૂમિ.
આવી ગૌરવશાળી છે કચ્છની પ્રજા
એ ભૂમિને અને એ પ્રજાને નમન.

---

ખસતાં ગયાં. છેવટે એનો 'પૂરણ' નામે એક ફાંટો જ કચ્છમાં રહ્યો, જે કચ્છના પશ્ચિમ ભાગમાં થઈ અરબી સમુદ્રને મળતો. સિંધુ નદીના મુખની એ પૂર્વ શાખાનું વહેણ પણ ઈ. સ. ૧૭૬૪માં ઝારાના યુદ્ધ પછી સિંધના અમીર ગુલામ શાહે મોરામાં બંધ બાંધીને કચ્છમાં આવતું અટકાવી દીધું. પરિણામે લખપતની ઉત્તરે આવેલા છજ્જ઼ પ્રદેશનાં ડાંગરનાં ખેતરોની ફળદ્રુપતા ચાલી ગઈ. સિંધના અમીરોનું રહ્યું સહ્યું કામ ૧૮૧૯માં ધરતીકંપના કુદરતી ઉપદ્રવ વડે પૂરું થયું. કોરીનાળની પશ્ચિમે આવેલ મોટા વિસ્તારની જમીન નીચે નમી જતાં ત્યાં એકાએક ખારું પાણી ફરી વળ્યું; અને સાથે સાથે મોટા રણમાં ૫.૫ મીટર (૧૮ ફૂટ) ઊંચો, ૮૦ કિ. મી. (૫૦ માઈલ) લાંબો અને ૧૬ થી ૨૪ કિ. મી. (૧૦ થી ૧૫ માઈલ) પહોળો જમીનનો વિસ્તાર ઊંચો ઊપસી આવતાં, સિંધુના વહેણ આડે, એવો કુદરતી બંધ બંધાઈ ગયો કે સિંધુનાં પાણી હંમેશને માટે કચ્છમાં આવતાં બંધ થઈ ગયાં." (પૃ. ૪-૫)

"સિંધુની એક શાખાનો કચ્છ બાજુનો પ્રવાહ છેક ૧૮૧૯ના ધરતીકંપમાં ખસી ગયો ત્યાં સુધી એ કચ્છના તળ પ્રદેશના પેટાળમાં મીઠું પાણી ભરતો હતો, અને એ જ કારણે "કચ્છડો બારે માસ" લીલો હોવાની કહેતી થઈ પડેલી. એવા સદા લીલા પ્રદેશનો આજે માત્ર દક્ષિણનો પ્રદેશ ફળદ્રુપતા સાચવી રહ્યો છે એ પણ કાળની બલિહારી છે." (પૃ. ૨૭૨) (આ હકીકત 'કચ્છનું સંસ્કૃતિદર્શન,' પૃ. ૨૪૬ના આધારે નોંધવામાં આવી છે.)

૧૬. કચ્છમા કોરીના ચાંદીના સિક્કાની શરૂઆત રાઓશ્રી ભારમલજી પહેલાના સમયમાં (વિ. સં. ૧૬૭૩ની સાલથી) થઈ હતી. એક વાર એમણે મોગલ બાદશાહ જહાંગીરની અમદાવાદમાં મુલાકાત લીધી ત્યારે એમને રાજી કરીને આ માટે પરવાનગી મેળવી હતી. (કચ્છ કલાધર, ભાગ ૨, પૃ૦ ૩૪૪-૩૪૫) 'કોરી' શબ્દ એ 'કુંવરી' શબ્દનું ટૂંકું રૂપ છે. જુઓ, "કચ્છમિત્ર"ના રજત જયંતી વિશેષાંકમાં (પૃ૦ ૯૫) છપાયેલ "કચ્છની કુંવરી (કોરી)" નામે શ્રી કેશવલાલ ઝવેરીનો લેખ.

૧૭. કચ્છ સંબંધી વિશેષ, વિસ્તૃત અને વિવિધ વિષયોને લગતી માહિતી મેળવવા માટે બીજાં પુસ્તકો ઉપરાંત આ ત્રણ પુસ્તકો ખાસ ઉપયોગી સામગ્રી પૂરી પાડે એવાં છે: (૧) કચ્છની સંસ્કૃતિના વિશેષજ્ઞ શ્રી રામસિંહજી રાઠોડકૃત "કચ્છનું સંસ્કૃતિદર્શન," સને ૧૯૫૯; (૨) એલ. એફ. રશબ્રુક વિલિયમ્સકૃત "The Black Hills: Kutch in history and legends: A Study in Indian Local Loyalties" અને એનો "કાળા ડુંગર કચ્છ અથવા ઇતિહાસ અને લોકકથામાં કચ્છ [હિંદી રાજભક્તિનું એક અધ્યયન]" નામે ગુજરાતી અનુવાદ; સને ૧૯૬૩; અને (૩) જાણીતા સાક્ષરો શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ તથા ડૉ. હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી સંપાદિત "ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ" નામે પુસ્તકના ત્રણ ગ્રંથો; સને ૧૯૭૨, ૧૯૭૨ અને ૧૯૭૪. (આમાં પણ પ્રથમ ભાગ વિશેષ ઉલ્લેખનીય છે.)

## ૨

# કચ્છમાં જૈનધર્મ અને જૈન મહાજન

કચ્છમાં જૈનધર્મ ક્યારથી હશે, એ જિજ્ઞાસાનો થોડોક જવાબ તો કચ્છનું સુપ્રસિદ્ધ ભદ્રેશ્વર-વસઈ જૈન તીર્થ પોતે જ આપે છે.

આ તીર્થની સ્થાપનાની, પરંપરાથી કહેવાતી-સચવાતી રહેલી અનુશ્રુતિનો એટલે કે કથાનો સમય છેક ભગવાન મહાવીરના નિર્વાણ પછીની પહેલી પચીશી જેટલો પ્રાચીન ગણાય છે; એટલે, એ કથાને આધારે, એમ કહી શકાય કે, શ્રમણ ભગવાન મહાવીરના સમયથી જૈનધર્મનો પ્રભાવ કચ્છમાં પહોંચી ગયો હશે. સ્વનામધન્ય વિજય શેઠ અને વિજયા શેઠાણીની ધર્મકથાની સાથે શ્રી ભદ્રાવતી નગરીનો સંબંધ વર્ણવવામાં આવ્યો છે, અને તેઓ પણ ભગવાન મહાવીરના સમયમાં થઈ ગયાનું કહેવામાં આવે છે, તે ઉપરથી પણ જૈનધર્મ કચ્છમાં કેટલા પ્રાચીન સમયથી હશે એનો કંઈક ખ્યાલ આવી શકે છે. ઉત્તરોત્તર સચવાઈ રહેલ કથાનક પ્રમાણે તો તેવીસમા તીર્થંકર ભગવાન પાર્શ્વનાથના જે જિનમંદિરને લીધે ભદ્રેશ્વર નગરની તીર્થભૂમિ તરીકે ખ્યાતિ થઈ છે, તેની પ્રતિષ્ઠા પરમાત્મા મહાવીરદેવના નિર્વાણ પછીની પહેલી પચ્ચીશીમાં, અને એમના જ સમકાલીન લેખાતા શ્રી કપિલ કેવલી અથવા શ્રી વિમલ કેવલીના શુભ હાથે થઈ હોવાની વાત પણ જાણવા મળે છે : આ બનાવ પણ આ વાતનું જ સમર્થન કરે છે.

### જૈનધર્મનું ધ્યેય

જૈનધર્મનું મુખ્ય ધ્યેય જન્મ-મરણના અવિરત ફેરારૂપ સંસારચક્રથી જીવની સર્વથા મુક્તિ, એ જ રહ્યું છે. એટલે એની બધી ક્રિયાઓ અને સાધનાઓ આ ધ્યેયને અનુલક્ષીને જ યોજવામાં આવેલ છે. જૈનધર્મમાં સંસારભ્રમણના મુખ્ય કારણરૂપ કષાયો તથા રાગ અને દ્વેષની વૃત્તિઓ ઉપર સર્વથા જય મેળનાર જિન કે ભગવાન તીર્થંકરને ઇષ્ટદેવ તરીકે માનવા અને પૂજવામાં આવે છે.[1] ભગવાન તીર્થંકરે સમભાવને મુક્તિનો અંતિમ ઉપાય જણાવેલ છે;[2] અને એ માટે વિશ્વના નાના-મોટા તમામ જીવોને પોતાના મિત્ર માનવાનો અને કોઈના પ્રત્યે વૈર-વિરોધનો ભાવ નહીં કેળવવાનો આદેશ આપ્યો છે.[3] આ આદેશની જીવનમાં ત્યારે જ પ્રતિષ્ઠા થઈ શકે કે જ્યારે મન-વચન-કાયાનો આંતર-બાહ્ય બધો વ્યવહાર અહિંસા અને કરુણાની સર્વ-

---

१ सर्वज्ञो जितरागादिदोषस्त्रैलोक्यपूजितः ।
यथास्थितार्थवादी च देवोऽर्हन् परमेश्वरः ॥ —યોગશાસ્ત્ર, પ્ર૦ ૨, શ્લો૦ ૪.

२. सेयबरो व आसंबरो व बुद्धो य अहव अन्नो वा ।
समभावभाविअप्पा लहए मुक्खं न संदेहो ॥ —સંબોહસત્તરી.

३. मित्ती मे सव्वभूएसु वेरं मज्झं न केणइ । —વંદિત્તુ સૂત્ર, ગા૦ ૪૯.

મંગલકારી ભાવનાથી સુરભિત થાય. અને આવી જીવનસાધના અથવા આત્મસાધનાના માર્ગે ત્યારે જ ચાલી શકાય કે જ્યારે સંયમ અને તપની ભાવનાને જીવન સાથે એકરૂપ બનાવી લેવાનો પુરુષાર્થ કરવામાં આવે. ત્યાગ, વૈરાગ્ય અને તિતિક્ષાનો આવી સાધનામાં આપમેળે જ સમાવેશ થઈ જાય છે. જૈન ધર્મશાસ્ત્રોમાં અહિંસા, સંયમ અને તપમય ધર્મને ઉત્કૃષ્ટ મંગલ તરીકે બિરદાવવામાં આવેલ છે, તે આટલા જ માટે;[૪] અને ધર્મનો યથાર્થ મહિમા પણ એમાં જ સમાઈ જાય છે.

એટલે જ્યાં જ્યાં જૈનધર્મ અને જૈન સંસ્કૃતિનો પ્રભાવ વિસ્તરે છે, ત્યાં ત્યાં એના અનુયાયીરૂપ ચતુર્વિધ ધર્મસંઘ અહિંસા, સંયમ અને તપની ભાવનાના પાલન અને પ્રચાર કરવાનો નિરંતર પ્રયત્ન કરતો રહે છે જૈનધર્મનાં તીર્થધામો, પર્વદિવસો, ઉત્સવો-મહોત્સવો, વ્રતો, નિયમો અને વિધિ-વિધાનો હમેશાં આ સંદેશને જ પ્રોત્સાહન આપતાં રહે છે, કારણ કે એથી જ દુનિયાનું સાચું ભલું થઈ શકવાનું છે, એવી એની દૃઢ આસ્થા અને માન્યતા છે. ધર્મની સાચી પ્રભાવના પણ આ રીતે જ થઈ શકે છે.

## કચ્છમાં જિનમંદિરો અને તીર્થો

કચ્છમાં પણ જૈનધર્મે અને જૈન સંઘે ભગવાન તીર્થંકરના આ ધર્મસંદેશને જ ફેલાવવાનો સત્પ્રયત્ન કર્યો છે. ભગવાન તીર્થંકરોએ સમવસરણમાં બેસીને સર્વ જીવોને આ ધર્મ નો મર્મ સમજાવવા ધર્મદેશના આપી હતી. સમભાવના પ્રતીક સમા સમવસરણની અને તીર્થંકર ભગવાનના વીતરાગપણાની ભાવનાની સ્મૃતિને જનસમૂહમાં જીવંત રાખવા માટે, જેમ ભારતના અન્ય ભાગોમાં જિનમંદિરો અને તીર્થસ્થાનોની સ્થાપના કરવામાં આવી[૫] તેમ, કચ્છની ધરતી પણ જિનેશ્વર ભગવાનનાં મંદિરો અને તીર્થોથી સુશોભિત અને ગૌરવશાળી બની છે. કચ્છ જેવા પાંચ-છ લાખની વસતી ધરાવતા નાના સરખા પ્રદેશોમાં રચાયેલ શ્રી ભદ્રેશ્વર-વસઈ જૈન તીર્થ, નાની પંચતીર્થીનાં[૬]

---

૪. धम्मो मंगलमुक्किट्ठं अहिंसा संजमो तवो ।
देवा वि तं नमंसंति जस्स धम्मे सया मणो ॥ —દશવૈકાલિક સૂત્ર, અ૦ ૧, ગા૦ ૧.

૫. જિનચૈત્યો–જિનમંદિરોની સ્થાપનાને લગતી પ્રાચીન પરંપરા અને ઈતિહાસમાન્ય હકીકતોને આધારે એની વિકાસકથા ટૂંકમાં કંઈક આ રીતે આલેખી શકાય : આની મોટા ભાગની શરૂઆત પર્વતો અને ટેકરીઓમાં કોતરવામાં આવેલ ગુફા મંદિરોથી થઈ હશે. તે પછી ગિરિમંદિરો અને ઉદ્યાન-મંદિરોનો સમય આવ્યો હશે. તે પછી નગર-મંદિરો અને ગૃહમંદિરો સ્થપાવા લાગ્યાં હશે. આ વાતને અકાટ્ય વિધાનરૂપે નહીં પણ ક્રમિક વિકાસની સામાન્ય રૂપરેખા રૂપે જ સમજવાની છે. સમય જતાં ગુફા-મંદિરો રચવાની પરંપરા આપણા સંઘમાંથી સાવ લુપ્ત થઈ ગઈ અને ગિરિમંદિરોની રચના કરવાની પ્રવૃત્તિ વેગ પકડતી ગઈ, જે અત્યારે પણ ચાલુ છે. આજે પણ કેટલાક ગુફા-મંદિરો તો ધર્મભાવના અને કળારુચિ બન્નેની ગૌરવકથા સંભળાવે એવાં ભવ્ય છે, પણ એના તરફ આપણે ઠીક ઠીક ઉદાસીન બની ગયા છીએ. આ ઉપેક્ષાભાવ દૂર થાય એ જરૂરી છે.

૬. કચ્છની નાની પંચતીર્થીનાં ગામો આ પ્રમાણે છે : મુંદ્રા, ભુજપુર, નાની તથા મોટી ખાખર, બીદડા-આશ્રમ અને માંડવી આશ્રમ (વૃદ્ધાશ્રમ).

જિનમંદિરો, મોટી પંચતીર્થીનાં[૭] આલિશાન જિનપ્રાસાદો, કટારિયા તીર્થ સહિત બીજાં કેટલાંક તીર્થો તેમ જ કચ્છનાં મોટા શહેરો તથા નાનાં ગામોમાં બંધાયેલ નાનાં-મોટાં દોઢસો જેટલાં જિનમંદિરો; અને શહેરો તથા ગામોમાં બનેલ પોશાળો, ધર્મસ્થાનકો, ઉપાશ્રયો, જ્ઞાનશાળાઓ અને જ્ઞાનભંડારો[૮] આ વાતની સાક્ષી પૂરવા સાથે કચ્છની ધર્મપરાયણતાનું સુભગ દર્શન કરાવે છે. આ બધું જોઈ ને એમ જરૂર કહી શકાય કે કચ્છમાં આડંબરવાળા મોટા મોટા ધર્મોત્સવો ભલે ઓછા થતા હોય, પણ એ ભૂમિની ધર્મશ્રદ્ધા આપણા દેશના બીજા પ્રદેશોની ધર્મશ્રદ્ધા કરતાં જરાય ઓછી કે ઊતરતી નથી; અને કદાચ, પોતાને વારસામાં મળેલ ભલા ભોળા-સરળપણાને લીધે, એની ધર્મશ્રદ્ધા વધારે જીવંત અને જીવનસ્પર્શી હશે.

## જૈન મહાજન

વળી, કચ્છના જૈન મહાજનની નામના, પ્રતિષ્ઠા, દીન-દુખિયાના બેલી બનવાની ભાવના, કાર્યશક્તિ અને પ્રભાવશીલતા પણ અન્ય સ્થાનોના જૈન મહાજનોની હરોળમાં બેસી શકે એવી છે. કોઈના ઉપર અન્યાય થતો હોય તો તેનું નિવારણ કરવા હમેશાં તૈયાર રહેવું, દીન-દુઃખી જનોને સહાય કરવી, અબોલ, નિર્દોષ પશુ-પંખીઓને પીડાતાં અને મરતાં બચાવવાં, કુદરત-સર્જિત કે માનવ-સર્જિત સંકટ સમયે, કોઈ પણ જાતના ભેદભાવ વગર, સૌને સહાય અને આશ્રય આપવાં અને ધર્મભાવનાને પ્રજા-જીવનમાં વહેતી રાખવા ધર્મનાં કાર્યો કરવાં, એ છે મહાજનનું કર્તવ્ય. જે ધર્મ અહિંસા. કરુણા અને દયાની ભાવના ઉપર આધારિત હોય એનો અનુયાયી આવી કર્તવ્યભાવનાને આવકારે એમાં જ એના ધર્મની ચરિતાર્થતા રહેલી છે. તેથી જ, જેમ આપણા દેશના રાજાઓને ગો-બ્રાહ્મણ-પ્રતિપાળ તરીકે બિરદાવવામાં આવતા હતા તેમ, જૈન મહાજનને જીવદયા-પ્રતિપાળ તરીકે ઓળખાવવામાં આવે છે. બને ત્યાં સુધી પ્રજાની જેમ રાજસત્તાની સાથે પણ સારાસારી રાખીને, એની સહાયથી, જીવદયાનાં, ધર્મનાં અને લોકકલ્યાણનાં સારાં સારાં કાર્યો કરાવી લેવાં એવી મહાજનની સત્તાની સામાન્ય પ્રકૃતિ હોય છે; સત્તાનો સત્તારૂપે એટલે કે ભયપ્રેરક પગલાંરૂપે ઉપયોગ એ ભાગ્યે જ કરે છે; પણ જરૂર લાગતાં, રાજસત્તાની સામે અણનમ ખડા રહીને એનો પ્રતિકાર કરવો અને ભલાઈનું કામ કરાવવા માટે ગમે તેવું જોખમ વહોરવા

---

૭. કચ્છની મોટી પંચતીર્થી આ પ્રમાણે છે : સુથરી, કોઠારા, નલિયા, જખૌ અને તેરા. આ બધાંય જિન-મંદિરો અદ્ભુત, આલિશાન અને ભવ્ય છે, અને એ બધાં અબડાસા તાલુકામાં જ વસેલાં છે. માંડવીથી આ પંચ-તીર્થીમાં જતાં સાંધાણ ગામ આવે છે. ત્યાંનું જિનમંદિર પણ ખૂબ વિશાળ અને મનોહર છે, એટલે એને આ મહાન પંચતીર્થીનું મહાન પ્રવેશદ્વાર જ લેખવું જોઈએ.

૮. માંડવીમા કેટલાક હસ્તલિખિત ભંડારો વિદ્યમાન છે. કોડાયનો હસ્તલિખિત ભંડાર તો એની તાડપત્રીય અને બીજી પ્રતો માટે ખૂબ જાણીતો છે. કચ્છના ભુજ વગેરે શહેરોમાં પણ નાના-મોટા હસ્તલિખિત ભંડારો હોવાની શક્યતા છે. આ બધા ભંડારોને સુરક્ષિત બનાવવાની અને વિદ્વાનો એનો ઉપયોગ સરેલાઈથી કરી શકે એવી ગોઠ-વણ કચ્છના જૈન સંઘે કરવાની ખાસ જરૂર છે. બિદડાના આશ્રમમાંનાં છાપેલાં પુસ્તકોનો સંગ્રહ પણ ઘણો મહત્ત્વનો છે અને સદ્ભાગ્યે એ સારી રીતે સચવાયેલો પણ છે.

તૈયાર રહેવું એ મહાજનની વિરલ વિશેષતા હોય છે.

ફક્ત ૬૪ વર્ષ પહેલાં, વિ૦ સં૦ ૧૯૬૭ની સાલમાં બનેલો આવો જ એક કિસ્સો જાણવા જેવો છે. ત્યારે કચ્છમાં મહારાઓશ્રી ખેંગારજી બાવા ત્રીજાનું શાસન ચાલતું હતું. એક વાર બ્રિટિશ સરકારના કહેવાથી, કતલ કરવા માટે, કચ્છમાંથી ૭૦૦ ઘેટાં ખરીદીને કસાઈઓ એમને બ્રિટિશ હકૂમતની હદમાં લઈ જતા હતા. રસ્તામાં અંજાર વગેરે ગામોના મહાજનોને આ વાત જાણીને દુઃખ તો બહુ થયુ, પણ સામે કચ્છની રાજસત્તા અને ભારતની બ્રિટિશ સલ્તનત હતી, તેથી કોઈએ એમને રોકવાની હિંમત ન કરી અને આંખ આડા કાન કરવામાં શાણપણ માન્યુ ! છેવટે રાપર તાલુકાના દેશલપુર ગામના બે સ્થાનકમાર્ગી જૈન મહાજનોને આ વાતની ખબર પડી, એટલે એ આની સામે થયા અને, બ્રિટિશ સલ્તનત તથા કચ્છની રાજસત્તાના રોષની પરવા કર્યા વગર, ભારે જોખમ ખેડીને, એમણે એ સાતસોય ઘેટાંને અંજારની પાંજરાપોળમાં પહોંચતાં કરીને એમના જીવ બચાવ્યા, ત્યારે જ એમને નિરાંત થઈ. એ બે સ્વનામધન્ય ભાઈઓ તે ધનજી મોરબિયા અને જગશી ભાભેરા.[૯]

વળી જૈન સંઘમાં થઈ ગયેલા અનેક પ્રભાવક આચાર્યો અને ધર્મગુરુઓ પણ રાજસત્તા ઉપર પોતાનો પ્રભાવ પાડીને એની પાસે, સમયે સમયે, અહિંસા, અમારિ અને પ્રાણીરક્ષાનાં તેમ જ લોકોની ભલાઈનાં અનેક કામો કરાવતા રહ્યા છે. જૈન શ્રમણસમુદાયે તથા જૈન મહાજનોએ, આ રીતે પોતાની શક્તિ અને તેજસ્વિતાના બળે, રાજસત્તા પાસે સત્કાર્યો કરાવ્યાના સંખ્યાબંધ દાખલા જૈન પરંપરામાં તથા એના ઇતિહાસમાં સચવાઈ રહ્યા છે;[૧૦] અને આવા પ્રસંગો આજે

૯. આ પ્રસંગને મેં મારા " સુવર્ણકંકણ " નામે વાર્તાસંગ્રહમાં (પૃ૦ ૭૯) " સલ્તનતની સામે " નામની કથામાં વિગતે આલેખ્યો છે.

૧૦. અહિંસા, અમારિ અને કરુણાના પ્રસાર દ્વારા ધર્મતીર્થની પ્રભાવના કરવાના જગતઉપકારક મહાન કાર્યના પુરસ્કર્તા તો સ્વયં તીર્થંકર ભગવંતો પોતે જ હતા; એટલે પછી, એમના પુનિત પગલે પગલે, એમના અનુયાયીઓ એ ધર્મ-અમૃતની લહાણી કરવા માટે પોતાના મન-વચન કાયાના પૂર્ણ યોગથી પ્રયત્નશીલ થાય એમાં શી નવાઈ ? આ રીતે છેક પ્રાચીન સમયથી શરૂ કરીને તે વર્તમાન સમય લગી ધર્મશાસનની પ્રભાવના દ્વારા લોકોપકારના ધ્યેયને વરેલા શ્રમણવર્ગોની એક અખંડ પરંપરા ચાલી આવી છે અને એ રીતે ચતુર્વિધ સંઘનો તેમ જ ભાવનાશીલ, શક્તિશાળી અને વગદાર શ્રાવકસંઘનો મહિમા શાસકવર્ગમાં તથા પ્રજાવર્ગમાં સમાન રીતે વિસ્તરતો રહ્યો છે. લોકજીવનમા મહાજનપદ વિશેષ પ્રભાવશાળી લેખાય છે તે પણ આ કારણે જ. આ પરંપરામા જેમ મહાન શ્રમણશ્રેષ્ઠોની તેમ શ્રાવકરત્નોની નામાવલી પણ શોભતી રહી છે અને જૈન શાસનને વિશેષ ગૌરવશાળી બનાવતી રહી છે. આર્ય રક્ષિતસૂરિ, કાલકસૂરિ, પાદલિપ્તસૂરિ, સિદ્ધસેન દિવાકરસૂરિ, હરિભદ્રસૂરિ, બપ્પભટ્ટિસૂરિ, અભયદેવસૂરિ, કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિ, જિનદત્તસૂરિ, જિનચંદ્રસૂરિ, કલ્યાણસાગરસૂરિ, હીરવિજયસૂરિ વગેરેની ઉજ્જવળ પરંપરામાંથી કોનું નામસ્મરણ કરીએ અને કોને ભૂલી શકીએ ? તેમાંય કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે એકબીજાના વિરોધી એવા બે ગૂર્જરપતિઓ સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળદેવ ઉપર દાયકાઓ સુધી પોતાનો ધર્મપ્રભાવ વિસ્તારીને એમની પાસે ધર્મપ્રભાવના અને લોકકલ્યાણનાં જે અનેક સત્કાર્યો કરાવ્યાં, ગુજરાતના સમગ્ર પ્રજાજીવનનું જે સંસ્કારઘડતર કર્યું અને સાહિત્યક્ષેત્રે જે અસાધારણ સર્જન કર્યું એ તો વિશ્વના ઇતિહાસમાં પણ અજોડ કહી શકાય એવું છે.

પણ જૈનસંઘને ગૌરવશાળી બનાવી રહ્યા છે.

કમાણીનાં ઓછાં સાધનો, ઓછી અને અનિયમિત વૃષ્ટિ, દુષ્કાળની આપત્તિનો સતત ભય અને ધરતીકંપ આદિ કુદરતી કોપ જેવાં કારણોએ કચ્છની પ્રજાનું સાહસી, સહનશીલ, પ્રાણવાન, હિંમતબાજ અને દૂરના-અને નજીકના દેશો સાથે દરિયાઈ સંબંધ બાંધી જાણનાર દરિયાખેડૂ જૂથ તરીકે સર્જન કર્યું છે. અને આ જૂથમાં કંઈ એક કોમ કે એક જ્ઞાતિનો નહીં પણ જૈન વણિક કોમ સહિત અઢારે આલમનો સમાવેશ થાય છે.[૧૧]

આમાં કચ્છના સાહસી, શક્તિશાળી અને ભાગ્યવંત અનેક જૈન સદ્‌ગૃહસ્થોએ કચ્છમાં રહીને કે કચ્છ બહાર જઈને પુષ્કળ સંપત્તિ રળીને તથા શાહસોદાગર જેવું મોટું બિરુદ મેળવીને કચ્છની શાન વધારી છે, એટલું જ નહીં, એમણે પોતાના વતનમાં જૈનધર્મનાં અનેક સત્કાર્યો કરવાની સાથે સાથે, સામાન્ય પ્રજાજનોની સેવા માટેનાં કાર્યો પણ કર્યાં છે, અને કચ્છ બહારના પ્રદેશોમાં પણ ધર્મ અને લોકસેવાનાં કાર્યો કરીને પોતાની સંપત્તિને ધન્ય બનાવી છે. આમ કરીને તેઓએ પોતાની દાનશીલતાનો લાભ સૌને આપ્યો છે અને જૈનધર્મની દાનની ભાવનાને જીવી બતાવી છે.[૧૨] મુંબઈ બંદરને વિશ્વવિખ્યાત બનાવવામાં કચ્છના જૈન સાહસવીરો અને સોદાગરોનો

---

૧૧. આ અંગે "કારા ડુંગર કચ્છજા"માં (પૃ૦ ૬) સૂચવ્યું છે કે "કચ્છીઓનું દરિયા પ્રત્યેનું આકર્ષણ જન્મજાત છે. તે નાવિકોપૂરતું જ મર્યાદિત નથી. હિંદુ કે મુસલમાન વેપારીઓ અને શાહસોદાગરો, બધા માટે દરિયાઈ સફરો ખેડવી સહજ છે. સદીઓથી તેઓ પૂર્વ આફ્રિકા, અરબસ્તાન, ઈરાની અખાતના દેશો વગેરે દૂરદૂરના મુલકો તરફ દરિયાઈ મુસાફરીઓ કરતા આવ્યા છે. જંગબાર અને ટાંગાનિકામાં તો તેઓએ લાંબા સમયથી બહુ સારી જમાવટ કરી છે. કચ્છીઓની લાક્ષણિક હિંમત, અને સાહસ, હિન્દુસ્તાનના અન્ય પ્રદેશના વ્યાપારી વર્ગમાં અનેરી ભાત પાડે છે."

વળી, આ જ ગ્રંથમાં (પૃ૦૧૯-૨૦) કચ્છની પ્રજાના વિદેશના વસવાટ માટે કહેવામાં આવ્યું છે કે "કચ્છીલોકો કચ્છમાં કામધંધો કરી આજીવિકા મેળવે છે તેમ બહાર પણ વસે છે અને ત્યાં જ રોજી મેળવે છે. મુંબઈ, કલકત્તા, ઈસ્ટ આફ્રિકા, એડન, ઈરાની અખાત, યુરોપ કે અમેરિકા જ્યાં જશો ત્યાં સારા પ્રમાણમાં કચ્છીઓનો વસવાટ જોવામાં આવશે."

અને દેશ-વિદેશમાં કચ્છ દેશનું નામ રોશન કરનાર શાહસોદાગરો અને આગેવાનોની થોડીક નામાવલી યાદ કરીએ છીએ તો એમાં બધી જાત અને કોમના નરવીરોનાં નામ નોંધાયેલાં જોવા મળે છે : શેઠશ્રી ખેતસીભાઈ ખીંયસી જે. પી., શેઠ જેતશી જીવરાજ, શેઠ કમ્મુ સુલેમાન, સમર્થ વેદવિદ પંડિત પીતાંબરદાસ, શેઠશ્રી વેલજી માલુ, શેઠ ગોકુલદાસ તેજપાલ, શેઠ ખટાઉ મકનજી, સર કરીમભાઈ ઈબ્રાહીમ બેરોનેટ, શેઠ શાંતિદાસ આસકરણ જે. પી., શેઠ નરશી નાથા, શેઠ મથુરાદાસ ગોકળદાસ, સર વસનજી ત્રિકમજી નાઈટ, શેઠ નરશી કેશવજી, ભક્તકવિ શિવજી દેવશી, શેઠ રહેમતુલ્લા મહેરઅલી ચિનાઈ જે. પી., શેઠ સોજપાળ કાયા, શેઠ સુરજીભાઈ વલ્લભદાસ, શેઠ ફાજલભાઈ એમ. ચીનાઈ, શેઠ ભવાનજી અરજણ ખીમજી, શેઠ મેઘજી સોજપાળ, શેઠ કોરશી વીજપાળ, શેઠ રવજી સોજપાળ, શેઠ લક્ષ્મીદાસ રવજી તેરશી, પ્રજ્ઞાચક્ષુ પંડિત શ્રી આણંદજી દેવશી, દેશભક્ત શ્રી યુસુફ મહેરઅલ્લી, શેઠ ફાજલભાઈ કરીમભાઈ વગેરે કેટલીય વગદાર અને રાજ્યમાન્ય વ્યક્તિઓનાં નામ યાદ આવી જાય છે.

૧૨. કચ્છના જૈન મહાજનોની દાનવૃત્તિ અને સેવાભાવનાથી કચ્છમાં માંડવીમાં આદર્શ અને બેનમૂન કહી

ફાળો કંઈ નાનોસૂનો નથી. મુંબઈ અંદરની અનેક વિકાસકથાઓ કચ્છના જૈન મહાજનોની સાહસિકતા અને દાનવીરતાની કીર્તિગાથા બની રહે એવી છે.[૧૩] અને આટલું જ શા માટે, તીર્થાધિરાજ શ્રી શત્રુંજય અને બીજાં પણ અનેક તીર્થસ્થાનો કચ્છનાં દાનપ્રિય અને ધર્માનુરાગી ભાઈઓ-બહેનોની ધર્મભાવના અને ઉદારતાની ગૌરવગાથા સંભળાવે છે.[૧૪]

## કચ્છના વિકાસમાં જૈન યતિઓનો ફાળો

આમ જોઈએ તો જૈનધર્મનો પ્રચાર કચ્છમાં પ્રાચીન કાળથી હોવાના, શ્રી ભદ્રેશ્વર તીર્થના સ્થાપના સિવાયના, બીજા પણ કેટલાક ઉલ્લેખો મળે છે.[૧૫] પણ એની વિશેષ વાત ન કરીએ અને કચ્છ દેશના વિકાસની જ વાત કરીએ તો, ત્યાંની રાજ્યસત્તાને જૈન ગોરજીઓ તથા શ્રમણોએ અણીને વખતે સહાય કર્યાના અનેક દાખલા મળી આવે છે.

---

શરાય એવો જૈન વૃદ્ધાશ્રમ, કટારિયા તીર્થમાંની જૈન બોર્ડિંગ, તીર્થભૂમિઓમાં ભોજનશાળાઓ, કેટલીક કેળવણીની સંસ્થાઓ તથા ઇસ્પિતાલો ચાલે છે; તેમ જ કોઈ કોઈ સ્થાનનાં અશક્ત સાધર્મિક ભાઈઓ-બહેનોને રાહતરૂપ કે પૂરક સહાય મળતી રહે છે; અને આમાં કચ્છી ભાવનાશીલ બહેનો પણ પોતાનો ફાળો આપતી રહે છે. આવી બધી જૈન મહાજન સંચાલિત સંસ્થાઓની વિગતો કોઈકે એકત્ર કરીને પ્રકાશિત કરવા જેવી છે.

૧૩. મુંબઈ શહેરના વિકાસનો ઇતિહાસ આલેખવામાં આવે તો એમાં કચ્છની પ્રજાના ફાળા માટે વિશિષ્ટ નોંધ લેવી પડે, એટલો સોનેરી, ગૌરવભર્યો અને વિશાળ એ ફાળો છે. મુંબઈના અનાજ-કરિયાણાના વેપારથી લઈને તે મુંબઈના વહાણવટાના વિકાસ સુધી આ ફાળાનાં પગલાં વિસ્તરેલાં છે. મુંબઈ જ્યારે એક નાનો સરખો, અવિકસિત ટાપુ કે બેટ હતો, તે કાળે જે લોકોએ મુંબઈમાં વસવાટ કરવાનું સાહસ કર્યું હતું, એમાં કચ્છની જૈન અને અન્ય કોમોની વ્યક્તિઓનો સમાવેશ થતો હતો. મુંબઈના વિકાસમાં કચ્છના જૈન અને અન્ય સાહસવીરોના ફાળાની દાસ્તાન લખવા બેસીએ તો એથી પાનાંનાં પાનાં ભરાય એમ છે.

"કારા ડુંગર કચ્છજા"માં (પૃ૦ ૧૩) આ અંગે સાચું જ કહ્યું છે કે "મુંબઈના વિકાસમાં સાહસિક કચ્છી વેપારીઓ અને ઉદ્યોગપતિઓનો ભૂતકાળમાં સારો ફાળો હતો."

૧૪. પ્રાચીન સમયની વાત બાજુએ રાખીને છેલ્લા અનેક સૈકાઓની ઇતિહાસકાળની વાતો કરીએ તોપણ જગડૂશા, વર્ધમાનશાહ, પદ્મસિંહશાહ, શેઠ નરશી કેશવજી, શેઠ નરશી નાથા, શેઠ કેશવજી નાયક વગેરે કચ્છના અનેક દાનવીર અગ્રણીઓએ ગિરિરાજ શત્રુંજય તીર્થ, ગિરનાર તીર્થ, જામનગર, ભદ્રેશ્વર, ઢાંક ગિરિથી લઈને પૂર્વ દેશની કેટલીક કલ્યાણક ભૂમિઓમાં નવાં જિનમંદિરો ચણાવીને, જૂનાં જિનમંદિરોના જીર્ણોદ્ધારો કરાવીને, કચ્છની વિખ્યાત પંચતીર્થીના દિવ્ય, ભવ્ય અને આલીશાન મંદિરો બંધાવીને તેમ જ ઠેરઠેર ધર્મશાળાઓ ઊભી કરીને પોતાની ભક્તિ અને સંપત્તિને ચરિતાર્થ કરવાની સાથે કચ્છની ભૂમિની ધર્મપરાયણતાનું ગૌરવ વધાર્યું છે.

૧૫. "જૈન અનુશ્રુતિ પ્રમાણે ભરત ચક્રવર્તીએ કરેલા દિગ્વિજયમાં કચ્છ ઉપર વિજય કર્યાનું નોંધાયું છે. (જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ, પૃ૦ ૨૨૮). આચારાંગસૂત્રની ચૂર્ણિ પ્રમાણે કચ્છમાં આભીરો જૈનધર્માનુયાયી હતા; આનંદપુરનો એક દરિદ્ર બ્રાહ્મણ કચ્છમાં ગયો હતો તેને એવા આભીરોએ પ્રતિબોધ આપ્યો હતો (આવશ્યક ચૂર્ણિ, ઉત્તર ભાગ, પૃ૦ ૨૯૨). બૃહત્કલ્પસૂત્ર (વિશેષચૂર્ણિ)માં નોંધ્યું છે કે કચ્છમાં સાધુઓ ગૃહસ્થોના ઘરમાં વાસો રહે તો દોષરૂપ બનતું નથી. (બૃહત્કલ્પસૂત્ર, ૨-૩૮૪ ટિ)."

—ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ, ગ્રંથ ૧, પૃ. ૨૭૧.

ખૂનામરકી અને વેર-વિરોધની ઉગ્ર ભાવનાથી ડહોળાયેલું કચ્છનું રાજકારણ જ્યારે કંઈક સ્થિરતા અને સ્વસ્થતા તરફ પડખું ફેરવવા લાગ્યું તે જાડેજા રાજવંશીઓના સમયમાં, રાઓશ્રી ખેંગારજી બાવા પહેલાના રાજ્યશાસનમાં. સાડાચારસો-પાંચસો વર્ષ પહેલાંના એ કટોકટીના સમયમાં કચ્છના સીમાડે, ધ્રાંગધ્રા પાસે ચરાડવા ગામમાં રહેતા ગોરજી શ્રી માણેકમેરજીએ રાવ ખેંગારજીને, પોતાના જ્ઞાનને બળે એમનું ઉજ્જવળ ભવિષ્ય ભાખીને, જે સાથ અને સાંગ (મોટો તોલદાર ભાલો) આપ્યાં હતાં, એણે કચ્છના લોહી નીંગળતા ઇતિહાસને સુખ-શાંતિજનક નવો વળાંક આપ્યો હતો. જૈન યતિ શ્રી માણેકમેરજીની આ રાજ્યસેવા આચાર્ય શ્રી શીલગુણસૂરિજીએ કરેલ વનરાજ ચાવડાની કેળવણીનું અને કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે કરાવેલ કુમારપાળની રક્ષાનું સ્મરણ કરાવે એવી છે. આને લીધે જેમ કચ્છનું રાજકારણ સ્થિર બન્યું, તેમ ગોરજી માણેકમેરજીનું નામ કચ્છની રાજસત્તાના તેમ જ પ્રજાના હૃદયમાં હમેશ માટે જડાઈ ગયું. યતિ શ્રી માણેકમેરજીની આ રાજસેવાની નોંધ કચ્છના ઇતિહાસને લગતાં સંખ્યાબંધ પુસ્તકોમાં લેવામાં આવી છે, એટલું જ નહીં, મહારાઓશ્રી ખેંગારજી બાવા પહેલાએ એમને કચ્છમાં–ભુજનગરમાં બોલાવીને એમને માટે ખાસ પોસાળ બંધાવી આપીને અને રાજ્યમાં એમને વંશપરંપરાગત વિશિષ્ટ દરજ્જો આપીને પોતાની ઊંડી કૃતજ્ઞાની લાગણી દર્શાવી હતી. અત્યારે એમની ગાદીએ ગોરજી શ્રી ભદ્રમેરજી આ દરજ્જો સંભાળે છે. એમને રૂબરૂ મળવાનો અને એ ઐતિહાસિક સાંગને નજરોનજર જોવાનો મેં તા. ૨૨–૩–૭૫ના રોજ ભુજ શહેરમાં લાભ લીધો હતો.

વિક્રમના સત્તરમા સૈકામાં રાઓશ્રી પ્રાગમલજીએ તપગચ્છના શ્રી વિવેકહર્ષ ગણિની અને અંચળગચ્છના શ્રી કલ્યાણસાગરસૂરિજીની પ્રેરણાથી ધર્મનાં અને લોકકલ્યાણનાં અનેક કાર્યો કર્યાં હતાં અને રાજ્યમાં કેટલાક દિવસો માટે અમારિનું–જીવરક્ષાનું પ્રવર્તન પણ કર્યું હતું, અને ગોવધ હમેશને માટે બંધ કરાવ્યો હતો.

પ્રજાકલ્યાણનાં કામો અને ગુણિયલ રહેણીકરણીને કારણે વિક્રમની અઢારમી સદીમાં કચ્છની પ્રજાએ મહારાઓશ્રી દેશળજી બાવા પહેલાને "દેશરા પરમેસરા" કહીને પરમેશ્વરના જેવું આદરણીય સ્થાન પોતાના હૈયામાં આપ્યું હતું. એ જ રીતે વિક્રમની ઓગણીસમી સદીના અંતમાં અને વીસમી સદીની શરૂઆતમાં થઈ ગયેલ દેશળજી બાવા બીજાને પણ પ્રજાએ એમની ઉદાર અને ઉમદા પ્રકૃતિ અને પ્રવૃત્તિઓને કારણે એ જ બિરુદથી નવાજ્યા હતા. દેશળજી બાવા બીજા શ્રી ભદ્રેશ્વરના-વસઈ જૈન તીર્થ પ્રત્યે ઘણી લાગણી ધરાવતા હતા અને એના વિકાસમાં એમણે ઘણો રસ લીધો હતો—આ તીર્થ તો કચ્છનું ભૂષણ અને ગૌરવ છે, એમ સમજીને. ઉપરાંત, ભદ્રેશ્વર તીર્થની બિસ્માર હાલત જોઈ ને જેમનું રોમ રોમ ભારે વેદના અનુભવતું હતું અને જેઓ આ તીર્થનો વહેલાંમાં વહેલો ઉદ્ધાર થાય એવી ઉત્કટ ઝંખનાને પૂરી થયેલી જોવા માટે જ જાણે પોતાના જીવનને ટકાવી રહ્યા હતા, તે તપગચ્છના યતિ શ્રી ખાંતિવિજયજીને રાઓશ્રી દેશળજી બાવાએ આ તીર્થનો ઉદ્ધાર કરાવી આપવાનું વચન આપ્યું હતું અને આ મહાન તીર્થની આવી

ઉપેક્ષા કરવા બદલ કચ્છના જૈન સંઘના અગ્રેસરોને ઠપકો આપીને છેવટે એનું સમારકામ સારી રીતે થાય એવી ગોઠવણ એમણે કરી હતી. તેઓની હયાતીમાં આ કામ પૂરું ન થયું તેથી એમના ઉત્તરાધિકારી મહારાઓશ્રી પ્રાગમલજી બીજાએ એ પૂરું કરાવ્યું હતું. પણ એનો ખરો યશ તો ગોરજી ખાંતિવિજયજી તથા દેશળજી બાવા બીજાને ફાળે જાય છે એમાં શક નથી.

રાઓશ્રી લખપતજી વિદ્યા પ્રત્યે ખૂબ પ્રીતિ ધરાવતા હતા, અને પોતે કવિ પણ હતા. એમણે જૈન ભટ્ટારક શ્રી કનકકુશળજીની પ્રેરણાથી ભુજમાં વ્રજ ભાષા અને કવિતાકળા શીખવવાની એક ખાસ પાઠશાળા સ્થાપી હતી. આ પાઠશાળાએ દેશભરમાં ઘણી નામના મેળવી હતી.[૧૬]

## વર્તમાન નિવૃત્ત મહારાઓશ્રી

અત્યારના નિવૃત્ત મહારાઓ શ્રી મદનસિંહજીના પિતા સદ્ગત મહારાઓ શ્રી વિજયરાજજીએ જ્યારે ભદ્રેશ્વર તીર્થની મુલાકાત લીધી હતી અને જૈન સંઘે એમનું ઉમળકાથી સ્વાગત અને બહુમાન કર્યું હતું, એ વખતે તેઓએ, પોતાની આ તીર્થની યાત્રાના કાયમી સ્મરણરૂપે, કચ્છભરમાં ધર્મને નામે થતો જીવવધ બંધ કરવાની જાહેરાત કરી અમારિ-પ્રવર્તનમાં પોતાનો અનુકરણીય અને પ્રશંસાપાત્ર ફાળો આપ્યો હતો.[૧૭]

---

૧૬. આ પાઠશાળાનું મહત્ત્વ સમજાવતાં "કચ્છનું સંસ્કૃતિદર્શન"માં (પૃ૦ ૫૩-૫૪) લખ્યું છે કે—

"તેમણે (મહારાવ શ્રી લખપતજીએ) પોતે ભટ્ટાર્ક કનકકુશળજી પાસેથી વ્રજ ભાષાનો અભ્યાસ કર્યો અને 'લખપતપિંગળ' નામનો ગ્રંથ રચાયો. પરિણામે જગતની અદ્વિતીય એવી કાવ્યકળા શીખવાની પાઠશાળાની ભુજમાં સ્થાપના થઈ. કવીશ્વર દલપતરામે કવિઓની શાળાના કાવ્યતીર્થનાં દર્શન કરી ત્યાં કાવ્યપ્રસાદી મેળવી અને કવિતા-દીક્ષા લઈ ભુજની યાત્રાને કાવ્યયાત્રા માનેલી. કવિશ્રી ન્હાનાલાલ વ્રજ ભાષાની એ પાઠશાળાને અર્ઘ્ય આપતાં લખે છે: 'કાવ્યકલા શીખવાની કચ્છ ભુજમાં પોશાળ હતી--આજે પણ છે. કવિઓ સૃજવાની એ પાઠશાળા કદાચ દુનિયામાં અદ્વિતીય હશે. ઘણા કાવ્યરસિકો ત્યાં ભણી રાજદરબારના કવિરાજો થયા છે. એ કાવ્યશાળામાં કાવ્યશાસ્ત્રો શિખવાય છે, ને રસોપાસકોને જીવનરસની વાડીઓમાં ઘુમાવી, ઋતુઓ ને તડકી છાંયડી પ્રીછાવી, અભિસિંચન, ઉછેર, ફાલવીણણ, ગૂંથન, બગીચાશાસ્ત્રનો શાસ્ત્રી ઊછરતાં બાગવાનોને ભણાવે એમ, ત્યાં ભણાવાય છે. કચ્છના મહારાવનું ભૂજિયો સિંહાસન છે, પણ ભૂજની પોશાળ તે કચ્છના મહારાવનો કીર્તિમુગટ છે.'"

કવિવર ન્હાનાલાલની આ કાવ્યમય વાણી આ પાઠશાળાનું કેવું સુરેખ અને સુંદર શબ્દચિત્ર આલેખે છે!

૧૭. સ્વર્ગસ્થ પ્રજ્ઞાચક્ષુ પંડિતવર્ય શ્રી આણંદજીભાઈએ ભદ્રેશ્વરની જીર્ણ પ્રતનો ઉતારો કરાવી લેવાની સાથે આ તીર્થનો જે પરિચય વીસેક વર્ષ પહેલાં (સને ૧૯૫૫ની સાલમાં) લખાવી રાખ્યો છે, એમાં (પૃ૦ ૧૨) સદ્ગત મહારાઓ શ્રી વિજયરાજજીની મુલાકાતનો ઉલ્લેખ કરવાની સાથે એમણે એ વખતે વ્યક્ત કરેલી લાગણીની નોંધ પણ આ પ્રમાણે કરાવેલી છે:

"સદ્ગત મહારાઓ શ્રી વિજયરાજજી સાહેબ બહાદુર અહીં (ભદ્રેશ્વર તીર્થમાં) પધારેલા ત્યારે તીર્થના કચ્છભરના જૈન આગેવાનોએ કરેલ એમના શાનદાર સ્વાગત પછી પ્રમુખસ્થાનેથી તેઓએ કહ્યું હતું કે 'મારા જીવનકાળમાં આ તીર્થમાં આવીને મને જે આત્માનંદ અને પરમસંતોષ પ્રાપ્ત થયા છે, તેવો આનંદ અને સંતોષ મારા સમગ્ર જીવનકાળમાં મેં અનુભવ્યો નથી. આ તીર્થના વિકાસમાં મારા વડીલ દાદાના પિતા પુન્યશ્લોક

અને કચ્છના ભૂતપૂર્વ મહારાઓશ્રી મદનસિંહજી તો અત્યારે પણ જૈન સંઘ સાથે મીઠા સંબંધો રાખે છે અને, અવસર મળ્યે, જૈન સંઘનાં ધર્મકાર્યોમાં ઉલ્લાસથી ભાગ લે છે અને પોતાનો ફાળો પણ આપે છે.[૧૮]

## જગડૂશાહનું નામ અને કામ

અને કચ્છના જૈનધર્મનાં અને કચ્છના જૈન મહાજનોનાં બધાં સત્કાર્યો અને પ્રભાવ ઉપર કીર્તિકળશરૂપે શોભી રહે છે દાનેશ્વરી, પરમ પરોપકારી અને ધર્મની મૂર્તિ સમા શ્રેષ્ઠીવર્ય જગડૂશાહનાં નામ અને કામ. શ્રી ભદ્રેશ્વર તીર્થનું નામ લઈએ કે તરત જ સ્વનામધન્ય જગડૂશાહનું સ્મરણ થઈ આવે; જગડૂશાહને યાદ કરીએ અને ભદ્રેશ્વર તીર્થ નજર સામે ખડું થાય: એ બે વચ્ચે આવી અભિન્નતા યા એકરૂપતા સધાઈ ગઈ છે; બન્ને જાણે એકબીજાના પર્યાયરૂપ બની ગયા હોય એમ જ લાગે છે—જાણે કાયાની છાયા જ જોઈ લ્યો! એમણે અથવા એમના વડવાઓએ, વડવાઓની જન્મભૂમિ કંથકોટના કિલ્લામાં ચણાવેલ અને કેટલાય સૈકાથી સાવ જીર્ણશીર્ણ હાલતમાં મુકાઈ ગયેલ ભગવાન મહાવીરસ્વામીનું મંદિર કદાચ કચ્છમાંના જૈન સ્થાપત્યનો જૂનામાં જૂના અવશેષોમાંનો એક હશે. એ જ રીતે જગડૂશાહ પછી બેએક સૈકા પછી થયેલ શ્રેષ્ઠી વર્ધમાનશાહ તથા પદ્મસિંહશાહ પણ ભદ્રેશ્વરમાં જ આવીને વસ્યા હતા અને એમણે પણ આ તીર્થનો જીર્ણોદ્ધાર તથા બીજાં અનેક સુકૃતો કર્યાં હતાં.

સદ્ભાગ્યે, અનેક નાના-મોટા કુદરતના કોપ અને માનવસર્જિત ઝંઝાવાતોનો સામનો કરીને, શ્રી ભદ્રેશ્વર-વસઈનું ભગવાન પાર્શ્વનાથનું તથા શ્રમણ ભગવાન મહાવીરસ્વામીનું ભવ્ય મહાતીર્થ, અત્યારે પણ પૂરી જાહોજલાલીપૂર્વક ટકી રહ્યું છે અને દાનશૂર જગડૂશાહ અને એમની તેમ જ વર્ધમાનશાહ તથા પદ્મસિંહશાહ જેવા કચ્છના અનેક ધર્માત્મા દાતાઓની કીર્તિકથા સંભળાવીને ધર્મભાવનાની પ્રભાવના કરી રહ્યું છે.

ત્યારે હવે શ્રી ભદ્રેશ્વર-વસઈના જૈન મહાતીર્થનું દર્શન અને એના મહિમાનું થોડુંક કીર્તન કરીને પાવન થઈએ.

---

દેશળજી બાવાએ જે રસ બતાવ્યો છે અને જે સાથ અને સહકાર આપ્યો છે ને એના વિકાસ માટે લક્ષ્મી ખર્ચવા સહિત ઉત્તેજન આપ્યું છે, તે રીતે, જે દેશમાં પરમ પવિત્ર, અલૌકિક તીર્થ છે તે કચ્છ દેશના રાજા તરીકે અમે પણ આ તીર્થના વિકાસમાં ઊંડો રસ લઈશું ને તન-મન-ધનથી અમારાથી જે પણ બનશે તે બધું કરી છૂટશું. આ તીર્થના કોઈ પણ અમારા જેવા કામ માટે અમે હમેશાં તૈયાર રહેશું એની આથી ખાતરી આપીએ છીએ, ને અમારા રાજ્યમા ધાર્મિક ખ્યાલો નીચે અત્યાર સુધી અમારા રાજકુટુંબ અને બીજાઓ તરફથી જે પશુ વધ થાય છે, તે આ તીર્થમાં અમારા આવવાની યાદગીરી તરીકે બંધ કરાવવાનો હકૂમતી પ્રબંધ કરીશું."

અભયદાન અને અમારિ-પ્રવર્તનના આ કાર્યનું મૂલ્ય કેટલું બધું છે! આટલા માટે જ ધર્મશાસનમાં રાજાને રીઝવવાની વાત ઉપર ભાર મૂકવામાં આવ્યો છે.

૧૮. આ વર્ષે ભુજનગરમાં ભગવાન મહાવીરના પચીસસોમા નિર્વાણ મહોત્સવનો મોટો સમારોહ થયો હતો, એમાં વર્તમાન મહારાજ શ્રી મદનસિંહજીએ ઉલ્લાસથી ભાગ લીધો હતો અને આર્થિક ભેટ પણ ધરી હતી.

## ૩

# વર્તમાન ભદ્રેશ્વર-વસઈ મહાતીર્થ

સજાવ્યા જૈને રસશણગાર, લતામંડપ સમ ધર્માગાર

—મહાકવિ ન્હાનાલાલ

(ચિત્રદર્શનો, કાવ્ય પહેલું. કડી ૧૦, સને ૧૯૨૧)

કચ્છની સાહસિકતાનો પ્રેરક અને સમૃદ્ધિનો જનક કચ્છનો દરિયાકિનારો ઘણો વિશાળ છે; અને એમાં કચ્છના અખાતનો અને અરબી સમુદ્રનો સંગમ થાય છે.

## ભદ્રેશ્વર નગરની જાહોજલાલી અને સ્મૃતિ

કચ્છના અખાતના જ કિનારે આવેલું ભદ્રેશ્વર નગર અને બંદર બન્ને, પ્રાચીન સમયમાં, સાડાત્રણસો વર્ષ પહેલાં, ખૂબ સમૃદ્ધિશાળી અને ધીકતા વેપાર તથા આયાત-નિકાસનાં મથક હતાં. સમય જતાં એ સાગરકિનારો ત્રણેક માઈલ દૂર જતો રહ્યો, નગરની સ્થિતિ 'પટ્ટણ સો દટ્ટણ'ના જેવી વેરાન અને બિસ્માર થઈ ગઈ અને બંદર મોટી હોડી કે નાના વહાણને પણ આવવા અને લાંગરવાની ભાગ્યે જ સગવડ આપી શકે એવું છીછરું અને નબળું બની ગયું. પરિણામે ભદ્રેશ્વર બંદર અને નગરીની જાહોજલાલી કેવળ ભૂતકાળની વાતો બની ગઈ![1]

અને છતાં ભદ્રેશ્વર નગર અને બંદરને લોકસ્મૃતિમાંથી સાવ વીસરાઈ જતાં રોકીને, આજે પણ જનહૃદયમાં એમનું આદર અને ગૌરવભર્યું સ્થાન ટકાવી રાખ્યું છે, આશરે પચીસસો વર્ષ જેટલા પુરાતન મનાતા એક જિનમંદિરે, તથા સખાવતીદિલ, સાહસિકતા અને ત્રણ ત્રણ દુષ્કાળોના સામનાને લીધે જગત્પિતા જેવા ગૌરવને મેળવીને જનમાનસમાં સદાસ્મરણીય અને અમર બની રહેલા શાહસોદાગર જગડૂશાહના પુણ્ય નામે. ભદ્રેશ્વર—પ્રાચીન ભદ્રાવતી નગરી—નું નામ લઈએ અને જગડૂશાહનો જાજરમાન અને ભવ્ય ભૂતકાળ જાણે નજર સામે ખડો થાય છે. ભદ્રાવતી નગરી જગડૂશાહના વખતમાં અને તે પછી વર્ધમાન-પદ્મસિંહશાહના સમય સુધી પણ ખૂબ સમૃદ્ધિ-

---

૧. આ અંગે અંચલગચ્છના આચાર્ય શ્રી અમરસાગરસૂરિએ વિ૰ સં૰ ૧૬૯૧ માં રચેલ "શ્રીવર્ધમાન-પદ્મસિંહશ્રેષ્ઠિચરિત્ર" માં સર્ગ ૯, શ્લોક ૨૬ અને ૨૭માં જણાવ્યું છે કે—

> भद्रावत्यामथान्येद्यु-र्महामारी प्रवर्तिता ।
> मरणं वहुलोकानां तेन जातं भयप्रदम् ॥ २६ ॥
> शनैः शनैस्ततश्चैवं पुरी सोद्वसिता ततः ।
> प्रौढिमाऽपि हहा तस्या जग्रसे कालरक्षसा ॥ २७ ॥

અર્થાત્ તે પછી (વર્ધમાનશાહના સ્વર્ગવાસ પછી) ભદ્રાવતી નગરીમાં મોટો મરકીનો ઉપદ્રવ થયો, તેમાં ઘણા લોકોનાં મરણ થયાં અને ત્યાર પછી એ નગરી ધીમે ધીમે વેરાન થઈ ગઈ અને એની જાહોજલાલીને કાળરૂપી રાક્ષસ ભરખી ગયો. (તથા જુઓ, અંચલગચ્છદિગ્દર્શન, પૃ૰ ૩૯૫ તથા ૪૩૯)

શાળી અને વિખ્યાત નગરી હતી, એ તો જાણીતું છે.

ભદ્રેશ્વર નગરીનું ભાગ્ય તો તે પછી, પ્રકાશ અને અંધકારને વેરતા કાળચક્રનો ભોગ બનીને, ક્રમે ક્રમે આથમતું ગયું અને અત્યારે એક સામાન્ય કસબારૂપે એનું નામ સચવાઈ રહ્યું છે. પણ શ્રી ભદ્રેશ્વર-વસઈ તીર્થ તરીકે વિખ્યાત બનેલ જૈન યાત્રાધામની વાત કંઈક જુદી છે.

## તીર્થનો પુણ્યયોગ

શરૂઆતમાં ઘણા સૈકા સુધી તેવીસમા તીર્થંકર ભગવાન પાર્શ્વનાથના તીર્થ તરીકે અને છેલ્લા કેટલાક સમયથી ચોવીસમા તીર્થંકર શ્રમણ ભગવાન મહાવીરના તીર્થ તરીકે વિખ્યાત બનેલ ભદ્રેશ્વર-વસઈ તીર્થે પણ ચડતી-પડતીના અનેક યુગોનો અનુભવ કર્યો હતો. આમ છતાં આ તીર્થભૂમિનો કોઈ એવો અજબ પુણ્યયોગ સમયે સમયે જાગતો રહ્યો છે કે જેથી એ કાળના ગોઝારા પંજામાંથી નામશેષ થતાં બચી જઈને ફરી પાછી પ્રભાવશાળી બનતી રહી છે. તડકા-છાયાના આવા તો અનેક તબક્કા આ તીર્થભૂમિ ઉપર આવી ગયા; પણ એકંદર એ બધાને એ સુખરૂપ પાર કરી ગઈ છે. અને, વિશેષ આનંદ અને આશ્ચર્ય પમાડે એવી બીના તો એ છે કે, છેલ્લાં સોએક વર્ષ દરમ્યાન એનો મહિમા ઉત્તરોત્તર વિસ્તરતો જ રહ્યો છે અને હજી પણ એમાં વધારો થતો જ જાય છે. શ્રી ભદ્રેશ્વર તીર્થનું નામ ભારતના દૂર દૂરના ખૂણામાં ગુંજતું થયું છે અને જૈન સંઘના હૃદયમંદિરના અણુ અણુમાં આ તીર્થ તરફનું આકર્ષણ, જાણે શુક્લપક્ષના ચંદ્રની કળાની જેમ, ક્રમે ક્રમે વધતું જતું હોય એમ જ લાગે છે.

## શાંત, એકાંત, સોહામણું ધર્મસ્થાન

આ સ્થાન પૃથ્વીના પૂર્વ ગોળાર્ધમાં ૨૩° અક્ષાંશ અને ૭૦° રેખાંશ ઉપર આવેલું છે; અને અત્યારે એ સાગરકિનારાથી ત્રણેક માઈલ જેટલું દૂર છે.

તનના તાપ હરે એવું સુદર અને તાજગી આપે એવું તંદુરસ્ત એનું હવામાન છે. ઉનાળામાં પણ શીતળ પવનની લહરીઓ ત્યાં હમેશાં વહ્યા જ કરે છે, અને એ પવનની લહરીઓ એવી નિર્મળ હોય છે કે એમાં ધૂળ અને ધુમાડાની કે દુર્ગંધની ખરાબીનું નામ પણ નથી હોતું.

મનના સર્વ સંતાપ અને ઉદ્વેગને દૂર કરીને પરમેશ્વરના સાંનિધ્યનું અંતરમાં સંવેદન જગાડે, પરમાત્માનુ નામસ્મરણ કરવાની પ્રેરણા આપે અને ત્રિલોકના નાથનો મહિમા સમજવા-માં સહાય કરે, એવું શાંત, એકાંત અને મધુર ભદ્રેશ્વરનું વાતાવરણ છે.

અને, આ બધાથીય આગળ વધીને, ઓછી જરૂરિયાતોથી જીવન જીવી જાણવાની કળાના આનંદનો નમૂનો અનુભવવાનું અને એનો થોડોક પણ બોધપાઠ સમજવાનું જાણે આ કોઈ વિશિષ્ટ ધર્મધામ હોય એમ, ન અહીં હોટલોની લંગાર છે, ન સિનેમા-નાટકોની જંજાળ છે કે ન ભગ-વાનને ભૂલી જવાય એવાં ભોગ-વિલાસનાં સાધનો છે. જરાક પણ ભાવનાશીલતા ધરાવનાર સહૃદય યાત્રિકને ભક્તિ, તપ, ત્યાગ, સંયમ અને વૈરાગ્યનો મહિમા સમજાય એવી પુણ્યપ્રેરક આ ધરતી છે.

વળી, આને લીધે કહો કે ગમે તે કારણે કહો, આ તીર્થની યાત્રાએ આવનારાં મોટાભાગનાં યાત્રિકો, ભગવાનનાં દર્શન-પૂજન કરીને તરત જ પાછા ફરી જવાને બદલે, છેવટે બે-ચાર દિવસની સ્થિરતા કરીને અહીં રહેવાની ભાવના ધરાવતાં હોય છે. આમ થવામાં ભોજનશાળા અને ધર્મશાળાઓની સંતોષકારક અને ઉત્તમ સગવડ, તીર્થનો વહીવટ સંભાળનાર સંચાલક-મંડળ (ટ્રસ્ટી મંડળ)ની જાગતી દેખરેખ, અને તીર્થના કર્મચારીવર્ગનો હાર્દિક અને વિવેકભર્યો વર્તાવ પણ નિમિત્તરૂપ છે, એમ કહેવું જોઈએ.

આ તીર્થધામની યાત્રાએ આવતા યાત્રિકની નજર, કેટલીક દૂરી ઉપરથી, ગગનમંડળમાં નક્ષત્રમાળાની જેમ શોભી રહેલ, ધવલ શિખરમાળા ઉપર સ્થિર થઈને, અંતરને આહ્લાદકારી લાગણીથી ભરી દે છે. યાત્રિકને એ સમયે એમ જ લાગે છે કે જાણે હિમગિરિના હિમપુંજમાંથી અથવા દૂધ સમા શ્વેત સંગેમરમરની નાની સરખી ટેકરીમાંથી કંડારી કાઢેલ કોઈ અદ્‌ભુત પ્રાસાદ સામે ખડો છે—જાણે કોઈ નયનમનોહર અને દિવ્ય દેવવિમાન, પોતાના સૌંદર્ય-વૈભવ સાથે, ધરતી ઉપર ઊતર્યું ન હોય! પુણ્ય યાત્રિક વધુ નજીક પહોંચે છે અને હવામાં લહેરાઈને ધર્મભાવનાની સુવાસ પ્રસરાવતી નાનાં-મોટાં શિખરો ઉપરની શ્વેત અને લાલ રંગની ધ્વજાઓને જોઈને અને કર્ણમધુર રણકાર કરીને ધર્મનો સંદેશ સંભળાવતી ઘંટડીઓનો સાદ સાંભળીને તો યાત્રિકનું અંતર ગદ્‌ગદ અને લાગણીભીનું બનીને જાણે મૂક વાણી બોલી ઊઠે છે : ધન્ય પ્રભુ! ધન્ય આપનું ધામ! અને ધન્ય આપનો ધર્મ! આપના ચરણે આવી અમે પણ આજે ધન્ય બનવાનાં!

## ત્રણ ગઢ

જાણે અહિંસા, મહાકરુણા, સમતા અને વિશ્વમૈત્રીના અવતાર શ્રી તીર્થંકર ભગવાનના સમવસરણની યાદ આપતાં હોય એમ, મોટાં-નાનાં ત્રણ પટાંગણ (મેદાન-કંપાઉંડ)ને ફરતા ત્રણ ગઢોની વચ્ચે શ્રી ભદ્રેશ્વર-વસઈ તીર્થનું ભવ્ય, કળામય અને સોહામણું જિનમંદિર આવેલું છે.

તીર્થનું સૌથી પહેલું પ્રવેશદ્વાર, તીર્થની ૪,૫૯,૧૦૦ ચોરસ ફૂટ જેટલા વિસ્તારની સમસ્ત ધરતીને સમાવતા વિશાળ મેદાનની આસપાસ ચણી લેવામાં આવેલ ગઢની વચ્ચે મૂકવામાં આવ્યું છે—જાણે ભગવાન તીર્થંકરના ધર્મરાજ્યની નાની સરખી રાજધાની જ જોઈ લ્યો! એ પ્રવેશદ્વાર ઉપર અંકિત થયેલા "સુસ્વાગતમ્. શ્રી કચ્છ ભદ્રેશ્વર વસઈ મહાન જૈનતીર્થ" એ અક્ષરો યાત્રિકને પ્રભુની ધર્મનગરીમાં આવકાર આપે છે. આ પહેલું પ્રવેશદ્વાર મુખ્ય ગઢની પશ્ચિમ દિશામાં છે. આ ઉપરાંત આ ગઢની ઉત્તર દિશામાં પણ બીજો મોટો દરવાજો મૂકેલો છે. [ચિત્ર નં. ૧અ, ૧બ]

મંદિરની જમીનને ફરતો ગઢ બને એની સામે ભદ્રેશ્વર ગામના શાસકો અને બીજા ગરાશિયા-રજપૂતો વગેરેને જબરો વિરોધ હતો; અને તેઓ એ કામ કોઈ રીતે થવા દેતા ન હતા. અને આ કામ થાય એની સામે એમણે ભયનું એવું વાતાવરણ ખડું કરી મૂક્યું હતું કે એ માટે કોઈની હિંમત જ ચાલતી ન હતી. પણ છેવટે આ તીર્થના અનન્ય ભક્ત પ્રજ્ઞાચક્ષુ પંડિતવર્ય શ્રી આણંદજી ભાઈએ એ કામ ગમે તે ભોગે પૂરું કરવાનો નિશ્ચય કરીને અને જીવના જોખમ

જેવું સાહસ કરીને, રાતોરાત કહી શકાય એવા ટૂંકા સમયમાં, આ ગઢ ચણાવવાનું કામ પૂરું કરાવીને તીર્થને સુરક્ષિત બનાવ્યું હતું.

આ કંપાઉન્ડમાં પ્રવેશ કરીને આશરે ૪૦૦ ફૂટ આગળ વધીએ એટલે આપણા જમણા હાથે મોટાં તોતીંગ દ્વારવાળી, દરબારગઢની મોટી ડેલી જેવી, દાદાના દરબારની ડેલી આવે છે.[૨] આ છે નાની-મોટી સંખ્યાબંધ ધર્મશાળાઓ, ઉપાશ્રયો, પુસ્તકાલય અને મોટા જિનમંદિરને સમાવતા બીજા ગઢનું પ્રવેશદ્વાર. [ચિત્ર નં. ૨] આ ડેલી અને બીજા ગઢમાં ૧,૦૬,૮૦૦ ચોરસ ફૂટ જેટલી (૪૦૦'x૨૬૭' ફૂટ લાંબી-પહોળી) જમીનને આવરી લેવામાં આવી છે. આ તીર્થનો વહીવટ સંભાળતી શ્રી વર્ધમાન કલ્યાણજીની પેઢીનું કાર્યાલય પણ આ ડેલીમાં જ બેસે છે. આ ડેલી અને જિનમંદિર એવી સમરેખાથી રચવામાં આવેલ છે કે ડેલીની વચ્ચે ઊભા ઊભા આખા-મંદિરના બહારના ભાગનાં દર્શન થઈ શકે છે. [ચિત્ર નં. ૩, ૪]

આ ડેલીને મૂકીને આશરે ૮૫ ફૂટ આગળ વધીએ એટલે દેવાધિદેવના દેરાસરને સમાવતા ૧૬,૮૦૦ ચોરસ ફૂટના (૧૬૦'x૧૦૫' ફૂટ લાંબા-પહોળા) નાના સરખા ગઢ (કંપાઉન્ડ)નું પ્રવેશ-દ્વાર આવે છે. એ પ્રવેશદ્વારની બન્ને બાજુ એવા જ કદ અને આકારનું એક એક પ્રવેશદ્વાર છે. આ ત્રણે દ્વાર ઉપર કમાનો કરેલી છે; અને એના ઉપર અંગ્રેજી સંસ્કૃતિની અસરની યાદ આપે એવાં બેઠેલાં ચાર પૂતળાં છૂટાંછૂટાં મૂકવામાં આવ્યાં છે. [ચિત્ર નં. ૫] આ પૂતળાંઓના સંબંધમાં કંઈક એવી વાત સાંભળવામાં આવે છે કે કર્નલ મેક મર્ડો વગેરે અંગ્રેજોએ આ તીર્થની મુલાકાત લીધેલી અને એના વિકાસ-રક્ષણમાં રસ લીધો હતો, તેની યાદમાં આ પૂતળાં મૂકવામાં આવ્યાં છે. એમાનાં બે પૂતળાં તો કર્નલ મેક મર્ડો અને તેમની પત્નીનાં છે. (કચ્છનું સંસ્કૃતિદર્શન, પૃ૦ ૯૧) ભારતીય સ્થાપત્ય વિદ્યાના જાણકારોએ તો આ પૂતળાં હવે અહીંથી દૂર કરવાં જોઈએ એવું સૂચન પણ કર્યું છે. મંદિરની આસપાસનાં ચોગાનમાં પથ્થરની લાદી બિછાવી દેવામાં આવી

---

૨. દાદાના દરબારના મુખ્ય પ્રવેશદ્વાર તરીકે શોભતી આ મોટી ડેલીના તોતીંગ અને તોલદાર દરવાજા કેવી રીતે ચડાવવામાં આવ્યા હતા, એની રમૂજ ઉપજાવે એવી વાત પેઢીના અત્યારના મુનીમશ્રી નેમચંદભાઈ કસ્તુરચંદ વોરાએ કહી સંભળાવી હતી, તે જાણવા જેવી છે.

વિ૦ સં૦ ૧૯૩૯ની સાલમાં આ તીર્થનો છેલ્લો જીર્ણોદ્ધાર થયો તે પછી વિ૦ સં૦ ૧૯૪૯ની સાલમાં આ વિશાળ ડેલી પણ તૈયાર થઈ ગઈ હતી અને સુતારોએ એના મોટા અને ભારે વજનદાર દરવાજા પણ બનાવી દીધા હતા. જ્યારે આવા ભારબોજવાળા મોટા દરવાજા ડેલીમાં ચડાવી દેવાની વાત આવી ત્યારે, આ કામમાં લાગેલા મજૂર પુરુષો અને મજૂરણ-બહેનો વચ્ચે એક જાતની હરીફાઈ જાગી ઊઠી. મજૂર-પુરુષોએ મજૂરણ-બહેનોની મશ્કરી કરતાં કહ્યું : આવું મોટું વજનદાર બારણું ચડાવવાનું બહેનોનું શું ગજું ? એ કામ તો પુરુષો જ કરી શકે ! આ વાત સાંભળીને મજૂરી કરતી બહેનોને ચાનક ચડી અને એમણે પુરુષોનો આ પડકાર ઝીલી લઈને કહ્યું કે બારણું ચડાવવામાં અમે કોઈ રીતે તમારાથી પાછા પડવાનાં નથી; અત્યારે જ આ વાતનું પારખું કરી લઈએ. જમણી બાજુનું બારણું તમે પુરુષો ચડાવો અને ડાબી બાજુનું બારણું અમે બહેનો ભેગી થઈને ચડાવી દઈશું. અને સાચે જ, આ રમૂજભરી હરીફાઈમાં, મજૂરણ-બહેનોએ ડાબું બારણું પોતાના બળથી ચડાવી દઈને, પુરુષ-મજૂરોને ચૂપ કરી દીધા !

છે. આ કંપાઉન્ડમાં આશરે ૧૪૫'×૮૧' ફૂટ લાંબી-પહોળી જમીનમાં દેવમંદિર વસેલું છે. આ જિનમંદિરની ઊંચાઈ પાયાના થર સહિત ૪૪ ફૂટ ૨ ઇંચ છે. એટલે એમાંથી પાયાનો ૬ ફૂટ ૫ ઇંચ જેટલો ભાગ બાદ કરતાં મંદિર જમીનથી ઉપરના ભાગમાં ૩૭ ફૂટ અને ૯ ઇંચ ઊંચું છે.

## પરમાત્માનાં દર્શન

આ દરવાજામાંથી ૨૦ ફૂટ આગળ વધીએ અને આપણે ઉત્તરાભિમુખ[૩] જિનમંદિરના મુખ્ય પ્રવેશદ્વારમાં પહોંચી જઈએ છીએ. [ ચિત્ર નં. ૬ ] અને સામે જ મૂળ ગભારામાં બિરાજતા મૂળનાયક પરમાત્મા મહાવીર દેવનાં મનભર દર્શન કરીને આપણું ચિત્ત આહ્‌લાદિત થઈ જાય છે, [ ચિત્ર નં. ૭ ] અને આપણે જીવનની કંઈક કૃતાર્થતા અનુભવીએ છીએ. શ્રી રાણકપુરના વિખ્યાત મંદિર કરતાં આ મંદિર ઘણું નાનું હોવા છતાં પ્રથમ પ્રવેશદ્વારમાં ખડા ખડા મૂળનાયક પ્રભુનાં દર્શન થઈ શકે એવી રચના અને અંદરનાં વિશાળ અને ઉન્નત સ્તંભોની પંક્તિ[૪] શ્રી રાણકપુર તીર્થના નયનમનોહર જિનમંદિરનું સહજપણે સ્મરણ કરાવે છે. આમાંના કેટલાક

---

૩. આ દેરાસર ઉત્તરાભિમુખ છે, એ અંગે ટીકા કરતાં ડૉ. જેમ્સ બર્જેસે એમના "રિપોર્ટ ઑન ધી ઍન્ટીક્વીટીઝ ઑફ કાઠિયાવાડ એન્ડ કચ્છ" નામે પુસ્તકમાં ( પૃ૦ ૨૦૮ ) લખ્યું છે કે "The temple faces the north—an unusual position for a Jaina shrine" ( આ દેરાસર ઉત્તરાભિમુખ છે અને જૈન દેરાસરને માટે ઉત્તરાભિમુખ હોવું એ અસામાન્ય સ્થિતિ ગણાય છે; અર્થાત્ જૈન દેરાસર ઉત્તરાભિમુખ નથી હોતાં. ) ડૉ. બર્જેસના આ વિધાનને અનુસરીને "શ્રી જગડૂચરિત "ના સંપાદક શ્રી મગનલાલ દલપતરામ ખખ્ખરે પોતાના પુસ્તકમાં (પૃ૦ ૧૧૦) અને "કચ્છનું સંસ્કૃતિદર્શન "ના લેખકશ્રીએ પણ એમના પુસ્તકમાં ( પૃ૦ ૯૩ ) જૈન દેરાસર ઘણુંખરું ઉત્તરાભિમુખ નથી હોતાં એ વાતનું સમર્થન કર્યું છે. પણ આ વાત બરાબર નથી અને હિંદુસ્તાનમાં સંખ્યાબંધ જિનમંદિરો ઉત્તર દિશાનાં મુખવાળાં બનેલાં છે, અને હજી પણ બને છે. કારણ કે, જૈન શિલ્પશાસ્ત્રમાં દેરાસર ઉત્તરાભિમુખ બનાવવાની સામે કોઈ દોષ બતાવવામાં આવ્યો નથી. એમ લાગે છે કે જ્યારે ડૉ. બર્જેસે આ તીર્થની મુલાકાત લીધી ત્યારે એમની સાથે રાવસાહેબ શ્રી દલપતરામ પ્રાણજીવનદાસ ખખ્ખર હતા, એમણે અથવા આ તીર્થ સંબંધી ડૉ. બર્જેસને માહિતી આપનાર બીજી કોઈ વ્યક્તિએ એમને જૈન દેરાસર મોટે ભાગે ઉત્તરાભિમુખ નહીં હોવાની વાત કહી હશે; અને એને આધારે એમણે પોતાના પુસ્તકમાં ઉપર મુજબ નોંધ કરી હશે.

૪. "શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા "માં ( પૃ૦ ૧૨૧ ) આ જિનમંદિરમાં ૨૧૮ થાંભલા હોવાનું નોંધ્યું છે. અને, તે પછી, એ ઉલ્લેખને અનુસરીને, ( ૧ ) "મારી કચ્છ યાત્રા "માં ( પૃ૦ ૧૪૩ ), ( ૨ ) "જૈન તીર્થોનો ઇતિહાસ "માં ( પૃ૦ ૧૪૨ ), ( ૩ ) "જૈન તીર્થ સર્વસંગ્રહ "માં ( પૃ૦ ૧૪૦ ) અને ( ૪ ) "ભારતનાં જૈન તીર્થો" માં ( પૃ૦ ૪૯ )—એ ચારે જૈન પુસ્તકોમાં આ મંદિરમાં ૨૧૮ થાંભલા હોવાનું નોંધ્યું છે. આ પુસ્તકોમાં "શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા " પુસ્તક વિ૦ સં૦ ૧૯૮૫ (સને ૧૯૨૯ )માં પ્રગટ થયેલું હોઈ સૌથી જૂનું છે. આ પુસ્તક કરતાં બીજા કોઈ વધુ પ્રાચીન પુસ્તકમાં આ દેરાસરમાં ૨૧૮ થાંભલા હોવાની વાત નોંધી હોય તો તે મારા જોવામાં આવી નથી, તેમ જ આ પુસ્તકનાં ૨૧૮ થાંભલાનો ઉલ્લેખ શાના આધારે કર્યો છે, તે પણ જાણી શકાયું નથી.

આ પુસ્તક કરતાં પ્રાચીન પુસ્તકો ડૉ. જેમ્સ બર્જેસનું "રિપોર્ટ ઑન ધી ઍન્ટીક્વીટીઝ ઑફ કાઠિયાવાડ

સ્તંભ વિશાળ છતાં સાવ ઓછી કોતરણીવાળા છે, તો બીજા કેટલાક સ્તંભો સુંદર કોતરણીના અલંકારથી સુશોભિત છે. [ચિત્ર નં. ૮, ૯]

મંદિરનાં પ્રવેશદ્વારથી આગળ વધીએ અને ૯ પગથિયાં ચડીએ એટલે વિશાળ અને ઊંચા થાંભલાવાળા મંદિરના ભાગમાં આપણે પહોંચીએ છીએ. આ ભાગમાં આવા સ્તંભોએ સારા પ્રમાણમાં જગ્યા રોકેલી હોવાથી રંગમંડપ તરીકે એનો બહુ ઓછો ઉપયોગ થઈ શકે છે. કદાચ આને પ્રવેશમંડપ કે એવું કંઈક નામ આપી શકાય. શિલ્પશાસ્ત્રમાં આને શાલાવીથિ કહે છે. [ચિત્ર નં. ૧૦ અ, ૧૦ બ] અને બે બાજુની સ્તંભાવલીની બંને બાજુ, વિશાળ ઘુમ્મટ ધરાવતા બે શસમંડપ છે, જે આ મંદિરની રચનાની, બીજે ભાગ્યે જ જોવામાં આવતી, એક વિશેષતારૂપ છે.

## બે શિલાલેખો

આ સ્થાનમાં દેરાસરનાં જમણી તરફના એક થાંભલા ઉપર અને તે પછી ડાબી તરફના એક થાંભલા ઉપર એક-એક જૂનો શિલાલેખ કોતરેલ છે. આમાં જમણી તરફના થાંભલા ઉપરનો એક જ શિલાલેખ ઉપર અને નીચેના ભાગની વચ્ચે થોડીક ખાલી જગ્યા મૂકીને કોતરેલ હોવાથી, જોનારને, પહેલી દૃષ્ટિએ, એ જુદા જુદા, બે શિલાલેખ જેવું લાગે, પણ એ એક જ શિલાલેખનું સળંગ લખાણ છે. આ શિલાલેખ વિ૦ સં૦ ૧૬૫૯નો છે અને એમાં શ્રી વિવેકહર્ષ ગણિનું, ભદ્રે-

એન્ડ કચ્છ" નામે પુસ્તકમા, તથા "ગેઝેટિયર ઑફ ધી બોમ્બે પ્રેસિડેન્સી"ના પાચમા વોલ્યુમમાં કે "સ્વદેશી" પત્રના વિ૦ સં૦ ૧૯૮૦ના દીપોત્સવી અંકમાં પ્રગટ થયેલ શ્રી વ્રજલાલ ભગવાનલાલ છાયાના શ્રી ભદ્રેશ્વર તીર્થનો પરિચય આપતા લેખમાં તેમ જ સને ૧૯૫૯માં પ્રગટ થયેલ "કચ્છનું સંસ્કૃતિદર્શન" નામે પુસ્તકમાં પણ ૨૧૮ થાંભલાનો ઉલ્લેખ નથી.

ઉપરાંત લેફ્ટનન્ટ પોસ્ટાન્સ નામના અંગ્રેજ અમલદારે છેક સને ૧૮૩૭ની સાલમાં, ડૉ. બર્જેસથી પણ ૩૭ વર્ષ પહેલાં, આ તીર્થની મુલાકાત લીધી હતી ત્યારે એમણે આ મંદિરના આગળના ભાગમાં ૪૫ થાંભલા હોવાનો ઉલ્લેખ આ પ્રમાણે કર્યો હતો :

' The inside of the building may be considered as divided into two parts, that nearest the entrance, which may be styled the uestibule, is covered in and supported by 45 pillars with two domes "

(અર્થાત્ ઈમારતનો અંદરનો ભાગ બે વિભાગમાં વહેંચાયેલો લેખી શકાય; એમાંનો પ્રવેશદ્વારની એકદમ નજીકનો ભાગ, કે જેને બલાનક (પ્રવેશમંડપ) તરીકે ઓળખાવી શકાય તે બે ઘુમ્મટો ધરાવે છે અને ૪૫ થાંભલાથી આધારિત અને ભરેલો છે.) શ્રી પોસ્ટાન્સના આ ઉલ્લેખનો અર્થ એવો થઈ શકે કે મંદિરના પાછળના તથા બાજુના ભાગમાં બીજા થાંભલા હોઈ શકે. આમ છતાં ૨૧૮ ના અંકને પહોંચી શકાતું નથી, એમ સ્પષ્ટ લાગે છે.

આ બાબતને નક્કી કરવા માટે અમે ભમતીની દેરીઓની પાછલી દીવાલોમાં પણ થાંભલા હોવાનું માનીને ગણતરી કરવા પ્રયત્ન કર્યો હતો, પણ અમે ૨૧૮ ની ગણતરી કરી શકયા ન હતા. તો પછી આ આંકડાનો પ્રચાર કેવી રીતે થયો એ સવાલ સહજપણે થાય છે. પણ એનો ચોક્કસ ખુલાસો મળી શકતો નથી. એ ગમે તેમ હોય, પણ એટલું સાચું છે કે, આ દેરાસરમાં પેસતાં જ એના થાંભલા એના ઊંચા અને વધારે પરીઘવાળા (જાડા) જોવા મળે છે કે એ દર્શકનું ધ્યાન ખેંચ્યા વગર રહેતા નથી.

શ્વરનું, મહારાઓ શ્રી ભારમલજી બીજાનું અને કુંદરડી ગામનું નામ આપવામાં આવ્યું છે, અને મોટાભાગનો આ શિલાલેખ ઉકેલી શકાય એ રીતે સચવાઈ રહ્યો છે. [ચિત્ર નં. ૧૧] પણ ડાબા હાથના સ્તંભ ઉપરના, પ્રમાણમાં કંઈક નાના, શિલાલેખના અક્ષરો કોતરણીમાં ઠીક ઠીક સાફ દેખાવા છતાં એનો મરોડ કંઈક એવો ખામીવાળો કે વિચિત્ર છે કે જેથી એ ઉકેલી શકાતા નથી.[૫] [ચિત્ર નં. ૧૨] જમણી બાજુના શિલાલેખની શરૂઆતની પાંચ લીટીઓમાં અને ડાબી બાજુના પાંચ લીટીઓના આખા શિલાલેખમાં, ચીરુડીના પ્લાસ્ટરને લીધે, વચ્ચે ભંગ પડી જતો દેખાવાથી, એ પ્લાસ્ટરની નીચે કંઈ લખાણ હોય તો તે તપાસવા માટે, એટલા ભાગમાંથી ચીરુડીનું પ્લાસ્ટર દૂર કરાવીને જોયું તો એ ભાગમાંથી કંઈ દબાઈ ગયેલું લખાણ તો ન મળ્યું, પણ સાદા પથ્થરના શંકુ આકારના આ ભાગમાં કેટલુંક શિલ્પકામ જોવામાં આવ્યું. આ ઉપરથી એમ લાગે છે કે, આ બધા થાંભલા પહેલાં સાદા પથ્થરના અને કોતરણીવાળા હશે, પણ, તા. ૨૭-૪-૧૯૨૯ના ટ્રસ્ટીમંડળના ઠરાવ મુજબ, જ્યારે મંદિરમાં બધે ચીરુડીનું પ્લાસ્ટર કરાવવામાં આવ્યું હશે ત્યારે, આ થાંભલાઓ ઉપર પણ પ્લાસ્ટર કરવામાં આવ્યું હશે અને તેને લીધે, અથવા તો પહેલાં કરવામાં આવેલ કોઈક સમારકામ વખતે, થાંભલા ઉપરનું (તથા બીજી જગાઓ ઉપરનું પણ) કોતરકામ ઢંકાઈ ગયું હશે. અને આમ કરવા જતાં કોઈક સ્થાન ઉપર લગાડવામાં આવેલ કોઈક જૂના શિલાલેખો દબાઈ ગયા હોય એવું પણ બન્યું હોય.[૬] પણ જેમ આ બે શિલાલેખો ખુલ્લા રાખેલા મળી આવ્યા છે તે જોતાં, છેલ્લે છેલ્લે ચીરુડીનું પ્લાસ્ટર કરવામાં આવ્યું એ વખતે, આવું ન પણ બનવા પામ્યું હોય અને પ્લાસ્ટર કરનાર કારીગરોએ શિલાલેખોને બચાવી લેવાની-ખુલ્લા રાખવાની-ચીવટ રાખી હોય. મતલબ કે આ દેરાસરમાંના કેટલાક શિલાલેખો દબાઈ ગયા છે એ હકીકત છે; સવાલ ફક્ત એમ ક્યારે બન્યું એટલો જ છે.

## રંગમંડપમાં પરમાત્માની સન્મુખ

મોટા અને ઊંચા સ્તંભોથી ભરેલા આ પ્રવેશ મંડપમાં (શાલાવીથિમાં) મૂકેલાં સાત પગથિયાં ચડીએ એટલે રંગમંડપની બહારનો ઓશરી કે પરસાળ જેવો થોડોક ભાગ આવે અને ત્યાંથી આગળ વધીએ એટલે આપણે રંગમંડપના પ્રવેશદ્વારમાં પહોંચી જઈને પરમાત્મા મહાવીર દેવની પ્રતિમાને ભક્તિસભર નયને નિહાળી શકીએ છીએ. અને રંગમંડપમાં પ્રવેશ કરીને પંદરેક ફૂટ આગળ વધીએ અને આપણે ગર્ભગૃહ (ગભારા)ના કોતરણીવાળા પ્રવેશદ્વારમાં પહોંચીને પરમ

૫. આ બન્ને શિલાલેખોની વિચારણા આ પુસ્તકના "આપત્તિઓ અને જીર્ણોદ્ધારો" નામે સાતમા પ્રકરણમાં તથા "કેટલાક શિલાલેખો" નામે આઠમા પ્રકરણમાં કરવામાં આવી છે; એમાંની વિગતો પણ ત્યાં જ આપવામાં આવી છે.

૬. "કેટલાક શિલાલેખો" નામે આ પુસ્તકના આઠમા પ્રકરણમાં ભદ્રેશ્વરના દેરાસરમાં પહેલાં કેટલાક શિલાલેખો હોવાની જે નોંધો મળી આવે છે, તે આપવામાં આવી છે. અને અત્યારે એ શિલાલેખો જોવામાં આવતા નથી, એ ઉપરથી એમ માનવું પડે છે કે ક્યારેક આ શિલાલેખો, આપણી કે કારીગરોની બેદરકારીથી, નષ્ટ થઈ ગયા કે દબાઈ ગયા હોવા જોઈએ.

કરુણાસાગર પરમાત્મા મહાવીરસ્વામીની સન્મુખ ખડા થઈએ છીએ. [ચિત્ર નં. ૧૩, ૧૪] શ્વેત સંગેમરમરમાંથી ઘડેલી ૨૫ ઈંચની ભગવાન મહાવીરસ્વામીની પ્રતિમા એવી તો ગંભીર, ચિત્તને આહ્લાદક ઉપજાવે એવી અને સપ્રમાણ છે કે એને મન ભરીને નીરખ્યા જ કરીએ એવી પાવનકારી ઊર્મિ આપણા અંતરમાં વહેવા લાગે છે અને "ચિત્ત પ્રસન્ને રે પૂજન ફળ કહ્યું રે" એ ભાવવાહી કવિપંક્તિની યથાર્થતાની આપણને પ્રતીતિ થાય છે. [ચિત્ર નં. ૧૫] મૂળનાયક શ્રી મહાવીરસ્વામીની પ્રતિમાની જમણી બાજુ ૨૧ ઈંચની ભગવાન અજિતનાથજી અને ડાબી બાજુ ૨૧ ઈંચની ભગવાન વિમલનાથની પ્રતિમા છે. અને આ બન્ને પ્રતિમાઓ ઉપર વિ૦ સં૦ ૧૯૨૧ની સાલના શિલાલેખો છે. આ રીતે ગભારામાં કુલ ત્રણ જ પાષાણ-પ્રતિમાઓ બિરાજમાન કરવામાં આવેલ હોવાથી ભાવિક જન એમની ભક્તિ-પૂજા બહુ જ શાંતિથી કરી શકે છે. આ ગભારાની જમણી બાજુના એક ઉજાસવાળા ઊંડા ગોખલામાં કેટલીક ચાંદીની અને બીજી મૂર્તિઓ તથા સિદ્ધચક્રના યંત્રો મૂકવામાં આવેલ છે આ ગોખલાને તાળું વાસીને અંદરની વસ્તુઓને વધુ સુરક્ષિત કરવામાં આવી છે.

## મૂળનાયકની પાછળનું અનોખું પૂંઠિયું

ભગવાન મહાવીરની પ્રતિમાનાં દર્શન કરતી વખતે એની પાછળ મૂકવામાં આવેલ એક પૂંઠિયુ ખાસ ધ્યાન ખેંચે છે. સોનેરી-રૂપેરી તાર અને ટીપકીઓના ભરતકામનું, ઝીણી ઝીણી ટીપકીઓની છાંટવાળું કથ્થઈ રંગનું આ મખમલી પૂંઠિયું આમ તો સાવ સાદું છે; અને કિંમતમાં અને ભરતકામની ઝીણવટ તથા વિપુલતામાં આ પૂંઠિયાને ચડી જાય એવાં પૂંઠિયાં ઠેર ઠેર જોવામાં આવે છે. પણ આ પૂંઠિયામાં જે અનોખી અને ચિત્તને વશ કરી લે તથા પ્રભુપ્રતિમાની શોભામાં વધારો કરે એવી વિશેષતા છે, તે બીજે ભાગ્યે જ જોવા મળે છે. આ વિશેષતા તે આ પૂઠિયામાં ગૂંથવામાં આવેલ રૂપેરી ભરતકામનું ભામંડળ. જાણે શ્વેત સંગેમરમરની પ્રભુ-પ્રતિમાનું સપ્રમાણ અંગ જ હોય એ રીતે આ ભામંડળ જે કારીગર-મિત્રે બનાવ્યું હશે તેને માટે અંતરમાંથી સહજપણે શાબાશીનો ઉદ્‌ગાર નીકળી જાય છે. (જુઓ મૂળનાયક મહાવીરસ્વામીના નં. ૧૫મા ચિત્રનો પાછળનો ભાગ) જાણે સ્વયં પરમાત્માના આંતર તેજનું દર્શન કરાવતું હોય એવા આ ભામંડળ સાથે ભગવાનની પ્રતિમાંનાં દર્શન કરતાં જાણે અંતર ધરાતું જ નથી. એ પૂંઠિયાના બનાવનાર કારીગરે પ્રભુની પ્રતિમા સાથે બરાબર બંધ બેસે અને શોભી ઊઠે એવું આ ભામંડળ સમજપૂર્વક માપ લઈને બનાવ્યું હોય કે સાવ સ્વાભાવિક રીતે, અનાયાસે, એના હાથે આવી ધ્યેયલક્ષી અને પ્રમાણોપેત રચના થઈ ગઈ હોય, એ જે હોય તે, પણ એના હાથે એક આફ્રીન કહેવરાવે એવી રચના થઈ છે, એમાં શક નથી. (આ સ્થાને એમ કહેવાનું મન થઈ આવે છે કે, જ્યારે પણ ઘસાઈ જવાને કારણે આ પૂંઠિયું બદલવાનો વખત આવે ત્યારે, આ પૂંઠિયાની કલાત્મક વિશેષતાને ધ્યાનમાં રાખીને જ નવું પૂંઠિયું બનાવવામાં આવે. આ પૂંઠિયાથી આ સપ્રમાણ અને સુંદર પ્રભુ-પ્રતિમા કેવી વિશેષ શોભાયમાન બની જાય છે એનો તો, શબ્દોના વર્ણનથી નહીં પણ, જાતે દર્શન કરવાથી જ ખ્યાલ આવી શકે.)

## મૂળનાયકની મૂર્તિ ઉપરનો લેખ

અને જ્યારે મૂળનાયક પ્રભુની પ્રતિમાનાં મન ભરીને દર્શન-સ્તવન કરી લઈએ તે પછી એની પૂજા કરતી વખતે પ્રભુની બેઠક ઉપર-પ્રતિમાજીના પબાસન ઉપર-કોતરેલ થોડાક અક્ષરોનો નાનો સરખો લેખ પણ જોઈ-વાંચી લેવો જોઈએ. લગભગ આધુનિક લિપિને મળતા અક્ષરોમાં કોતરેલા આ લેખનું સાવ ટૂંકું લખાણ કેવળ આટલું જ છે: "સ ૬૨૨ ના વર્ષે." અને આ લખાણમાં ના અને વર્ષે એ બે શબ્દો વચ્ચે કોતરવામાં આવેલ સિંહનું લાંછન ચાલુ સિંહના આકારનું નહીં પણ સૂંઢ અને પાંખોવાળા કેસરીસિંહની ઊભી નહીં પણ બેઠેલી આકૃતિને મળતું છે. [ ચિત્ર નં. ૧૬ ] ( તીર્થંકર ભગવાનની માતાને આવતાં ૧૪ સ્વપ્નોમાં સિંહના સ્વપ્નની આકૃતિ મોટે ભાગે સૂંઢ અને પાંખોવાળા કેસરીસિંહના જેવી જોવામાંઆવે છે. )[7]

---

૭. ડૉ. જેમ્સ બર્જેસે સને ૧૮૭૪ની આસપાસ આ તીર્થની મુલાકાત લઈને એનું વર્ણન "રિપોર્ટ ઑન ધી ઍન્ટીકવીટીઝ ઑફ કાઠિયાવાડ અને કચ્છ" નામે પુસ્તકમાં લખ્યું ત્યારે ગભારામાંની મૂર્તિઓ અંગે એમણે ( પૃ૦ ૨૦૮ ) જે નોંધ કરી હતી તે આ પ્રમાણે છે:

"In the Shrine are three images of white marble, the central one, not at all large, is Ajithanatha, the second of the Tirthankars, and has carved upon it the figures ૬૨૨ probably for S 1622=(A. D. 1565). On his right is Parsvanatha with the snake hood, marked S 1232, and on his left Santinatha, the 16th Tirthankara also marked S. 1232 or A D. 1175—the date of the restoration by Jagadevasah On the back wall, round the central figure, are Kausagiyas. indicative from their position that the shrine was once occupied by a larger image. On the extreme right is an image of the black or Samla Parsvanatha."

( ગભારામાં સફેદ આરસની ત્રણ પ્રતિમાઓ છે. એમાં મૂળનાયકની મૂર્તિ, જે વિશાળ નથી, તે બીજા તીર્થંકર અજિતનાથની છે અને એના ઉપર ૬૨૨નો અંક કોતરેલો છે, જે બનતાં સુધી સં૦ ૧૬૨૨ ( ઈ. સ. ૧૫૬૫ )ના બદલે હોવો જોઈએ. મૂળનાયકની જમણી બાજુ ફણાધારી પાર્શ્વનાથની પ્રતિમા છે; એના ઉપર સં૦ ૧૨૩૨ કોતરેલ છે; અને ડાબી બાજુ સોળમા તીર્થંકર શાંતિનાથની પ્રતિમા છે; અને એના ઉપર પણ સં. ૧૨૩૨ (ઈ. સ. ૧૧૭૫) કોતરેલ છે—આ સાલ જગદેવ શાહે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો એની છે. ગભારાની પાછલી દીવાલમાં, મૂળનાયકની આસપાસ કાઉસગ્ગિયા છે. આ કાઉસગ્ગિયાની આકૃતિ ઉપરથી એવું જાણી શકાય છે કે એક કાળે ગભારામાં (મૂળનાયકની) વધારે મોટી પ્રતિમા હતી. જમણી બાજુ છેક ખૂણામાં કાળા અથવા શામળા પાર્શ્વનાથની પ્રતિમા છે.)

ડૉ. બર્જેસના આ લખાણ અંગે જે વિચારણા અને ખુલાસા કરવા જેવાં છે તે આ પ્રમાણે છે:

(૧) ડૉ. બર્જેસે મૂળનાયક તરીકે સફેદ આરસની, સં૦ ૬૨૨ના અંકવાળી મૂર્તિને અજિતનાથની મૂર્તિ તરીકે ઓળખાવી છે. આ પ્રતિમા ઉપર સં૦ ૬૨૨નો અંક કોતરેલો છે એ ઉપરથી એટલું તો નિશ્ચિત છે કે એમણે આ તીર્થની મુલાકાત લીધી ત્યારે પણ, મૂળનાયક તરીકે અત્યારે છે તે સં૦ ૬૨૨ના અંકવાળી શ્વેત આરસની પ્રતિમા જ બિરાજમાન કરેલી હતી. તો પછી એમણે એ પ્રતિમાનો મહાવીરસ્વામીના બદલે અજિતનાથની પ્રતિમા તરીકે કેમ ઉલ્લેખ કર્યો હશે? આનો ખુલાસો એ છે કે આ પ્રતિમાની બેઠક ઉપર ચાલુ ઊભા કે સન્મુખ મુખવાળા સિંહના બદલે પાંખો અને સૂંઢવાળો કેસરીસિંહ બેઠેલી સ્થિતિમાં બનાવ્યો છે, જેથી બહુ ઝીણવટથી નહીં જોનારાને

એ બેઠેલો હાથી જ લાગે; અને હાથી એ તો બીજા તીર્થંકર અજિતનાથનું લાંછન છે; એટલે એ ઉપરથી આ તીર્થ સંબંધી માહિતી આપનાર વ્યક્તિએ એમને આ મૂળનાયકની પ્રતિમા અજિતનાથની હોવાનું કહ્યું હોવું જોઈએ. પણ ખરી રીતે એ મહાવીરસ્વામીની પ્રતિમા છે. આ મૂર્તિ ઉપરનું લાંછન ઝીણવટથી જોનાર જોઈ શકશે કે એમાં હાથીના દંતૂશળ નથી દેખાતા. ( જુઓ, ચિત્ર નં. ૧૬ )

(૨) વિ૦ સં૦ ૧૨૩૨ની સાલની સફેદ આરસની, ફણધારી પાર્શ્વનાથની અને શ્રી શાંતિનાથની–એ બેમાંથી એક પણ પ્રતિમા અત્યારે આ મંદિરના ગભારામાં નથી; તેમ જ દેરાસરની ભમતીમાં તપાસ કરાવતાં ત્યાં પણ ક્યાંય આ બન્ને પ્રતિમાઓ મળી નથી. તો પછી આઠસો વર્ષ જેટલી પ્રાચીન આ પ્રતિમાઓનું શું થયું હશે એવા સવાલ સહેજે થાય છે. આનો ચોક્કસ જવાબ તો આપી શકાય એમ નથી, છતાં એનો ખુલાસો કંઈક આ પ્રમાણે આપી શકાય : ડૉ. બર્જેસે વિ૦ સં૦ ૧૯૩૪–૧૯૩૯ વચ્ચે થયેલ આ તીર્થના છેલ્લા જીર્ણોદ્ધાર પહેલાં આ તીર્થની મુલાકાત લીધી ત્યારે આ બે પ્રતિમાઓ ગભારામાં બિરાજમાન હતી. પણ છેલ્લા જીર્ણોદ્ધાર પછી આ દેરાસરની વિ૦ સં૦ ૧૯૩૯માં પ્રતિષ્ઠા કરવામાં આવી ત્યારે આ બે મૂર્તિઓને સ્થાને વિ૦સં૦ ૧૯૨૧ના ઉલ્લેખવાળી જમણી બાજુ શ્રી અજિતનાથની અને ડાબી બાજુ શ્રી વિમળનાથની પ્રતિમા પધરાવવામાં આવી હતી. તો પછી વિ૦ સં૦ ૧૨૩૨ની બે પ્રતિમાઓનું શું થયું હશે ? યા તો જીર્ણોદ્ધાર વખતે એ ખંડિત થઈ હશે અથવા તો બીજા કોઈ સ્થાનના જિન-મંદિરમાં બિરાજમાન કરવા શ્રીસંઘે આપી હશે, એવું અનુમાન કરી શકાય.

(૩) ગભારામાં છેક જમણી બાજુના ખૂણામાં શામળિયા પાર્શ્વનાથની પ્રતિમા હોવાનું લખ્યું છે તે આ તીર્થના મૂળ–જૂના મૂળનાયક પાર્શ્વનાથ ભગવાનની શ્યામવર્ણની પ્રતિમા જ છે એ નક્કી છે. અને જે બે મોટા કદના કાઉસગ્ગિયા મૂળનાયકની આજુબાજુ હોવાનું ડૉ. બર્જેસે લખ્યું છે. તે જૂના મૂળનાયક પાર્શ્વનાથની પ્રતિમાની આસપાસના હોવા જોઈએ. અને, સંભવ છે કે, આ છેલ્લા જીર્ણોદ્ધાર વખતે જૂના મૂળનાયક શામળિયા પાર્શ્વનાથની પ્રતિમાને ભમતીની વચ્ચેની ૨૫મા નંબરની મોટી દેરીમાં પધરાવવામાં આવી ત્યારે, આ બન્ને કાઉસગ્ગિયા પણ ત્યાં બિરાજમાન કરવામાં આવ્યા હોય. જોકે અત્યારે આ દેરીમાં શામળિયા પાર્શ્વનાથની બન્ને બાજુ જે કાઉસગ્ગિયા પધરાવવામાં આવેલ છે, તે ડૉ. બર્જેસે ઉલ્લેખેલ કાઉસગ્ગિયા જ છે, એમ નિશ્ચિત રૂપે કહેવું મુશ્કેલ છે, છતાં આવી સંભાવના સાવ નકારી શકાય એવી પણ નથી.

(૪) ડૉ. બર્જેસે વિ૦સં૦ ૧૨૩૨ની સાલને જગડુશાના જીર્ણોદ્ધારની સાલ તરીકે ઓળખાવી છે તે ખોટી છે, કારણ કે જગડુશા વિક્રમની ૧૩ મી સદીના ઉત્તરાર્ધમાં અને ૧૪ મી સદીના પૂર્વાર્ધમાં થઈ ગયા એ નિશ્ચિત છે.

કચ્છના ઇતિહાસ અને પુરાતત્ત્વના જાણીતા વિદ્વાન શ્રી વ્રજલાલ ભગવાનલાલ છાયાએ "સ્વદેશ" પત્રના વિ૦ સં૦ ૧૯૮૦ ના દીપોત્સવી અંકમાંના એમના ભદ્રેશ્વર તીર્થ સંબંધી લેખમાં, આ તીર્થના મૂળનાયક તરીકે મહાવીરસ્વામી બિરાજમાન હોવાનો ઉલ્લેખ કરવાની સાથે સાથે, ડૉ. બર્જેસની જેમ, એની આસપાસ ફણાધારી પાર્શ્વનાથ અને શાંતિનાથની મૂર્તિઓ હોવાનું લખ્યું છે; પણ, ખરી રીતે, એ વખતે આ બે મૂર્તિઓના સ્થાને અજિતનાથ અને વિમળનાથની મૂર્તિઓ બિરાજમાન થયેલી હતી. તેથી શ્રી છાયાએ ડૉ. બર્જેસને અનુસરીને આમ લખ્યું હોય એ સમજી શકાય એવું છે. પણ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી–અમદાવાદ–તરફથી પ્રગટ કરવામાં આવેલ "જૈન તીર્થ સર્વસંગ્રહ" માં ( પૃ૦ ૧૪૦ ) આ બાબતમાં, ડૉ. બર્જેસ અને શ્રી છાયાની જેમ જ લખવામાં આવ્યું છે કે "પરિકરમાં બે કાઉસગ્ગિયા મૂર્તિઓ છે મૂળનાયકની જમણી બાજુએ ફણાવાળી શ્રી પાર્શ્વનાથ ભગવાનની પદ્માસનસ્થ મૂર્તિ છે અને ડાબી બાજુએ શ્રી શાંતિનાથ ભગવાન બિરાજે છે. આ બન્ને મૂર્તિઓ ઉપર સં. ૧૨૩૨ના સાલના લેખો છે."

ગભારામાં મૂળનાયક ભગવાનના પબાસણુ ઉપર એક આરસની છત્રી ગોઠવવામાં આવી છે. વિ૦ સં૦ ૧૦૬૯માં શા ગેલાભાઈ દેવરાજ તથા શા ગણુશીભાઈ ધરમશી નવાવાસવાળાએ આ છત્રી બંધાવ્યાનું એના ઉપર લખ્યું છે.

## ઘુમ્મટનું ચિત્રકામ અને બે શિલાલેખો

ભગવાનની પ્રતિમાઓનાં દર્શન કરીને રંગમંડપનું નિરીક્ષણ કરતી વખતે બે વસ્તુઓ યાત્રિકોનું ધ્યાન ખેંચે છે. એક છે રંગમંડપના ઘુમ્મટમાં દોરેલું ચિત્રકામ. બાવીસમા તીર્થંકર ભગવાન નેમિનાથના લગ્નના વરઘોડાનું અને એમના અંતરમાં પ્રગટેલ કરુણાપ્રેરિત વૈરાગ્યભાવનું તેમ જ દીક્ષાકલ્યાણકનું સુંદર આલેખન આખા ઘુમ્મટમાં કરવામાં આવ્યું છે, જે અમુક પ્રમાણમાં ઝાંખું થઈ ગયું છે. [ ચિત્ર નં. ૧૮ ]

અને પછી ગભારાની બહાર, જમણી બાજુ, એકની ઉપર બીજો એમ, બે લાંબા અને મોટા શિલાલેખો ચોડેલા છે, એ બંને લેખો દરેક યાત્રિકે સમય લઈને, સ્થિરતાપૂર્વક, ખાસ વાંચવા જેવા છે. એમાંના ઉપરના લાંબી લાંબી ૪૧ લીટીઓના સંસ્કૃત ભાષાના મુખ્ય શિલાલેખમાં તો આશરે પચીસસો વર્ષ પહેલાં આ તીર્થની સ્થાપના થઈ ત્યારથી તે, સોએક વર્ષ પહેલાં, વિ૦સં૦ ૧૯૩૪-૧૯૩૯ની સાલ દરમ્યાન, આ તીર્થનાં જીર્ણોદ્ધાર-પ્રતિષ્ઠા થયાં ત્યાં સુધીની આ તીર્થ સંબંધી જાણવા જેવી મોટા ભાગની માહિતી ટૂંકમાં સમાવી લેવામાં આવી છે. [ ચિત્ર નં. ૧૯ ] તીર્થ

આ ઉલ્લેખ ઉપરથી જોઈ શકાય છે કે, ફક્ત ૨૨ વર્ષ પહેલાં, સને ૧૯૫૩ ની સાલમાં જ, પ્રગટ થયેલા આ ગ્રંથમાં બે કાઉસગ્ગિયા મૂર્તિઓ અને વિ૦સં૦ ૧૨૩૨ના લેખવાળી પાર્શ્વનાથ અને શાંતિનાથની મૂર્તિઓ હોવાનું જે નોંધ્યું છે તે, જાતમાહિતી કે જાતતપાસના આધારે નહીં પણ, ડૉ. બર્જેસની નોંધના આધારે જ નોંધ્યું છે, જે વસ્તુસ્થિતિથી સાવ જુદું છે, તે ઉપર આપેલી વિગતો ઉપરથી જોઈ શકાય છે.

ડૉ. બર્જેસ પહેલાં ૩૭ વર્ષ અગાઉ, સને ૧૮૩૭ની સાલમાં, લેફ્ટનન્ટ પોસ્ટાન્સે આ તીર્થની મુલાકાત લીધા પછી, ભદ્રેશ્વરના જૈન મંદિર અને ભદ્રાનગરી સંબંધી જે લેખ લખ્યો છે, તેમાં વળી આ તીર્થના મૂળનાયકની પ્રતિમા સંબંધી તદ્દન જુદી જ વાત લખી છે અને એની સાથે મૂળનાયકની પ્રતિમાનું હાથે દોરેલું ચિત્ર પણ આપ્યું છે. એમણે લખ્યું છે કે—

"The figures of Parasnath, and his attendants, as represented in the accompanying sketch, are of white marble."

( સાથેના રેખાચિત્રમાં દર્શાવવામાં આવેલ પાર્શ્વનાથની પ્રતિમા અને એમના પરિચારકો સફેદ આરસના બનાવેલા છે. ) વધારામાં એમણે એમ પણ નોંધ્યું છે કે કચ્છમાં આરસપહાણ મળતો ન હોવાથી આ પ્રતિમાઓ ગુજરાતમાંથી લાવવામાં આવી હોવાનું કહેવામાં આવે છે. આમાં શ્રી પોસ્ટાન્સે સફેદ આરસની પ્રતિમા પાર્શ્વનાથની હોવાનું લખ્યું છે તે એમને માહિતી આપનારે કરેલી ભૂલનું જ પરિણામ છે એ સ્પષ્ટ છે. એણે, પરંપરાથી આ તીર્થ પાર્શ્વનાથનું હોવાની માન્યતાના આધારે, એ વખતમાં મૂળનાયક મહાવીર હોવા છતાં, પાર્શ્વનાથ હોવાનું કહ્યું હોય એમ લાગે છે. શ્રી પોસ્ટાન્સે પોતે દોરેલો કે બીજા કોઈની પણ પાસે દોરાવેલો પાર્શ્વનાથની મૂર્તિ અને એમના પરિચારકોનો સ્કેચ કેવો વિચિત્ર છે તે સાથેના ચિત્ર નં. ૧૭ ઉપરથી જોઈ શકાય છે. એની આસપાસનો દેખાવ જાણે કોઈ પશ્ચિમની પદ્ધતિની ચિત્રરેખાઓને રજૂ કરતો હોય એમ જ લાગે છે।

સંબંધી સૈકાવાર ઘટનાઓની માહિતીનો સંગ્રહ કરતો આવો શિલાલેખ બીજા કોઈ સ્થાનમાં હશે કે કેમ તે વિચારણીય છે; અન્યત્ર આવો શિલાલેખ હોવાનો સંભવ નહીં જેવો છે. આ મોટા શિલાલેખની લગોલગ, એની નીચે, ચોડવામાં આવેલ ૮ લીંટીના, મોટા ગુજરાતી અક્ષરોવાળા બીજા શિલાલેખમાં તો કેવલ વિ૦સં૦ ૧૯૩૯માં જીર્ણોદ્ધાર થયો તેની માહિતી–પ્રતિષ્ઠા કરાવનાર અને એ માટે ઉપદેશ આપનાર સંબંધી માહિતી–જ આપવામાં આવી છે. સામાન્ય અક્ષરજ્ઞાન ધરાવનાર વ્યક્તિ પણ ઉકેલી શકે એવા મોટા અક્ષરો અને સરળ ભાષા આ શિલાલેખમાં છે. [ચિત્ર નં. ૨૦]

ગભારાની બહાર, ગભારાની જમણી બાજુ, ઉપર સૂચવેલ બંને શિલાલેખોની ઉપર ભગવાન મહાવીરના અધિષ્ઠાયક માતંગ યક્ષની અને ડાબી બાજુ સિદ્ધાયિકા દેવીની મૂર્તિઓ છે.

## દેવીની મૂર્તિઓ

ગભારામાંની ત્રણે જિનપ્રતિમાજીનાં દર્શન-સ્તવન કરીને, અને રંગમંડપનું ચારે બાજુ અવલોકન કરીને, રંગમંડપના પ્રવેશદ્વારમાંથી બહાર આવીને પ્રભુજીની સન્મુખ થોડીવાર ખડા રહીને રંગમંડપના દ્વારની જમણી અને ડાબી બાજુના બે ગોખલામાં બિરાજમાન કરેલ દેવી-મૂર્તિઓનાં દર્શન કરીએ. તેમાં જમણી બાજુના ગોખલામાં બિરાજમાન કરેલ મૂર્તિને વાઘેશ્વરી દેવીની મૂર્તિ તરીકે અને ડાબી બાજુના ગોખલામાંની બે મૂર્તિઓમાંની મુખ્ય મૂર્તિને ચક્રેસરી દેવીની મૂર્તિ તરીકે ઓળખાવવામાં આવે છે. પરંતુ, એ મૂર્તિઓના શિલ્પ તથા વાહન આદિ જોતાં, એ મૂર્તિઓ ખરેખર કોની છે, તે બાબત ફરી વિચાર કરવા જેવું લાગે છે.

## ભમતીની દેરીઓ

અને હવે સાત પગથિયાં ઊતરીને ઊંચી અને મોટી સ્તંભાવલીથી શોભતા અને ભર્યાં ભર્યાં લાગતા, પ્રવેશમંડપમાં (શાલાવીથિમાં) થઈને મૂળમંદિરની ચોતરફ રચવામાં આવેલ ભમતીમાંની દેવકુલિકાઓ(દેરીઓ)માં બિરાજમાન કરેલ જિનપ્રતિમાજી વગેરેનાં દર્શન કરીએ. ભમતીમાં ક્રમવાર નંબરવાળી કુલ ૫૨ દેરીઓ છે, અને એક દેરીને નંબર આપવામાં આવેલ નથી; એટલે કુલ ૫૩ દેરીઓ છે. આ નંબર વગરની દેરીને બાદ કરતાં શ્રી ભદ્રેશ્વર-વસઈ તીર્થનું મંદિર બાવન જિનાલયવાળું ગણાય છે. આ બધી દેરીઓ એક જ સરખા માપની છે, એવું નથી; જગ્યાની સગવડના પ્રમાણમાં થોડીક નાની-મોટી પણ છે [ચિત્ર નં. ૨૧, ૨૨, ૨૩].

પહેલા નંબરની દેરી પૂજામંડપ(સ્નાત્રપૂજાના મંડપ)માં હોવાથી ત્યાંથી દેરીઓની શરૂઆત થાય છે. આ દેરીમાં વિ૦ સં૦ ૧૫૧૦ની એક ધાતુપ્રતિમા છે. પછી પૂજામંડપમાંથી બહાર નીકળીએ એટલે બે નંબરથી ક્રમવાર દેરીઓ શરૂ થાય છે, અને છેલ્લી–બાવનમા નંબરની –દેરી પણ પૂજામંડપમાં જ છે. એટલે ભમતીની દેરીઓની શરૂઆત જેમ પૂજામંડપમાંથી થાય છે, તેમ એનો અંત પણ પૂજામંડપમાં જ આવે છે. બધી દેરીઓમાં બિરાજમાન કરેલ જિનપ્રતિમાઓની સંખ્યા એકસરખી નહીં હોવા છતાં મોટા ભાગની દેરીઓમાં પાષણની પ્રતિમાઓનું ત્રિગડું

( ત્રણ પ્રતિમાઓ ) પ્રતિષ્ઠિત કરવામાં આવેલ છે. વળી, બધી પ્રતિમાઓ એક જ સંવતનાં છે, એવું પણ નથી; પણ આમાં મધ્યપ્રદેશમાં આવેલ બુરાનપુર નગરના ઉલ્લેખવાળી પ્રતિમાઓની સંખ્યા સારા પ્રમાણમાં જોવા મળે છે, અને એનો સંવત પણ જુદો જુદો છે. આમ કેમ બન્યું હશે તે તપાસ કરવા જેવી બાબત છે. આ પ્રદેશમાં પણ કચ્છના વતનીઓની વસતી સારા પ્રમાણમાં હોવાથી, ભદ્રેશ્વર-વસઈ તીર્થના છેલ્લા ( વિ૦ સં૦ ૧૯૩૯ના ) જીર્ણોદ્ધાર વખતે ત્યાંથી કોઈએ અંજનશલાકા કરેલ આ પ્રતિમાઓ અહીં મોકલી હોય એવું બનવા જોગ છે. ભમતીની કોઈ કોઈ દેરીમાં ધાતુપ્રતિમા, સિદ્ધચક્રના ગટ્ટાજી કે એવી બીજી પૂજનીય સામગ્રી પણ પધરાવેલ છે. પાંચ તથા છ નંબરની જોડિયા દેરીમાં વિક્રમની ૧૩મી તથા ૧૪મી સદી જેટલી પ્રાચીન બે ધાતુ પ્રતિમાઓ છે.

## શ્રી કલ્યાણસાગરસૂરિ તથા મહાકાળી વગેરેની દેરી

જે દેરી ઉપર નંબર નથી લખવામાં આવ્યો તે દેરી સોળમા અને સત્તરમા નંબરની દેરી વચ્ચે આવેલી છે. એ દેરીમાં મહાકાળી માતાની સ્થાપના ભીંત ઉપર સિંદૂર લગાડીને કરવામાં આવેલ છે. મહાકાળી માતા એ અંચળગચ્છનાં અધિષ્ઠાયિકા દેવી ગણાય છે. વળી, વિક્રમની સત્તરમી સદીના જૈન સંઘના મહાપ્રભાવક આચાર્ય અંચળગચ્છના શ્રી કલ્યાણસાગરસૂરિજી મહારાજની વિ૦ સં૦ ૧૯૫૦માં પ્રતિષ્ઠિત કરેલ ચરણપાદુકા છે. [ ચિત્ર નં ૨૪ ] ઉપરાંત, આ ચરણપાદુકાની જમણી તરફ હૃપીકેશના અને એની ડાબી બાજુ સરસ્વતીના નામોલ્લેખવાળી, શ્વેત સંગેમરમરની, આશરે ૧૮ ઇંચની સુંદર મૂર્તિઓ છે. “ હૃષીકેશ ’ શબ્દમાંનો के અક્ષર “ क ” ના મથાળે માત્રા ( “ ` ” ) મૂકીને નહીં કોતરતાં क ની પાછળ પડીમાત્રા ( ा ) મૂકીને બનાવ્યો છે, એ ઉપરથી આ મૂર્તિ, જે સદીમાં પડીમાત્રા લખવાનો રિવાજ હતો તે સમયની એટલે કે વિક્રમના ચૌદમા કે પંદરમા સૈકાની, હોવાનું અનુમાન થઈ શકે છે. આ બંને મૂર્તિઓ એક જ કાળે અને એક જ શિલ્પીના હાથે અથવા શિલ્પના એકસરખા નમૂનારૂપે બનેલી છે, અને એ બીજા કોઈ સ્થાનેથી લાવીને અહીં સુરક્ષિતપણે મૂકવામાં આવી હશે એમ લાગે છે [ ચિત્ર નં. ૨૫, ૨૬ ]. આ બે મૂર્તિઓ ઉપરાંત સિદ્ધચક્રનું તાંબાનું વિશાળ યંત્ર પણ આ દેરીમાં મૂકવામાં આવેલ છે, જેની પ્રતિષ્ઠા વિ૦સં૦ ૨૦૦૬ ની સાલમાં શાસનસમ્રાટ આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના પટ્ટધર આચાર્ય શ્રી વિજયઅમૃતસૂરીશ્વરજી મહારાજના હાથે થયેલ છે.

## જૂના મૂળનાયક શ્રી શામળિયા પાર્શ્વનાથ

૨૫મા નંબરની દેરીમાં, આ તીર્થની સ્થાપના સંબંધી પ્રચલિત કથા પ્રમાણે, આ તીર્થની પ્રાચીનતાની સાક્ષી પૂરતા, આશરે પચીસસો વર્ષ જેટલા પ્રાચીન પુરાવારૂપ, જૂના મૂળનાયક તેવીસમા તીર્થંકર ભગવાન પાર્શ્વનાથની ( જે અત્યારે શામળિયા પાર્શ્વનાથ તરીકે ઓળખાય છે, એમની ) મૂર્તિ બિરાજમાન કરવામાં આવેલ છે, શ્યામ રંગની, ૨૭ ઇંચની આ પ્રતિમા

નયનમનોહર અને ધ્યાન ધરવાની પ્રેરણા જાગે એવી પ્રભાવશાળી છે [ ચિત્ર નં. ૨૭ ]. એના ચમત્કારની પણ કોઈ કોઈ વાતો લોકમુખે સાંભળવા મળે છે.[૮]

આ પ્રતિમા ભગવાન પાર્શ્વનાથની હોવા છતાં એના ઉપર નાગફણાનું છત્ર નથી, અને પ્રતિમાના લાંછન તરીકે મૂકવામાં આવેલ નાગનું ચિહ્ન, પબાસણમાં કોતરી કાઢવાને બદલે, તરવરાટથી ચાલ્યા જતા અને સજીવન જેવા લાગતા નાગના જેવું ઉપસાવીને બતાવવામાં આવેલ છે, અને એને સોનેરી રંગે રસી લેવામાં આવ્યું છે, એ આ જિનપ્રતિમાની ધ્યાન ખેંચે એવી વિશેષતા છે. આ દેરીમાં કાયોત્સર્ગ મુદ્રામાં શ્વેત આરસની, ૩૧ ઇંચની, બે પ્રતિમા, ભગવાન પાર્શ્વનાથની બંને બાજુ બિરાજમાન કરવામાં આવેલ છે; અને આ જૂના મૂળનાયકજીની આગળ સફેદ આરસની છત્રી ગોઠવવામાં આવી છે. આ દેરીમાં ધાતુની બે ચોવીશી છે, એમાં એક ઉપર વિ૦સં૦ ૧૫૧૬નો અને બીજી ઉપર વિ૦સં૦૧૯૨૧નો લેખ છે. (વિ૦સં૦ ૧૯૨૧ના લેખવાળી બીજી પણ અનેક પ્રતિમાઓ આ તીર્થમાં છે. મૂળનાયક શ્રી મહાવીરસ્વામીની બંને બાજુની મૂર્તિઓ પણ વિ૦સં૦ ૧૯૨૧ની જ છે.) આ પચીસમી દેરીની બહાર, દેરીની જમણી તથા ડાબી બાજુ તરફ, અનુક્રમે શ્રી પાર્શ્વનાથના અધિષ્ઠાયક દેવ પાર્શ્વ યક્ષની અને અધિષ્ઠાયિકા દેવી પદ્માવતી દેવીની મૂર્તિઓ ગોખલામાં મૂકવામાં આવેલ છે.

## ભોંયરાવાળી દેરી

અહીંથી આગળ વધીને, કાટખૂણો વટાવીને, દેરીઓની નવી હરોળ શરૂ થાય છે, તેની શરૂઆતમાં ૩૦, ૩૧, ૩૨ એ ત્રણ નંબરની દેરીઓ એકસાથે અને એક જ દ્વારવાળી આવે છે. આ દેરીઓમાં પહેલાં ભોંયરું હતું અને આશરે પોણોસો વર્ષ પહેલાં એનું મોં ઉઘાડું પણ હતું, એમ કોઈ કોઈ વૃદ્ધ વ્યક્તિ પાસેથી જાણવા મળે છે. આ ભોંયરા સંબંધી કેટલીક લોકવાયકા કે

૮. આ પ્રતિમાના ચમત્કારની એક કથા શ્રી ભદ્રેશ્વર તીર્થમાં મને સાંભળવા મળી તે આ પ્રમાણે છે—

સને ૧૯૭૪ના જૂન મહિનાની પાંચમી તારીખથી વીસમી તારીખ સુધી પંદર દિવસ માટે મારે ભદ્રેશ્વર તીર્થમાં રહેવાનું થયું, ત્યારે ભુજના સંગીતપ્રેમી શ્રી માણેકલાલ ઉત્તમચંદ શાહ, એમનાં વયોવૃદ્ધ માતુશ્રી સાથે ત્યાં આરામ માટે આવ્યા હતા. તા ૧૧–૬–૭૪ના રોજ આ વાત કરતાં શ્રી મણિબહેને કહ્યું કે—

પચાસેક વર્ષ પહેલાં અમે ભદ્રેશ્વરમાં આવીને રહેલા. એક દિવસ રાતના ભાવના અને આરતી પૂરી થયા પછી દેરાસર માંગલિક થયું હતું અને અમે ધર્મશાળાના ઓટલા ઉપર વાતો કરતાં બેઠાં હતાં. ચારેકોર શાંતિ અને અંધારું ફેલાયેલાં હતાં. એવામાં અમારી સામેથી કોઈ પ્રકાશ ચાલ્યો આવતો હોય એવું અજવાળું દેખાયું અને સાથે સાથે સૂસૂ કરતો અવાજ પણ સંભળાયો. થોડીક વારમાં એ પ્રકાશ અને અવાજ બેય નજીક આવ્યા હોય એમ લાગ્યું— પળવાર તો એ મોટા પ્રકાશને લીધે આંખો અંજાઈ જતી હોય એમ લાગ્યું. પણ પછી આંખો સ્થિર કરીને જોયું તો ભગવાન પાર્શ્વનાથના અધિષ્ઠાયક ધરણેન્દ્ર તેજસ્વી મણિધારી નાગરાજનું રૂપ ધારણ કરીને ચારેકોર પ્રકાશ-પ્રકાશ ફેલાવતા સુસવાટ કરતા આવી રહ્યા હતા, અને એમની પાછળ પાછળ પાર્શ્વનાથ ભગવાનની અધિષ્ઠાયિકા પદ્માવતી દેવી નાગણીના રૂપમાં ચાલ્યાં આવતાં હતાં અમે એ જોઈને સ્તબ્ધ થઈ ગયાં, અને જોતજોતાંમાં તે, એ નાગ-નાગણી દ્વાર બિડેલ દેરાસરમાં દાખલ થઈ અદૃશ્ય થઈ ગયાં. તે પછી કેટલીક વાર સુધી દેરાસરમાંથી ગીત, વાજિંત્રો અને નાટારંભનો અવાજ સંભળાયો; અને પછી બધું શાંત થઈ ગયું. આ અમે નજરોનજર જોયેલ પ્રસંગ છે.

દંતકથા જેવી વાતો પ્રચલિત થયેલી છે. આ ભોંયરાનો મુખ્ય હેતુ, જ્યારે કોઈ રાજકીય કે એવા કોઈ આક્રમણને કારણે, આ તીર્થ ભયમાં મુકાઈ જાય ત્યારે, જૈનસંઘ, ધર્મ અને આ તીર્થના પ્રાણરૂપ જિનપ્રતિમાઓને સુરક્ષિત કરવા આ ભોંયરામાં ભંડારી–સંતાડી દેવાનો હતો. પણ પાછળથી આ ભોંયરું સાવ બંધ કરી દેવામાં આવ્યું છે.[૯]

## શ્રી સુધર્માસ્વામીની મૂર્તિ

આ બંધ કરી દેવામાં આવેલ ભોંયરાવાળી દેરીથી આગળ વધીએ એટલે એની સામેના ખૂણામાં ૪૭ તથા ૪૮ એમ બે નંબરવાળી એક જોડિયા દેરી આવે છે, તેમાં ભગવાન મહાવીરના પાંચમા ગણધર અને વર્તમાન શ્રમણ પરંપરાના આદિ ધર્મપુરુષ શ્રી સુધર્માસ્વામીની, શ્વેત સંગેમરમરની, ૩૧ ઇંચ ઊંચી, સુંદર પરિકરથી શોભતી મૂર્તિ છેક ખૂણામાં પધરાવેલી છે. એ મૂર્તિ વિક્રમની વીસમી સદીના જૈનસંઘના મહાન પ્રભાવક આચાર્ય, તપગચ્છના શ્રી વિજયાનંદ-સૂરીશ્વરજી ( આત્મારામજી ) મહારાજની પરંપરાના મુનિરાજ શ્રી હંસવિજયજી મહારાજના સદુપદેશથી વિ૰ સં૰ ૧૯૬૨ની સાલમાં અહીં પધરાવવામાં આવી હતી. એનો શિલાલેખ પણ એના ઉપર કોતરેલો છે [ ચિત્ર નં. ૨૮ ]. આ દેરીમાં શ્રી મલ્લિનાથ ભગવાનની ઘણા ડાઘવાળા સફેદ જેવા આરસપહાણમાંથી ઘડેલી પ્રતિમા યાત્રિકનું ધ્યાન ખેંચે છે. એને જોઈ ને સહજપણે મનમાં સવાલ થાય છે કે મૂર્તિકારે આવો દોષવાળો પાષાણ કેમ પસંદ કર્યો હશે ?

અહીંથી આગળ વધીએ એટલે પૂજામંડપમાંની છેલ્લી બાવનમી દેરી સન્મુખ આપણે ઊભા

---

૯. આ ભોંયરું બંધ શા માટે અને ક્યારે કરી દેવામાં આવ્યું તેની એક કથા આ મણિબહેને જ મને કહેલી, તે આ પ્રમાણે છે—

આશરે પંચોતેર વર્ષ પહેલાં, ફાગણ સુદિ પાંચમના યાત્રામેળા વખતે, માણેકલાલના પિતાના મોટા ભાઈ કાનજીભાઈ પણ ભદ્રેશ્વર ગયા હતા. એ વખતે કાનજીભાઈની ઉંમર પાંચેક વર્ષની હતી. એ વખતે દેરાસરનું ભોંયરું ઉઘાડું રહેતું હતું. કેટલાક છોકરા દેરાસરમાં રમતાં રમતાં એ ભોંયરામાં ઊતરી ગયા; એમાં કાનજીભાઈ પણ સામેલ હતા અને એમના ગળામાં સોનાની હાંસડી હતી. એક ગઠિયો આ જોઈ ગયો; અને ભોંયરામાં ઊતરીને એણે કાનજીને પકડીને એના ગળામાંથી હાંસડી કાઢી લીધી. એનું બિહામણું રૂપ જોઈને બીજા છોકરાઓ નાસી ગયા અને ભોંયરામાં રહ્યા રહ્યા કાનજીભાઈએ બૂમાબૂમ કરી મૂકી. લાગ જોઈને પેલો ગઠિયો પણ ત્યાંથી બહાર નીકળી ગયો અને મેળામાં ભળી ગયો. પછી કાનજીભાઈ જેમ તેમ કરીને બહાર આવ્યા. અને મેળાના માણસોની મદદથી, કાનજીભાઈએ લાલ પાઘડીના એંધાણ પરથી પેલા ગઠિયાને ઓળખી કાઢયો. ત્યારથી, ફરી આવો બનાવ ન બને એટલા માટે, એ ભોંયરું હમેશને માટે બંધ કરી દેવામાં આવ્યું છે. આ વાત મણિ બહેનને એમની સાસુ કિસનબાઈએ કહી હતી. આ ભોંયરા બાબત શ્રી મણિબહેને વિશેષમાં એવી વાત પણ કરી કે—આ ભોંયરુ છેક જામનગર સુધી પહોંચતું હતું, અને એમાં થઈને જામનગરમાં રહેતા ( અંચળગચ્છના ) એક ગોરજી રોજ ભદ્રેશ્વરમાં એમના ગચ્છનાં અધિષ્ઠાયિકા મહાકાલી માતાના દર્શન કરવા આવતા હતા. એ ભોંયરું બાર ગાઉ લાંબું હતું અને એમાં થઈને જામનગરથી બકાલું–શાકપાંદડું પણ ભદ્રેશ્વર લાવવામાં આવતું. ઘોડિયા ઉપર બેસીને માણસ આવી શકે એટલું ઊંચું આ ભોંયરું હતું, એમ લોકો વાત કરતા હતા.

રહીએ છીએ. આ દેરીમાં, એની જમણી બાજુની ભીંત ઉપર, એક મોટા કદના કોતરણીવાળા પરિકરનો ભાગ ચોડીને સાચવી રાખવામાં આવ્યો છે.

## દેરીઓના જીર્ણોદ્ધાર કરાવનારાના લેખ

ભમતીની બધી દેરીઓ ઉપર દેરીના જીર્ણોદ્ધાર કરાવી આપનારનું (ખરી રીતે દેરીના જીર્ણોદ્ધાર થયા પછી એ માટે ૩૦૦) કોરીની સહાય આપનારનું) નામ તથા વિ૦ સં૦ ૧૯૫૦ના વૈશાખ વદિ ૨ સોમવારની તિથિ દર્શાવતા ગુજરાતી ભાષાના લેખની તખતીઓ ચોડવામાં આવી છે. આ દેરાસરનો છેલ્લો જીર્ણોદ્ધાર તો વિ૦ સં૦ ૧૯૩૯માં થયો હતો, તો પછી આ દેરીઓનો જીર્ણોદ્ધાર અગિયાર વર્ષ પછી થયાનું લખ્યું તે શા કારણે ? એનો ખુલાસો પેઢીના અત્યારના મુનીમ શ્રી નેમચંદભાઈ કસ્તુરચંદ વોરાએ એવો કર્યો કે આ બધી દેરીઓનો જીર્ણોદ્ધાર તો વિ૦ સં૦ ૧૯૩૯માં થઈ ગયો હતો અને એની પ્રતિષ્ઠા પણ, મુખ્ય મંદિરની સાથે, એ વર્ષમાં જ થઈ હતી. પણ, વિ૦ સં૦ ૧૯૪૯ના ફાગણમેળા વખતે, એક દેરીના જીર્ણોદ્ધારના ખર્ચ માટે જે જે સહધર્મી ભાઈ કે બહેન, ત્રણસો કોરીની સહાય આપે એમનું નામ જે તે દેરીની બાજુમાં મૂકવાનું નક્કી થયું હતું. એ રીતે, આ દેરીઓ માટે મદદ મેળવવામાં એક વર્ષ વીતી ગયું, એટલે બધી દેરીઓ ઉપર જીર્ણોદ્ધારની સાલ એકસરખી વિ૦ સં૦ ૧૯૫૦ની મૂકવામાં આવી છે.[૧૦]

## વિશિષ્ટ પૂજામંડપ

આ રીતે આખી ભમતીની બધી દેરીઓમાં બિરાજમાન કરેલ તીર્થંકર ભગવંતોની પ્રતિમાઓનાં દર્શન કરતાં કરતાં આપણે પૂજામંડપમાં આવી પહોંચ્યા. આ મંડપની વચમાં ખડા રહીને મૂળનાયક શ્રી મહાવીરસ્વામીની પ્રતિમાનાં દર્શન સારી રીતે થઈ શકે છે. આ મંડપ ખાસ સ્નાત્ર-પૂજા અને પૂજાઓ ભણાવવા માટે જ બનાવવામાં આવ્યો છે. બીજા કોઈ મંદિરમાં આવી વિશિષ્ટ ગોઠવણ કરવામાં આવી હોય એવું જોવામાં આવતું નથી. એ દૃષ્ટિએ આ મંદિર આવી અનોખી વિશેષતા ધરાવે છે, એમ કહેવું જોઈએ. આ પૂજામંડપમાં બહારથી પણ આવી શકાય એ માટે મંદિરના પ્રવેશદ્વારની પહેલાંના ચોકમાં, બન્ને બાજુ, પથ્થરની પાકી અને પહોળી સીડીઓ બનાવવામાં આવી છે. અને આ રસ્તે પૂજામંડપમાં દાખલ થઈ શકાય એ માટે બન્ને તરફ બારણાં મૂકવામાં આવ્યાં છે (જુઓ ચિત્ર નં. ૩ અને ૪).

પૂજામંડપમાં સ્નાત્રપૂજા તથા પૂજા માટે, હમેશને માટે, ધાતુની પંચતીર્થીની નાની મૂર્તિ ત્રિગડામાં મૂકી રાખવામાં આવે છે, તેના ઉપર વિ૦ સં૦ ૧૫૨૦ની સાલનો લેખ કોતરેલો છે.

## શ્રી આસુભાઈનું બસ્ટ

આ પૂજામંડપના પાછળના ભાગમાં, વચ્ચોવચ્ચ, મૂળનાયક મહાવીરસ્વામીની મૂર્તિની

---

૧૦. દાખલા તરીકે ૩૬મી દેરીની બહાર એક બાજુ આ પ્રમાણે તકતી મૂકવામાં આવી છે: "ગામ શ્રી માંડવી, મેતા શામજી પદમશીની દેરી છે. સં૦ ૧૯૫૦ ના વૈશાખ વદ બીજ ને વાર સોમે જીર્ણોદ્ધાર કર્યો."

સામેસામ, આ તીર્થભૂમિની ખૂબ ભાવના અને નિષ્ઠાથી સેવા કરી પોતાની સુવાસ મૂકી જનાર (દુર્ગાપુર) નવાવાસવાળા શ્રી આસુભાઈ વાગજીની, આરસની મોટી અરધી પ્રતિમા (બસ્ટ) કાચની મોટી પેટીમાં એવી રીતે મૂકવામાં આવેલ છે કે એના તરફ સાવ સહજપણે દરેકનું ધ્યાન ખેંચાય છે [ચિત્ર નં. ૨૯]. શ્રી આસુભાઈનો જન્મ વિ૦ સં૦ ૧૮૯૩માં અને સ્વર્ગવાસ વિ૦ સં૦ ૧૯૭૫માં, ૮૨ વર્ષની ઉંમરે, થયો હતો.[૧૧]

આ જિનમંદિર વાસ્તુવિદ્યાનો તો એક સુંદર નમૂનો છે જ; એ જ રીતે એમાં શિલ્પકળા અને આધુનિક ચિત્રકળાનાં પણ દર્શન થઈ શકે છે. શિલ્પ-સ્થાપત્ય અને પુરાતત્ત્વ વિદ્યાના અભ્યાસીઓ તો આ મંદિરનું કયું સ્થાપત્ય કેટલું પ્રાચીન હોઈ શકે અને એનો કયો સ્તર ઓછો પ્રાચીન કે પાછળથી બન્યો હશે એ મંડોવર, શિખર વગેરેનું શિલ્પકામ જોઈને નક્કી કરી શકે છે, પણ મારો એ વિષયનો મુદ્દલ અભ્યાસ નહી હોવાથી એની મીમાંસા મારાથી ન થઈ શકે, પણ એક કળાના ચાહક તરીકે આ મંદિરનાં કળામય શિલ્પો અને ચિત્રો મન ઉપર કેવો ભાવ અંકિત કરે છે, એવી કેટલીક રજૂઆત જરૂર થઈ શકે.

## શિલ્પકળાની સમૃદ્ધિ

પહેલાં દેરાસરમાંની શિલ્પકળા જોઈએ. મોટા અને વિશાળ સ્તંભવાળા પ્રવેશમંડપમાંના સામસામા થાંભલાઓની વચ્ચે કમાનો રચી દેવામાં આવી છે, તેને લીધે એક અનોખું દૃશ્ય ખડું થાય છે, એ વાત સાચી, પણ એ બધા ઉપર ચીરુડીનું પ્લાસ્ટર કરી દેવામાં આવ્યું હોવાથી, ત્યાં કોઈ પ્રકારનું શિલ્પ જોવા મળતું નથી, એથી મનમાં કંઈક ગ્લાનિ થાય છે. પ્રવેશમંડપનાં પગથિયાં ચડીએ એટલે બહારના અને રંગમંડપમાંના થાંભલા અને રંગમંડપનું અને વિશેષે કરીને ગર્ભ-ગૃહનું પ્રવેશદ્વાર આકર્ષક કોરણીથી કંડારેલાં જોવા મળે છે. અને દેરાસરના જમણા અને ડાબા પડખામાં તથા પાછળના ભાગમાં (મંડોવરમાં) છેક નીચેથી તે શિખરની ટોચ સુધીનો બધો ભાગ તો શિલ્પીએ ઝીણવટ, હૈયાસૂઝ અને કળાની નિપુણતાથી કંડારેલ ઉત્તમ કોટીનાં શિલ્પોથી એવો ભર્યો ભર્યો અને સમૃદ્ધ કરેલો છે કે એ જોઈને અંતર તૃપ્ત થઈ જાય છે, અને આવી કળાના સર્જનહાર સ્થપતિને માટે હૃદયમાંથી શાબાશીના ઉદ્‌ગાર આપમેળે નીકળી જાય છે. આ શિલ્પોમાં હાથી વગેરેના જુદા જુદા થરો તો સુંદર છે જ, પણ દેવ-દેવીઓ અને માનવીઓની કેટલીક આકૃતિઓ તો એવી આબેહૂબ અને ચેતનવંતી બનેલ છે કે જાણે હમણાં જ એ સજીવન થઈને બોલવા અને હલનચલન કરવા લાગશે એવો જ આભાસ થાય છે [ચિત્ર નં. ૩૦, ૩૧અ, ૩૧આ,

૧૧. આ બસ્ટ મૂકવાનું તા. ૨–૧૦–૧૯૨૦ ની જનરલ સભામાં નક્કી થયું હતું, પણ એનો અમલ થયો નહીં તેથી એ માટે તા. ૧૬–૪–૧૯૩૩ ના રોજ ફરી ઠરાવ કરવામાં આવ્યો હતો. અને દેરાસરમાં બસ્ટ મૂકવાની જગ્યા તા. ૩–૪–૧૯૩૮ ના દિવસે પસંદ કરવામાં આવી હતી.

"અંચલગચ્છ દિગ્દર્શન"માં (પૃ૦ ૫૮૭) લખ્યું છે કે "નવાવાસના આસુ વાઘજીએ સં. ૧૯૪૦માં રંગુનમાં સૌપ્રથમ ચોખાનો વ્યાપાર જમાવ્યો."

૩૧૪, ૩૧૬, ૩૧૭]. આની સાથે સાથે બીજી બધી કારીગરી પણ ચિત્તને આહ્લાદિત કરે એવી છે. આવી શિલ્પસમૃદ્ધિને જેમ જેમ ધ્યાનપૂર્વક, ધીરજથી અને ઝીણવટથી જોઈએ છીએ, તેમ તેમ એની વિશેષતા વધુ ને વધુ સમજાય છે અને ચિત્તને જાણે વશ કરી લઈને કોઈ અવનવી દુનિયામાં વિહાર કરાવે છે. મંદિરના રક્ષણ માટે મંદિરની આજુબાજુના અને પાછળના મંડોવરથી ઉપરના ભાગમાં મજબૂત જાડી જાળી મૂકવામાં આવી છે. જો આ જાળી ન હોય, અને આજુબાજુનો તથા શિખરનો નખશિખ આખેઆખો ભાગ એકીસાથે નિહાળવાનો અવસર મળે, તો શિલ્પસમૃદ્ધિનું કોઈ અદ્ભુત દૃશ્ય જોવા મળે. આ તરફનો કોઈ ભાગ કે કોઈ ખૂણો એવો ખાલી નથી કે જ્યાં ભક્તિશીલ શિલ્પીનાં સુકુમાર ટાંકણાંએ કળાનો કોઈ સુંદર નમૂનો કંડાર્યો ન હોય. આ શિલ્પોમાં, ચાલી આવતી પરંપરા પ્રમાણે, કેટલાંક દેવસ્થાનોમાં હોય છે તેમ, કેટલીક ભોગાસનોની આકૃતિઓ પણ જોવા મળે છે. મંદિરના બહારના અને ઉપરના ભાગમાં પણ શિલ્પસમૃદ્ધિ વિપુલ પ્રમાણમાં છે. પણ એની વાત આગળ ઉપર કરીશું.

## રંગરોગાન અને શિલ્પકામ

મંદિરની અંદર કેટલાક કોરણીવાળા થાંભલાઓ ઉપર, શિલ્પકામથી શોભતી બારશાખો ઉપર અને બીજે કેટલેક સ્થાને જુદી જુદી જાતના ઘેરા, ભભકદાર, પાકા રંગ લગાડવામાં આવેલ છે, વળી, મંડોવર અને મુખ્ય શિખર ઉપર પાકો રૂપેરી રંગ ચડાવવામાં આવ્યો છે; તેને એક પ્રકારની, જે તે સમયની, લોકરુચિના નમૂના જ સમજવા જોઈએ. પણ શિલ્પકામ ઉપર કોઈ પણ જાતના રંગરોગાન ચડાવ્યા વગર એને એના કુદરતી રંગમાં જ રહેવા દેવામાં આવે, અને જ્યારે પણ એને ધોળાવવાની જરૂર ઊભી થાય ત્યારે પણ બીજા-ત્રીજા રંગોના બદલે મૂળ પથ્થરને મળતા રંગનો જ ઉપયોગ કરવામાં આવે તો શિલ્પનું રૂપ કામ વધારે દીપી નીકળે છે અને વિશેષ સુંદર, સજીવ અને આકર્ષક લાગે છે, તે વાત હવે સમજાતી જાય છે. એટલે હવે પછી, ભવિષ્યમાં જ્યારે પણ ધોળાવવાની કે રંગરોગાન કરાવવાની જરૂર જણાય ત્યારે, આ વાતનો ખ્યાલ રાખવામાં આવશે તો મંદિર વિશેષ મનોહર લાગશે. વળી, જ્યારે પણ ધોળવાનું કે રંગવાનું કામ કરાવવું હોય ત્યારે એ વાતનો પણ ખ્યાલ રાખવો જોઈએ કે આ રંગો જાડા નહીં પણ બને તેટલા પાતળા હોય અને જૂના રંગોને શિલ્પકામ ઉપરથી બને તેટલા પ્રમાણમાં ઉખાડી નાખવામાં આવે, જેથી રંગ કે ધોળવાના કામના થરોને લીધે શિલ્પની સુકુમાર અને ઝીણી કોરણી ખુરાઈ કે ઢંકાઈ જવા ન પામે જો આ વાતની ઉપેક્ષા થાય તો, જતે દિવસે, રંગના એક એક ઉપર થર ચડી જવાને લીધે, ઝીણું શિલ્પકામ એવું દબાઈ જાય કે છેવટે ત્યાં સામાન્ય કે કંઈક ખરબચડી ભીંત જેવું જ દેખાવા લાગે અને ત્યાં કોઈ શિલ્પકામ હશે એનો દર્શકને ખ્યાલ પણ ન આવે. (શ્રી તારંગા તીર્થનો છેલ્લો જીર્ણોદ્ધાર થયો તે પહેલાં શિલ્પ-સ્થાપત્યકળાના શ્રેષ્ઠ નમૂના સમા આ તીર્થના આઠસો વર્ષ જેટલા પ્રાચીન ઉત્તુંગ જિનમંદિરના સમૃદ્ધ રૂપકામની સ્થિતિ આવી જ થઈ ગઈ હતી.)

## ટાઈલ્સનો ઉપયોગ

વળી, આ મંદિરમાં કોઈ કોઈ ઠેકાણે, છતમાં રંગબેરંગી ટાઈલ્સનો ઉપયોગ કરવામાં આવ્યો છે, આ પણ જેમ તે પ્રકારની લોકરુચિનું સૂચન કરે છે, તેમ એક કાળે જુદા જુદા રંગના અને ફૂલ-પત્તી, વેલબુટ્ટા તેમ જ બીજી અનેક પ્રકારની આકૃતિઓ ધરાવતા ટાઈલ્સે લોકોમાં કેટલું બધું આકર્ષણ ઊભું કર્યું હતું તેનો પણ ખ્યાલ આપે છે. ટાઈલ્સનું આ આકર્ષણ એક સમયે એટલું બધું વ્યાપક બની ગયું હતું કે છેક દેવસ્થાનના ગર્ભગૃહ સુધી પણ એનો ઉપયોગ કરવામાં આવતો હતો, એટલે પછી દેવમંદિરના બીજા ભાગોમાં એનો છૂટથી ઉપયોગ કરવામાં આવે એમાં શી નવાઈ ? પણ હવે ટાઈલ્સનો આવો ઉપયોગ કરવો બરાબર નથી એમ મોટા ભાગે સમજાતું જાય છે, એટલું જ નહીં, જ્યાં પણ ધર્મસ્થાનોમાં આ પ્રકારની વપરાશ થયેલી દેખાય છે, ત્યાં એ હવે ખટકવા પણ લાગી છે. ભદ્રેશ્વર તીર્થના જિનમંદિરની અમુક છતોમાં ટાઈલ્સનો ઉપયોગ મર્યાદિત પ્રમાણમાં જ કરવામાં આવેલ હોવાથી એ ન તો બહુ ખટકે છે કે ન તો સુરુચિનો વિશેષ ભંગ કરે છે. આમ છતાં, જ્યારે પણ અવસર કે અનુકૂળતા મળે ત્યારે, એ કાઢી નાખવામાં આવે એ જરૂર ઇચ્છવા જેવું છે.

## મંદિરના ઉંબરા

હવે મંદિરમાંનાં ચિત્રોનું વર્ણન-નિરીક્ષણ કરતાં પહેલાં, મંદિરનાં જુદાં જુદાં દ્વારોમાં મૂકવામાં આવેલ પાષાણના ઉંબરાને જોઈ લઈએ. મંદિરના પ્રથમ કે મુખ્ય પ્રવેશદ્વારનો ઉંબરો કાળા આરસ ઉપર પીળા આરસનો; મૂળ ગભારાનો ઉંબરો નીચે પીળા રંગના આરસ ઉપર કાળા રંગના આરસનો અને જૂના મૂળનાયક શ્રી શામળિયા પાર્શ્વનાથની મોટી અને મુખ્ય દેવકુલિકા (દેરી)નો ઉંબરો નીચે કાળા આરસ ઉપર પીળા રંગના આરસનો અને બાકીની બધી દેરીઓના ઉંબરા કાળા રંગના આરસના બનાવેલા છે. એક જ સીધમાં આવેલ ત્રણ દ્વારોમાંથી પહેલા અને ત્રીજા દ્વારનો ઉંબરો કાળા ઉપર પીળા રંગના આરસનો અને વચ્ચેના ગર્ભગૃહના દ્વારનો ઉંબરો પીળા ઉપર કાળા રંગના આરસનો અને બાકીના બધા ઉંબરા કાળા આરસના સ્થપતિએ કોઈ ખાસ સમજણથી કે પરંપરા પ્રમાણે બનાવ્યા હશે કે સહજપણે એમ બની ગયું હશે, એ જાણવાનું સહજ કુતૂહલ થયા વિના રહેતું નથી. આ શ્યામ આરસ એવો ચોખ્ખો અને ચકચકિત કરેલો છે કે એથી જાણે કસોટીનો ઊંચી જાતનો શ્યામ પાષાણ વાપરવામાં આવ્યો હોય એવો જ આભાસ થાય છે.

## વિપુલ ચિત્રકામ

મંદિરના મુખ્ય પ્રવેશદ્વાર પછીની થોડીક જગ્યાની બંને બાજુની દીવાલો ઉપર, રંગમંડપની ભીંતો ઉપર તથા છત-ઘુમ્મટમાં, દેરાસરની ચારે બાજુના પ્રદક્ષિણા-માર્ગ જેવા ચોકની બંને બાજુઓ ઉપર તથા પૂજામંડપમાં ચારે તરફ તીર્થંકર ભગવાનના જીવન-પ્રસંગોનાં તથા તીર્થ-સ્થાનોનાં ચિત્રો અંકિત કરવામાં આવ્યાં છે. આ ચિત્રોમાં કેટલાંક પથ્થરમાં કોરીને એમાં રંગ

ભરીને તૈયાર કરેલાં છે, તો કેટલાંક કેવળ રંગ-રેખાથી તૈયાર કરેલ ચિત્રકામના નમૂના છે. આ ચિત્રો જાણે આ વિશાળ દેરાસરના એક મહત્ત્વના ભાગરૂપ હોય એટલા વિપુલ પ્રમાણમાં છે.

મંદિરના મુખ્ય પ્રવેશદ્વારમાં દાખલ થઈએ એટલે મંદિરની જમણી બાજુની દીવાલ ઉપર બે વિભાગમાં જુદા જુદા પ્રસંગનાં ચિત્રો દોરવામાં આવ્યાં છે. એમાં પહેલા વિભાગમાં—(૧) ભગવાન મહાવીરના અભિગ્રહનો, (૨) કોશાંબીનગરીમાં નિષ્ફળ ભિક્ષા માટેના એમના ભ્રમણનો, (૩) ભગવાન ચંદનબાળાના આંગણે પધાર્યા તે ઘટનાનો, (૪) ભગવાન મહાવીરે ચંદનબાળાના હાથે ભિક્ષા વહોરી તેનો અને (૫) ચંદનબાળા રાજકુમારી તરીકે જાણીતી થઈ એ ઘટનાનો—એમ પાંચ પ્રસંગોનાં સુંદર ચિત્રો દોરવામાં આવ્યાં છે.

આની લગોલગ બીજા વિભાગમાં—(૧) કમઠ તાપસના પંચાગ્નિ તપ પ્રસંગે એની અને પાર્શ્વકુમારની વચ્ચે થયેલ વાતચીતનો, (૨) ભગવાન પાર્શ્વનાથને મેઘમાળીએ કરેલ ઉપસર્ગનો, (૩) ભગવાન મહાવીરે જાનના જોખમે ચંડકૌશિક નાગને પ્રતિબોધ પમાડચો તેનો, (૪) ભગવાન મહાવીરને શૂલપાણિ યક્ષે કરેલ ઉપસર્ગોનો, (૫) ગોવાળિયાએ ભગવાનના કાનમાં શૂળો નાખી કરેલ ઉપસર્ગનો અને (૬) સુદષ્ટ દેવે ભગવાનને કરેલા ઉપસર્ગનો—એમ છ પ્રસંગો આલેખવામાં આવ્યા છે.

આની સામેની – મંદિરની ડાબી બાજુની – દીવાલ ઉપર પણ બે વિભાગમાં ચિત્રો દોરવામાં આવ્યાં છે. તેમાંના પહેલા વિભાગમાં—(૧) વીર-વર્ધમાનની નીડરતાનો આમલકી ક્રીડાનો, (૨) દૈત્યદમનનો, (૩) નિશાળે બેસવાનો, (૪) લગ્નોત્સવનો, (૫) લોકાંતિક સુરની દીક્ષા માટેની વિનંતિનો અને (૬) વર્ષીદાનનો—એમ છ પ્રસંગો દોરવામાં આવ્યા છે. અને આની જોડેના બીજા વિભાગમાં પ્રભુના (૧) ચ્યવનકલ્યાણક (માતાના સ્વપ્નદર્શન)નો, (૨) જન્મકલ્યાણક (જન્મોત્સવ)નો, (૩) દીક્ષાકલ્યાણકનો અને (૪) કેવળજ્ઞાનકલ્યાણક (સમવસરણમાં બિરાજી ધર્મદેશના આપવા)નો—એમ ચાર કલ્યાણકનાં ચિત્રો આપવામાં આવ્યાં છે.

આ રીતે જાણે ચાત્રિકનું ચિત્ત, ધર્મમય જીવન જીવી જનારા મહાન ધર્મપુરુષોના જીવનપ્રસંગોનાં હૃદયસ્પર્શી દર્શનથી, અંતર્મુખ બનવા પ્રેરાય એવું પવિત્ર વાતાવરણ આ જિનમંદિરના પ્રવેશદ્વારમાંથી જ એને અનુભવવા મળે છે.

આવા ચિત્રમય પ્રવેશદ્વારમાંથી આગળ વધીને આપણે, મૂળનાયક ભગવાનની સામે, રંગમંડપમાં પહોંચીએ છીએ ત્યારે ત્યાં પણ સોહામણી ચિત્રમાળા જોવા મળે છે. ગભારાની જમણી બાજુની દીવાલ ઉપર—(૧) અચલગઢ, (૨) ક્ષત્રિયકુંડ, (૩) તાલધ્વજ ગિરિ (તળાજા), (૪) રાણકપુર અને (૫) આબુ-દેલવાડા—એ પાંચ તીર્થોનાં ચિત્રો દોરેલાં છે. અને ગભારાની ડાબી બાજુની દીવાલ ઉપર (૧) કેસરિયાજી તથા (૨) તારંગાજી તીર્થનાં ચિત્રો અંકિત કરવામાં આવ્યાં છે. આ રંગમંડપના મોટા ઘુમ્મટમાં કરેલ શ્રી નેમિનાથ ભગવાનના જીવનપ્રસંગોને આલેખતા ચિત્રકામનું વર્ણન તો પહેલાં, રંગમંડપના વર્ણન સાથે, કરી દેવામાં આવ્યું છે (જુઓ પૃ૦ ૩૨).

રંગમંડપમાંથી બહાર આવીને જાળીવાળા ચોકમાંથી મંદિરની પ્રદક્ષિણા કરીએ તો, આપણા ડાબા અને જમણા બન્ને હાથ ઉપર, પરમાત્મા મહાવીર દેવના છવ્વીસ પૂર્વભવોના તથા તીર્થંકર તરીકેના ૨૭મા–છેલ્લા ભવના ચ્યવનકલ્યાણકથી તે નિર્વાણકલ્યાણક સુધીના જીવનપ્રસંગો આલેખતાં સફેદ સંગેમરમરના ફલક ઉપર કોતરણી કરીને રંગભરેલાં ચિત્રોનાં બધાં મળીને કુલ ૩૯ શિલ્પ-ચિત્રો, યાત્રિકના અંતરને આહ્લાદિત કરીને, જીવનનો અને સાધનાના કઠિન માર્ગનો તેમ જ સિદ્ધિનો મૂક બોધપાઠ આપે છે.

આ રીતે સમય જતાં, ચરમ તીર્થપતિ શ્રમણ ભગવાન મહાવીરસ્વામીને અર્પણ થયેલ આ જિનમંદિર ભગવાન મહાવીરના છવ્વીસ પૂર્વભવોના અને સત્તાવીસમા–છેલ્લા ભવની સાધનાના અનેક પ્રસંગોનાં સુંદર આલેખનો દ્વારા યાત્રિકને ભગવાનના સમગ્ર જીવનનાં દર્શન કરવાની તક આપે છે.

આ પ્રમાણે ચોકમાં ફરીને ત્યાં ગોઠવવામાં આવેલ ચિત્રોનું અવલોકન કરતાં કરતાં આપણે, આ પ્રદક્ષિણા પૂરી કરીને, પૂજામંડપમાં પહોંચીએ છીએ, તો એની બધી દીવાલો જુદી જુદી તીર્થભૂમિઓનાં ચિત્રોથી ભરી ભરી જોવા મળે છે. અહીં ઉપરના ભાગમાં (૧) ચૌદ સ્વપ્ન, (૨) ચંપાપુરી, (૩) રાજગૃહ ગિરિ, (૪) હસ્તિનાપુર અને (૫) પાવાપુરીનાં શિલ્પમય ચિત્રો દોરેલાં છે; અને નીચેના ભાગમાં (૧) નંદીશ્વર દ્વીપ, (૨) ગિરનાર, (૩) સમ્મેતશિખર, (૪) શત્રુંજય અને (૫) અષ્ટાપદજી–આદિદેવ ઋષભદેવ ભગવાનની નિર્વાણભૂમિ–નાં શિલ્પમય આલેખનો જોવા મળે છે.[૧૨] અને, આ શિલ્પ-ચિત્રોનાં દર્શન સાથે, આ જિનમંદિરના અંદરના ભાગનું આપણું 'દર્શન–અવલોકન પૂરું થાય છે; અને આપણે બહાર નીકળીએ છીએ ત્યારે મંદિરના પ્રથમ પ્રવેશદ્વારની જમણી બાજુના એક ગોખલામાં બિરાજમાન કરેલા તપગચ્છના રક્ષક શ્રી માણિભદ્ર વીરનાં દર્શન કરવાનાં બાકી રહે છે. એમનાં દર્શન કરીએ એટલે આ મંદિરનું અંદરથી અવલોકન કરવાનું આપણું એક કામ પૂરું થાય છે [ ચિત્ર નં. ૩૨ ]. પણ મંદિરના કળાવૈભવનું પૂરેપૂરું મૂલ્યાંકન કરવું હોય કે એનું મહત્ત્વ બરાબર સમજવું હોય તો, મંદિરની બન્ને બાજુની કોરણીનું તથા મંદિરના ઉપરના ભાગમાં શોભી રહેલાં શિખરો, ઘુમ્મટો વગેરેનું નિરીક્ષણ કરવું જોઈએ. ત્યારે હવે એ જ કરીએ.

## બહારની અદ્ભુત કોરણી

મંદિરની બહારના ચોગાનમાં થોડીવાર ઊભા રહીને પરમાત્મા મહાવીરદેવનાં દર્શન કરી લઈએ અને પછી બાવન જિનાલયવાળા મંદિરની ડાબી અને જમણી બાજુની દીવાલોનું મન દઈને ઝીણવટથી નિરીક્ષણ કરીએ. જુઓ તો ખરા, ત્યાં સાદા પથ્થરના એક એક ખંડ અને એક

---

૧૨. આ જિનમંદિરમાંની આ ચિત્રસમૃદ્ધિને જનતા સુધી પહોંચતી કરવી હોય તો, એ માટે પાંચ-સાત ચિત્રો છપાવવાથી કામ ન ચાલે; એ માટે તો, બધાં ય ચિત્રોને એના મૂળ રંગોમાં અને એમ બની ન શકે તો છેવટે એક રંગમાં, છપાવીને, દરેકના ટૂંક પરિચય સાથે, એક ચિત્રસંગ્રહ જ પ્રકાશિત કરવો પડે.

એક અંશ ઉપર, જાણે સાક્ષાત્ કળાદેવીની લાગણીઓને વાચા આપવાનો પ્રયત્ન કર્યો હોય એમ, શિલ્પીના ટાંકણાએ કેવી સુકુમાર, સજીવ અને ઝીણવટભરી કોરણીનું સર્જન કર્યું છે ! નીચેથી ઉપર સુધી અને એક બાજુથી બીજી બાજુ તરફ, જ્યાં જુઓ ત્યાં, કોરણી જ કોરણીનાં સુભગ દર્શન થાય છે [ ચિત્ર નં. ૩૩, ૩૪ ]. અને તે પણ સંગેમરમર જેવા મુલાયમ પાષાણમાં નહીં પણ સાદી જાતના કઠણ પથ્થરમાં ! આત્મસાધક યોગીની જેમ કળાના ઉપાસક શિલ્પીએ કેટલી ધીરજ, ભક્તિ અને એકાગ્રતાથી આ સર્જન કર્યું હશે ! ધન્ય રે શિલ્પી ! ધન્ય તારી કળાની સાધના અને ધન્ય તારી કળા !

જિનમંદિરની આગળની બન્ને બાજુના નીચેથી તે છેક ઉપર સુધી રૂપકામથી ભર્યાભર્યા લાગતા શિલ્પકામનાં મન ભરીને દર્શન કરીને, જમણી બાજુએ આવેલ નિસરણી ઉપર થઈ ને, હવે મંદિરના ઉપરના ભાગમાં રચવામાં આવેલ શિલ્પ-સૌન્દર્યશ્રીનાં દર્શન કરવા જઈએ.

## ઉપરના ભાગનું શિલ્પસૌંદર્ય

એક તો, આ જિનમંદિર જ ઊંચાણવાળી ધરતી ઉપર બનેલું છે. અને પછી બે નિસરણી ચડીને આપણે શિખરવાળા ભાગમાં પહોંચીએ, એટલે આપણી નજર જાણે દૂર દૂર સુધી મુક્ત વિહાર કરે છે. દક્ષિણ દિશામાં જોઈએ તો, ત્રણેક માઈલ છેટે રહેલા સાગરદેવનાં દર્શન થાય છે. અને એની પારની ક્ષિતિજમાં આભ અને ધરતી સાગરની સપાટી ઉપર એકરૂપ બની જાય છે, એટલે આભ, ધરતી અને જળનો ત્રિવેણીસંગમ રચાયેલો નજરે પડે છે. અને, જો આકાશ સ્વચ્છ હોય તો, મોટું વહાણ કે નાની સ્ટીમર દરિયામાં નાંગરેલ હોય તો તે પણ નજરે પડે છે. અને, આ દક્ષિણ દિશામાં જ બીજી તરફ દૃષ્ટિ નાખીએ તો, બેએક માઈલની દૂરી પર, નાની સરખી ટેકરી ઉપર ગોઠવાયેલ ચોખંડા મહાદેવના એકલસંગી જેવા મંદિરનાં શિખર અને ધજાનાં દર્શન થાય છે. અને પછી, ચારે તરફ નજર નાખીએ તો, આ સ્થાનની પ્રાચીનતાની સાક્ષી પૂરતા નાની-મોટી પ્રાચીન ઇમારતોના સંખ્યાબંધ અવશેષો તેમ જ ભદ્રેશ્વર ગામ દેખાય છે. આ સાગરકિનારો અને આ બધા અવશેષોનો વિગતે પરિચય કરવા જેવો છે—એથી અનેક રોમાંચક, ઐતિહાસિક, પ્રેરક અને સંસ્કારપોષક પ્રસંગોની યાદ તાજી થાય છે. પણ એનું વર્ણન આ પ્રકરણમાં કરવાને બદલે એ માટે એક સ્વતંત્ર (૧૦મું) પ્રકરણ લખવું જ ઉચિત છે, એટલે એ આપણે આગળ ઉપર જોઈશું. અત્યારે તો આપણી દૃષ્ટિને ચારે બાજુ ફરતી રોકીને, હવે આ મંદિરના ઉપરના ભાગમાં જે કળા-કારીગરીનો ભંડાર ભરેલો છે તેનું ઝીણવટથી નિરીક્ષણ કરવા તરફ જ વાળીએ.

સૌથી પહેલાં ભગવાન તીર્થંકરના અહિંસા, સંયમ અને તપોમય ધર્મની ધજાને ઊંચે ઊંચે આભમાં ફરકતી રાખતા મંદિરના શિખરનાં દર્શન કરીએ. નાનાં-મોટાં ઉપશિખરો અને કોરણી-વાળી સંખ્યાબંધ આકૃતિઓથી આખું શિખર ભર્યું ભર્યું લાગે છે [ ચિત્ર નં. ૩૫, ૩૬ ]. મુખ્ય શિખરના સજીવ અંગરૂપ લાગતાં ઉપશિખરોમાં પણ કોરણીનો વૈભવ નજરે પડે છે [ ચિત્ર નં. ૩૭ ]. આ શિખરનું કોઈ અંગ એવું નથી કે જેને શિલ્પીએ શણગારવામાં ખામી રાખી હોય.

શિખરની ટોચ ઉપર કાચની ફ્રેઈમમાં સાચવી રાખેલો સોનેરી કળશ શોભી રહ્યો છે અને એના ઉપરનો ધજાદંડ હવામાં મંદિરની ધજાને સતત લહેરાતી રાખે છે.

જેવું વૈભવશાળી મંદિરનું શિખર છે, એવું જ આકર્ષક છે શિખરની છત્રછાયામાં શોભતું મુખ્ય વિશાળ સામરણ; અને અહીં બીજાં પણ ૨૯ જેટલાં નાનાં-નાનાં સામરણ રચવામાં આવ્યાં છે. મુખ્ય શિખર ઉપરાંત મધ્યમ કદનાં ૩ શિખરો, એનાથી કંઈક નાનાં ૨ શિખરો અને સૌથી નાનાં ૪૪ શિખરો એમ કુલ ૫૦ શિખરો; એક મોટો ઘુમ્મટ, એનાથી નાના રાસમંડપ ઉપરના બે ઘુમ્મટ અને સૌથી નાના ૩ ઘુમ્મટ, તેમ જ સપાટ ચણી લીધેલા ચોરસ ઘાટના અનેક ચોરસાઓથી (જેને શિલ્પશાસ્ત્રમાં ફાંસના કહેવામાં આવે છે, એનાથી) મંદિરનો ઉપરનો ભાગ ભર્યો ભર્યો લાગવાની સાથે દર્શકની સામે વાસ્તુવિદ્યાની કોઈ નવી જ સૃષ્ટિ ખડી કરે છે.

## વિશિષ્ટ શિલ્પાકૃતિઓ

અને આ સૃષ્ટિ ઉપર જાણે કીર્તિનો કળશ ચડાવે છે મંદિરની નીચેની ધરતીની દેરીઓની સમરેખાએ, નાનાં-મોટાં શિખરોના મૂળમાં, તથા જ્યાં અનુકૂળતા જણાઈ એવા સ્થાનમાં મૂકવામાં આવેલ લંબચોરસ ઘાટની શિલ્પાકૃતિઓવાળી અનેક શિલાઓ. આમ તો આ બધી જ આકૃતિઓ સજીવ અને શિલ્પના ઉત્તમ નમૂનારૂપ લાગે એવી સુંદર છે, પણ એમાંની કેટલીક તો દર્શકના ચિત્તને ચોરી લે અને નેત્રોને સ્થિર કરી મૂકે એવી અદ્ભુત છે. આ શિલ્પશિલાઓ તો એકને જોઈએ અને એકને ભૂલીએ એવી સુંદર છે [ચિત્ર નં. ૩૮,૩૯,૪૦]. મંદિરના ચોકમાં જાળી ભરવામાં ન આવી હોય, અને મંદિરના શિખર વગેરેના શિલ્પકામની સાથે સાથે જ આ આકૃતિઓનાં દર્શન થઈ શકતાં હોય, તો તો વળી એની શોભા કોઈ ઔર ખીલી નીકળે! મંદિરના ઉપરના ભાગમાં સચવાયેલી આ ૨૬ જેટલી શિલ્પશિલાઓમાં શિલ્પીની અજબ કળાનાં તાદૃશ દર્શન થાય છે. એટલે આ તીર્થના જે યાત્રિક, મંદિરના ઉપરના ભાગમાં સચવાયેલી આ કળા-સમૃદ્ધિનાં દર્શન કરવાનું ચૂકશે, એમણે મંદિરની કળાનું અધૂરું દર્શન કર્યા જેવું અને એક સુઅવસર ગુમાવ્યા જેવું થયું લેખાશે.

## થોડાક ભગ્ન અવશેષો

ચાલો ત્યારે આ કળાસૃષ્ટિના દર્શનના મધુર ભાવને વાગોળતાં વાગોળતાં, એક નિસરણી નીચે ઊતરીને, પહેલી અગાસીમાં આવેલ એક અવાવરુ ઓરડામાં જઈએ. ત્યાં આસપાસના ભાગમાંથી મળી આવેલા શિલ્પાકૃતિઓના કેટલાક ભગ્નાવશેષો રાખવામાં આવ્યા છે, જે જોવા જેવા અને પુરાતત્ત્વવિદોને રસ પડે એવા છે. આ અવશેષોમાં વિ૦ સં૦ ૧૩૦૪ની સાલનું ભગવાન મહાવીરની પ્રતિમાનું પબાસન છે, તેમાં ધર્મચક્ર તથા બીજું કોતરકામ ધ્યાન આપવા જેવું છે [ચિત્ર નં. ૪૧]. આ બધા અવશેષો દર્શકો અને અભ્યાસીઓ સહેલાઈથી જોઈ શકે એટલા માટે એને એક સ્થાનમાં સરખી રીતે ગોઠવવાનું સંસ્થાએ નક્કી કર્યું છે, તે બહુ સારું થયું છે.

ભદ્રેશ્વર-વસઈ તીર્થના જિનમંદિરનાં અંદરથી અને બહારથી દર્શન કરવાનો આપણો વિધિ

પૂરો થયો, એટલે હવે આપણે નીચે ઊતરી જિનેશ્વરદેવનાં દર્શન કરીને આગળ વધીએ.

## એક શિલાલેખ; એની સાચવણીની જરૂર

દેરાસરની બહાર ડાબી બાજુ ઉપાશ્રય આવેલ છે, જે થાંભલાવાળા ઉપાશ્રય તરીકે ઓળખાય છે. આ ઉપાશ્રયની જમણી બાજુની ભીંત અને દેરાસરની ડાબી બાજુની દીવાલ એ બેની વચ્ચે ત્રણેક ફૂટ પહોળી નવેળી છે. એમાં જરાક આગળ જઈએ એટલે જિનમંદિરની ભીંતમાં ચોડેલો પાંચ લીંટીનો એક શિલાલેખ છે [ ચિત્ર નં. ૪૨ ]. આ શિલાલેખ પહેલાંથી જ અહીં આવા સ્થાને ચોડવામાં આવ્યો હોય એ બનવાજોગ નથી લાગતું; બીજા કોઈ સ્થાનમાંથી લઈને એ અહીં મૂકવામાં આવ્યો હોવો જોઈએ. એ ગમે તે હોય, પણ અહીં મુકાવાથી એ સાવ નષ્ટ થતો કે લુપ્ત થતો બચી ગયો છે, એ સારું થયું છે. પણ સાદા પથ્થર ઉપર કોરેલા આ શિલાલેખને આવા ખુલ્લા સ્થાનમાં વરસાદ, પવન અને બીજા ઘસારા સારા પ્રમાણમાં લાગી ગયા છે, એ તો શિલાલેખને જોતાં જ સમજાઈ જાય છે; એના અક્ષરો એટલા બધા ઘસાઈ ગયા છે કે ઘણી ઘણી મથામણ કરવા છતાં એ ભાગ્યે જ વાંચી શકાય છે. આ શિલાલેખ વિ૦ સં૦ ૧૫૯૪નો છે. અને એમાં આચાર્ય શ્રી આનંદવિમલસૂરિજીના ઉપદેશથી જામ રાવલે જુદાં જુદાં દેવસ્થાનોના નિભાવ માટે ગામો ભેટ આપ્યાની વિગત આપી છે, એમાં જિનમંદિર ( ભદ્રેશ્વરના જિનમંદિર ) માટે બાર ગામ આપ્યાનું પણ લખ્યું છે. આ દૃષ્ટિએ આ શિલાલેખ મહત્ત્વનો છે; અને તેથી એને બને તો ત્યાંથી કાઢીને બીજે યોગ્ય સ્થાને મૂકીને અને નહીં તો છેવટે અત્યારે છે એ જ જગ્યામાં શિલાલેખની આસપાસ કાચવાળી પાકી સિમેંટની કે એવી ફ્રેમ કરીને એનું બરાબર જતન થાય એવી ગોઠવણ કરવી જોઈએ; અને સાથે સાથે આ લેખનો બને તેટલો શુદ્ધ ઉતારો કરાવીને પણ લેખની બાજુમાં અથવા દેરાસરમાં ક્યાંક મૂકવો જોઈએ. કોણ જાણે કેવી રીતે, પણ સદ્ભાગ્યે, સુખ્યત્વે ચાર અનુષ્ટુપ શ્લોક જેટલા આ શિલાલેખનો લગભગ અક્ષરશઃ કહી શકાય એવો ઉતારો માંડવીના સ્થાનકમાર્ગી સંઘના કોઈ ભંડારમાંથી મળી આવેલ હસ્તલિખિત પ્રતમાં કરી લેવામાં આવ્યો છે. આ પ્રતમાં ભદ્રેશ્વર તીર્થની જગડૂશા સુધીની કેટલીક વાતો નોંધવામાં આવી છે. વળી, શ્રી ભદ્રેશ્વરતીર્થ, એ તીર્થની વ્યવસ્થા તેમ જ એ તીર્થની ખ્યાતિ જેમને પ્રાણ સમી પ્રિય હતી તે સ્વર્ગસ્થ, સ્વનામધન્ય, પ્રજ્ઞાચક્ષુ, પંડિતરત્ન શ્રી આણંદજી ભાઈએ આ તીર્થ સંબંધી જે હકીકત લખાવી રાખી છે તેમાં પણ, કેટલીક અશુદ્ધિ સાથે, આ લેખની નકલ આપવામાં આવી છે.

## ઉપાશ્રયમાં એક છબી અને એક મૂર્તિ

આની બાજુમાં જ થાંભલાવાળો ઉપાશ્રય છે. એમાં, વ્યાખ્યાનની પાટની ઉપરના ભાગમાં ખરતરગચ્છના યુગપ્રધાન દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરીશ્વરજી મહારાજની છબી છે. આ છબી માંડવીના રહીશ શા. લાલચંદ રામજીએ ભદ્રેશ્વર તીર્થમાં ભેટ આપ્યાનું એ છબી ઉપર લખ્યું છે.

ઉપાશ્રયમાં, વ્યાખ્યાનની પાટની જમણી બાજુ એક ગોખલામાં, વિક્રમની વીસમી સદીના જૈન સંઘના મહાન પ્રભાવક સંઘનાયક તપગચ્છના આચાર્ય શ્રી વિજયાનંદસૂરીશ્વરજી (પ્રસિદ્ધનામ

શ્રી આત્મારામજી) મહારાજની ૩૧ ઇંચિ માપની સફેદ આરસની પ્રતિમા છે. આ મૂર્તિની વિશેષતા એ છે કે એમાં આચાર્ય મહારાજનાં ચરણુ પાસે પંડિત શ્રી લક્ષ્મીવિજયજી, આચાર્ય શ્રી વિજય-કમલસૂરિજી, મુનિ શ્રી હંસવિજયજી તથા પંન્યાસ શ્રી સંપદ્વિજયજી ગણિ — એ ચાર સાધુ-મુનિરાજોની નાની નાની મૂર્તિઓ મૂકવામાં આવી છે [ચિત્ર નં. ૪૩]. મુનિરાજ શ્રી હંસવિજયજી મહારાજના સદુપદેશથી માંડવીનિવાસી શ્રી લક્ષ્મીચંદ રાજપાળે આ મૂર્તિ ભરાવી હતી, એનો એના ઉપર શિલાલેખ પણ છે.

શ્રી ભદ્રેશ્વર-વસઈ તીર્થ સાથે અને વિશેષે કરીને એના ઇતિહાસ સાથે આચાર્ય શ્રી વિજયાનંદસૂરિજી (શ્રી આત્મારામજી) મહારાજનો સંબંધ એ રીતે જોડાયો હતો કે જ્યારે આ તીર્થનો છેલ્લો જીર્ણોદ્ધાર વિક્રમની વીસમી સદીના પૂર્વાર્ધમાં (વિ૦ સં૦ ૧૯૩૪–૧૯૩૯ના વચ્ચે) કરાવવામાં આવ્યો ત્યારે, વીરનિર્વાણ પછી ૨૩ મે વર્ષે, દેવચંદ્ર નામના શ્રાવકે શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા ભરાવીને આ તીર્થની સ્થાપના કર્યાની માહિતી જેના આધારે જાણી શકાઈ છે અને પ્રચલિત થઈ છે, તેવું એક તામ્રપત્ર આ દેરાસરની ભીંતમાંથી મળી આવ્યું હતું. આ તામ્રપત્ર ઉકેલી શકાયું નહીં એટલે એની નકલ આચાર્ય શ્રી આત્મારામજી મહારાજને કલકત્તા તથા બેંગાલ રોયલ એશિયાટિક સોસાયટીના મંત્રી ડૉ. એ. એફ. રૂડોલ્ફ હોર્નલને મોકલવામાં આવી હતી. શ્રી હોર્નલે એ તામ્રપત્રનો થોડોક ભાગ ઉકેલી આપ્યો હતો, અને એના આધારે શ્રી ભદ્રેશ્વર તીર્થ આશરે પચીસ સો વર્ષ પહેલાં સ્થપાયું હતું, એ વાત જાણી શકાઈ હતી અને પ્રચલિત બની હતી. આ રીતે, આ તામ્રપત્રને લીધે, આ તીર્થના ઇતિહાસ સાથે આચાર્ય શ્રી આત્મારામજી મહારાજનું નામ સંકળાયેલું છે, એટલે એમની મૂર્તિ આ સ્થાનમાં હોય એ ઉચિત છે; અને એને કારણે જિજ્ઞાસુ યાત્રિકને આ તીર્થની પુરાતન વાતોનું સ્મરણ કરવાનો તથા એની વિશેષ માહિતી મેળવવાનો અવસર મળે છે.

## ચોઘડિયાં અને ભાવના

ભગવાનના દરબારમાં ત્રણુ વાર ચોઘડિયાં વાગે છે, અને રાત્રે ભાવના બેસે છે. ભાવનામાં ભાવિક યાત્રિકો ભક્તિરસ રેલાવે છે, અને તીર્થની પેઢી તરફથી પણ સંગીતના કુશળ જાણકારને રોકવામાં આવેલ છે, એટલે રાત્રે ભાવનામાં ખૂબ ઉલ્લાસ પ્રવર્તે છે.

## પ્રતિમાઓ વગેરેની સંખ્યા

૧૪૯ પાષાણુનાં નાનાં-મોટાં કુલ જિનબિંબો.

૨ પ્રાસાદ દેવીની પ્રતિમાઓ.

૨ વાઘેશ્વરી તથા ચક્રેશ્વરજી દેવીની પ્રતિમાઓ.

૪ યક્ષ તથા યક્ષિણીની પ્રતિમાઓ.

૨ મહાકાળીની દેરીમાંની હૃષીકેશ અને સરસ્વતીની પ્રતિમાઓ.

૧ માણિભદ્ર વીરની પ્રતિમા.

૧૬૦

એ રીતે કુલ ૧૬૦ પાષાણની પ્રતિમાઓ આ જિનમંદિરમાં છે.[૧૩]

આ ઉપરાંત જુદી જુદી દેરીઓમાં ધાતુની પંચતીર્થીઓ, ચાંદીનાં પ્રતિમાજી, સિદ્ધચક્રના ગટાઓ, ધાતુના અષ્ટમંગલ, ચાંદીનાં પગલાંની પાટલી, મહાસિદ્ધચક્ર યંત્ર, ચોવીશ વટા વગેરે જુદી જુદી વસ્તુઓ ૩૦ની સંખ્યામાં છે; આમાંની કોઈ કોઈ ઘસાઈ ગયેલ કે ખંડિત થયેલ છે.

[તા. ૧૬-૩-૧૯૭૫ની નોંધ મુજબ]

## ગચ્છોના સુમેળની ધર્મભૂમિ

આ તીર્થમાં આપણા અનેક ગચ્છોનો સુમેળ સધાયો છે, એ આ ધર્મભૂમિની નોંધપાત્ર અને વિરલ વિશેષતા છે. હવે આની કેટલીક વિગતો જોઈએ.

## તપગચ્છનું ગુરુમંદિર

દાદાના દેરાસરનું ભક્તિ અને ઝીણવટથી નિરીક્ષણ કરીને એમના ધર્મદરબારની ડેલીમાંથી બહાર આવીએ એટલે સામે જ (આપણી જમણી બાજુએ) એક ગુરુમંદિર નજરે પડે છે. એ છે કચ્છના મહાન ઉપકારી અને વિશેષ કરીને વાગડદેશના ઉદ્ધારક તરીકેનું બિરુદ પામેલ શ્રી જીતવિજયજી દાદાનું ગુરુમંદિર [ચિત્ર નં. ૪૪]. એમાં મધ્ય ભાગમાં શ્રી જીતવિજયજી દાદાની પાષાણની પ્રતિમા પ્રતિષ્ઠિત કરવામાં આવી છે [ચિત્ર નં. ૪૫]. આ પ્રતિમાની જમણી બાજુ મુનિ શ્રી હીરવિજયજી મહારાજની અને ડાબી બાજુ વાગડદેશોદ્ધારક આચાર્ય શ્રી વિજયકનકસૂરિજી મહારાજની ચરણપાદુકાઓ પધરાવવામાં આવી છે. આ ગુરુમંદિરની પ્રતિષ્ઠા વિ૦ સં૦ ૨૦૧૩માં આચાર્ય મહારાજ શ્રી વિજયકનકસૂરિજી મહારાજે કરી હતી. આ ગુરુમંદિરનો વ્યાખ્યાનમંડપ (ખંડ) ઘણો વિશાળ છે.

## ખરતરગચ્છનું ગુરુમંદિર

આ ગુરુમંદિરનાં દર્શન કરીને, ભોજનશાળાથી આગળ જઈએ એટલે આપણે એક બીજા ગુરુમંદિરના દ્વારે પહોંચીએ છીએ. આ ગુરુમંદિર ખરતરગચ્છના મહાન પ્રભાવક ધર્મપુરુષ આચાર્ય શ્રી જિનદત્તસૂરિજીનું છે [ચિત્ર નં. ૪૬]. એમાં વચ્ચે આચાર્ય શ્રી જિનદત્તસૂરિજીની, એની જમણી બાજુ મણિધારી આચાર્યશ્રી જિનચંદ્રસૂરિજીની અને ડાબી બાજુ આચાર્ય શ્રી જિનકુશલસૂરિજીની મૂર્તિઓ પ્રતિષ્ઠિત કરવામાં આવી છે. અને નીચેના ભાગમાં આચાર્ય શ્રી જિનચંદ્રસૂરિજીની મૂર્તિ પધરાવવામાં આવી છે [ચિત્ર નં. ૪૭]. તે પછી તેની નીચે જમણી તરફ મુનિરત્ન શ્રી મોહનલાલજી મહારાજની અને એની બાજુમાં અનુક્રમે આચાર્ય શ્રી જિનરત્નસૂરિજીની, ઉપાધ્યાય શ્રી લબ્ધિમુનિજીની અને મુનિરાજ શ્રી બુદ્ધિમુનિજીની પાદુકાઓ

૧૩. "શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા"માં (પૃ૦ ૧૨૨) જણાવ્યા પ્રમાણે વિ૦ સં૦ ૧૯૮૩ ની સાલમાં એ સંઘ ભદ્રેશ્વરની યાત્રાએ ગયો હતો ત્યારે ત્યાંના જિનમંદિરમાં કુલ ૧૬૨ પ્રતિમાઓ હતી.

પધરાવવામાં આવી છે. આ ગુરુમંદિરમાં ચારે તરફ આચાર્ય શ્રી જિનદત્તસૂરિજી તથા મણિધારી આચાર્ય શ્રી જિનચંદ્રસૂરિજીના ચમત્કારિક જીવનપ્રસંગો દર્શાવતાં અનેક ચિત્રો મૂકવામાં આવ્યાં છે. આની પ્રતિષ્ઠા, વિ૦ સં૦ ૨૦૨૫માં, મુનિરાજ શ્રી જયાનંદમુનિજીની નિશ્રામાં, કરવામાં આવી હતી.

## પાયચંદગચ્છનું ગુરુમંદિર

આ ગુરુમંદિરની બાજુમાં, લગભગ તીર્થના પહેલા પ્રવેશદ્વારની નજીકમાં ત્રીજું ગુરુમંદિર પાયચંદગચ્છના આચાર્ય શ્રી પાર્શ્વચંદ્રસરિજીનું તૈયાર થઈ રહ્યું છે. એનું ખાતમુહૂર્ત વિ૦ સં૦ ૨૦૩૦ના આસો સુદિ ૧૩ના રોજ અને એનો શિલારોપણ વિધિ વિ૦ સં૦ ૨૦૩૧ના જ્ઞાનપંચમી (લાભપંચમી)ના પર્વદિને શ્રી મોરારજી જેઠાભાઈ કોડાયવાળાના શુભ હસ્તે થયો હતો.

## અંચળગચ્છની દેરી

આ રીતે આ તીર્થના દેરાસરની બહારના વિશાળ ચોગાનમાં પ્રવેશ કરીએ ત્યારથી, પહેલા પાયચંદગચ્છનું, પછી ખરતરગચ્છનુ, અને તે પછી તપગચ્છનું ગુરુમંદિર આવે છે. અને અંચળ-ગચ્છના પ્રભાવક આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિજીની પાદુકાની તથા એ ગચ્છનાં અધિષ્ઠાયિકા દેવી શ્રી મહાકાળીની સ્થાપના તો આ તીર્થના જિનમંદિરમાં સોળમી અને સત્તરમી દેરીની વચ્ચે, નંબર વગરની એક ખાસ દેરીમાં જ કરવામાં આવ્યાની વાત પહેલાં કહેવાઈ ગઈ છે.

આ ઉપરથી જોઈ શકાય છે કે આપણા જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક શ્રીસંઘના જુદા જુદા (મુખ્ય મુખ્ય બધા જ) ગચ્છોનો આ તીર્થમાં કેવો સુમેળ સધાયો છે!



ન ૧] મહાવીરનગરનું મુખ્ય પ્રવેશદ્વાર [પૃ ૨૪   ૧અ]   ઉત્તર તરફનું પ્રવેશદ્વાર   [પૃ ૨૪

[પૃ ૨૫

દાદાના ધર્મદરબારની ઊંચી ડેલી

ન ૨]



નં. ૭] જિનાલયનું પ્રવેશદ્વાર [પૃ. ૨૬



નં ૮] સ્તંભાવલીનું એક દૃશ્ય [પૃ ૨૭



નં ૯] કોરણીથી શોભતા સ્તંભો [પૃ ૨૭



ન ૧૦અ ] શાલાવીથિ : અંદરનું એક દૃશ્ય [ પૃ. ૨૭





નં. ૧૦બ ] કમાનોની કળાનાં બે દૃશ્યો [ પૃ. ૨૭



નં. ૧૩] ગભારાનું સુંદર બારણું [પૃ ૨૯



નં. ૧૪] ગભારામાં બિરાજમાન જિનેશ્વર [પૃ ૨૯



ન ૧૫]　　　　મૂળનાયક શ્રી મહાવીરસ્વામી　　　　[પૃ. ૨૯



નં ૧૬ ] મૂળનાયકની લેખ તથા લાંછનવાળી ગાદી [ પૃ. ૩૦



નં ૧૭ ] શ્રી પોસ્ટાન્સે દોરેલું મૂળનાયકનું રેખાંકન [ પૃ. ૧૭





નં ૨૧] જમણી બાજુની ભમતી [પૃ ૩૩

નં ૨૨] ડાબી બાજુની ભમતી [પૃ. ૩૩→



નં. ૨૩] પાછળની ભમતી [પૃ ૩૩



નં ૨૪ ] આચાર્યશ્રી કલ્યાણસાગરસૂરિજીની ચરણપાદુકા [ પૃ ૩૪



નં ૨૫ ] હૃષિકેશ [ પૃ ૩૪



નં. ૨૬ ] સરસ્વતી [ પૃ ૭૪



નં. ૨૮] શ્રીસુધર્માસ્વામી [પૃ ૩૬



નં ૨૯ શ્રી આસુભાઈ વાગજી [પૃ ૩૮



નં. ૩૦] શિખરનું ઝીણવટભર્યું અદ્‌ભુત રૂપકામ, વચ્ચે ચક્કેસરી માતા છે [પૃ ૩૮

નં.
૩૧ અ
૩૧ આ
૩૧ ઇ
૩૧ ઈ
૩૧ ઉ
પૃ. ૩૮–૩૯



←નાગપાશનું દૃશ્ય



કણપીઠ તથા મંડોવરમાં હસ્તીસ્તર તથા બીજું રૂપકામ



માતા અને બાળક]



રાધા–કૃષ્ણ



[નર અને નારી



નં ૩૨ ] માણિભદ્રવીર [ પૃ ૪૨



નં ૩૩ ] બહારની ડાબી બાજુની કોરણી [ પૃ. ૪૩

નં ૩૪ ] બહારની જમણી બાજુની શિલ્પકળાની સમૃદ્ધિ [ પૃ ૪૩



નં. ૩૫ ] શિખર, ઘુમ્મટ અને સામરણની શોભાનો ત્રિવેણીસંગમ [ પૃ. ૪૩



તથા શિખરનું બીજું દૃશ્ય [ પૃ. ૪૩



ન ૩૭ ] નાનામોટા શિખરોની શોભાનો શિલ્પવૈભવ [ પૃ.



ન ૩૮ ] સજીવ કોરણીનો એક નમૂનો [ ૧



[પૃ ૪૪

સજીવ કોરણીનું બીજું દૃશ્ય

ન ૩૯]



[પૃ. ૪૪

પરમાત્માને જોયા જ કરીએ એવી અદ્‌ભુત કોરણી

ન ૪૦]



[પૃ ૪

વિ સં ૧૩૦૪ના લેખ સાથેનું પબાસન



નં. ૪૫]   શ્રી જીતવિજયજી દાદા   [પૃ ૪૭

નં ૪૪]   શ્રી જીતવિજયજી દાદાનું ગુરુમંદિર   [પૃ



ન ૪૬] શ્રી જિનદત્તસૂરિજીનુ ગુરુમદિર [પૃ.૬૪૭



મણિધારી શ્રી જિનચદ્રસૂરિજી શ્રી જિનદત્તસૂરિજી શ્રી જિનકુશલસૂરિજી

ન ૪૭] શ્રી જિનચંદ્રસૂરિજી [પૃ. ૪૭

# ૪

# છેલ્લો જીર્ણોદ્ધાર

કચ્છના શણગાર અને ગૌરવરૂપ શ્રી ભદ્રેશ્વર-વસઈ જૈન તીર્થના, અત્યારે વિદ્યમાન, જે જિનમંદિરનો સવિસ્તર પરિચય ગયા પ્રકરણમાં આપવામાં આવ્યો, તેનો અત્યારે દેખાતો આકાર-પ્રકાર, મુખ્યત્વે આશરે એકાદ સૈકા પહેલાં થયેલ જીર્ણોદ્ધાર મુજબનો છે. આનો અર્થ એવો નથી કે અત્યારે આ મંદિરનાં જે રૂપ અને આકાર છે, તે સોએ સો ટકા આ જીર્ણોદ્ધાર પછીના જિનમંદિર મુજબનાં જ છે. આમ કહેવાનો ભાવ મુખ્યત્વે એવો છે કે આ સોએક વર્ષના ગાળામાં, મંદિરની સાચવણીને માટે તેમ જ મંદિરને વિશેષ સુંદર બનાવવા માટે, મંદિરના બાંધકામ અને રંગ-રોગાનમાં કેટલોક જરૂરી ફેરફાર થવા છતાં, તેમ જ ૪૦-૪૫ વર્ષ પહેલાં મંદિરમાં ઘણે ઠેકાણે ચિરુડીનું (જયપુરી ઢબનું) પ્લાસ્ટર[1] કરાવવા છતાં, મંદિરને ટકાવી રાખવા માટે, એના બાંધકામમાં એવો કોઈ મોટો કે ધરમૂળનો ફેરફાર કરવામાં નથી આવ્યો કે જેને મંદિરનો જીર્ણોદ્ધાર કહેવો પડે. છેલ્લા સૈકા દરમ્યાન, આ મંદિરમાં, જરૂર પ્રમાણે, આવા જે કંઈ ફેરફાર કરવામાં આવ્યા તે સામાન્ય પ્રકારના જ હતા.

## જીર્ણોદ્ધાર અને વ્યવસ્થા

મંદિરની મુખ્ય માંડણીને બાદ કરતાં, અત્યારે જે રૂપમાં આ જિનમંદિર જોવા મળે છે તે, મોટે ભાગે, વિ૦ સં૦ ૧૯૩૪-૧૯૩૯ વચ્ચે થયેલ જીર્ણોદ્ધારને આભારી છે. આ જીર્ણોદ્ધાર એવો સારો અને મજબૂતીવાળો થયો અને પછી મંદિરની સારસંભાળની વ્યવસ્થા પણ એવી સંતોષકારક થઈ તેમ જ એ વ્યવસ્થા મુજબ આ તીર્થની શ્રી વર્ધમાન કલ્યાણજીની પેઢીએ અને એના ધર્માનુરાગી સંચાલક મહાનુભાવોએ (ટ્રસ્ટીઓએ) એવી ખંત, ધીરજ અને ચીવટથી પોતાની ફરજ બજાવી, અને અત્યારે પણ બજાવી રહેલ છે કે, જેથી આ તીર્થ અને જિનમંદિરની બરાબર સાચવણી થઈ, એટલું જ નહીં, એની ખ્યાતિમાં પણ ઉત્તરોત્તર વધારો થતો રહ્યો.[2]

---

૧. ભદ્રેશ્વરના દેરાસરમા ચિરુડીનું પ્લાસ્ટર લગાવીને એનું સમારકામ કરાવવાનો ઠરાવ, તીર્થના ટ્રસ્ટી મંડળે, તા. ૨૭-૪-૧૯૨૯ ના રોજ, કર્યો હતો.

૨. આશરે સવાસો વર્ષ પહેલાં આ તીર્થની હાલત બિસ્માર જેવી થઈ ગઈ હતી; અને, રાજદ્વારી અસ્થિરતા અને અરાજકતાને કારણે ભાગ્યે જ કોઈ યાત્રાળુ આ તીર્થની યાત્રાએ આવવાની હિંમત કરતા હતા. અને જેઓ, તીર્થભક્તિની ભાવનાથી પ્રેરાઈને અને સાહસ ખેડીને, યાત્રાએ આવતા તેઓ ઘણે મોટે ભાગે તો કચ્છના જ વતનીઓ રહેતા પણ આ છેલ્લો જીર્ણોદ્ધાર એવો શુકનવંતો થયો કે ત્યાર પછી આ તીર્થની સંભાળ માટે શ્રી વર્ધમાન કલ્યાણજીની પેઢીની સ્થાપના થઈ, એની કામગીરી ખૂબ વ્યવસ્થિત અને સંતોષકારક બની ગઈ, ધર્મશાળાઓની સંખ્યામાં વધારો થતો ગયો, અને, સમય જતાં, ઉત્તમ પ્રકારની ભોજનશાળા પણ શરૂ થઈ. ( આ તીર્થની પેઢી, ધર્મશાળાઓ તથા ભોજનશાળા સંબંધી સવિસ્તર માહિતી આ પુસ્તકના "વહીવટ અને સગવડો"

આ વિ૦ સં૦ ૧૯૩૪-૧૯૩૯ની સાલ વચ્ચે થયેલ જીર્ણોદ્ધાર તે માંડવીનિવાસી સ્વ. શેઠ શ્રી મોણશી તેજશીનાં ધર્મપત્ની શ્રીમતી મીઠીબાઈએ, પોતાના સ્વર્ગસ્થ પતિની ભાવનાને પૂરી કરવા, ભુજપુરવાસી અંચળગચ્છના યતિ શ્રી સુમતિસાગરજી તથા યતિ શ્રી વિનયસાગરજીના ઉપદેશથી, પચાસ હજાર કૌરી જેવી સારી રકમની સખાવત આપીને, કરાવેલ જીર્ણોદ્ધાર. આ જીર્ણોદ્ધાર થયા પછી આ મંદિરની પ્રતિષ્ઠા વિ૦સં૦૧૯૩૯ના માહ સુદિ ૧૦ ને શુક્રવારે કરવામાં આવી હતી.

## જીર્ણોદ્ધાર પહેલાંની કચ્છની પરિસ્થિતિ

આ મંદિરનો વિ૦સં૦ ૧૯૩૪–૧૯૩૯ વચ્ચે જીર્ણોદ્ધાર થયો તેની પૂર્વભૂમિકા, અને આ જીર્ણોદ્ધાર કરાવવાની જરૂર કેમ ઊભી થઈ એ વાત સમજવા માટે વિક્રમની ૧૯મી સદીના પાછળના ૩-૪ દાયકાની તેમ જ તે પહેલાંની કચ્છની પરિસ્થિતિનું થોડુંક અવલોકન કરવું જરૂરી છે.

વિક્રમની અઢારમી સદીના ઉત્તરાર્ધની શરૂઆતમાં ભદ્રેશ્વર ઉપર મુસલમાનોએ આક્રમણ કરીને અને એ નગરમાં લૂંટ ચલાવીને જૈન તીર્થમાંની તીર્થંકરોની ઘણી મૂર્તિઓ ખંડિત કરીહતી. વિક્રમની ૧૯મી સદીની શરૂઆતમાં ( વિ૦સં૦૧૮૧૯ના અરસામાં ) ભદ્રેશ્વરનો જગડુશાએ ફરી બંધાવેલા કિલ્લો બીજી વાર તોડી પાડવામાં આવ્યો હતો. અને એના તથા જિનમંદિરના પથ્થરો સુધ્ધાં જમીનને ખોદી ખોદીને મુદ્રા નગર અને બંદરના બાંધકામ માટે ઉપાડી જવામાં આવ્યા હતા.[3] ભદ્રેશ્વર ગામના વતનીઓ પણ પોતાનાં મકાનોના બાંધકામ માટે પથ્થરો ઉપાડી ગયા

---

નામના નવમા પ્રકરણમાં આપવામાં આવી છે.) આ ઉપરાંત વીજળીની, પાણીની અને સંપૂર્ણ સગવડવાળા સ્વતંત્ર બ્લોકોની પણ સુંદર વ્યવસ્થા કરવામાં આવી. અને આ ભૂમિનું હવામાન તો તંદુરસ્તી અને તાજગી આપે એવું પહેલાંથી જ હતું. આ બધાને લીધે જ્યાં, સાત-આઠ દાયકા પહેલાં, કચ્છ બહારના યાત્રિકો ભાગ્યે જ યાત્રા કરવા આવતા હતા, તે તીર્થભૂમિની યાત્રાએ દેશભરનાં દૂરનાં અને નજીકના શહેરો-ગામોમાંથી યાત્રિકો સેંકડોની સંખ્યામાં, બારે માસ, આવવા લાગ્યા છે—જાણે આ ધરતીના દેવ જાગી ઊઠ્યા હોય, એમ જ લાગે છે!

૩. ડૉ. જેમ્સ બર્જેસે એમના " રિપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઑફ કાઠિયાવાડ એન્ડ કચ્છ" નામે પુસ્તકમાં (પૃ૦ ૨૦૮) આ વાતનો ઉલ્લેખ કરતાં લખ્યું છે :

"In 1763 the walls of the old fort began to be pulled down, and the stones used for building, and about 1810 even the old temples were razed to supply stones to build the new seaport town of Munra or Mundra."

( ઈ૦સ૦ ૧૭૬૩માં જૂના કિલ્લાની દીવાલોને તોડી પાડવાની શરૂઆત કરવામાં આવી અને એના પથ્થરોનો ઉપયોગ બાંધકામમાં કરવામાં આવ્યો. અને આશરે ઈ૦ સં૦ ૧૮૧૦ માં મુન્રા કે મુંદ્રાના નવા બંદરીનગરના બાંધકામમાં પથ્થરો પૂરા પાડવા માટે જૂનાં મંદિરો સુધ્ધાને જમીનદોસ્ત કરવામાં આવ્યાં હતાં. ) ભદ્રેશ્વરના કિલ્લા અને નગરના નાશને લગતા ડૉ. બર્જેસના આ વર્ણનને અનુસરીને એમની પછીના અનેક ગ્રંથોમાં આ બાબતનો લગભગ આ પ્રમાણે જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. દા. ત., " સ્વદેશ "ના વિ૦સં૦ ૧૯૮૦ના દીપોત્સવી અંકમાંના શ્રી વ્રજલાલ ભગવાનલાલ છાયાના લેખમાં ( પૃ૦ ૭૮ ), ' જૈન તીર્થ સર્વ સંગ્રહ "માં ( પૃ૦૧૪૧ ), " કચ્છનું સંસ્કૃતિદર્શન "માં ( પૃ૦ ૮૯ ), અને " કારા ડુંગર કચ્છજા"માં ( પૃ૦ ૪૭ ).

હતા. વિક્રમની ૧૯મી સદીનો પૂર્વાર્ધ પૂરો થયા પછી તો કચ્છ જાણે આફતોના વાસ જેવું બની ગયું હોય એમ લાગે છે.

વિ૦સ૦૧૮૬૮ (સને ૧૮૧૨)માં કચ્છમાં પહેલવહેલાં પ્લેગે પ્રવેશ કર્યો. આ જીવલેણ રોગ એવું વિકરાળ રૂપ લઈને આવ્યો હતો કે કચ્છની પ્રજાનો લગભગ અડધો ભાગ એનો શિકાર બની ગયો! કચ્છના રાજકારણનો એક સમર્થ અને બહાદુર રાજપુરુષ જમાદાર ફત્તેમામદ[૪] આ રોગનો ભોગ બનીને વિ૦સં૦૧૮૬૯ (સને ૧૮૧૩)માં ગુજરી ગયો![૫] આ કારમો ઘા જાણે ઓછો હોય એમ, ત્યાર પછી તરત જ, વિ૦સં૦૧૮૬૯માં, આખો કચ્છ વ્યાપક દુષ્કાળના પંજામાં સપડાઈ ગયો. અને આ સંકટની કળ વળી-ન વળી અને વિ૦સં૦૧૮૭૫માં કચ્છની મોટાભાગની ધરતીને ઘેરી લેતો ભયંકર ધરતીકંપ થયો. આ ધરતીકંપને લીધે માનવીઓ અને મકાનોની મોટી તારાજી થઈ; તે ઉપરાંત કાયમી નુકસાન તો એ થયું કે એથી સિંધુ નદીનો પ્રવાહ એવો બદલાઈ ગયો કે જેથી એનું પાણી કચ્છ સુધી પહોંચતું હતું તે સદંતર બંધ થઈ ગયું અને વધારામાં અત્યારના રણનો પશ્ચિમનો ભાગ નવો રચાઈ ગયો. આ ધરતીકંપથી ભુજનગરને એટલી બધી અસર પહોંચી કે જેથી આ ધરતીકંપ "ભુજ-ભૂકંપ" તરીકે ગવાઈ ગયો![૬]

એકંદર જોઈએ તો, આ સમય કુદરતી આફતોનો અને રાજકીય અસ્થિરતાનો હતો. આ અંધાધૂંધીનો લાભ લઈને ભદ્રેશ્વર ગામના ઠાકોરે વસઈ તીર્થના જિનમંદિર ઉપર પોતાનો કબજો

---

૪. કચ્છના વિખવાદભર્યા અને ડહોળાયેલા રાજકારણને સ્થિરતા આપી હતી પ્રજાની ચાહના મેળવાર બહાદુર વિચક્ષણ નર જમાદાર ફતેહ મહંમદે. એણે છેક મૈસુર જેટલે દૂર વસનાર અને ઉદીયમાન અંગ્રેજી રાજસત્તાને આંખના કણાની માફક ખટકતા, કાળપુરુષ સમા ટીપુ સુલતાન સાથે દોસ્તીનો નાતો બાંધ્યો હતો, તે જ બતાવે છે કે એ પુરુષમાં કેટલી ઊંડી રાજકારણી વિચક્ષણતા, કાર્યસૂઝ અને શક્તિ હતી. જુઓ : "ફતેહ મહમદે પોતાની તથા કચ્છની પ્રતિષ્ઠા દૂર દેશોમાં ફેલાવી હતી. મ્હૈસુરના ટીપુ સુલતાન સાથે તેને મિત્રાચારીભર્યો ગાઢ સંબંધ હતો. તેમની વચ્ચે પત્રવ્યવહાર હતો અને અવારનવાર તેઓ પરસ્પર ભેટ-સોગાદોની આપલે કરતા. ફતેહ મહમદને શેરે-દીન સુલતાન ટીપુએ એ રીતે પુરસ્કાર તરીકે શ્રીરંગ પટ્ટમની બનાવટની એક તોપ અંજાર મોકલી હતી." (કચ્છનું સંસ્કૃતિદર્શન, પૃ૦ ૧૮૩)

૫. "જમાદાર ફતેહ મહમ્મદ આ પત્રનો (અંગ્રેજ કંપની સરકારના તા. ૧૩-૮-૧૮૧૩ના પત્રનો) જવાબ વાળી શકે તે પહેલાં જ ઈ૦ સ૦ ૧૮૧૩ના (વિ૦ સ૦ ૧૮૬૯ના) ઓકટોબરની તારીખ પાંચમીના રોજ તે પ્લેગની ગાંઠ નીકળવાને કારણે, જિન્નતનશીન થયો." (કારા ડુંગર કચ્છજા, પૃ૦ ૧૮૪)

૬ જુઓ, પહેલા પ્રકરણની ૧૫મી પાદનોંધ; તથા "આપત્તિઓ અને જીર્ણોદ્ધારો" નામે સાતમા પ્રકરણની શરૂઆતમાં આપવામાં આવેલી માહિતી.

કચ્છના રણની ઉત્પત્તિને લગતી એક લોકવાયકા "કચ્છનું સંસ્કૃતિદર્શન"માં (પૃ૦ ૨૪૩) આપવામાં આવી છે, તે આ પ્રમાણે છે : "ધીણોધરના ઉચ્ચ શિખર પર બાર બાર વર્ષથી તપ કરતા દાદા ધોરમનાથની તપશ્ચર્યામાં વિક્ષેપ પડે છે. દાદાની નજર ઉત્તર તરફ વિસ્તરેલા જળપ્રદેશ તરફ દોરાય છે. ત્યાંનું બધું પાણી ખળખળાટ કરતું સમુદ્રમાં ઠલવાઈ જાય છે. ધીણોધરના પહાડ પર નજર નાખતાં પહાડ ફાટે છે. પૃથ્વીનો પાપભાર હળવો થાય છે અને કચ્છ પર શાપ વરસાવતો એ પ્રદેશ કચ્છનું રણ બની જાય છે."

કરી લીધો હતો. આમ કરવામાં એનો આશય યાત્રાએ આવતા જૈનો પાસેથી તથા જૈન કોમ પાસેથી પૈસા પડાવવાનો હતો એ દેખીતું જ છે. દેશભરમાં કેટલાંક તીર્થધામો એવાં છે કે જેનો જે તે સ્થાનના શાસકોએ પોતાની કમાણીના એક સાધન તરીકે ઉપયોગ કરવામાં જરાય આંચકો અનુભવ્યો ન હતો! વિક્રમની ૧૯મી સદીના અંત અને વીસમી સદીના આરંભ વખતે ભદ્રેશ્વર-વસઈ તીર્થ જૈનોના હાથમાંથી એ ગામના ઠાકોરના હાથમાં ચાલ્યું ગયું. પછી તો એની નિયમિત પૂજાભક્તિ થવી તો દૂર રહી, એની સારસંભાળ લેવાની ચિંતા કરનાર પણ કોઈ ન રહ્યું! પરિણામે જિનમંદિરની હાલત વધુ ને વધુ શોચનીય અને ખિસ્માર બનતી ગઈ, તે એટલે સુધી કે દેરાસરમાં અને એની દેરીઓમાં બકરાં-ઘેટાં પેસવા અને બેસવા તેમ જ મંદિરની આસપાસની જમીનમાં ચરવા લાગ્યાં, અને તીર્થની આશાતનાની કોઈ અવધિ ન રહી. એક સમયના આ જાહોજલાલ તીર્થની આસપાસ નધણિયાતાપણાના અંધકારની કાલિમા પ્રસરી રહી. અને જાણે આ તીર્થ જૈન સંઘની સ્મૃતિમાંથી ભૂંસાઈ જવા પામશે એવી અતિચિંતાકારક બેહાલી ઊભી થઈ. કચ્છના જૈન સંઘને પોતાના આ તીર્થની આવી બેહાલી માટે કંઈ વેદના નહીં હોય, એમ તો કેવી રીતે કહી શકાય? પણ તે સમયની રાજકીય સ્થિતિએ એવી લાચારી ઊભી કરી દીધી હશે કે જેથી આ માટે શું કરવું એની કોઈ દિશા એને સૂઝતી નહીં હોય.

## મહારાઓ શ્રી દેશળજી બીજા

આ અંધકાર અને આવી કારમી બેહાલી વચ્ચે પણ આશાના પ્રકાશની તેજરેખાઓ સમી બે વ્યક્તિઓ દેખાતી હતી. આમાંના એક હતા કચ્છના તે વખતના પ્રજાકલ્યાણના હામી રાજવી અને બીજા હતા જૈન સંઘના આત્મસાધનાના ભેખધારી એક સંતપુરુષ.

તે વખતના કચ્છના રાજવી તે મહારાઓ શ્રી દેશળજી બાવા બીજા. એમના પિતા મહારાઓ શ્રી ભારમલજી બીજા રાજની લગામ બરાબર સાચવી ન શક્યા, એટલે અંગ્રેજ રેસીડેન્ટે એમને કેદ કરાવીને કચ્છની ગાદી ઉપર માત્ર અઢી વરસની ઉંમરના રાજકુમાર દેશળજી બીજાનો રાજ્યાભિષેક કરાવ્યો; અને રાજ્યનો કારોબાર છ સભ્યોની બનેલી રીજન્સી કાઉન્સીલને સુપરત કરવામાં આવ્યો. આ સમય હતો વિ૦સં૦૧૮૭૫નો, જ્યારે કચ્છમાં મોટા ધરતીકંપની હોનારત સરજાઈ હતી (કારા ડુંગર કચ્છજા, પૃ. ૧૯૭,૧૯૮,૨૦૬; કચ્છ કલાધર, ભાગ બીજો, પૃ૦ ૫૫૫)

બાળરાજા દેશળજીનાં ઉછેર અને કેળવણી બે અંગ્રેજ ટ્યૂટરોની દેખરેખ મુજબ થયાં હતાં.[૭] અને એમના પોતામાં પણ એક કુશળ અને લોકપ્રિય રાજવી બનવા માટેનાં બુદ્ધિ, તેજ અને ભલાઈની લાગણી હતાં, એટલે તેઓને કાબેલિયત મેળવતાં વાર ન લાગી; પરિણામે અંગ્રેજ સત્તાએ,

૭. "શરૂઆતથી જ તેમની (મહારાઓ શ્રી દેશળજી બીજાની) કેળવણીની વ્યવસ્થા સંભાળપૂર્વક રોબર્ટ બર્ન્સના એક મિત્ર અને ભુજમા રહેતા લશ્કરના પાદરી મિ. ગ્રેની દેખરેખ હેઠળ કરવામાં આવી હતી. મિ. ગ્રેના મૃત્યુ બાદ,કેપ્ટન ક્રોફ્ટન-કિંગ્ઝ સર્વિસના લશ્કરી અમલદાર-ની દેખરેખ હેઠળ મહારાઓશ્રીની કેળવણીની વ્યવસ્થા ચાલુ રહી હતી. આ કેપ્ટન ક્રોફ્ટનની પસંદગી પણ બહુ સારી નીવડી." (કારા ડુંગર કચ્છજા, પૃ૦ ૨૧૮)

એમની લાયકાત જોઈને, તેઓ ૨૦ વર્ષની પુખ્ત ઉંમરના થાય તે પહેલાં, ૧૮ વર્ષની વયે જ, રાજ્યસંચાલનની લગામ એમના હાથમાં સોંપી દીધી. એમણે શાણપણ, દૂરંદેશી અને હિંમતથી કામ લઈને જાડેજાઓ તથા બીજા રાજપૂતો વગેરેમાં દીકરીને દૂધપીતી કરવાનો, પતિ પાછળ સતી થવાનો અને ગુલામોનો વેપાર કરવાનો—એવા એવા જે ઘાતકી અને અમાનુષી રિવાજો પ્રચલિત હતા તે બંધ કરાવ્યા અને કચ્છમાં સ્કૂલ તથા ઇસ્પિતાલની સ્થાપના કરાવી. (કચ્છ કલાધર, ભાગ બીજો, પૃ૦૫૫૭)

મહારાઓશ્રી દેશળજી બાવા બીજાનો રાજકારોબાર એવો પરોપકારી અને લોકપ્રિય નીવડ્યો કે જેથી એમણે એમના પૂર્વજ દેશળજી બાવા પહેલાને પ્રજાએ વહાલ અને આદરથી આપેલ "દેશરા પરમેસરા"ના બિરુદને પોતાના માટે પણ સાચું પાડીને એનું અને પોતાનું ગૌરવ વધાર્યું હતું. આ મહારાઓશ્રીને જૈન સંઘ સાથે પણ ખૂબ નિકટનો અને મીઠો સંબંધ હતો.

## યતિ શ્રી ખાંતિવિજયજી

ભદ્રેશ્વર-વસઈ જૈન તીર્થના ઉદ્ધારની આશા સમી—મુખ્ય આશા સમી—બીજી પ્રકાશરેખા હતા તપગચ્છ સંઘના માંડવીના ગોરજી (યતિ) શ્રી ખાંતિવિજયજી મહારાજ. તેઓને ખંતવિજયના નામથી પણ ઓળખવામાં આવતા હતા. કોઈ સાધનાનો પ્રયોગ કરતાં કરતાં એની કંઈક એવી અવળી અસર થઈ કે જેથી તેઓની સાંભળવાની શક્તિ કુંઠિત થઈ ગઈ, અને તેઓ લોકોમાં "બોડા ગોરજી" તરીકે ઓળખાતા થયા હતા.[૮] તેઓ જમીનજાગીર ધરાવતા ગોરજી હતા, પણ એમનો જીવનવ્યવહાર એક સંતના જેવો સાદો, સરળ અને ધર્મમય હતો. એક વાર તેઓ ફરતા ફરતા આ તીર્થની યાત્રાએ જઈ ચડ્યા. તીર્થની બિસ્માર હાલત જોઈને એમના અંતઃસંતાપ અને દુઃખનો પાર ન રહ્યો. એમને પોતાની જાતની તો કશી ખેવના જ ન હતી; એમનું જીવન તો એક અવધૂત અને અલગારી સાધકના જેવું હતું; અને લીધું કામ પૂરું કરવાનું સંકલ્પબળ પણ એમના અંતરમાં હતું. એમણે આ પ્રાણપ્યારા તીર્થનો ગમે તે ભોગે ઉદ્ધાર કરાવવાનો નિશ્ચય કર્યો; અને તેઓ આ માટે, જાણે ધૂણી ધખાવીને, ત્યાં ધામા નાખીને બેઠા—એમના રોમ રોમમાંથી એ વખતે તીર્થની ભક્તિ અને તીર્થની રક્ષાનો જ સાદ ઊઠતો હતો; એ સાદ એમને ન તો સુખે સૂવા દેતો હતો કે ન તો નિરાંતે રહેવા દેતો હતો—જાણે ઉજ્જવળ ભાવીનો કોઈ સંકેત જ એક સંતના અંતરમાં આવી અખંડ ચિંતા અને જાગૃતિનાં અમીછાંટણાં કર્યા કરતો હતો.

પણ આ કામ યતિવર્ય શ્રી ખાંતિવિજયજીને માટે, મીણના દાંતે લોઢાના ચણા ચાવવા જેવું, અતિ મુશ્કેલ નીવડ્યું. આ પહેલાં જ કચ્છમાં બ્રિટીશ રાજસત્તાનો પગપેસારો થઈ ચૂક્યો હતો; અને કચ્છના મહારાઓ રાયધણજી અને અંગ્રેજ હકૂમત વચ્ચે સને ૧૮૦૯ (વિ૦સં૦ ૧૮૬૫)માં કરાર પણ થયા હતા, જે (કર્નલ) વોકર સેટલમેન્ટ તરીકે જાણીતા છે; અને એમાં, કચ્છ ઉપરાંત, કાઠિયાવાડનો પણ સમાવેશ થઈ જતો હતો. એટલે તેઓ રાજ્યના કર્મચારીઓ અને અંગ્રેજ-

૮. યતિવર્ય મુનિ શ્રી કલ્યાણચંદ્રજી બાપા સોનગઢવાળા, "સમયધર્મ," તા. ૧-૪-૧૯૫૯, પૃ૦ ૧૫૪.

સલ્તનતના અમલદારોને—જે કોઈ ભદ્રેશ્વરમાં આવી પહોંચતા એમને—તીર્થની બેહાલીનાં પ્રત્યક્ષ દર્શન કરાવીને પોતાની વેદના વ્યક્ત કરતા અને, જાણે આજીજી કરતા હોય એ રીતે, આ દુર્દશાનું જલદી નિવારણ કરવાની માગણી કરતા. મોઢાના મીઠા રાજકારણી અમલદારો ખોટું તો શાને મનાવે? એ તો તીર્થની રક્ષાનું કામ કરાવી આપવાની મીઠી મીઠી વાતો કરીને રવાના થતા; પણ એ બધી વાતો, સ્વપ્નાની સુખડીના જેવી, નરી છેતરામણી નીવડતી અને તીર્થની હાલતમાં ન કોઈ ફેરફાર થતો કે એના માટે ન કોઈના અંતરમાં રંજ કે ચિંતાની બીજરેખાનો ઉદય થતો; એટલે પછી તીર્થના ઉદ્ધારની પૂર્ણિમાના ઉદયની તો આશા જ ક્યાં રાખવી?

વળી, આ સમય સન ૧૮૫૭ (વિ૦સં૦ ૧૯૧૩)ના વિખ્યાત બળવાનો દેશવ્યાપી બેચેનીનો સમય હતો; અને એની કેટલીક અસર કચ્છ ઉપર પણ પડી હતી, એટલે પ્રજાની વાત કે ફરિયાદ બહુ ઓછી કાને ધરાતી. તેથી આ સરકારી અમલદારોનો હિસાબ માગવાનું કામ વિશેષ કપરું બની ગયું હતું પણ યતિજી આથી નિરાશ ન થયા; એ ભદ્રેશ્વરમાં હોય કે આસપાસના કોઈ સ્થાનમાં વિચારતા કે રહેતા હોય, એમનું ચિત્ત તો આઠે પહોર અને સાઠે ઘડી આ તીર્થના ઉદ્ધારની જ માળા રટ્યા કરતું હતું—તીર્થની પુનઃ પ્રતિષ્ઠા કરાવીને જ એમનો આત્મા જંપવાનો હતો. પરિણામે આ કાર્યની વધુ નિરાશા એમના માટે વિશેષ પુરુષાર્થનું પ્રેરક નિમિત્ત બની જતી. અને કાળની ઘડીમાંથી સમયની આગે કૂચની રેતી, એમ ને એમ, સર્યા જ કરતી હતી!

## દેશળજી બાવાનું ભદ્રેશ્વરમાં આગમન

આ કામ કેવી રીતે પાર પડશે, એનાં કોઈ એંધાણ કળાતાં ન હતાં, અને છતાં કરુણાનિધિ કુદરત આ બાબતમાં કંઈ સાવ નિષ્ક્રિય ન હતી; એ પોતાની રીતે ભાવીના સંકેતને આકાર આપી રહી હતી. બનવા કાળ તે, એક વાર, ખુદ કચ્છના ધણી દેશળજી બાવા બીજા, રાજકાજ માટે ફરતા ફરતા, ભદ્રેશ્વર ગામમાં આવી પહોંચ્યા. ગોરજી શ્રી ખાંતિવિજયજી આ વખતે ભદ્રેશ્વર-વસઈ તીર્થમાં જ હતા. મહારાઓશ્રીના ભદ્રેશ્વર આવવાના સમાચાર જાણીને એમના મનનો મોરલો આનંદથી નાચી ઊઠ્યો; એમના અંતરે સાક્ષી આપી કે હવે તીર્થની રક્ષાનું ભગવાનનું આ કામ થયું જ સમજો! અને એ સંતપુરુષના અંતરમાં આવી આશાની ઊર્મિ જાગી ઊઠે એવું એક સબળ કારણ પણ હતું: યતિજીને આ મહારાઓશ્રી સાથે ગાઢ પરિચય હતો, એટલું જ નહીં, દેશળજી બાવા એમના પ્રત્યે આદર અને બહુમાનની લાગણી પણ ધરાવતા હતા. આની વિગત આ પ્રમાણે છે—

## યતિશ્રીનો મહારાઓશ્રી સાથેનો સંબંધ

કચ્છના જાણીતા સાહિત્યકાર શ્રી દુલેરાયભાઈ કારાણીએ "કચ્છ કલાધર" નામે કચ્છની તવારીખ અને સંસ્કૃતિને લગતું માહિતીસભર અને દળદાર પુસ્તક બે ભાગમાં લખ્યું છે. એમાં બીજા ભાગમાં "મહારાઓ શ્રી દેશળજી બીજા" નામે ૨૯મા પ્રકરણમાં (પૃ૦ ૫૭૧) તેઓએ લખ્યું છે કે—

"રા' દેશળને દેશનાં નરરત્નો ચૂંટી ચૂંટીને તેમને પોતાના દરબારમાં સ્થાન આપવાનો ભારે શોખ હતો. જેમ ધારા નગરીના ભોજ રાજાના દરબારમાં ચૌદ રત્નો શોભતાં હતાં તેમ રા' દેશળના દરબારમાં ચૌદ રત્નોની

ગણનતરી થાય છે. " ૯

આ ચૌદ નરરત્નોમાં ત્રીજા હતા માંડવીના ગોરજી શ્રી ખાંતિવિજયજી. જ્યારે એમનું સ્થાન રા' દેશળજીનાં નરરત્નોમાં હોય, ત્યારે જૈન સંઘના આ યતિશ્રી અને કચ્છના આ રાજવી વચ્ચે કેવો સારો અને નિકટનો સંબંધ હશે તે સહેલાઈથી ખ્યાલમાં આવી શકે છે. આ યતિજીનો ટૂંક પરિચય આ પુસ્તકમાં (પૃ૦ ૫૭૩) આ પ્રમાણે આપવામાં આવ્યો છે—

" ગોરજી ખાંતિવિજયજી કચ્છ-માંડવીના. એનું બીજું નામ "બોડા ગોરજી". આખા કચ્છમાં એ બોડા ગોરજીના નામે પ્રખ્યાત હતો. કહેવાય છે કે કોઈ પ્રયોગની સાધના કરવામાં એના કાનની શક્તિ એણે ગુમાવી દીધી હતી; વૈદક શાસ્ત્રમાં પણ એ પ્રવીણ હતો. ' બોડા ગોરજીની ગોળીઓ ' માંડવી અને માંડવીની આજુબાજુનાં ગામડાંમાં પ્રખ્યાત હતી.

" ખાંતિવિજયજી રાજદરબારમાં પણ માનકારી ગણાતા. દેશળજી બાવા એને કાકા કહીને બોલાવતા. દેશળજી બાવાને પણ એની વૈદકની કળામાં પૂર્ણ શ્રદ્ધા હતી. જ્યારે જ્યારે એને બોલાવવાની જરૂર પડતી ત્યારે એને માટે ખાસ વેલ મોકલવામાં આવતી. ખાંતિવિજયજીએ દરેક વરસનું ભવિષ્ય ભાખતા દોહરાઓનો એક મોટો ચોપડો તૈયાર કર્યો હતો. એના એક-બે નમૂના આ નીચે આપવામાં આવે છે—

" સંવત ઓગણીસ તેપનો, મકડ મોલને ખાય;
ખાંતિવિજય કહે રા ' દેશળને, દુનિયા સબ મર જાય.

" સવંત ૧૯૫૩ની સાલમાં, ઉપરના દોહરા પ્રમાણે, કચ્છમાં મંકોડાએ ખૂબ ત્રાસ મચાવી દીધો હતો અને મુંબઈ તથા માંડવીમાં પ્લેગની શરૂઆત થઈ હતી.

" સવંત ઓગણીસ પચાવનો, નદીએ ખળકે નીર;
ખાંતિવિજય કહે રા ' દેશળને, ધેનુએ ઝાઝાં ખીર

૯. આ ચૌદ રત્નોનાં નામ સૂચવતો એક છપ્પય કચ્છ કલાધર ભાગ બીજામાં આપવામાં આવ્યો છે, તે આ પ્રમાણે છેઃ

" મોતી[1] મેરુ[2] અરૂ ખંત,[3] ફતુ[4] ઓર અકબર અલ્લી,[5]
રુદ્ર[6] ચંદ્ર[7] ગોવિંદ,[8] ઉન્નડ કવિ[9] કેશવ કલ્લી;[10]
કહાન[11] વીર એંગાર,[12] વાલ[13] અરૂ લાલા છલ્લી, [14]
જુગ મયંક ( ૧૪ ) સમ અંક, રત્ન નર મહા પ્રબલ્લી;
જ્યો ભોજ ભૂપ ધારાપતિ, લસત બસત બલ બુદ્ધિયુત,
ત્યો ઈત રાજ રાજેન્દ્ર, રાઓ દેશલ કચ્છપત. " ( પૃ૦ ૫૭૧ )

અર્થાત્ (૧) કચ્છ-અંજારના ગોરજી મોતીચંદજી, (૨) ભુજની મોટી પોશાળના યતિ માણેક મેરજી (બીજા), ( ૩ ) કચ્છ-માંડવીના ગોરજી ખંતવિજયજી, ( ૪ ) ફતુ મલેક, ( ૫ ) અકબર અલી ( કુમરાનો અલી ચોર ), ( ૬ ) ગુંદિયાળાના હરજી ઉર્ફે રુદ્ર પંડ્યા, ( ૭ ) નાગ્રેચાના જાડેજા ચાંદાજી, ( ૮ ) કચ્છ-ગોધરાનો ગોવિંદ જોશી, ( ૯ ) ખાખરાના જાડેજા કવિ ઉન્નડજી, ( ૧૦ ) ભિટારાના રાજગોર કવિ કેશવ, ( ૧૧ ) કાનમેરના કાના બારોટ, ( ૧૨ ) રોહાના જાડેજા એ ગારજી, ( ૧૩ ) વાલો ખવાસ, અને ( ૧૪ ) અંજારનો લાલો છલ્લી.

આ ચૌદ નરરત્નોમાં પહેલાં ત્રણ તો અનુક્રમે અંજાર, ભુજ અને માંડવી—એ કચ્છનાં ત્રણ મુખ્ય શહેરોના જૈન ગોરજીઓ—યતિઓ હતા, એ ઉપરથી પણ રા' દેશળજી બાવા બીજા સાથે જૈન સંઘને કેવો ઘનિષ્ઠ સંબંધ હતો, તે સમજી શકાય છે.

" એવી રીતના અનેક દોહરા ખોડા ગોરજીએ રચેલા હતા. પરંતુ આજ તો એ તમામ સાહિત્ય કાળના પ્રભાવે અને કચ્છી પ્રજાની બેદરકારીને લીધે લુપ્ત થઈ ગયું છે. "

## મહારાઓશ્રીનું વચન અને જૈન સંઘમાં જાગૃતિ

યતિ શ્રી ખાંતિવિજયજી અને રા' દેશળજી બાવાનું ભદ્રેશ્વરમાં મિલન થયું ત્યારે યતિજીએ વસઈ તીર્થ ઉપર વરસી રહેલી બેહાલી અંગે પોતાની વેદના વ્યક્ત કરી અને તીર્થના ઉદ્ધાર માટેની કામગીરી જલદી શરૂ કરવામાં આવે એવી હૃદયસ્પર્શી માગણી રજૂ કરી. રા' દેશળજી બાવા સ્વયં એક શાણા અને સંસ્કારી પુરુષ હતા, સામે ગોરજી શ્રી ખાંતિવિજયજી પોતાના ચિરપરિચિત, વિશ્વાસુ અને આદરણીય વ્યક્તિ હતા અને કામ તીર્થભૂમિના ઉદ્ધાર જેવું ધર્મનું પવિત્ર અને ઉત્તમ હતું. એમણે તરત જ આ કામ કરાવી આપવાનું વચન આપ્યું; અને તેઓ રવાના થયા. યતિજીએ પોતાની લાંબા વખતની ઝંખના અને તપસ્યા સફળ થયાનો આનંદ અને સંતોષ અનુભવ્યો. આ ઘટના ક્યારે બની એનો ચોક્કસ સમય તો જાણી શકાયો નથી, પણ એ વિ૦સં૦ ૧૯૧૦થી ૧૯૧૫ની આસપાસ ક્યારેક બની હશે એમ લાગે છે;[૧૦] કારણ કે કચ્છના આ પ્રજાવત્સલ રાજવી વિ૦ સં૦ ૧૯૧૭માં તો દેવગત થઈ ગયા હતા!

૧૦. યતિવર્ય શ્રી ખાંતિવિજયજીએ શ્રી ભદ્રેશ્વર તીર્થના રક્ષણ માટે જે વેદના અનુભવી હતી, જે તપ કર્યું હતું અને જે કામગીરી કરી-કરાવી હતી, એ વાતની નોંધ ઘણા લેખકોએ લીધી હતી. એમાંની કેટલીક વિગતો જાણીએ તો આ તીર્થરક્ષક યતિવર્યને ન્યાય આપ્યો ગણાય.

લે. પોસ્ટાન્સ—આવી નોંધમાં, મને જોવા મળેલ સામગ્રીમાં, સૌથી પ્રાચીન નોંધ લેફ્ટનન્ટ ડબલ્યુ. પોસ્ટાન્સે ભદ્રાનગરી અને ભદ્રેશ્વરના જૈન દેરાસરની સને ૧૮૩૭ની સાલમાં મુલાકાત લઈને એનો પરિચય આપતો જે લેખ અંજારમાં રહીને તા. ૨૦–૮–૧૮૩૭ના રોજ લખ્યો હતો એમાં ( પૃ૦ ૪૩૨–૪૩૩ ) આ શબ્દોમાં લીધી હતી :

"Until some 15 years since, this beautiful building was allowed to remain in a state of ruin and decay, but Gorji ( for Guruji ) Kantwajeh, a wealthy Jain, with praiseworthy zeal, has caused it to be extensively repaired : the portico which had suffered from the earthquake has been re-placed, and the whole is now in good order .... Gorji Kantwajeh, before mentioned, is the greatest man of the class in the province, and very wealthy "

( અત્યારથી પંદર વર્ષ પહેલાં આ સુંદર ઇમારત ભગ્ન અને જીર્ણ હાલતમાં પડી હતી. પણ ગોરજી ( અર્થાત્ ગુરુજી ) કંતવજેહ ( ખંતવિજય ), જે સંપત્તિશાળી જૈન હતા, એમણે પ્રશંસાપાત્ર ઉત્સાહથી એનું સમારકામ મોટા પાયા ઉપર કરાવ્યું હતું; પ્રવેશદ્વાર ઉપરનો ભાગ, જેને ધરતીકંપના લીધે નુકસાન પહોંચ્યું હતું, એને સ્થાને બીજું બાંધકામ કરી લેવામાં આવ્યું છે, અને આખું મંદિર અત્યારે સારી સ્થિતિમાં છે ........અગાઉ જેમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે ગોરજી કંતવજેહ ( ખંતવિજય ) આ પરગણામાં આ વર્ગના સૌથી મોટા માણસ છે, અને ઘણા સંપત્તિવાન છે. )

લેફ્ટનન્ટ પોસ્ટાન્સે આ તીર્થની મુલાકાત સને ૧૮૩૭માં એટલે કે વિ૦સં૦ ૧૮૯૩માં લીધી હતી, અને એના પંદર વર્ષ પહેલાં એટલે વિ૦ સં૦ ૧૮૭૮ના અરસામાં ગોરજી શ્રી ખાંતિવિજયજીની મહેતથી આ તીર્થનું

દેશળજી બાવાએ ભુજ પહોંચીને કચ્છનાં મુખ્ય શહેરોના જૈન આગેવાનોને ભેગા કરી ભદ્રેશ્વર તીર્થની શોચનીય દશાની અને ગોરજી શ્રી ખાંતિવિજયજીની વેદનાની વાત કરી અને આવા

---

સમારકામ કરવામાં આવ્યું હતું; આનો અર્થ તો એ થયો કે આ યતિજીએ, મહારાઓ શ્રી દેશળજી બાવા બીજાના રાજ્યશાસનની શરૂઆતમાં અને એમની સહાય વગર જ, આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો અને વિ૦સં૦ ૧૮૭૫ના મહાધરતીકંપથી આ દેરાસરના પ્રવેશદ્વારના ઉપરના ભાગને જે નુકસાન થયું હતું તેની જગ્યાએ નવું બાંધકામ કરાવી લીધું હતું. રાઓ શ્રી દેશળજી બીજાના પિતા મહારાઓ શ્રી ભારમલજી બીજાને બ્રિટિશ હકૂમતે કચ્છની રાજગાદી પરથી પદભ્રષ્ટ કરીને, એમના સ્થાને માત્ર અઢી વર્ષની જ ઉંમરના એમના કુંવર દેશળજી બીજાને કચ્છના મહારાઓ તરીકે જાહેર કર્યા હતા. અને રાજ્યનો વહીવટ ચલાવવા માટે, અંગ્રેજ રેસિડેન્ટના પ્રમુખપદે, છ સભ્યોની રિજન્સી કાઉન્સિલ નીમવામાં આવી હતી આ પછી, રાઓ શ્રી દેશળજી બાવા બીજાની કાબેલિયત અને કુશળતા જોઈને, બ્રિટિશ હકૂમતે એમને ૨૦ના બદલે ૧૮ વર્ષની ઉંમરે–વિ૦સં૦ ૧૮૯૧ની સાલમાં–જ રાજસત્તાના બધા અધિકાર સોંપી દીધા હતા. તો પછી વિ૦સં૦ ૧૮૭૮ની આસપાસ, યતિ શ્રી ખાંતિવિજયજીની પ્રેરણાથી આ તીર્થનું જે સમારકામ કરવામાં આવ્યાનું શ્રી પોસ્ટાન્સે લખ્યું છે, એમાં મહારાઓ શ્રી દેશળજી બાવા બીજાની સહાય મળવાની વાતને અવકાશ જ ક્યાં રહે છે?

લેફ્ટનન્ટ પોસ્ટાન્સે જે કંઈ લખ્યું છે તે ભદ્રેશ્વરની મુલાકાત વખતે એમને મળેલ માહિતીના આધારે જ લખ્યું છે, અને એમના વખતમાં યતિ શ્રી ખાંતિવિજયજી હયાત પણ હતા; એટલે પછી એમના લખાણ અંગે અવિશ્વાસ કરી શકાય એમ છે જ નહીં; અને જો એમના લખાણને આધારભૂત માનીએ તો યતિ શ્રી ખાંતિવિજયજીના પ્રયત્ન અને દેશળજી બાવા બીજાના સક્રિય સહકારથી આ તીર્થનું સમારકામ થવા પામ્યું હતું, એ વાતનો, સમયની ગણતરી સાથે, મેળ બેસારવાનું કામ મુશ્કેલ બની જાય છે.

વળી, લેફ્ટનન્ટ પોસ્ટાન્સે આ તીર્થની મુલાકાત લીધી તે વખતે, ઉપર સૂચવ્યા મુજબ, આ તીર્થ સારી હાલતમાં હોવાનું લખવા છતાં દેરાસરની ભમતીની દેરીઓ માટે તો એમણે એમ પણ લખ્યું હતું કે—

"........ beyond this are 52 niches for the reception of figures of Parasnath, only one of which is at present occupied"

(...આની પછી પાર્શ્વનાથની પ્રતિમાના બહુમાન માટે બાવન દેરીઓ આવેલી છે; અને એમાંની ફક્ત એક જ ભરેલી (પ્રતિમાવાળી) છે. અર્થાત્ બાકીની દેરીઓ ખાલી છે.) શ્રી પોસ્ટાન્સના આ ઉલ્લેખનો અર્થ એ થાય છે કે યતિ શ્રી ખાંતિવિજયજીના પ્રયાસથી આ તીર્થની હાલતમાં સુધારો થવા છતાં, ભમતીના ઉદ્ધાર વગેરેની દૃષ્ટિએ, આ મંદિરને સુરક્ષિત કરવા માટે વિશેષ સમારકામની જરૂર ઊભી હતી અને એ મહારાઓ શ્રી દેશળજી બાવા બીજાની સહાનુભૂતિભરી દરમ્યાનગીરીથી પૂરી થઈ હોવી જોઈએ. આ રીતે આ ઘટનાના આગળ-પાછળના સમયની વચ્ચે મેળ બેસી શકે છે.

ડૉ. બર્જેસ—લેફ્ટનન્ટ પોસ્ટાન્સ પછી ૩૭ વર્ષ બાદ, સને ૧૮૭૪માં, ડૉ. જેમ્સ બર્જેસે આ તીર્થની મુલાકાત લીધા પછી "રિપોર્ટ ઑન ધી એન્ટીક્વીટીઝ ઑફ કાઠિયાવાડ ઍન્ડ કચ્છ" નામે પુસ્તકમાં (પૃ૦ ૨૦૬) યતિ શ્રી ખાંતિવિજયજીની આ તીર્થની સાચવણી અંગેની કામગીરીની નોંધ આ પ્રમાણે લીધી છે—

"Connected with its history there are a series of traditions, collected early in the century by a Jaine Gura Khantvijaya, who seems to have used every endeavour to recover the old inams of royal gifts of land to the temple."

મોટા તીર્થધામની આટલી હદે ઉપેક્ષા કરવા બદલ એમને મીઠો ઠપકો આપીને, જરૂર હોય તો, તીર્થના ઉદ્ધાર માટે રાજ્યની તિજોરીમાંથી પૈસા આપવાની પણ વાત કરી. સંઘના અગ્રણીઓ મહારાઓની આગળ ખૂબ શરમિંદા થઈ ગયા અને એમણે તીર્થનો ઉદ્ધાર કરવાની ખાતરી આપી.

આ સમય નળિયાનિવાસી મુંબઈના શાહ સોદાગર શ્રી નરશી નાથાનો સમય હતો. તેઓ જેમ ખૂબ સંપત્તિશાળી હતા, તેમ એમની નામના અને લાગવગ પણ ઘણી હતી અને ધર્મનાં કાર્યો માટે તેઓ ખૂબ ઉદારતાથી ધન ખરચતા હતા. વળી, કચ્છના જૈન મહાજનો પણ કંઈ નબળા ન હતા. આમ છતાં કેટલાય દાયકા સુધી શ્રી ભદ્રેશ્વર-વસઈ જેવા મોટા જૈન તીર્થની આવી શોચનીય દશા કેમ થવા પામી હશે, એવો સવાલ સહેજે થઈ આવે છે. આમ થવાનુ કારણ કંઈક એવું હોવાનો સંભવ છે કે વચ્ચેના કુદરતી આફતો અને રાજકીય અંધાધૂંધીના સમયનો લાભ લઈને ભદ્રેશ્વર ગામના જે ઠાકોરે તીર્થનો કબજો લઈ લીધો હતો તે (અને તેનો અનુગામી), એવો માથા-

(એના ઇતિહાસની સાથે પરંપરાગત કથાઓની હારમાળા જોડાયેલી છે; અને આ સદીના શરૂઆતના ભાગમા ખંતવિજય નામે જૈન ગુરુએ એ એકત્ર કરી હતી, અને એમણે આ દેરાસરને જમીન વગેરેની જે સરકારી ભેટો ઇનામ તરીકે મળી હતી તે વસૂલ કરવા માટે દરેક જાતનો પ્રયત્ન કર્યો હતો ) ડૉ. બર્જેસે આ તીર્થની મુલાકાત લીધી ત્યારે યતિ શ્રી ખાંતિવિજયજી હયાત ન હતા; અને એમની આ નોંધમાંની માહિતીનો ઉપયોગ બીજા ગ્રંથકારોએ પણ કર્યો હતો.

ડૉ. બર્જેસે આ તીર્થની મુલાકાત લીધી ત્યારે એનો આગળનો–પ્રવેશદ્વારનો દેખાવ કુંભારિયાના મંદિરના આગળના દેખાવને મળતો હતો અને તે વખતે ત્યાં ન તો પૂજામંડપ હતો કે ન એમાં જવા માટે બહારની બન્ને બાજુ બે નિસરણીઓ હતી. વળી, મંદિરનો પૂર્વ તરફનો ભાગ પણ કંઈક જુદો હતો [ચિત્ર નં. ૪૯, ૫૦]. (નં. ૪૯ના ચિત્રને નં. ૪ અને ૫નાં ચિત્રો સાથે સરખાવો.)

**શિલાલેખ**—શ્રી ભદ્રેશ્વર તીર્થની રક્ષા માટે યતિ શ્રી ખાંતિવિજયજીએ જે કામગીરી બજાવી હતી, તેનો મહારાઓ શ્રી દેશળજી બાવા બીજાના નામોલ્લેખ સાથે, ભદ્રેશ્વરના જિનમંદિરના રંગમંડપમાંના વિ૦ સં૦ ૧૯૩૯ના સંસ્કૃત ભાષાના મોટા શિલાલેખમાં આ પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો છે : "इह किल विक्रमत्रषी(र्षी)सं(सै)कोनविंशतिशतकस्या(स्यो परिष्ठप्रथमद्वितीयदशके स० १९०१तः १९१७ यावत् श्रीदेशलजी महाराज्ये श्रीदेशलजीमहाराजप्रदत्तपचूरसहाय्य(य्य)तः श्रीक्षातिविजयेनैतस्य किंचित् जीर्णचैत्यस्य समारचना कृता इति। (અહીં વિક્રમની ઓગણીસમી સદી પછીના પહેલા બે દાયકા દરમ્યાન–સં૦ ૧૯૦૧ થી ૧૯૧૭ સુધીમાં–શ્રી દેશલજીના મહારાજ્યમા, શ્રી દેશલજી મહારાજે આપેલ ઘણી મદદથી, શ્રી ખાંતિવિજયજીએ આ જીર્ણ દેરાસરનું કેટલુંક સમારકામ કરાવ્યું હતું.)

આ શિલાલેખમાંનું આ લખાણ યતિ શ્રી ખાંતિવિજયજી તથા મહારાઓ શ્રી દેશળજી બાવા બીજાના પ્રયાસથી, વિક્રમની ઓગણીસમી સદી પૂરી થયા પછીના પહેલા દાયકા દરમ્યાન, આ મંદિરનું સમારકામ થયાની પરંપરાગત વાતનું, સમયની દૃષ્ટિએ પણ, સમર્થન કરે છે, એ સ્પષ્ટ જોઈ શકાય છે.

આ બધા ઉલ્લેખોનો ભાવ એ છે કે છેલ્લે છેલ્લે યતિ શ્રી ખાંતિવિજયજીનાં ચિંતા અને ભક્તિસભર પ્રયત્નોથી આ તીર્થનું સમારકામ અને રક્ષણ થઈ શક્યું હતું.

ભારે હશે કે જેથી જૈન સંઘ આ તીર્થની સાચવણીની બાબતમાં અકિંચિત્કર બની ગયો હશે. એ તો જે હોય તે, પણ આ રીતે કેટલાક દાયકા સુધી આ તીર્થ વેરાન થઈ ગયું હતું અને એક રાજવી અને એક સંતની ભાવનાના સંગમના પ્રતાપે આ તીર્થનો ફરી ઉદય થવાનો વખત પાકી ગયો હતો.

## જીર્ણોદ્ધારનું કામ

દેશળજી બાવાની ચીમકી પછી કચ્છના જૈન સંઘે તીર્થના ઉદ્ધારનું કામ તરત જ હાથ ધર્યું. એના માટે તરત જ ફાળો ઉઘરાવવામાં આવ્યો; અને હવે તો ખુદ કચ્છના ધણીએ આ કામને પોતાનું કામ ગણ્યું હતું એટલે ભદ્રેશ્વર ગામના ઠાકોર કે બીજા કોઈ પણ તીર્થના ઉદ્ધારના તેમ જ જૈન સંઘના વહીવટમા જરાય દખલગીરી કરી શકે એમ ન હતું; ઉપરાંત, મહારાવ શ્રી દેશળજી બાવાએ કહ્યા પ્રમાણે, તીર્થના ઉદ્ધારના કામમાં રાજ્ય તરફથી પણ પૈસાની સારી સહાય આપવામાં આવી હતી, એટલે તીર્થના ઉદ્ધારનું કામ તરત જ શરૂ થયું અને ઝડપથી આગળ વધવા લાગ્યું.

દેશળજી બાવા ખુદ તો આ કામને પૂરું થયેલું પોતાની નજરે જોઈ ન શક્યા; આ કામ શરૂ થાય એના શુભ નિમિત્તરૂપ બનીને, એ માટે અનુકૂળ સંયોગો ઊભા કરીને અને એની શુભ શરૂઆત કરાવીને વિ૦સં૦ ૧૯૧૭ની સાલમાં તેઓ સ્વર્ગવાસી થયા! પણ આ તીર્થનો ઉદ્ધાર કરાવી આપવાની એમની ભાવનાની પાછળ સચ્ચાઈ, કર્તવ્યનિષ્ઠા અને ઉદારતાનું ખમીરદાર બીજ હતું, એટલે તેઓના સ્વર્ગવાસ પછી એમની ગાદીના વારસદાર મહારાઓશ્રી પ્રાગમલજી બાવાએ આ કામ બરાબર થતું રહે અને પોતાના શિરછત્રની તથા યતિ શ્રી ખાંતિવિજયજીની ભાવના વેલાસર પૂરી થાય એની તપાસ રાખી. પરિણામે બે-ત્રણ વર્ષના ગાળામાં જ તીર્થનું સમારકામ પૂરું થયું અને જૈન સંઘને માટે એની યાત્રાનો માર્ગ મોકળો થયો. યતિ શ્રી ખાંતિવિજયજીની લાંબા વખતની ચિંતા દૂર થઈ, અને કચ્છના સંઘમાં આનંદ-આનંદ પ્રવર્તી રહ્યો.

## આ ઉદ્ધારની નોંધ

શ્રી ભદ્રેશ્વર-વસઈ તીર્થના અનન્ય ભક્ત. ભુજપુરનિવાસી, પ્રજ્ઞાચક્ષુ, પંડિતવર્ય શ્રી આણંદજીભાઈએ વિ૦ સં૦ ૨૦૧૧ના અરસામાં આ તીર્થ સંબંધી ઘણીખરી જાણવા જેવી માહિતી લખાવી રાખી હતી, તે તીર્થની પેઢીમાં છે. એમાં યતિવર્ય શ્રી ખાંતિવિજયજીના પ્રયાસથી થયેલ આ તીર્થના ઉદ્ધાર સંબંધી જે વિગત (પૃ૦ ૨૬-૨૭) નોંધવામાં આવી છે, તે આ પ્રમાણે છે—

"આ તીર્થમાં તપગચ્છના એક ભલા, ભોળા અને કાને બહેરા ખાંતિવિજય કરીને યતિ ધામા નાખીને અને પોતાની કચ્છના મુખ્ય શહેર માંડવીની ધીકતી જાગીર છોડીને, તીર્થભક્તિથી, આ તીર્થમાં અવધૂત યોગીની જેમ પડ્યા રહેતા. ને વીસમી સદીની શરૂઆતમાં, સંવત ૧૯૦૧થી ૨૦ લગીનાં ૨૦ વર્ષો લગી, આ તીર્થની ઘણી બિસ્માર હાલત થઈ ગઈ હતી. તીર્થના મંદિરની આસપાસ ઘેટાં-બકરાંઓના જૂથ (વગ) બેસતાં અને એક વખતનું અતિભવ્ય, મહાન, દિવ્ય, પરમ આકર્ષક આ તીર્થ જાણે કોઈ ભૂતિયાખાનું હોય એવી ભયભરી બિસ્માર દશા તરફ જઈ રહ્યું હતું. કોઈ રડ્યાખડ્યા જૈનો-જૈનેતરો, અધિકારીઓ અને રાજ્યમાન્ય પુરુષો અહીંતહીંના પ્રવાસમા અહીંથી પાસ થતા, તેને યતિ શ્રી ખાંતિવિજયજી, રડતા હૃદયે, આ તીર્થ માટે કંઈક કરી છૂટના કાકલૂદી

કરતા અને કહેતા કે હું હવે મરવા બેઠો છું. કોણુ જાણે મારું ક્યારે શું થશે, તે કહેવાય નહીં. મારા જીવતાં જીવતાં આ તીર્થનું કંઈક થઈ જાય એવી મરતાં પહેલાં મારી જિંદગીની છેલ્લી મુરાદ છે. " ભલે, કંઈક કરશું " એમ કહી બધા ચાલ્યા જતા, પણુ તીર્થનું કાંઈ થતું નહીં.

" એટલામાં ભગવાન શ્રી પાર્શ્વનાથ દેવના અતિશય અને એના શાસનદેવોની પ્રેરણાથી "દેશરા પરમેશ્વર "નું મહાન બિરુદ ધરાવનાર, પરમ ન્યાયી, પ્રજાવત્સલ મહારાઓ શ્રી દેશલજી બાવા સંવત ૧૯૨૧માં ક્યાંક જતા આ તીર્થે આવી ચડ્યા. યતિ શ્રી ખાંતિવિજયજીના દિલમાં, અવાજમાં, તીર્થનિષ્ઠામાં, દેશના ધણીને આ તીર્થમાં જોઈ, બળ પુરાયું ને આ ભલા યતિએ પુણ્યશ્લોક દેશલજી બાવા સમક્ષ તીર્થવિકાસની જૂની તવારીખ રજૂ કરી, બાવાની ધર્મનિષ્ઠાની તારીફ કરી ને આ તીર્થના ઉદ્ધાર માટે આરજૂ કરી. બાવાએ બનતું કરવાનું અમોઘ વચન આપીને આ અવધૂત યતિના આશીર્વાદ લીધા.

" કચ્છ ભૂપાલ દેશલજી બાવાએ, ભુજ જવાની સાથે, કચ્છભરના જૈન આગેવાનોને બોલાવી આ તીર્થની બિસ્માર હાલત સમજાવી અને આ દશામાં કોઈ જૈનો કાંઈ નથી કરતા એ માટે બધાને ઠપકો આપ્યો અને એના ઉદ્ધાર ને વિકાસ માટે મોટી રકમ કાઢી આપી. હાજર જૈનો શરમાયા, ઝંખવાયા અને બનતું કરવા બાવાને વચન આપ્યું. બધાએ યથાશક્તિ ફાળો આપ્યો અને સદ્‌ગત દેશળજી બાવાના મોટા ફાળા અને અન્ય સહાયથી તીર્થની મરામત શરૂ થઈ અને યતિ ખંતવિજયનો ( એમનો ક્યાંક ક્યાંક આ નામથી પણુ ઉલ્લેખ મળે છે. ) આત્માનંદનો સંતોષ હીંડોળે ચડ્યો. "

ઉપરની માહિતીમાં દેશળજી બાવા વિ૰સં૰ ૧૯૨૧માં ભદ્રેશ્વર તીર્થમાં ગયાનું નોંધવામાં આવ્યું છે, તે સમય વિ૰સં૰ ૧૯૧૭ પહેલાંનો હોવો જોઈએ, કારણુ કે દેશળજી બાવા વિ૰સં૰ ૧૯૧૭માં વિદેહ થયા હતા.

આ માહિતી કયા આધારે રજૂ કરવામાં આવી છે તે અંગે એની શરૂઆતમાં આ પ્રમાણે નોંધ મૂકવામાં આવી છે: "હવે આપણે આપણા નજીકના પૂર્વજોના શ્રીમુખે જે સાંભળ્યું છે, તેમાં થોડા આગળ વધીએ." અર્થાત્ આ માહિતી કર્ણોપકર્ણ સચવાયેલી અનુશ્રુતિઓને આધારે નોંધવામાં આવી છે. અને એમાં મુખ્યત્વે દેશળજી બાવાની ભદ્રેશ્વરની મુલાકાતની સંવત સિવાયની માહિતી આગળ ઉપર આપવામાં આવેલી માહિતીને મળતી આવે છે.

## અંગ્રેજોના સંપર્કનો લાભ : પુરાતત્ત્વનું રક્ષણ

આગળ સૂચવ્યું તેમ, વિ૰સં૰૧૮૬૫થી કચ્છના રાજ્યસંચાલનમાં અંગ્રેજ સરકારની દખલગીરી શરૂ થઈ ચૂકી હતી. આની અસર કચ્છના રાજ્યકારોબાર ઉપર ગમે તેવી સારી કે માઠી પડી હોય, તે વાત જુદી છે, પણુ ઇતિહાસના સંશોધન અને પુરાતત્ત્વના—પ્રાચીન શિલ્પ-સ્થાપત્યના—સંરક્ષણની બાબતમાં તો એ અવશ્ય લાભકારક થઈ પડી હતી, એટલું સ્વીકારવું જોઈએ. એમણે સમજાવેલ ઇતિહાસ અને પુરાતત્ત્વની સામગ્રીના મહત્ત્વને લીધે, આખા હિંદુસ્તાનની જેમ, કચ્છમાં પણુ એક નવીન દૃષ્ટિ ખૂલી હતી અને એને લીધે અનેક પ્રાચીન, ઐતિહાસિક અને કળાના ઉત્તમ નમૂનારૂપ ઇમારતોની રક્ષા અને શોધ કરવાની અભિનવ પ્રવૃત્તિ શરૂ થઈ હતી. આને લીધે, ભદ્રેશ્વરના જમીનદોસ્ત થયેલા કિલ્લાના અને જિનમંદિરના પણુ કેટલાક પુરાતન અવશેષો કેવળ નષ્ટ થયા હતા, એટલું જ નહીં, એના પથ્થરો સુધ્ધાં મુંદ્રા શહેર અને બંદરના બાંધકામને માટે ઉપાડી

જવામાં આવ્યા હતા, એવી ઘટનાઓનું પુનરાવર્તન થતું અટકી ગયું હતું અને આવી પ્રાચીન ઇમારતો માનવીના પોતાના હાથે અથવા માનવીની ઉપેક્ષાવૃત્તિથી કાળનો કોળિયો બનીને નામશેષ થતી બચી જાય એવી આવકારદાયક સ્થિતિ સર્જાઈ હતી.

## કર્નલ મેકમર્ડો અને બીજા અંગ્રેજોની ભદ્રેશ્વર પ્રત્યે લાગણી

પુરાતત્ત્વીય સામગ્રીના સંશોધનની અને રક્ષણની આ નવી દૃષ્ટિનો કેટલોક લાભ ભદ્રેશ્વરના વસઈ તીર્થને પણ મળ્યો હતો, અને એમાં કચ્છના કેટલાક અંગ્રેજ અમલદારોનો પણ નોંધપાત્ર ફાળો હતો. આવો લાભ આપનાર અંગ્રેજ મહાનુભાવોમાં પહેલું નામ આવે છે લેફ્ટનન્ટ કર્નલ મેકમર્ડોનું.

લેફ્ટનન્ટ મેકમર્ડો (વિ૦સં૦ ૧૮૬૮માં) અંગ્રેજ સરકારના રાજદૂત તરીકે કચ્છમાં વસી ગયો હતો. જાણે પૂર્વનો કોઈ અદ્ભુત ઋણાનુબંધ અદા કરવા જ આવ્યો હોય તેમ, આ અંગ્રેજ અમલદાર કચ્છની પ્રજા, કચ્છની ધરતી અને કચ્છની સંસ્કૃતિ સાથે એકરસ અને બધાના સુખ-દુઃખનો સાથી બનીને રહ્યો. અને છેલ્લી પથારી પણ એણે, તા ૨૮-૪-૧૮૨૦ના રોજ, કચ્છની ભોમકા ઉપર જ કરી હતી! મેકમર્ડોના જીવનની કેટલીય વાતો હજી પણ લોકજીભે રમી રહી છે અને સાહિત્યમાં પણ સંગ્રહાઈ છે. એ જાણે કચ્છના ઇતિહાસના એક ઊજળા પ્રકરણનો ઘડવૈયો જ બની ગયો હતો! ખરે વખતે શ્રી ભદ્રેશ્વર તીર્થની સાચવણીનો થોડોક યશ એને ફાળે પણ જાય છે. કચ્છનો દોસ્ત બની ગયેલો આ અંગ્રેજ અમલદાર સને ૧૯૧૨થી ૧૯૨૦ સુધી, આઠ વર્ષ લગી, કચ્છ તથા કાઠિયાવાડમાં ભારે યશસ્વી કામગીરી બજાવી અને ઘણી ચાહના મેળવી, માત્ર ૩૩ વર્ષની ભરયુવાન-વયે, સને ૧૯૨૦માં, કચ્છમાં, વરણુ ગામમાં, કોલેરાની બીમારીથી સ્વર્ગવાસ પામ્યો હતો![૧૧]

---

૧૧. કર્નલ મેકમર્ડોના વસવાટનો અંજારમાનો એનો મહેલ અને વરણુ ગામે એની કબર ઉપર ચણવામાં આવેલી છત્રી આજે પણ એની યાદને સાચવી રહ્યાં છે અને "ભૂરિયા બાવા"ના છૂપા નામથી સને ૧૯૧૨ની સાલમાં અંજારમાં રહીને એણે કચ્છની ધરતીની, પ્રજાની અને ભાષાની મેળવેલ માહિતીની તો કચ્છમાં દંતકથાઓ રચાઈ છે! આ અંગ્રેજ અમલદારનો જે પરિચય મુંબઈથી પ્રગટ થતા 'સ્વદેશ" પત્રના વિ૦ સં૦ ૧૯૮૩ના દીપોત્સવી અંકમાં, પૃ૦ ૫ થી ૧૪મા, એ પત્રના કાર્યાલય તરફથી, પ્રગટ થયો છે, તે ખૂબ માહિતીવાળો અને વિસ્તૃત છે. એ જ રીતે "કચ્છનું સંસ્કૃતિદર્શન"માં (પૃ૦ ૧૮૪-૧૮૮) પણ એના જીવનની ઘણી માહિતી આપવામાં આવી છે. વળી, "કારા ડુંગર કચ્છજા"માં પણ આ અમલદારની મર્દાનગીભરી અને યશનામી કામગીરીની છૂટક છૂટક ઘણી વિગતો આપવામાં આવી છે. એમ લાગે છે કે મેકમર્ડોના ઉછેર અને ઘડતર એક લશ્કરી યોદ્ધા અને અમલદાર તરીકે થયેલ હોવા છતાં સંસ્કારિતા, સારમાણસાઈ, હમદર્દી, પરગજુ વૃત્તિ, આનંદી અને મિલનસાર પ્રકૃતિ જેવા ગુણો સહજરૂપે એના જીવન સાથે વણાઈ ગયા હતા. એણે પોતાના ૩૩ વર્ષ જેટલા ટૂંકા જીવનમાં જે સફળતા અને લોકચાહના મેળવી હતી, એમાં આ સદ્ગુણોનો પણ ફાળો મોટો હતો એમ કહેવું જોઈએ. "સ્વદેશ"ના ઉપર્યુક્ત અંકમાં અંતિમ વખતની એના મનની સ્થિતિનું જે વર્ણન કરવામાં આવ્યું છે, તે એની જીવનજાગૃતિ માટે એના પ્રત્યે વિશેષ માન ઉત્પન્ન કરે એવું છે. એ વર્ણનમાં સૂચવવામાં આવ્યું છે કે—

"મેકમર્ડોને પોતાને તો દર્દના આરંભથી જ એવું લાગી આવ્યું હતું કે આમાંથી બચી શકાશે નહીં,

એ જ રીતે કચ્છના આસિસ્ટન્ટ રેસિડેન્ટ ચાર્લ્સ વૉલ્ટરે પણ વિ૦સં૦ ૧૮૮૬માં આ મંદિરની સાચવણી માટે સહાય કરી હતી. ( કચ્છનું સંસ્કૃતિદર્શન, પૃ૦ ૨૬૭ )

ઉપર સૂચવ્યા મુજબ આ તીર્થની માહિતી સંબંધી જે વિગતો પંડિત શ્રી આણંદજી-ભાઈએ નોંધાવી રાખી છે, તેમાં કોઈ જૈન યતિજીએ લખેલ એક પ્રાચીન જીર્ણ હસ્તલિખિત પાનાનો ઉતારો પણ આપવામાં આવ્યો છે. આ ઉતારામાં ભદ્રેશ્વર તીર્થના રક્ષણ માટેની અંગ્રેજ અમલદારોની કામગીરીની પણ ( પૃ૦૨૫-૨૬ ) કેટલીક વિગતો આપવામાં આવી છે, જે આ પ્રમાણે છે—

" આ પછી ( યવનોના આક્રમણ પછી ) આ કચ્છ દેશમાં ઇંગ્લેંડ કંપની રાજ્યનો પદસંચાર થયો અને એજન્સીનું થાણું આવ્યું. એના પોલિટિકલ એજન્ટ કેપ્ટન મેકમર્ડને તે વખતના કચ્છી સંઘોના આગેવાનોએ આ તીર્થની ઘણા લાબા વખતથી રાજા-મહારાજાઓ તરફથી થતી મરામત અને મળતી સહાયની લાંબી તવારીખ રજૂ કરી સહાય કરવા જોરદાર અનુરોધ કર્યો. કેપ્ટન મેકમર્ડે તે વખતના કચ્છનૃપતિથી વિચાર-વિનિમય કરી સંઘને જણાવ્યું કે તમે આ ભદ્રેસર તીર્થની સુધારણા અને જીર્ણોદ્ધાર કરો; તમારો આ દેશમાં આ તીર્થનો કચ્છી પ્રજા પર અને શ્રીસંઘો પર જે તીર્થનો અસલથી દસ્તૂરી લાગો ચાલ્યો આવે છે, અને તે ઈસ્લામી ભાંગફોડના પરિણામે પૂરો મળતો નથી, તે મળશે—એમ કહી ખેતીની જમીન ઉપર પા ( ¼ ) ટકો લાગો કરી આપ્યો અને સંવત ૧૮૭૮માં જમીન પરના પા ( ¼ ) ટકાના લાગાનો લેખ કરી આપ્યો. આ રીતે કેપ્ટન મેકમર્ડની સહાનુભૂતિ, સહાય અને દસ્તૂરી લાગાના લેખપત્રથી આ તીર્થનો શ્રીસંઘે નવમો જીર્ણોદ્ધાર કરાવ્યો.

" તે વખતના એજન્ટ ટુ ધી ગવર્નર સાહેબે પણ સવંત ૧૮૭૯ના લેખપત્ર કરી આપી તીર્થની ઘણી દેખ-ભાળ કરી અને મોટી સહાય આપી.

" એ રીતે સંવત ૧૮૮૬મા સર ચાર્લ્સ વૉલ્ટર સાહેબે પણ, પોતાના પુરોગામી અધિકારીઓને પગલે ચાલી, આ તીર્થને ઘણી સહાય કરીને સહાનુભૂતિ બતાવી. પરિણામે તીર્થના વિકાસમાં સારો ફાળો આપ્યો અને ઉત્તમ ભાગ ભજવ્યો. "

## એક શંકા

યતિજીએ લખેલ આ પાનામાં નોંધવામાં આવેલ હકીકત પ્રમાણે તો, કચ્છમાં અંગ્રેજી

---

એટલે એણે તો પોતાનું દુન્યવી કામકાજ સમેટવા માંડયું; વીલ—વસિયતનામું લખાવવા માંડયું. આ વસિયતનામું લખાવતી વેળા કેમ જાણે કોઈ અગત્યની સરકારી દરબારી બાબત સંબંધી પોતાનો અભ્યાસપૂર્ણ ખુલાસો લખાવતો હોય તેવી શાંતિ અને ઝીણવટથી વિચારી વિચારીને સ્વસ્થતાપૂર્વક એ કામ પૂરું કર્યું. પછી પોતાના શબની વ્યવસ્થા માટે સૂચના કરી કે જે ગામે મારું મૃત્યુ થાય ત્યાંથી મારું શબ બીજે કોઈ ગામે લઈ જવાનું નથી, અંબાર-માં પણ નહીં. અને કયે ચોક્કસ સ્થળે શબને દફનાવવું તે તળાવને કાંઠે આવેલું એનું દિલપસંદ સ્થળ પણ આંગળી ચીંધીને બતાવી દીધું. પછી તેણે શાંતિપૂર્વક પડી રહેવા દેવાને સૌને વિનંતી કરી, કિરતારની દયા માગી મોં ઉપર કપડું ઓઢી લીધું અને થોડા કલાક બાદ એનો દેહ પડચો ત્યાં સુધી એ જ સ્થિતિમાં શાંતિ અને સ્વસ્થતાપૂર્વક પ્રભુસ્મરણ કરતો પડી રહ્યો." (પૃ૦ ૧૩)

આવા સંસ્કારી પુરુષને શ્રી ભદ્રેશ્વર-વસઈ તીર્થ જેવા પ્રભુના ધામ પ્રત્યે કૂણી લાગણી અને એને સહાય કરવાની વૃત્તિ હોય એ સ્વાભાવિક છે.

રાજસત્તા દાખલ થઈ લગભગ તે અરસાથી તે વિ૦સં૦ ૧૮૮૬ સુધી અંગ્રેજ અમલદારો આ તીર્થનું ધ્યાન રાખતા હતા; તો પછી સવાલ એ થાય છે કે, આ તીર્થની સાચવણી અને મરામત બાબતમાં આવી સારી અને રાજ્યાશ્રયવાળી વ્યવસ્થા હોવા છતાં, આ તીર્થ ભદ્રેશ્વરના ઠાકોરના હાથમાં કેવી રીતે ગયું અને એની હાલત પંદરેક વર્ષ જેવા ટૂંકા ગાળામાં–વિ૦સં૦ ૧૯૦૧ની આસપાસમાં –એટલી બધી બિસ્માર કેવી રીતે થઈ ગઈ કે જેથી એના ઉદ્ધાર માટે યતિ શ્રી ખાંતિવિજયજીને આટલી બધી ચિંતા સેવવી પડી અને તપસ્યા જેવી જહેમત ઉઠાવવી પડી? જો વિ૦ સં૦ ૧૮૮૬ સુધી અંગ્રેજ સત્તાધીશો એની ચિંતા રાખતા હતા, તો ત્યાર પછીના સમયમાં એવી ચિંતા કરવાનું એમણે સાવ બંધ કરી દીધું હોય એમ કેમ માની શકાય?

વળી, કૅપ્ટન મૅકમર્ડો, સર ચાર્લ્સ વૉલ્ટર વગેરેએ આ તીર્થ પ્રત્યે સક્રિય સહાનુભૂતિ બતાવીને એની સાચવણી માટે સહાય આપ્યાની વાતનું સમર્થન બીજા આધારોથી પણ થાય છે, એટલે એની ઉપેક્ષા પણ થઈ શકે એમ નથી. તો પછી યતિ શ્રી ખાંતિવિજયજીએ નજરે જોયેલી આ તીર્થની શોચનીય સ્થિતિ અને પેલા કોઈ અજ્ઞાત યતિજીના પત્રમાં નોંધવામાં આવેલ આ તીર્થ પ્રત્યેની અંગ્રેજ અમલદારોની સહાનુભૂતિ અને સહાય એ બે વચ્ચે મેળ કેવી રીતે બેસારવો?

## શંકાનો ખુલાસો

આ સવાલનો આધારભૂત કહી શકાય એવો બીજો ખુલાસો ભલે ન આપી શકાય, પણ એનો એક ખુલાસો તો એવો છે કે જે આપણને કંઈક સંતોષ આપી શકે છે. આ ખુલાસો તે યતિ શ્રી ખાંતિવિજયજીને આ તીર્થના ઉદ્ધાર માટે વર્ષો સુધી સતત સેવવી પડેલી ચિંતા અને ઉઠાવવી પડેલી જહેમત. વિક્રમની વીસમી સદીની શરૂઆતના વખતમાં જ આ તીર્થની સ્થિતિ એવી વેરવિખેર થઈ ગઈ હતી કે જે જોઈને યતિ શ્રી ખાંતિવિજયજી ખૂબ દુઃખિત અને એના ઉદ્ધાર માટે ખૂબ ચિંતિત થઈ ગયા હતા, એ એક હકીકત છે. આ ધર્મતીર્થની આવી શોચનીય સ્થિતિ માટે માત્ર આંસુ સારીને નિષ્ક્રિય બેસી રહે એવા એ જીવ ન હતા. એટલે તેઓ તો, પોતાની શક્તિ અને સૂઝ પ્રમાણે, એ માટે અખંડ પુરુષાર્થની ધૂણી ધખાવીને બેસી ગયા. છેવટે એનું એવું સારું પરિણામ આવ્યું કે જેથી આ તીર્થ સંબંધી પ્રાચીન-અર્વાચીન માહિતીનું તથા છેલ્લા જીર્ણોદ્ધારની વિગતોનું આલેખન કરતા દેરાસરના રંગમંડપમાં ચોડવામાં આવેલ સંસ્કૃત ભાષાના સવિસ્તર શિલાલેખમાં તેમ જ જૂના–જીર્ણ પત્રમાં પણ યતિ શ્રી ખાંતિવિજયજીની કામગીરીની નોંધ લેવામાં આવી છે.

## મૂળનાયકની ફેરબદલી

આ શિલાલેખમાં (પંક્તિ ૨૩-૨૪) જણાવ્યા પ્રમાણે આ તીર્થનો આ રીતે વિ૦ સં૦ ૧૯૨૦માં ઉદ્ધાર થયો ત્યાં સુધી તો એમાં મૂળનાયક તરીકે શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા જ બિરાજમાન હતી; અને વિ૦ સં૦ ૧૯૨૦માં આ ઉદ્ધાર વખતે શ્રી પાર્શ્વનાથ ભગવાનના

બદલે શ્રી મહાવીરસ્વામીની પ્રતિમાને મૂળનાયક તરીકે બિરાજમાન કરીને શ્રી પાર્શ્વનાથની પ્રતિમાને પાછળની દેરીમાં પધરાવવામાં આવી હતી.[૧૨] મૂળનાયકની ફેરબદલીની બાબતમાં બીજો મત એવો છે કે આ ફેરફાર વિ૰ સં૰ ૧૬૨૨માં કરવામાં આવ્યો હતો. આ બન્ને અભિપ્રાયોની વિચારણા–મીમાંસા કરી શકાય એવી કેટલીક સામગ્રી ઉપલબ્ધ છે.[૧૩]

## તીર્થની છેલ્લી બેહાલીનો સંભવિત સમય

ભદ્રેશ્વરના ઠાકોરે આ તીર્થનો કબજો ક્યારે લીધો અને કેટલા વખત સુધી ચાલુ રાખ્યો એની ચોક્કસ માહિતી નથી મળતી, પણ કેટલાંક વર્ષ માટે આ તીર્થ જૈનોના હાથમાંથી આ ઠાકોરના હાથમાં ગયું હતું એટલું તો લાગે જ છે. વળી, વિ૰ સં૰ ૧૮૮૬માં સર ચાર્લ્સ વૉલ્ટરે

---

૧૨. આ શિલાલેખમાંનું આ બાબતને લગતું લખાણ આ પ્રમાણે છે : " तथैव पूर्वं श्रीपार्श्वनाथप्रतिमा मूलनायकत्वेनाभूत् तां च पार्श्वे संस्थाप्य मूलनायकपदे श्रीमहावीरजिनप्रतिमा रक्षते इत्थ इतः परमिदं चैत्यं श्रीमहावीरजिनमत्क सञ्जातमित्यर्वाचीनकालीनो[ऽ]यमितिहासः ।" (તેમ જ પહેલાં મૂળનાયક તરીકે શ્રી પાર્શ્વનાથની પ્રતિમા હતી; અને તેને પાછળ પધરાવીને મૂળનાયકપદે શ્રી મહાવીર જિનની પ્રતિમા રક્ષણ કરે છે.આ રીતે આ પછી ચૈત્ય શ્રી મહાવીર જિનનું થયું. આ (આ તીર્થનો) અર્વાચીન સમયનો ઇતિહાસ છે.)

આ શિલાલેખમાં જણાવ્યા મુજબ, યતિ શ્રી ખાંતિવિજયજી તથા રાઓ શ્રી દેશળજી બાવા બીજાના સહકારથી આ તીર્થનું જે કંઈ સમારકામ થયું તે શ્રી દેશળજી બાવા બીજાના વિ૰ સં૰ ૧૯૧૭માં થયેલ સ્વર્ગવાસ પછીના થોડાંક (૨–૩) વર્ષમાં જ એટલે કે વિ૰ સં૰ ૧૯૨૦ આસપાસ થયું હોવું જોઈએ, એટલે નવા મૂળનાયક તરીકે શ્રી મહાવીરસ્વામીની ગભારામાં પ્રતિષ્ઠા અને જૂના મૂળનાયક શ્રી શામળિયા પાર્શ્વનાથની પાછળની દેરીમાં પધરામણી પણ આ જ અરસામાં થઈ હતી.

પણ આ મંદિરનું આવું સમારકામ થયા પછી તેમ જ યતિ શ્રી ખાંતિવિજયજીના સ્વર્ગવાસ પછી, વિ૰ સં૰ ૧૯૩૦ની સાલમા (સને ૧૮૭૪માં) જ્યારે ડૉ. જેમ્સ બર્જેસે આ તીર્થની મુલાકાત લીધી હતી ત્યારે શામળિયા પાર્શ્વનાથની શ્યામ મૂર્તિ એમણે ગભારાના જમણી બાજુના ખૂણામાં જોઈ હતી, એમ એમની નોંધ ઉપરથી સ્પષ્ટ જાણી શકાય છે. આનો અર્થ એ થાય છે કે શ્રી શામળિયા પાર્શ્વનાથની પ્રતિમા છેલ્લા જીર્ણોદ્ધારની પ્રતિષ્ઠા વખતે–વિ૰ સં૰ ૧૯૩૯ની સાલમાં–મંદિરની ભમતીની પાછળની ૨૫મા નંબરની મધ્યવર્તી મોટી દેરીમાં પધરાવવામાં આવી હોવી જોઈએ. વળી, 'સ્વદેશ''ના વિ૰ સં૰ ૧૯૮૦ દીપોત્સવી અંકમાં છપાયેલ શ્રી ભદ્રેશ્વર તીર્થ સંબંધી લેખમાં (પૃ૰ ૭૮) શ્રી વ્રજલાલભાઈ છાયાએ આ બાબતમાં લખ્યું છે કે "સૌથી છેલ્લી શામળા પાર્શ્વનાથની મૂર્તિ હતી; પણ સંવત ૧૯૫૦ના વૈશાખ માસમાં જ્યારે બાવન દેહરીઓની સ્થાપના થઈ ત્યારે આ મૂર્તિને મૂળ સ્થાનથી ઉત્થાપન કરી, પાછળના વચલી દહેરીઓમાંની એકમાં સ્થાપવામાં આવી."

આ પ્રમાણે શ્રી પાર્શ્વનાથની પ્રતિમા વિ૰ સં૰ ૧૯૨૦ પછીના ગમે તે સમયે દેરાસરના પાછળના ભાગમાં પધરાવવામાં આવી હોય તો પણ, તે પહેલાંના સમયથી આ તીર્થ ભગવાન મહાવીરસ્વામીના તીર્થ તરીકે ઓળખાવા લાગ્યું હતું એ હકીકતમાં કશો બાધ નથી આવતો.

૧૩. જૂના મૂળનાયક શ્રી શામળિયા પાર્શ્વનાથ અને નવા મૂળનાયક શ્રી મહાવીરસ્વામીની વિ૰ સં૰ ૧૬૨૨-ની સાલમાં ફેરબદલી થઈ હતી એ બાબતની ચર્ચા "આપત્તિઓ અને જીર્ણોદ્ધારો" નામના સાતમા પ્રકરણમાં "વિ૰ સં૰ ૧૬૨૨નો શ્રીસંઘનો ઉદ્ધાર" એ મથાળે નીચે આપવામાં આવેલી વિગતોમાં કરવામાં આવી છે.

આ તીર્થને સહાય કરી તે પછીનાં ૧૫-૨૦ વર્ષના અરસામાં કંઈક એવી પરિસ્થિતિ ઊભી થઈ હોવી જોઈએ કે જેને લીધે વિક્રમની વીસમી સદીના આરંભમાં આ તીર્થની બેહાલી ચિંતા અને દુઃખ ઊપજે એટલી વધી ગઈ.

## જીર્ણોદ્ધારની જરૂર

એમ લાગે છે કે અંગ્રેજ સત્તાધીશોએ આ તીર્થની જે દેખભાળ કરી અને યતિ શ્રી ખાંતિવિજયજીના પ્રયત્નથી અને મહારાઓશ્રી દેશળજી બાવા બીજાની પ્રેરણા અને સહાયથી જૈન સંઘે આ તીર્થની સાચવણી માટે જે કામગીરી બજાવી તે જીર્ણોદ્ધાર કહી શકાય એવી મોટી નહીં પણ તાત્કાલિક જરૂરપૂરતા સમારકામ જેવી હોવી જોઈએ. આ દેરાસરના રંગમંડપમાંના મોટા સંસ્કૃત શિલાલેખમાંના "किंचित् जीर्णचैत्यस्य समारचना कृता" એ શબ્દો પણ આ ભાવનું જ સૂચન કરે છે. એટલે આ તીર્થને લાંબા સમય માટે સુરક્ષિત કરવા માટે એનો મોટો જીર્ણોદ્ધાર કરાવવાની જરૂર તો ઊભી જ હતી. અને યતિ શ્રી ખાંતિવિજયજી એ માટે શું કરવું એનો માર્ગ પણ શોધતા રહેતા હતા.

ઝંખના, નિષ્ઠા અને પ્રયત્નમાં સચ્ચાઈનું આંતરિક બળ હોય છે, તો કુદરત કહો તો કુદરત, પરમેશ્વર કહો તો પરમેશ્વર અથવા ભવિતવ્યતા કહો તો ભવિતવ્યતા, એના તરફથી અજ્ઞાતપણે, છતાં માનવી મારફત જ, સહાય મળી રહે છે, અને તે પણ સમયસર જ. આ તીર્થના જીર્ણોદ્ધારની બાબતમાં પણ આવું જ બન્યું અને છેવટે યતિ શ્રી ખાંતિવિજયજીનાં ઇચ્છા અને પ્રયત્ન સફળ થયાં. છેલ્લા જીર્ણોદ્ધારનું આવું મોટું કાર્ય કેવી રીતે પાર પડયું એની વિગતો પંડિતવર્ય શ્રી આણંદજીભાઈએ લખાવેલ આ તીર્થના પરિચયમાં (પૃ૦ ૨૭-૨૮) નોંધવામાં આવી છે, જે આ પ્રમાણે છે—

## છેલ્લો જીર્ણોદ્ધાર

"અચળગચ્છના (અંચળગચ્છને અચળગચ્છ તરીકે પણ ઓળખવામાં આવે છે—) તે વખતના ભારત-ભરમાં પ્રખ્યાત વૈદ્ય અને અસાધારણ મોભો ધરાવનાર ભુજપુરના યતિ મહિમાસાગરજી અને એમના ગુરુભાઈ યતિ શ્રી સુમતિસાગરજી મુંબઈથી ભુજપુર આવ્યાનું જાણી, ખાસ ખેપિયો મોકલી, (યતિ શ્રીખાંતિવિજયજીએ) તીર્થમાં બોલાવ્યા ને (કહ્યું કે) આપના જેવા મોટા માણસોને તીર્થના ઉદ્ધારનો યશ લેવા જેવો છે. શહેરના આગેવાનો અને ગામોના ભુજપુરના શેઠ વજપાલ ઉકેડા, પટેલ જાવડ ચાંપશી, નવાવાસના પાસુભાઈ અને આસુભાઈ વાગજી વગેરેને ઉત્તેજિત કર્યા ને બધાને તીર્થોદ્ધાર પાછળ લગાડયા."

પંડિત શ્રી આણંદજીભાઈની આ નોંધ ઉપરથી પણ લાગે છે કે વિ૦ સં૦ ૧૯૨૦ ના અરસામાં આ તીર્થના ઉદ્ધાર માટે જે કામ થયું હતું તે તાત્કાલિક અને કામચલાઉ સમારકામ જેવું હતું, અને તેથી તીર્થનો સંપૂર્ણ જીર્ણોદ્ધાર કરવાની જરૂરતો ઊભી જ હતી. વળી, આ માટે તપગચ્છના યતિ શ્રી ખાંતિવિજયજી, કોઈ પણ જાતના ગચ્છવાદની ખેંચતાણમાં અટવાયા વગર, અંચળગચ્છના યતિ શ્રી મહિમાસાગરજી તથા સુમતિસાગરજીને સામેથી ખેપિયા દ્વારા આમંત્રણ

મોકલીને ભદ્રેશ્વરમાં તેડાવે અને તીર્થનો ઉદ્ધાર કરવાની વિનંતિ કરે, એ હકીકત ઉપરથી પણ સમજી શકાય છે કે એમનો આત્મા કેટલો હળુકર્મી હતો, અને ગમે તે ઉપાયે તીર્થનો ઉદ્ધાર કરવાની વાત એમના રોમ રોમમાં કેવી વસી ગઈ હતી. લાગે છે કે તેઓ સાચા ધર્માત્મા પુરુષ હતા.

આ જીર્ણોદ્ધારની ધર્મકથા જેવી પ્રેરક વાતને આગળ ચલાવતાં પંડિત શ્રી આણંદજીભાઈ પોતાની નોંધમાં કહે છે કે—

" એટલામાં લેખમાં ( રંગમંડપમાંનાં મોટા સંસ્કૃત શિલાલેખમાં તથા તેની નીચેના ગુજરાતી શિલાલેખમાં પણ ) જેમનો ઐતિહાસિક ઉલ્લેખ છે, તે માંડવીના ખરતરગચ્છીય પીતાંબર શાંતિદાસવાળા મોણસીભાઈનાં વિધવા ગંગાસ્વરૂપ મીઠીબાઈને જીવલેણ માંદગી લાગુ પડી. બધા વૈદ્યોએ હાથ ખંખેરી નાખ્યા ને મીઠીબાઈ ભુજપુરમા યતિ શ્રી સુમતિસાગરજી રાજવૈદ્યની સારવાર નીચે આવ્યાં ને ચમત્કારી રીતે સારાં થઈ ગયાં. બદલામાં મોટી રકમ આપવાની બાઈએ ઓફર કરી. પરોપકારી યતિએ તે નકારી, ફરી ફરી નકારી, એટલે ભાગ્યશાળી મીઠા બહેને ધર્મકામ ચીંધવા નમ્ર અરજ કરી. રાજ્યવૈદ્ય યતિ શ્રી સુમતિસાગરજીના કાને, ભદ્રેસરથી બોલતા હોય અને અહીં સંભળાતું હોય તેમ, યતિ ખાંતિવિજયજીનો ગેબી અવાજ કાને પડ્યો : " મહારાજ ! ભદ્રેસર તીર્થનું કંઈક કરશો. " રાજ્યવૈદ્ય યતિએ બાઈને આ તીર્થની બિસ્માર હાલત, એના જીર્ણોદ્ધારની તાત્કાલિક અગત્ય ને એનું મહાપુણ્ય સમજાવ્યાં. મીઠીબહેને, પળની ઢીલ કર્યા વિના, તીર્થના જીર્ણોદ્ધાર માટે, પચાસ હજાર કોરીની નાદર રકમ કાઢી આપી. " ૧૪ ( જુઓ, ચિત્ર નં. ૧૯, ૨૦ )

આ લખાણ ઉપરથી જોઈ શકાય છે કે અંચળગચ્છના યતિ શ્રી મહિમાસાગરજી તથા યતિ શ્રી સુમતિસાગરજી પણ યતિ શ્રી ખાંતિવિજયજીની જેમ, ગચ્છવાદના આગ્રહથી મુક્ત અને

---

૧૪. આ જીર્ણોદ્ધારનો ઉલ્લેખ રંગમંડપમાના સંસ્કૃત તેમ જ ગુજરાતી એ બન્ને શિલાલેખોમાં કરવામા આવ્યો છે, તે આ પ્રમાણે છે—

સંસ્કૃત શિલાલેખમાં લખ્યું છે કે : "एतच्च चैत्यमतिपुरातनकालीनत्वेन साम्प्रतमतीवजीर्णं विलोक्य श्रीमांडवीवदरनिवासि-श्रीओसवशावतंस-श्री वृष (द्ध) शाखीय सा ( सा ) शांतिदासश्रेष्ठिसुत सा पीतावर तं । जीवण सं । लघाभिधानां मघ्ये सां ( सा ) जीवण तद्भार्या वीरबाई तत्सुत सा तेजसी तद्भार्या सोनबाई तत्सुत सा मोणसी तद्भार्या मीठीबाइ नाम्न्या श्राविकया जिनधर्मप्रभाविकया स्वभर्तुः संकेतमनुसरत्या कोरो ५०००० पचाशत् सहस्रव्ययेन सांप्रतं संवत् १९३९ वर्षे श्रीखेंगारजी महा राजराज्ये एतस्य श्रीमहावीरजिन प्र( प्रा )सादस्य जीर्णोद्धारमकारीति साम्प्रतकालीनो[ऽ]यमितिहासः । .. .. ... श्रीभुजपुरवास्तव्य ( व्य ) मुं ( मु० ) सुमती( ति )सागर विने( विनय )सागरजीउपदेशा ( शा ) त् ॥ श्री सु ( शु ) भ ॥

ગુજરાતી શિલાલેખ આ પ્રમાણે છે : "શ્રી માંડવીના રેવાશી શા પીતાબર શાતીદાસ હાં શા મોણશી તેજશી ભારજા મીઠીબાઈએ આ મુલ દેરાશર નવો કરાવી જીરણોધાર કરાવ્યો શાં ૧૯૩૯ના માહા સુદ ૧૦ વાર શુકરે શ્રી ભુજપુરના રેવાશી મુા સુમતીસાગર વીનેસાગરજીના ઊપદેશથી. "

આ બન્ને શિલાલેખોનો ભાવ સહેલાઈની સમજી શકાય એવો અને એકસરખો છે. ગુજરાતી શિલાલેખમાં પ્રતિષ્ઠાના વર્ષની સાથે પ્રતિષ્ઠાની તિથિ પણ આપવામાં આવી છે.

ધર્મભક્તિપરાયણ હતા; અને એમણે પણ, યતિ શ્રી ખાંતિવિજયજીની જેમ, ભદ્રેશ્વર તીર્થના જીર્ણોદ્ધારને પોતાનું કામ માની લીધું હતું, એટલું જ નહીં, એ માટે હજારો કોરી જતી કરીને, સાવ નિઃસ્વાર્થ અને નિર્મમ ભાવે, મીઠીબહેનને આ તીર્થના ઉદ્ધાર માટે દાન આપવાની પ્રેરણા આપી હતી. અને ખરતરગચ્છનાં મીઠીબહેન પણ કેવાં ધર્મપ્રિય અને ઉદાર, કે એમણે, સાવ સહજભાવે, પચાસ હજાર કોરી જેવી મોટી રકમની ભેટ પ્રભુના તીર્થના ઉદ્ધાર માટે અર્પણ કરી દીધી!

આ પછી આ જીર્ણોદ્ધારની હૃદયસ્પર્શી કથા પૂરી કરતાં (પૃ૦ ૨૮) પંડિત શ્રી આણંદજીભાઈ નોંધે છે કે—

"સુમતિસાગરજીએ ભુજપુરમાં સંઘોની સભા બોલાવી. જેણે જેટલું આપ્યું તેના પાસેથી તેટલું લીધું. ને તીર્થનો ધમધોકાર જીર્ણોદ્ધાર શરૂ થયા પછી તો રાજ્યવૈદ્ય યતિશ્રી, શહેરી આગેવાનો—શેઠ વીજપાલ ઉકેડા, પાસુભાઈ અને આસુભાઈ વાગજી વિગેરે આગેવાનો—તીર્થના ઉદ્ધાર માટે કમર કસી, દેશભરમાં ઘૂમી વળ્યા ને લાખો દ્રવ્ય એકઠું કર્યું. આ થતાં સંવત ૧૯૩૪નો અરસો આવ્યો. બધા તીર્થમાં ભેળા થયા ને ફાગણ સુદમાં કચ્છના શ્રીસંઘોનો આ તીર્થમાં ધ્વજ-મહોત્સવનો મેળો શરૂ કર્યો અને પછી પ્રતિ વર્ષે ફાગણ સુદમાં દેશભરમાંથી હજારો યાત્રાળુઓ ઊલટવા લાગ્યા. લગભગ ૨૫ વર્ષ લગી જીર્ણોદ્ધારનું કામ ચાલ્યું ને પૂરું થતું આવતું હતું ત્યારે પરમ પ્રભાવક તપગચ્છીય યતિ ખાંતિવિજયજી પરમ સંતોષ અને આત્માનંદ સાથે, તીર્થોદ્ધાર નિહાળતા દેહ છોડી ગયા. પણ રાજ્યવૈદ્ય યતિ શ્રી સુમતિસાગરજીએ આગેવાની લીધી ને તીર્થવિકાસનું કામ ચાલુ જ રહ્યું. સંવત ૧૯૫૦ ફાગણ માસમાં, લગભગ અર્ધો લાખ જનસંખ્યાની હાજરીમાં, ભારે દમામથી એની પ્રતિષ્ઠા થઈ. સંવત ૧૯૩૯મા સદ્ગત ત્રીજા ખેંગારજી બાવાની સદર પંચાયતે અને રીજન્સી કાઉન્સીલે, કાંઈ પણ લીધા વગર, તીર્થને ફરતી બે લાખ ચોરસ ફૂટ જમીન આપી."

## એક ખુલાસો

પંડિતવર્ય શ્રી આણંદજીભાઈની નોંધ અહીં પૂરી થાય છે. એમાં આ તીર્થના જીર્ણોદ્ધાર પછી એની પ્રતિષ્ઠા વિ૦સં૦ ૧૯૫૦ના ફાગણ માસમાં થયાનું લખ્યું છે, પણ જિનમંદિરના રંગમંડપમાં લગાવવામાં આવેલ મોટા સંસ્કૃત શિલાલેખમાં આ જીર્ણોદ્ધાર વિ૦સં૦ ૧૯૩૯માં થયાનું નોંધ્યું છે; અને એની નીચેના આ જીર્ણોદ્ધારને લગતા ગુજરાતી શિલાલેખમાં પણ જીર્ણોદ્ધાર વિ૦સં૦ ૧૯૩૯ના માહ સુદિ ૧૦ને શુક્રવારે થયાનું સ્પષ્ટ નોંધ્યું છે. તો પછી પંડિત શ્રી આણંદજીભાઈની નોંધમાં પ્રતિષ્ઠા વિ૦સં૦ ૧૯૫૦ના ફાગણમાં થયાનું લખ્યું છે તેનો મેળ કેવી રીતે બેસારવો?

આનો ખુલાસો કંઈક આ પ્રમાણે કરી શકાય: વિક્રમ સંવત ૧૯૪૯ની સાલમાં ફાગણ માસમાં આ તીર્થમાં મેળો ભરાયો તે વખતે તીર્થની પેઢીનું નામ "વર્ધમાન કલ્યાણજી" એવું નક્કી કરવામાં આવ્યું હતું. સાથે સાથે એમ પણ નક્કી કરવામાં આવ્યું હતું કે મુખ્ય જિનમંદિરને ફરતી બાવન દેરીઓ છે, તેમાં એક દેરી માટે જેમના તરફથી ત્રણ સો કોરીની મદદ મળે એમના નામની તકતી એ દેરી ઉપર મૂકવી. આ પછી એકાદ વર્ષમાં શ્રી વર્ધમાન કલ્યાણજીના નામની

તીર્થની પેઢીનું બંધારણ તૈયાર કરીને વિ૰સં૦ ૧૯૫૦ના વૈશાખ વદિ બીજને સોમવારના રોજ[૧૫] એને મંજૂર કરીને પેઢીની રીતસર સ્થાપના કરવા માટે તેમ જ દેરીઓ ઉપર તકતીઓ મૂકવા માટે કચ્છના ગામેગામના સંઘો ભદ્રેશ્વરમાં મળ્યા હતા; અને એમાં હજારો માણસો તીર્થની યાત્રાએ આવ્યા હતા. આ ઉપરથી પંડિતશ્રી આણંદજીભાઈએ જીર્ણોદ્ધાર પામેલ દેરાસરની પ્રતિષ્ઠા વિ૰સં૦ ૧૯૫૦ના ફાગણ માસમાં થયાનું નોંધ્યું હોવું જોઈએ, એમ લાગે છે.

## ત્રણ ગચ્છોનો ત્રિવેણીસંગમ

પણ આ હકીકતફેર વિશેષ મહત્ત્વનો નથી. આમાં ખરું મહત્ત્વ તો આ જીર્ણોદ્ધારની પાછળની ભાવનાનું અને એ માટે બધાએ દાખવેલી અંતરની ઉદારતાનું છે. તપગચ્છના એક યતિશ્રીના અંતરમાં આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવવાની તીવ્ર ઝંખના જાગે; અંચળગચ્છના એક યતિજી એ ભાવનાને ઝીલીને એ કામને પોતાનું માનીને એમાં પોતાનો પૂરો યોગ પરોવી દે, અને ખરતર-ગચ્છના એક ધર્મપ્રેમી બહેન એ માટે મુખ્ય સહાય આપે; અને એ રીતે, ત્રણે ગચ્છોની શુભ નિષ્ઠાને લીધે સધાયેલા ભાવનાત્મક ત્રિવેણીસંગમને લીધે, આ તીર્થનો જીર્ણોદ્ધાર થવા પામે—આ પ્રકારના જુદા જુદા ગચ્છોના સક્રિય અને હાર્દિક એખલાસના દાખલાઓ બીજે મળવા મુશ્કેલ છે; વિરલ–અતિવિરલ કહી શકાય એવી આ બાબત છે. આ તીર્થ જેમ જુદા જુદા ગચ્છોનાં ધર્મસ્થાપત્યોથી ગૌરવશાળી, શાંતિનું ધામ અને મૈત્રીભાવના ભગવાન તીર્થંકરના ધર્મસંદેશનું નિમિત્ત બન્યું છે, તેમ જુદા જુદા ગચ્છોના સુમેળથી કરવામાં આવેલ આ તીર્થનો છેલ્લો જીર્ણોદ્ધાર પણ વિશેષ ગૌરવશાળી બનવાની સાથે સહધર્મી ભાવનાનો કંઈક અનોખો બોધપાઠ આપી જાય છે.

અને, જાણે આ જીર્ણોદ્ધારમાં ગચ્છ-ગચ્છ વચ્ચેની સદ્ભાવના, મૈત્રી અને શુભ નિષ્ઠાનું ખમીર સિંચાયું હોય એમ, આ જીર્ણોદ્ધાર એવો મજબૂત બન્યો કે ત્યાર પછી, અત્યાર સુધીના નવેક દાયકા જેટલા લાંબા સમય પછી પણ, એમાં જીર્ણોદ્ધાર કહેવો પડે એવું મોટું સમારકામ કરાવવાની જરૂર નથી પડી; પણ સામાન્ય સમારકામ તથા પ્લાસ્ટર અને રંગરોગાન જેવાં ચાલુ કામોથી તીર્થની સાચવણીનું કાર્ય સારી રીતે ચાલ્યું છે અને આ તીર્થની લોકપ્રિયતામાં અને એના પ્રત્યેની શ્રીસંઘની ભક્તિમાં પણ ઉત્તરોત્તર વધારો થતો રહ્યો છે.

આ તીર્થનો મહિમા વધારવામાં જે બે બાબતોએ મહત્ત્વનો ફાળો આપ્યો છે, એની કેટલીક વિગતો પણ આ પ્રકરણમાં જ આપવી ઉચિત છે. આ બે બાબતોમાં પહેલી બાબત છે, અહીં દર વર્ષે ભરવામા આવતો યાત્રા-મેળો; અને બીજી છે, પાટણનિવાસી (મુંબઈમાં વસેલા) શ્રેષ્ઠી-વર્ય શ્રી નગીનદાસ કરમચંદ સંઘવીએ કાઢેલ શ્રી કચ્છ-ભદ્રેશ્વર અને ગિરનાર તીર્થનો મોટો સંઘ,

## યાત્રા–મેળો

દેરાસરના રંગમંડપમાંના મોટા શિલાલેખમાં (પંક્તિ ૨૮, ૨૯, ૩૦) વિ૰સં૦ ૧૯૩૪માં

૧૫. પેઢીની જનરલ સભાની કાર્યવાહીની નોંધના ચોપડામાં પેઢીનું બંધારણ આ તિથિએ મંજૂર કર્યાની અને એનો અમલ પણ આ તિથિથી જ શરૂ કરવાનો નિર્ણય કર્યાની નોંધ કરવામાં આવે છે.

સંઘના મનમાં દર વર્ષે ફાગણ સુદિ આઠમના દિવસે યાત્રા-મેળો ભરવાનો વિચાર આવ્યો એમ લખ્યું છે.[૧૬]

પંડિત શ્રી આણંદજીભાઈએ પોતાની નોંધમાં "આ થતાં સંવત ૧૯૩૪નો અરસો આવ્યો. બધા તીર્થમાં ભેળા થયા ને ફાગણ સુદમાં કચ્છના શ્રીસંઘોનો આ તીર્થમાં ધ્વજ-મહોત્સવનો મેળો શરૂ કર્યો" એમ લખ્યું છે. આ રીતે તેઓએ આ નોંધમાં મેળો ફાગણ માસમાં ભરવાનું અને એને ધ્વજ-મહોત્સવ તરીકે ઓળખવાનું લખ્યું હોવા છતાં એમાં મેળાની તિથિ લખી નથી.

મુનિરાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી) મહારાજે એમના "જૈન તીર્થોનો ઇતિહાસ" પુસ્તક (પૃ૦૧૪૨)માં આ યાત્રા-મેળા અંગે "અહીં દર વર્ષે મહાવદિ ૧૦ના રોજ મોટો મેળો ભરાય છે" એમ લખ્યું છે, પણ આનું સમર્થન બીજા કોઈ ગ્રંથ કે પુરાવાથી થતું હોય એમ જાણી શકાયું નથી. અને છેલ્લા જીર્ણોદ્ધાર પછી આ જિનમંદિરની પ્રતિષ્ઠા વિ૦સં૦ ૧૯૩૯ના માહ સુદિ ૧૦ને શુક્રવારે થયાનું રંગમંડપમાંના ગુજરાતી શિલાલેખમાં સ્પષ્ટ લખ્યું છે, એટલે જો માહ મહિનામાં જ મેળો ભરવાનો નિર્ણય કરવામાં આવ્યો હોય તો તે માટે માહ વદિ ૧૦ના બદલે માહ સુદિ ૧૦ની તિથિ જ નક્કી કરવામાં આવી હોત. પણ, બીજા ઉલ્લેખોની જેમ, ખુદ આ ગ્રંથમાં (પૃ૦૧૪૮) જ "ભદ્રેશ્વરમાં ફા૦ સુ૦ ૩–૪–૫નો મેળો ભરાય છે. પાંચમે ઉત્સવપૂર્વક ધ્વજા ચઢાવવામાં આવે છે. આ વખતે હજારો માણસોની હાજરી હોય છે" એમ લખવામાં આવ્યું છે, તે ઉપરથી પણ આ યાત્રામેળો માહ વદિ ૧૦ના ભરાતો હોવાની આ ગ્રંથમાં અગાઉ નોંધેલી વાત બિનપાયાદાર ઠરે છે.

વળી, રંગમંડપમાંના મોટા શિલાલેખમાં મેળાની તિથિ ફાગણ સુદિ ૮ની નોંધેલી હોવા છતાં મુનિરાજ શ્રી હંસવિજયજી મહારાજે, એમણે રચેલ "પ્રશ્નોત્તર પુષ્પમાલા" પુસ્તકમાં (પૃ૦૨૬૯-૨૭૩) આ આખા શિલાલેખનો અનુવાદ–સારાંશ આપ્યો છે, તેમાં (પૃ૦૨૭૨-૨૭૩) આ યાત્રા-મેળાને લગતા ભાગનો અનુવાદ આ પ્રમાણે આપ્યો છે–

"શ્રીસંઘના ચિત્તમાં પરમ હિતકર પ્રશંસનીય લાગણીવાળો અભિપ્રાય ઉત્પન્ન થયો કે ઈહાં પ્રતિ વર્ષે ફાગણ માસમાં સર્વ સંઘનો મોટો મેળો ભરી આ તીર્થની મોટા આડંબરથી યાત્રા પ્રવર્તાવીએ તો ઠીક. તે જિજ્ઞાસાને અમલમાં મૂકવા દૃઢ નિશ્ચય થતાં સંવત ૧૯૩૪ના વર્ષથી મેલાવડાની શરૂઆત થઈ. ત્યારથી વર્ષોવર્ષ હજારો માણસોનો મેળો ફાગણ સુદ ૫ ઉપર ભરાય છે, અને જલયાત્રાનો વરઘોડો કાઢવાપૂર્વક શિખરો ઉપર ધ્વજાઓ ચઢાવવામાં આવે છે."

મુનિરાજ શ્રી હંસવિજયજી મહારાજે કરેલ આ ભાગના આ અનુવાદ ઉપરથી જોઈ શકાય છે કે મૂળ સંસ્કૃત શિલાલેખમાં ફાગણ સુદિ ૮ લખેલ હોવા છતાં એમણે પોતાના અનુવાદમાં "ફાગણ સુદિ પાંચમ" એવો સુધારો કર્યો છે.

---

૧૬. આ મેળો ભરવાના શ્રીસંઘના નિર્ણય અંગે આ શિલાલેખમાં લખ્યું છે કે "श्री संघस्य प्रचूरपुन्य-प्राग्भारमहिम्नाऽद्यावधि विजयमानमवलोक्य श्रीसंघचिन्ते भाविपरमहितकारकोऽतिशयसुप्रमस्तो ऽयमभिप्रायो समजनि, यदुतात्र चेत्ये प्रतिवर्षं फाल्गुन शुक्लाष्टम्यां सर्वंसंघं मिलयित्वा महताऽऽडम्बरेण यात्रा प्रवर्तयितव्येति ।"

એમણે આમ શા માટે કર્યું હશે, એનો ખુલાસો એ છે કે આ મેળો ભરવાની શરૂઆત વિ૦ સં૦ ૧૯૩૪થી થઈ હતી, અને એમણે આ પુસ્તક, ૩૩ વર્ષ પછી, વિ૦ સં૦ ૧૯૬૭માં પ્રગટ કર્યું હતું; એટલે એમણે મેળો જે તિથિએ ભરાતો હતો તે પ્રત્યક્ષ જાણીને તથા જોઈ ને જ અનુવાદમાં આવો વાસ્તવિક ફેરફાર કરવાનું મુનાસિફ માન્યું હશે.[૧૭]

આ તો આ મેળાની તિથિની બાબતમાં નોંધાયેલ ફેરફારની કેટલીક સામાન્ય વાત થઈ. મુખ્ય વાત આ યાત્રા-મેળાનો કચ્છના સંઘમાં ઘણો મહિમા છે અને તે ફાગણ સુદિ ૩–૪–૫ એ ત્રણ દિવસો સુધી ભરાય છે, અને પાંચમના દિવસે મંદિરનાં શિખરો ઉપર ધજાઓ ચડાવવામાં આવે છે એ છે એટલે પંડિત શ્રી આણંદજીભાઈએ આ ઉત્સવને "ધ્વજ-મહોત્સવ" તરીકે બિરદાવેલ છે તે બિલકુલ યથાર્થ છે.[૧૮]

## શેઠ શ્રી નગીનદાસ કરમચંદનો મહાન સંઘ

ધર્મપર્વોની જેમ યાત્રાધામો પણ ધર્મસંસ્કૃતિનું વિશિષ્ટ અંગ લેખાય છે; અને તેથી તીર્થયાત્રા અને સમૂહયાત્રાના સંઘોનો મહિમા ખૂબ વર્ણવવામાં આવ્યો છે. જીવનમાં ધર્મભાવનાની પ્રતિષ્ઠા કરવાનો અને જનસમૂહમાં ધર્મશાસનની પ્રભાવના કરવાનો આ પણ એક ઉત્તમ ઉપાય છે. જૈન ધર્મમાં તો ઠેર ઠેર તીર્થયાત્રાના મહત્ત્વનાં ગુણગાન કરવામાં આવ્યાં છે, અને છેક પ્રાચીન સમયથી તીર્થયાત્રાના નાના-મોટા અસંખ્ય સંઘો નીકળતા રહ્યા છે.

કચ્છનું શ્રી ભદ્રેશ્વર-વસઈ જૈન તીર્થ એક પ્રાચીન અને મહિમાવંતું તીર્થ છે. અને તેથી પ્રાચીન સમયથી એના નાના-મોટા સંખ્યાબંધ યાત્રાસંઘો, સમયે સમયે, ભાવિક ભાઈઓ-બહેનો દ્વારા, નીકળતા જ રહ્યા છે. આ મહાતીર્થના જે સંઘો છેલ્લા સૈકા દરમ્યાન નીકળ્યા છે, એમાં પાંચેક દાયકા પહેલાં (વિ૦સં૦ ૧૯૮૩ની સાલમાં) પાટણના મુંબઈનિવાસી સુપ્રસિદ્ધ શ્રેષ્ઠીવર્ય શ્રી નગીનદાસ કરમચંદ સંઘવીએ કાઢેલો શ્રી કચ્છ-ભદ્રેશ્વર-ગિરનારની યાત્રાનો સંઘ સુવર્ણકળશ સમો શોભી રહે એવો અને ખૂબ ગૌરવશાળી મહાસંઘ હતો. આ મહાસંઘે જાણે જૈન સંઘમાં ભદ્રેશ્વરતીર્થની યાત્રાનો ઉદ્ધાર કર્યો હોય, એ યાત્રાનો માર્ગ વિશેષ મોકળો બનાવ્યો હોય અને શ્રીસંઘના અંતરમાં આ તીર્થની યાત્રા માટે વિશેષ તમન્ના જગાવી હોય, એમ જ લાગે છે.

શ્રી શત્રુંજય ગિરિરાજના રખોપાની વાર્ષિક રૂ.૧૫૦૦૦)ની રકમનો શ્રી પાલીતાણા રાજ્યનો કરાર સને ૧૯૨૫માં પૂરો થયો હતો, એટલે પાલીતાણાના દરબારશ્રીએ એ રકમમાં અસાધારણ

૧૭. "સ્વદેશ"ના વિ૦ સં૦ ૧૯૮૦ના અંકમાં (પૃ૦ ૭૮) શ્રી વ્રજલાલભાઈ છાયાએ આ મેળા અંગે લખ્યું છે કે: "અહીં દર વર્ષે ફાગણ સુદમાં ચાર દિવસ સુધી મેળો ભરાય છે, જેમાં પાંચથી છ હજાર સુધી માણસો એકઠા થાય છે."

૧૮. તા. ૨૭–૪–૧૯૨૯ના રોજ મળેલ ટ્રસ્ટીમંડળની સભાએ આ મેળાની કંકોતરીમાં "મેળા" શબ્દના બદલે "યાત્રા" શબ્દ મૂકવાનું નક્કી કર્યું હતું, ત્યારથી આ મેળાને "યાત્રા" કહેવામાં આવે છે. મેં આ બન્ને શબ્દોનો મેળ કરીને "યાત્રા-મેળા" એવો શબ્દપ્રયોગ અહીં કર્યો છે.

વધારો કરીને નવો કરાર કરી આપવાની માગણી કરી હતી. આને લીધે પાલીતાણા રાજ્ય અને જૈન સંઘ વચ્ચે ક્લેશ ઊભો થવા પામ્યો હતો, અને અંગ્રેજ સરકારના પ્રતિનિધિ શ્રી વોટસને આ રકમ વધારીને એક લાખની કરી આપવાનો અન્યાયી ફેંસલો આપ્યો, એની સામે જૈન સંઘે, પોતાનો અણગમો જાહેર કરીને, શ્રી શત્રુંજય તીર્થની યાત્રાનો જ બહિષ્કાર કર્યો હતો. આ બહિષ્કારનો આ સમય હતો.

આ અરસામાં શેઠશ્રી નગીનદાસ કરમચંદ સંઘવીની ઇચ્છા તીર્થયાત્રાનો સંઘ કાઢવાની થઈ. એમણે પોતાની આ ઇચ્છા આચાર્ય મહારાજ શ્રી વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજના પ્રશિષ્ય પંન્યાસજી મહારાજ શ્રી ભક્તિવિજયજી રાધનપુરવાળા (વર્તમાન એકસો વર્ષની ઉંમરના વયોવૃદ્ધ અને ચારિત્રવૃદ્ધ આચાર્ય મહારાજ શ્રી વિજયભદ્ર સૂરીશ્વરજી) આગળ રજૂ કરી. તેઓએ કચ્છ-ભદ્રેશ્વર તીર્થનો સંઘ કાઢવા પ્રેરણા આપી અને શાસનસમ્રાટ આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી પાસે શેઠ શ્રી નગીનદાસભાઈએ પોતાની આ ભાવના વ્યક્ત કરતાં તેઓએ અત્યારે તીર્થાધિરાજ શત્રુંજયની યાત્રા બંધ હોવાથી આ યાત્રાસંઘમાં શ્રી ગિરનાર તીર્થની યાત્રાનો સમાવેશ કરવાની ભલામણ કરીને એમની ભાવનાને વિશેષ પ્રોત્સાહન આપ્યું. છેવટે શેઠશ્રી નગીનદાસ કરમચંદે શ્રીભદ્રેશ્વર-ગિરનારની યાત્રાનો મહાસંઘ કાઢવાનો અનુમોદનીય નિર્ણય કર્યો; અને એ માટે ગામોગામ આમંત્રણો મોકલીને સંઘ માટેની જંગી તૈયારીઓ ઝડપથી કરવા-કરાવવા માંડી.

ગુજરાતના પ્રાચીન પાટનગર પાટણથી વિ૦ સં૦ ૧૯૮૩ના માગશર વદિ ૧૩, તા.૧-૧-૧૯૨૭ના રોજ, મંગળ ચોઘડિયે, શ્રીસંઘે શુભ પ્રયાણ કર્યું. શાસનસમ્રાટ આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી, તીર્થપ્રભાવક સરળપરિણામી આચાર્ય શ્રી વિજયનીતિસૂરીશ્વરજી, પંન્યાસ. શ્રી ભક્તિવિજયજી(રાધનપુરવાળા)અને પંન્યાસ શ્રીભક્તિવિજયજી (સમીવાળા),પં.અનુયોગાચાર્ય શ્રી ખાંતિવિજયજી ગણિ આદિ અનેક સાધુ-મુનિરાજો, સંખ્યાબંધ સાધ્વીજી મહારાજો તેમ જ સેંકડો સહધર્મી ભાઈઓ-બહેનો આ સંઘમાં જોડાયાં હતાં. ચતુર્વિધ સંઘથી શોભતો આ સંઘ જ્યાં પડાવ કરતો ત્યાં સુંદર નગર જ વસી જતું હતું.

આ સંઘ શ્રી શંખેશ્વર મહાતીર્થ, પંચાસર, માંડળ, ઉપરિયાળા થઈને ધ્રાંગધ્રા ગયો અને ત્યાંથી હળવદ,વેણાસર થઈને કચ્છનાં નાનાં-મોટાં સ્થાનોમાં થઈને માહ સુદિ ૧૦ના રોજ ( આ તીર્થના છેલ્લા જીર્ણોદ્ધાર પછી જે તિથિએ પ્રતિષ્ઠા કરવામાં આવી એ તિથિએ જ ) ભદ્રેશ્વર પહોંચ્યો. ત્યાં સુદિ ૧૪ સુધી પાંચ દિવસની સ્થિરતા કરી બધાંએ મન ભરીને એ તીર્થની ભક્તિ કરી અને યાત્રાનો ખૂબ લાભ લીધો. અહીં સંઘવીઓને તીર્થમાળા પહેરાવવામાં આવી હતી.

પછી સંઘે વેણાસર પાછા આવીને સૌરાષ્ટ્રમાં પ્રવેશ કર્યો સૌરાષ્ટ્રનાં અનેક ગામોની યાત્રા કરતો કરતો સંઘ ચૈત્ર વદિ પાંચમના રાજકોટ પહોંચ્યો, અને ત્યાં બે દિવસ સુધી સંઘે સ્થિરતા કરી; અને અહીં એક ભાઈ-બહેનની જોડલીએ અનુયોગાચાર્ય[૧૯] પંન્યાસ શ્રી ખાંતિવિજયજી મહારાજ પાસે દીક્ષા લીધી. આ સંઘ કેટલો મોટો હતો તે "શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા" પુસ્તકમાં

---

૧૯. આ ભાઈ-બહેનની જોડી તે મારા પરમ પૂજ્ય પિતાશ્રી દીપચંદ હિમચંદ દેસાઈ અને અમારાં પૂજ્ય બાળ વિધવા ફોઈ અને અમારા કુટુંબનાં નમાયાં બાળકોનાં હેતાળ માતાશ્રી લહેરી બહેન. મારા પૂજ્ય

# ૫

# ભદ્રાવતી નગરી

ભદ્રાવતી નગરી કેટલી પ્રાચીન છે, એની સ્થાપના ક્યારે થઈ હતી અને એની ચડતી-પડતી ક્યારે અને ક્યાં કારણોસર થઈ તેમ જ એના નામનું પણ પરિવર્તન ક્યારે થયું વગેરે બાબતોનો વિચાર કરવા માટે એ સ્થાનના ઇતિહાસ તથા એની ભૂગોળ એ બન્ને બાબતોને લગતી હકીકતો કે સામગ્રી તપાસવાની રહે છે; કારણ કે સમગ્ર ધરતી અને એના ઉત્થાન-પતન સાથે ભૂગોળ અને ઇતિહાસ એ બંને સંકળાયેલાં જ હોય છે.

સામાન્ય રીતે વિચારીએ તો, એમ કહી શકાય કે, ધરતીની પોતાની કથા તે ભૂગોળ અને માનવીની પોતાની કથા, એનું નામ ઇતિહાસ આ બેમાંથી ગમે તેનો વિચાર કરવો હોય તો એમાં ધરતીનો સંબંધ તો રહેવાનો જ. ધરતીને છોડીને માનવી ન તો જીવી શકે છે કે ન પોતાની સત્તા કે સંપત્તિની લાલસાને અથવા તો પોતાના અહંકારને પોષી શકે છે; અને જીવનસાધના કરીને આત્માનું અને વિશ્વનું શ્રેય કરવાનો પુરુષાર્થ કરવો હોય તો, ત્યાં પણ, પહેલો આધાર ધરતીનો જ જોઈએ. એટલા માટે ધરતીને, સારાં-નરસાં બધાં સંતાનો ઉપર વહાલ વરસાવનાર હેતાળ, સહનશીલ અને ક્ષમાશીલ માતાની ઉપમા આપવામાં આવી છે; ક્ષમા એ તો ધરતીનું જ બીજું નામ છે.

પણ ઉપર જેની સમજૂતી આપવામાં આવી છે, તે ઇતિહાસ અને ભૂગોળના વિભાગો, લોખંડી ચોકઠા જેવી પાકી ચોકાબંધીવાળા, એક-બીજાથી સાવ જુદાં અને સ્વતંત્ર ક્ષેત્રો જેવા નથી. માનવીની કથા અને ધરતીની કથા એ ખરી રીતે, એકબીજીની પૂરક કથાઓ છે; અને આ કથાઓના સંગમને કિનારે સંસ્કૃતિઓ જન્મ ધારણ કરે છે, વિકાસ કરે છે અને, સમય જતાં, ક્યારેક પતન અને વિનાશને પણ પામે છે. ટૂંકમાં, જેમ સુખ-દુઃખની ફૂલગૂંથણીનું નામ સંસાર, તેમ ભૂગોળ અને ઇતિહાસની ફૂલગૂંથણી એટલે દુનિયા.

"ઇતિહાસ" શબ્દનો પૂરેપૂરો અર્થ સમજવામાં આવે તો ઇતિહાસ જાણવાનું અને લખવાનું કામ સીધાં ચઢાણ ચઢવા કરતાંય વધારે અઘરું લાગ્યા વગર ન રહે ઇતિહાસનો અર્થ છે ભૂતકાળની ઘટનાઓનું યથાર્થ અને નિર્વિવાદ જ્ઞાન અને વર્ણન.[1]

## ઇતિહાસની ઝાંખી કેડીઓ

ભદ્રાવતી નગરીનો તેમ જ એ નગરીમાં સ્થપાયેલ વસઈ જૈન તીર્થનો ઇતિહાસ શોધવો

૧. इतिहास શબ્દ સંસ્કૃત ભાષાનો છે, અને તે આ રીતે બન્યો છે : इति+ह+आस. इति એટલે 'એ પ્રમાણે'; ह એટલે 'ખરેખર'; आस એટલે 'હતું'. અર્થાત્ અમુક ઘટના કે વાત "આ પ્રમાણે જ હતી." આ ઉપરથી જોઈ શકાય છે કે કોઈ પણ ઘટનાના નિર્વિવાદ સત્ય જ્ઞાન અથવા કથનને જ ઇતિહાસ કહી શકાય.

અને લખવો હોય તો, અનેક પ્રકારની આધારભૂત સામગ્રીની જરૂર પડે. આવી સામગ્રીમાં સૌથી વધારે પ્રમાણભૂત અને નિર્વિવાદ સામગ્રી પુરાતત્ત્વીય યાને શીલાલેખો અને બીજી સાહિત્યિક ઉલ્લેખો કે આધારો ગણાય. શીલાલેખી સામગ્રીમાં પાષાણ ઉપરના લેખો, પાષાણની કે ધાતુની મૂર્તિઓ ઉપરના લેખો તેમ જ તામ્રપત્રોનો સમાવેશ થાય છે. ગ્રંથસ્થ તથ્યો અને હકીકતો તો ઇતિહાસના આલેખનનો પાયો જ બની રહે છે; અને તે પછી કંઈક ઓછા આધારરૂપ કહી શકાય એવી અને ઇતિહાસના આલેખનમાં વિવેક અને ઝીણવટપૂર્વક ઉપયોગ કરવા જેવી સામગ્રી તે પુરાણકથાઓ, લોકકથાઓ, દંતકથાઓ તેમ જ અનુશ્રુતિઓ લેખી શકાય.

આમ જોઈએ તો, ભદ્રાવતી નગરી અને ભદ્રેશ્વર-વસઈ જૈન તીર્થની બાબતમાં આવી દરેક પ્રકારની સામગ્રી અધિક કે ઓછા પ્રમાણમાં ઉપલબ્ધ તો થાય જ છે; અને છતાં, આ બધી સામગ્રીનું યથાશક્ય અધ્યયન-અવલોકન કરતાં, આ નગરીનો અને આ તીર્થનો શુદ્ધ અને નિઃશંક કહી શકાય એવો ઇતિહાસ લખવામાં યથાર્થ માર્ગદર્શન કરાવી શકે એવી વિશેષ આધારરૂપ અન્ય સામગ્રીની અપેક્ષા રહે જ છે. અત્યાર સુધીમાં આ બંને બાબતોમાં (તેમ જ આ તીર્થના ઉદય અને અસ્તનો ખ્યાલ આપતી ઘટનાઓની બાબતમાં પણ), જે સામગ્રી ઉપલબ્ધ થઈ છે, તેને ઇતિહાસની આછી-પાતળી અને ઝાંખી કેડીઓ જ કહી શકાય એવી છે. એટલે એને આધારે આ બન્નેના ઇતિહાસને શોધી કાઢવાનું કામ, ડગલે ને પગલે, મુસીબત અને મૂંઝવણથી ભરેલું લાગ્યા કરે છે. પણ આ નગરી અને આ તીર્થના ઇતિહાસની શોધની બાબતમાં જ આવી સ્થિતિ પ્રવર્તે છે, એવું નથી; ભૂતકાળની બધી ઘટનાઓ ઉપર ચડી ગયેલાં સમયનાં પડ-પોપડાંને ઉખેળીને એની અંદર છુપાઈ રહેલ એના સાચા સ્વરૂપને પામવાનું કામ હમેશાં આવું જ કપરું હોય છે. એટલે આ બન્ને બાબતમાં જે કંઈ સામગ્રી ઉપલબ્ધ છે, એનો વિવેકપૂર્વક ઉપયોગ કરીને એના ઇતિહાસનું નિરૂપણ કરવાનો યથાશક્ય પ્રયત્ન કરવો એ જ મુખ્ય વાત છે.

## નગરીની વાત

**નગરીની પ્રાચીનતા**—આ નગરી કેટલી પ્રાચીન છે એ બાબતમાં નિશ્ચિત જવાબ આપી શકાય એવી સામગ્રી હજી ઉપલબ્ધ થવી બાકી છે. નામના સરખાપણાને લીધે, એકાદ સૈકા પહેલાં, આ નગરીને હિંદુધર્મની માન્યતા મુજબના[2] મહાભારતયુગમાં મૂકીને એ ચાર-પાંચ હજાર વર્ષ કરતાં પણ વધુ પ્રાચીન હોવાનું સૂચન શ્રી આત્મારામ કેશવજી દ્વિવેદીએ સને ૧૮૭૬માં રચેલ એમના "કચ્છ દેશનો ઇતિહાસ" નામે પુસ્તકમાં (પૃ૦ ૨-૩) કર્યું છે, જે આ પ્રમાણે છે—

"ભદ્રાવતી નગરી જેના હાલ ભદ્રેશ્વર પાસે ખંડેર છે તે ભારતમાં[3] લખેલા યુવનાશ્વ રાજાની નગરી હતી,

૨. જૈન કાળગણના પ્રમાણે મહાભારતનો સમય ૮૪-૮૫ હજાર વર્ષ જેટલો જૂનો છે.

૩. જે ગ્રંથ સમય જતાં "મહાભારત" નામે ઓળખાતો થયો, તે શરૂઆતમાં "ભારત" તરીકે જાણીતો હતો અને એ એક લાખ શ્લોક જેટલો મોટો નહીં પણ આશરે દશ હજાર શ્લોક જેટલો જ હતો. પછી, સમયના વહેવા સાથે, એનો વિસ્તાર વધતો ગયો અને છેવટે એ ગ્રંથ એક લાખ શ્લોકપ્રમાણ બની ગયો.

જેમાંથી પાંડવોને અશ્વમેધ યજ્ઞ વાસ્તે પંચકલ્યાણી ઘોડો મળ્યો હતો. એ જગ્યાએ વસઈનાં જૂનાં મંદિરો જોવા લાયક છે."

કચ્છની ભદ્રાવતી નગરી એ જ મહાભારત યુગની યુવનાશ્વ રાજાની ભદ્રાવતી નગરી, એ વાતનું પ્રતિપાદન કરતો ઉપરનો ઉલ્લેખ જૂનામાં જૂનો (એકસો વર્ષ જેટલો જૂનો) છે; અને એ ઉલ્લેખ પ્રમાણભૂત છે, એમ માનીને એ વાતનો સારા પ્રમાણમાં પ્રચાર તથા સ્વીકાર પણ કરવામાં આવ્યો છે "મારી કચ્છ યાત્રા" (પૃ૦ ૭૦), 'જૈન તીર્થોનો ઈતિહાસ" (પૃ૦ ૧૪૧) અને "જૈન તીર્થ સર્વ સંગ્રહ" (પૃ૦ ૧૩૮) એ ત્રણે જૈન ગ્રંથોમાં આ વાત નોંધવામાં આવી છે. આ ઉપરાંત "શ્રી જગડૂચરિત"ની પ્રસ્તાવનામાં (પૃ૦ ૧૧) તથા "કચ્છનું સંસ્કૃતિદર્શન"માં (પૃ૦ ૮૯) પણ આ વાતનો ઉલ્લેખ થયેલો છે.

મહાભારત યુગની યુવનાશ્વ રાજાની ભદ્રાવતી નગરી એ જ કચ્છની ભદ્રાવતી નગરી, એ મતલબનો ઉપરનો ઉલ્લેખ જોઈને મને થયું કે મહાભારત, શ્રીમદ્ ભાગવત કે બીજા કોઈક પુરાણમાંથી આ વાતનું સમર્થન કરતા શ્લોકો મળી આવે તો એ અહીં નોંધવા જોઈએ; અને એમ સમજીને એને શોધવાનો પ્રયત્ન કર્યો તો જુદા જ પ્રકારની હકીકત જાણવા મળી, અને એ ઉપરથી ઊલટું એવું નિશ્ચિત તારણ નીકળ્યું કે મહાભારતયુગની ભદ્રાવતી નગરી અને કચ્છમાંની ભદ્રાવતી નગરી એ એક જ નહીં પણ બે જુદી જુદી નગરીઓ છે! આની વિગતો આ પ્રમાણે છે—

શ્રી ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરીકૃત "પૌરાણિક કથાકોષ"માં (પૃ૦ ૪૩૪) આ નામની નગરીનો પરિચય આ પ્રમાણે મળે છે—

"યૌવનાશ્વ (૩)—હસ્તિનાપુરના પૂર્વભાગમાં આવેલ ભદ્રાવતીનો રાજા–તેની રાણીનુ નામ પ્રભાવતી-તેની પાસે શ્યામકર્ણ નામે અશ્વ–તે યુધિષ્ઠિરને અશ્વમેધને માટે જરૂરી હોવાથી ભીમસેને જઈ તેની પાસેથી હાથ કર્યો." (જૈમિનિ અશ્વમેધ, અ૦ ૧–૭)

આ ઉપરાંત શ્રી નંદલાલ ડેએ Geographical Dictionary of Ancient and Mediaeval India નામે ગ્રંથ લખ્યો છે, તેનો અનુવાદ શ્રી ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરીએ "ભૌગોલિક કોષ" નામે કર્યો છે, તેમાં (પૃ૦ ૧૯૦) ભદ્રાવતી નગરીનું જે વર્ણન આપવામાં આવ્યું છે તે પણ મહાભારત યુગની ભદ્રાવતી નગરી અને કચ્છની ભદ્રાવતી નગરી જુદી હોવાનું જ સમર્થન કરે છે, જે આ પ્રમાણે છે—

"ભદ્રાવતી—મધ્ય પ્રાંતમાં ચાંદા જિલ્લામાં આવેલા વરોરાથી ઉત્તરે દસ માઈલ ઉપર આવેલું ભટલ તે જ. એ જ જિલ્લામાં ચાંદા કસ્બાની વાયવ્યમાં ૧૮ માઈલ ઉપર આવેલ ભંડકને[૪] પણ લોકોક્તિમાં પ્રાચીન ભદ્રાવતી

૪. મધ્યપ્રદેશમાં હીંગણઘાટ, વર્ધા અને ચાંદાની નજીકમાં આવેલું ભાંદક નામે જૈન તીર્થ તે જ આ ભંડક છે. શ્રી પાર્શ્વનાથ ભગવાનની શ્યામ, અર્ધ પદ્માસન, મોટી નાગફણાવાળી, વિશાળ, મનોહર અને પ્રભાવશાળી પ્રતિમા જમીનમાં અડધી દટાયેલી હતી. તે સ્થાનનો કબજો લઈને જૈન સંઘે વિ૦સં૦ ૧૯૬૯માં એનો ઉદ્ધાર કરાવીને એને મહાન પ્રભાવશાળી તીર્થ બનાવ્યું. (જૈન તીર્થ સર્વ સંગ્રહ, પૃ૦ ૪૭–૪૮).

હે છે. જૈમિનિ ભારતમાં એ યુવનાશ્વની રાજધાની હતું એમ કહ્યું છે. હાલનું ભીલસા તે ભદ્રાવતી એમ કનીંગહામ કહે છે ( ભીલસાના સ્તૂપો, પાનું ૩૬૪; જ૦ એ૦ સો૦ બેં૦, ૧૮૪૭, પા૦ ૭૪૫ ). પંજાબમાં ઝેલમ જિલ્લામાં પેંડદાદનખાનની પાસે આવેલી બુઆરી નામની એક જૂની જગા તે પ્રાચીન ભદ્રાવતી છે એમ કેટલાક કહે છે. એ જગાએ ઘણાં ખંડિએરો આવેલાં છે ( જ૦ એ૦ સો૦ બેં૦, પા૦ ૫૩૭ ). ભદ્રાવતી સરસ્વતીને કિનારે આવ્યાનું પદ્મપુરાણના ઉત્તરખંડના ૩૦મા અધ્યાયમાં કહ્યું છે. ભદ્રાવતી હસ્તિનાપુરથી ૨૦ જોજન દૂર છે એવું જૈમિનિએ ભારતના છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે. ટૉલેમીએ ઉલ્લેખ કરેલી બારદાઓતીસ તે ભદ્રાવતી—એ ભદ્રાવતી વિંધ્ય પર્વતમાળાની પૂર્વે આવ્યાનું કહે છે ( મેકક્રીન્ડલનું ટૉલેમી, પા૦ ૧૬૨ ). એણે ભારહુતને ભદ્રાવતી એમ ઓળખાવ્યું છે. ( આર્કિ૦ સ૦ રીપોર્ટ ૨૧, પા૦ ૯૨ )."

ભદ્રાવતી નામની નગરી ક્યાં ક્યાં આવેલી છે, એને લગતાં અનેક સ્થાનોનો નિર્દેશ ઉપર કરવામાં આવ્યો છે, પણ એમાં કચ્છમાં આવેલી ભદ્રાવતી નગરીનો અને એ નગરી મહાભારત-યુગની હોવાનો કોઈ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી, એ સ્પષ્ટ રૂપે જોઈ શકાય છે.

કચ્છના ઇતિહાસવિદ અને કેળવણીખાતાના અધિકારી રાવ સાહેબ શ્રી દલપતરામ પ્રાણજીવન ખખ્ખરને કચ્છની ભદ્રાવતી નગરી એ જ મહાભારતકાળની યુવનાશ્વ રાજાની ભદ્રાવતી નગરી, એવી ખાતરી નહીં હોવાથી એમણે, સને ૧૮૭૫માં રચેલ "કચ્છની ભૂગોળ વિદ્યા" નામે પુસ્તકમાં (આવૃત્તિ પહેલી, પૃ૦ ૪૬ ) આ અંગે લખ્યું છે કે—

"અહીંના લોકો એવું કહે છે કે મહાભારતમાં કહેલી યુવનાશ્વ રાજાની ભદ્રાવતી નગરી તે આ ભદ્રેસર છે, અને પાંડવોએ અશ્વમેધનો ઘોડો આ ઠેકાણે બાંધ્યો હતો; પરંતુ મહાભારતમા જોતાં એવું માલમ પડે છે કે અશ્વમેધ સારુ ઘોડો ભદ્રાવતી નગરીમાંથી લાવ્યા હતા અને તે એ ભદ્રેસર કે નહીં તે નક્કી થઈ શકતું નથી."

કચ્છની ભદ્રાવતી એ જ મહાભારતના સમયની ભદ્રાવતી એવું "કચ્છદેશનો ઇતિહાસ" નામે પુસ્તકમાં વિધાન કરનાર શ્રી આત્મારામ કેશવજી દ્વિવેદીનું પુસ્તક પ્રગટ થયું તેની એક વર્ષ પહેલાં શ્રી દલપતરામ ખખ્ખરનું પુસ્તક પ્રગટ થયું હતું. આ રીતે લગભગ એક જ સમયમાં પ્રગટ થયેલાં બે પુસ્તકોમાં આ અંગે જુદો જુદો મત દર્શાવવામાં આવ્યો છે, પણ ઉપર આપેલાં "પૌરાણિક કથાકોષ" અને "ભૌગોલિક કોષ" નાં ઉદાહરણો ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે શ્રી દલપતરામ ખખ્ખરનો મત સાચો છે.[5]

આ બધી ચર્ચાનો સાર એ થયો કે કચ્છની ભદ્રાવતી નગરી અને મહાભારતમાં વર્ણવેલી ભદ્રાવતી નગરી એક જ નહીં પણ બે જુદી જુદી નગરીઓ છે. તો પછી સવાલ થાય છે કે કચ્છની ભદ્રાવતી નગરી કેટલી પ્રાચીન હશે ?

---

૫. કચ્છની ભદ્રાવતી નગરી મહાભારતની ભદ્રાવતી નગરી કરતાં જુદી હોવાનો શ્રી દલપતરામ ખખ્ખરનો મત આવો સ્પષ્ટ હોવા છતાં એમના વિદ્વાન પુત્ર શ્રી મગનલાલ ખખ્ખરે સને ૧૮૯૬માં સંપાદિત કરેલ "શ્રી જગડૂચરિત"ની પ્રસ્તાવનામાં (પૃ૦ ૧૧) એ બન્ને નગરી એક હોવા અંગે "મહાભારતમાં કહેલી યુવનાશ્વ રાજાની ભદ્રાવતી નગરી તે આ ભદ્રેશ્વર છે; અને પાંડવોએ અશ્વમેધનો ઘોડો આ ઠેકાણે બાંધ્યો હતો એમ કેટલાક માને છે." એમ શા ઉપરથી લખ્યું હશે ? શું, એમણે એમના પિતાશ્રીનું વજૂદવાળું લખાણ નહીં જોયું હોય ?–એવો સવાલ થયા વગર રહેતો નથી.

આ સવાલનો નિશ્ચિત જવાબ આપી શકાય એવી બીજી વિશ્વસ્ત સામગ્રી ઉપલબ્ધ ન થાય ત્યાં સુધી, આ નગરીની પ્રાચીનતાને આ તીર્થની સ્થાપનાની જે કથા પ્રચલિત છે તેની સાથે સાંકળી લઈ ને, એમ કહી શકાય કે, આ કથામાં સૂચવ્યા પ્રમાણે, આ તીર્થની સ્થાપના મહાવીર નિર્વાણની પહેલી પચીસીમાં (વીર નિર્વાણ સંવત ૨૩માં) થઈ, તે પહેલાંના ગમે તે સમયથી કચ્છની ભદ્રાવતી નગરીનું અસ્તિત્વ હોવું જોઈએ. આ નગરીની પ્રાચીનતાની બાબતમાં અત્યારે તો આથી વિશેષ કંઈ કહી શકાય એમ નથી.

**કનક ચાવડાનો કબજો**—લોકપ્રચલિત અનુશ્રુતિઓમાંની એક અનુશ્રુતિ એ છે કે વિ૦ સં૦ ૬૧૮માં પાટણના કનક ચાવડાએ ભદ્રાવતી નગરી અને એની આસપાસના પ્રદેશ ઉપર કબજો કરી લીધો હતો.[૬] કનક ચાવડો ઐતિહાસિક વ્યક્તિ હતો એના પુરાવા મળવા હજી બાકી છે; એટલે, આવા પુરાવા મળી આવે ત્યાં સુધી, એને એના નામે લોકોમાં પ્રચલિત બનેલી કથાઓનો નાયક જ સમજવો જોઈએ; એટલે પછી એણે ભદ્રાવતી નગરી અને એની સાથેના પ્રદેશ ઉપર કેટલાં વર્ષ સુધી શાસન કર્યું હતું તે નિશ્ચિત ન જ થઈ શકે.

**ભદ્રાવતીમાંથી ભદ્રેશ્વર**—કનક ચાવડાએ કે તેના અનુગામી બીજા ચાવડાઓએ ગમે તેટલા વખત સુધી ભદ્રાવતી નગરીમાં રાજ્ય કર્યું હોય, પણ પછીની જે કંઈ માહિતી મળે છે, તે ઉપરથી એમ જાણી શકાય છે કે વિક્રમના આઠમા સૈકાના અંત ભાગમાં ભાણગઢના સોલંકી વંશના રજપૂતોએ ભદ્રાવતી પોતાના તાબામાં લઈ લીધું હતું. આ સોલંકીઓ જૈનધર્મના અનુયાયી હતા. એમણે ભદ્રાવતીનું નામ બદલીને ભદ્રેશ્વર રાખ્યું.[૭] તેઓએ આ નગરીના નામમાં ફેરફાર શા માટે કર્યો હતો, તે જાણી શકાતું નથી.

**સોલંકી અને વાઘેલા શાસન**—આ પ્રમાણે સોલંકી વંશના શાસકોએ ભદ્રેશ્વર અને એની આસપાસના પ્રદેશનો કબજો લીધા પછી, વચ્ચેના સમયમાં કોઈ કોઈ વાર એમાં કોઈ વિક્ષેપ આવ્યા હોય તો એને બાદ કરતાં, ક્રમે ક્રમે કચ્છની મોટા ભાગની ધરતી ઉપર ગૂર્જર ધરિત્રાનું સમ્રાટપદ અથવા રાજાપદ ધરાવતા સોલંકી વંશના શાસકોનું અને તે પછી વાઘેલા

૬. ડૉ. બર્જેસ : "Kanak Chavada of Pattan then subjugated the country (in Samvat 618), rebuilt the temple and installed an image in S. 622." (પછી પાટણના કનક ચાવડાએ એ પ્રદેશ ઉપર કબજો કરી લીધો, દેરાસરને ફરી બંધાવ્યું અને એમાં વિ૦ સં૦ ૬૨૨માં એક મૂર્તિ પધરાવી.) (રિપોર્ટ ઓન ધી એન્ટીક્વીટીઝ ઑફ કાઠિયાવાડ ઍન્ડ કચ્છ, પૃ૦ ૨૦૦)

૭ એજન પૃ. ૨૦૬–૨૦૭ : "The Solanki Rajputs of Bhāngadh next conquered the country and changed the name of the city to Bhadresvar (S.798) The Solanki was also a Jain." (ભાણગઢના સોલંકી રજપૂતોએ એ પ્રદેશ જીતી લીધો અને શહેરનું નામ બદલીને ભદ્રેશ્વર રાખ્યું. (સં ૦૭૯૮) આ સોલંકી પણ જૈન હતો.) તથા વ્રજલાલ ભગવાનજી છાયા : "ત્યાર પછી (કનક ચાવડાના શાસન પછી) તેના પૌત્રના વખતમાં એ દેશ જૈન સોલંકી રજપૂતોએ જીતી લીધો અને સંવત ૭૯૮માં શહેરનું નામ ભદ્રાવતી હતું તે ફેરવીને ભદ્રેશ્વર રાખ્યું." ('સ્વદેશ' દીપોત્સવી અંક, વિ૦સં૦ ૧૯૮૦, પૃ૦ ૭૮)

વંશના શાસકોનું શાસન ચાલતું રહ્યું હતું, તે છેક છેલ્લા રાજા કરણ વાઘેલા ( સુપ્રસિદ્ધ નામ કરણ ઘેલા ) ના વિક્રમની ચૌદમી સદીના ઉત્તરાર્ધના સમય સુધી.

ગુજરાતના ઇતિહાસના સુવર્ણયુગ સમા સોલંકી યુગનો મૂળ પુરુષ મૂળરાજ સોલંકી વિ૦ સં૦ ૧૦૧૭માં ગૂર્જરપતિ બન્યો. તે પછી અજમેરના તથા દક્ષિણના એમ બન્ને દેશના રાજાઓએ ગુજરાત ઉપર એકસાથે ચડાઈ કરી તે વખતે, પોતાના રાજનીતિનિપુણ, વિચક્ષણ પ્રધાનોની સલાહથી, મૂળરાજ કચ્છમાં કંથકોટના કિલ્લામાં છુપાઈ ગયો હતો.[૮] એ વખતે કે બીજા કોઈ વખતે એણે ભદ્રેશ્વરમાં તળાવ બંધાવ્યું હતું અને આગળ જતાં મહારાજા કુમારપાળે પણ ત્યાં તળાવ બંધાવ્યું હતું.[૯]

આ જ વાતનો નિર્દેશ "ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ" ભાગ ૧, પૃ૦ ૩૬૫માં આ પ્રમાણે કર્યો છે—

"'ભદ્રેશ્વર વેલાકુલ'માં ભીમસિંહ નામનો પ્રતિહાર હતો તે કોઈની આણ માનતો નહીં, એને રાણા વીરધવલ સાથે અથડામણ થઈ, જેમા અંતે સંધિ કરી અને એમાં ભીમસિંહને માટે ભદ્રેશ્વરનો વહીવટ જ કરવાનું રહ્યું," (પ્રબંધકોશ, પૃ૦ ૧૦૪-૧૦૬ માંના વર્ણનને આધારે.) આ પ્રસંગનો સાર આ પ્રમાણે છે—

પ્રબંધકોશમાં આ પ્રસંગનું જે વિસ્તૃત વર્ણન આપવામાં આવ્યું છે તે રસપ્રદ અને રોમાંચકારી છે એનો સાર એ છે કે ભદ્રેશ્વર વેલાકુલમાં પ્રતિહાર વંશનો ભીમસિંહ નામનો માથાભારે શાસક રાજ્ય કરતો હતો. તે ગૂર્જરપતિની આજ્ઞાની પણ ઉપેક્ષા કરતો હતો. ગૂર્જરપતિ ધોળકાના વીરધવલે એને પોતાની આજ્ઞા માનવાનું કહેવરાવ્યું તો સામેથી ભીમસિંહે એને પડકાર આપ્યો કે તમારે મારી આજ્ઞા ઉઠાવવા તૈયાર રહેવું ! પરિણામે બન્ને વચ્ચે યુદ્ધનો પ્રસંગ ઊભો થયો. બે પક્ષમાંથી એક પણ પક્ષ પાછો પડવા તૈયાર ન હતો.

આ અરસામાં જ જાવાલિપુરના ચાહમાન વંશના રાજા ઉદયસિંહના ત્રણ ભાયાતો—સામતપાલ, અનંતપાલ અને ત્રિલોકસિંહ નામના—એ રાજાથી અસંતુષ્ટ થઈને નોકરીની શોધમા ચાલી નીકળ્યા. ત્રણે સગા ભાઈ હતા અને એકે હજારા જેવા શૂરવીર મહાયોદ્ધા હતા. એમણે ધોળકામાં રાણા વીરધવલ પાસે જઈને નોકરીની માગણી કરી, અને એક એક જણને એક એક લાખ દ્રમ્મ જેટલો પગાર આપવાની વાત કરી વીરધવલે એમની આ માગણી નકારી કાઢતાં કહ્યું કે એટલા ધનથી તો સેંકડો સુભટો રાખી શકાય. પછી રાણાએ ત્રણેને પાનનાં બીડા આપીને વિદાય કરી દીધા. એ વખતે વસ્તુપાલ-તેજપાલે રાણાને કહ્યું : આ ત્રણ પુરુષોને જવા ન દેશો. આવા પુરુષોને રાખવા કરતાં ધનને વધારે મહત્ત્વનું ગણવું ઉચિત નથી. પણ રાણાએ એમની આ સલાહ ન માની.

પેલા ત્રણે યોદ્ધાઓ ભદ્રેશ્વરમાં જઈને ભીમસિંહને મળ્યા. ભીમસિંહે એમને લાખ લાખ દ્રમ્મના પગારથી રાખી લીધા. એક તો ભીમસિંહ પોતે જ મિજાજનો ફાટેલો હતો, એમાં, અધૂરામાં પૂરું, આ ત્રણ મોટા સમરવીર યોદ્ધાઓનું બળ ઉમેરાયું. પછી તો પૂછવું જ શું ?

પછી વીરધવલ અને ભીમસિંહનાં સૈન્યો વચ્ચે ભદ્રેશ્વરના રણમેદાનમાં યુદ્ધ શરૂ થયું. પેલા ત્રણ મહાયોદ્ધાઓ વીરધવલના સૈન્યને વીંધતા વીંધતા છેક વીરધવલ પાસે પહોંચી ગયા. અને પોતાના ઉપરવટ નામના ઘોડા પર બેઠેલા

૮. રા. બ ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, પૃ૦ ૧૪૫.

૯. શ્રી જગડૂચરિત, સર્ગ ૬, શ્લોક ૪૭.

વીરધવલના કપાળ સામે ત્રણે યોદ્ધાઓએ ત્રણ ભાલા ઉગામીને કહ્યું : તને હણતાં કેટલી વાર ? પણ તારા હાથનું એક એક બીડું અમે ખાધું છે એટલે તને જીવતો જવા દઈએ છીએ. અને એમ કહીને, એમણે રાણાની સાથેના સૈનિકોને પાડી દીધા અને રાણા વીરધવલને પણ એના ઘોડા પરથી પાડી દીધો.

આમ કરતાં એ ત્રણે યોદ્ધાઓ પણ ખૂબ ઘાયલ થઈ ગયા. પણ પોતાના વિજયની એંધાણી તરીકે ઉપરવટ નામના રાણાના ઘોડાને લઈને તેઓ ચાલતા થયા. એ ઘોડાને જોઈને ભીમસિંહને એમના મહાપરાક્રમની ખાતરી થઈ અને એ ખૂબ રાજી થયો. પણ સવાર થતાં ઘાયલ થયેલ વીરધવલ સાબદો થઈ ગયો. ભીમસિંહને આ સમાચાર મળતાં એ હિંમત હારી ગયો; અને એને ખાતરી થઈ કે ગૂર્જરપતિના વિશાળ સૈન્ય સામે હવે ટકી શકાય એમ નથી, એટલે છેવટે એણે, પોતાના મંત્રીઓની સલાહ માનીને, રાણા વીરધવલ સાથે સંધિ કરી. આ સંધિની મુખ્ય શરત "भीमसिंहेन भद्रेश्वरमात्रेण धृतिर्धरणीया"— ભીમસિંહે હવે કેવળ ભદ્રેશ્વરથી જ સંતોષ માનવો— એ હતી. આ રીતે અંતે ગૂર્જરપતિ રાણા વીરધવલનું ગૌરવ સચવાઈ રહ્યું.

**જાડેજાઓનું શાસન**—સોલંકીઓ અને વાઘેલાઓના શાસન પછી, કેટલોક સમય વીત્યા બાદ, કચ્છમાં જાડેજા વંશનું શાસન સ્થિર થયું; અને મહારાઓ શ્રી ખેંગારજી બાવા પહેલા (વિ૰ સં૰ ૧૫૬૬–૧૬૪૨) એનો દૃઢ પાયો નાખનાર આદિ પુરુષ લેખાયા.

**ભદ્રેશ્વરનો કિલ્લો**—વિક્રમની અગિયારમી સદીની છેલ્લી પચ્ચીશીમાં (વિ૰ સં૰ ૧૦૮૦ એટલે સને ૧૦૨૪માં) મહમદ ગિઝનીએ ગુજરાત ઉપર આક્રમણ કર્યું ત્યારે ગુજરાતમાં ભીમદેવ પહેલો, જે એનાં પરાક્રમોને લીધે ભીમ બાણાવલી તરીકે વિખ્યાત હતો, એનું રાજ્ય ચાલતું હતું. ગિઝનીના આક્રમણ સામે ટકી શકાય એમ ન લાગ્યું, એટલે એણે, પોતાના પૂર્વજ મૂળરાજ સોલંકીની જેમ, કચ્છના જાણીતા કંથકોટના કિલ્લામાં આશ્રય લીધો હતો; અને રાજકીય પરિસ્થિતિ થાળે પડતી લાગી ત્યારે, ગુજરાત પાછા ફરતાં, એણે ભદ્રેશ્વરમાં કિલ્લો બંધાવ્યો હતો.[૧૦]

**કેટલાક શિલાલેખો**—જે સ્થાનને કુદરતસર્જિત અને માનવસર્જિત અનેક આપત્તિઓના અવારનવાર ભોગ થતાં રહેવું પડ્યું હોય એના શિલાલેખો પૂરતી સંખ્યામાં સચવાઈ રહે એવું ભાગ્યે જ બને છે. ભદ્રેશ્વરના ઇતિહાસ ઉપર પ્રકાશ પાડી શકે એવા શિલાલેખોની બાબતમાં આવું જ બન્યું છે, અને તેથી આવા ગણ્યાગાંઠ્યા જ શિલાલેખો ઉપલબ્ધ થાય છે. આમાંના કેટલાક શિલાલેખો ભદ્રેશ્વરના દેરાસર સિવાયનાં અન્ય સ્થાનોનાં છે અને કેટલાક ભદ્રેશ્વરના દેરાસરમાંના છે.

અન્ય સ્થાનોના શિલાલેખોમાં સૌથી જૂનો શિલાલેખ વર્તમાન ભદ્રેશ્વર ગામમાંના આશાપુરી માતાના જીર્ણ મંદિરના એક થાંભલા ઉપરનો વિ૰ સં૰ ૧૧૫૮ની સાલનો છે. એમાં સાલના અંક સિવાય બીજું કશું દેખાતું નથી. બીજો લગભગ અખંડ સચવાયેલો અને મહત્ત્વનો

---

૧૦. चौलुक्यवंशैकविभूषणेन श्रीभीमदेवेन नरेश्वरेण ।
स कारित भद्रपुरस्य दुर्गमपातयत्कातरितारिवर्गः ॥

શ્રી જગડૂચરિત, સર્ગ ૫, શ્લોક ૪, તથા સર્ગ ૫, શ્લોક ૨૮; તથા કચ્છનું સંસ્કૃતિદર્શન, પૃ૰ ૪૫.

શિલાલેખ ભદ્રેશ્વર ગામથી દરિયા તરફ, દોઢેક માઈલની દૂરી પર આવેલ, ચોખંડા (નાળેશ્વર) મહાદેવ નામના સ્થાનમાં સચવાઈ રહ્યો છે તે છે. આ શિલાલેખ આ સ્થાનનો નથી પણ બીજા કોઈ સ્થાનનો છે.[૧૧] છ લીંટીનો આ શિલાલેખ મહારાજા સિદ્ધરાજ જયસિંહનો વિ૦ સં૦ ૧૧૯૫નો છે. એમાં મહારાજા સિદ્ધરાજનાં ત્રિભુવનગંડ, બર્બરકજિષ્ણુ, અવંતિનાથ, ધારાવિડંબક અને ત્રૈલોક્યમલ્લ જેવાં[૧૨] બધાં વિશેષણો ઉપરાંત ભદ્રેશ્વર (ભદ્રેશ્વરવેલાકુલ=ભદ્રેશ્વરના દરિયાકિનારા)નું નામ બે વાર મળે છે એ જ રીતે વાઘેલા સારંગદેવનો વિ૦ સં૦ ૧૩૩૨નો ભદ્રેશ્વરમાંથી મળેલો શિલાલેખ અત્યારે ખોખરા ગામમાં સચવાઈ રહ્યો છે. અને ભદ્રેશ્વરના ફૂલસર તળાવની પાળે આવેલા વિ૦ સં૦ ૧૩૩૯ની સાલના ઉલ્લેખવાળા સંખ્યાબંધ પાળિયા પણ કોઈ લડાઈ કે ધીંગાણાની સાક્ષી આપતા ખડા છે.

ભદ્રેશ્વરના દેરાસરની અંદરના શિલાલેખોમાંના કેટલાકનું અસ્તિત્વ હોવાના પુરાવા મળે છે, પણ એ શિલાલેખો અત્યારે દેખાતા નથી. આવા શિલાલેખોમાં સૌથી જૂનો કહી શકાય એવો વિ૦ સં૦ ૧૧૩૪ના વૈશાખ સુદ ૧૫નો હતો. અને એમાં કોઈ શ્રીમાળી જૈને મંદિરને કંઈક ભેટ આપ્યાનો કે કંઈક સમારકામ કરાવ્યાનો ઉલ્લેખ હતો આ ઉપરાંત દેરાસરની ભમતીમાંના કેટલાય થાંભલાઓ ઉપર વિ૦ સં૦ ૧૨૨૩ અને ૧૨૩૫ની સાલના લેખો હતા, પણ એ એવા ઘસાઈ ગયા હતા કે એમાંનું લખાણ ઉકેલી શકાયું ન હતું. પણ, એમ લાગે છે કે, એ લેખો ભક્તાએ દેરાસરને કંઈક ભેટ આપી હોય એ સંબંધી હતા.[૧૩]

---

૧૧. આવો ઐતિહાસિક મહત્ત્વનો શિલાલેખ એક ઓટલા ઉપર ચોડેલો સાવ ખુલ્લો પડચો છે, તેથી એને વધારે ઘસારા લાગ્યા વગર નહીં રહે. આમ ન બને એટલા માટે એ સુરક્ષિત બને એવા પગલાં તરત લેવાની ખાસ જરૂર છે. શ્રી જગડૂચરિતના સંપાદક શ્રી મગનલાલ દલપતરામ ખખ્ખરે એ પુસ્તકની પુરવણીમાં આ શિલાલેખના મૂળ સ્થાન અંગે (પૃ૦૧૧૪) સૂચવ્યું છે કે " આ લેખનો પથ્થર દુદીઆવાળા દહેરામાંથી અહીં લાવી બેસાડવામા આવ્યો છે."

૧૨. અહીં એ જાણવું રસપ્રદ થઈ પડશે કે, ગુજરાતના વિખ્યાત નવલકથાકાર સ્વ. શ્રી ધૂમકેતુએ ચૌલુક્ય નવલકથાવલી લખી છે, તેમાં સિદ્ધરાજ જયસિંહનાં બર્બરકજિષ્ણુ, ત્રિભુવનગંડ અને અવંતીનાથ એ ત્રણ વિશેષણોના આધારે ત્રણ નવલકથાઓ લખી છે.

૧૩. વિ૦સં૦ ૧૧૩૪, ૧૨૨૩ અને ૧૨૩૫ના શિલાલેખોની માહિતી સૌથી પહેલી ડૉ. બર્જેસના " રિપોર્ટ ઓન ધી એન્ટીક્વીટીઝ ઓફ કાઠિયાવાડ એન્ડ કચ્છ"માં (પૃ૦ ૨૦૭) મળે છે. શ્રી મગનલાલ દલપતરામ ખખ્ખરે, એમણે સંપાદિત કરેલ " શ્રી જગડૂચરિત "ની પુરવણીમાં (પૃ૦ ૧૧૦), ભદ્રેશ્વર જૈન તીર્થના જુદા જુદા થાંભલાઓ ઉપર વિ૦સં૦ ૧૧૩૪,૧૨૨૩,૧૨૩૨, ૧૨૩૫, ૧૩૨૩ની અને ૧૩૫૮ સાલના લેખો હોવાનું લખ્યું છે. તેમાંય વિ૦સં૦ ૧૩૨૩ અને ૧૩૫૮ના લેખો સંબંધમાં તો એમણે એમ લખ્યું છે. કે " એક સ્તંભ ઉપર સં૦૧૩૨૩ અને એક ઉપર ૧૩૫૮ બર્જેસ તથા મારા પિતાએ જઈ જોયા હતા." પણ ડૉ.બર્જેસના પુસ્તકમાં સં૦૧૩૨૩ અને સં૦ ૧૩૫૮ના લેખો અંગે કોઈ નિર્દેશ મળતો નથી. તો પછી શ્રી મગનલાલ ખખ્ખરે આ પ્રમાણે શાને આધારે નોંધ્યું હશે, તે શોધવાનું રહે છે, કારણ કે આધાર વગર કંઈ પણ ન લખવાની એમની ઇતિહાસકારની દૃષ્ટિ હતી,

આ જિનમંદિરના છેલ્લા જીર્ણોદ્ધારની માહિતી આપતા, રંગમંડપમાંના વિ૦ સં૦ ૧૯૩૯-ની સાલના એક સંસ્કૃત અને બીજા ગુજરાતી શિલાલેખોને બાદ કરતાં અત્યારે તો આ મંદિર સંબંધી ફક્ત ત્રણ જ જૂના શિલાલેખો કાળના મોંમાંથી બચી જવા પામ્યા હોય એમ દેખાય છે. આ બેમાંનો એક વિ૦ સં૦ ૧૫૯૪નો છે, બીજો વિ૦ સં૦ ૧૬૫૯નો છે, અને ત્રીજા શિલાલેખમાં સં૦ ૧૧૦૦ જેવું કંઈક દેખાતું હોવા છતાં, ઘણો પ્રયત્ન કર્યા પછી પણ, એનું લખાણ ઉકેલી શકાયું નથી. પહેલો શિલાલેખ દેરાસરની બહાર, દેરાસરની ડાબી બાજુની દીવાલ અને થાંભલાવાળા ઉપાશ્રય વચ્ચેની નવેળીમાં, દેરાસરની દીવાલ ઉપર ચોડેલો છે [ ચિત્ર નં. ૫૧ ]. એમાં જામ રાવળે ( ભદ્રેશ્વરના ) જિનમંદિરને બાર ગામ ભેટ આપ્યાનું લખ્યું છે. બીજો શિલાલેખ દેરાસરમાં પેસતાં આપણા ડાબા હાથે એક જ થાંભલા ઉપર બે ટુકડે કોતરવામાં આવેલ છે. અને એમાં શ્રી વિવેકહર્ષ ગણિના ઉપદેશથી ભદ્રેશ્વરની બાબતમાં રાઓ શ્રી ભારમલજી સાથે, હાલા ડુંગરજીએ, કંઈક સમાધાન કર્યાનું લખ્યું છે, અને એમાં કુંદરડી ગામનું નામ પણ નોંધ્યું છે. ત્રીજો શિલાલેખ આપણા જમણા હાથ ઉપરના એક થાંભલા ઉપર કોરેલો છે, જે, ઉપર સૂચવ્યું તેમ, ઉકેલી શકાતો નથી. ( જુઓ ચિત્ર નં. ૧૧ અને ૧૨ ) ( આ શિલાલેખો સંબંધી વિશેષ વિચારણા આ પુસ્તકનાં ૭મા અને ૮મા પ્રકરણોમાં કરવામાં આવી છે. )

**ગ્રંથસ્થ ઉલ્લેખો**—શ્રી રાજશેખરસૂરિજીએ વિ૦ સં૦ ૧૪૦૫માં રચેલ પ્રબંધકોશ અપરનામ ચતુર્વિંશતિપ્રબંધમાં વસ્તુપાલપ્રબંધમાં, અગાઉ સુચવ્યું તેમ, तदा भद्रेश्वरवेलाकुले भीमसिंहो नाम प्रतिहारस्तिष्ठति ( પૃ૦ ૧૦૪ ) અને भीमसिंहेन भद्रेश्वरमात्रेण धृतिर्धरणीया (પૃ૦ ૧૦૬) એ રીતે ભદ્રેશ્વરનો ઉલ્લેખ મળે છે. શ્રી શુભશીલ ગણિકૃત પંચશતી પ્રબોધ (પ્રબંધ) સંબંધ ઊર્ફે પ્રબંધપંચશતીમાં જગડૂસંબંધમાં भद्रेश्वरपुरे वेलाकुले (પૃ૦ ૫) અને भद्रेश्वरपुरे भाइलभूपो राज्यं चक्रे (પૃ૦૬) એ રીતે ભદ્રેશ્વરનું નામ મળે છે. અને પુરાતન પ્રબંધસંગ્રહમાં (પૃ૦ ૮૦) વીસલદેવવૃત્તમાં अथ भद्रेश्वरे वसाहजगडूनामा वसति। અને अन्यदा सं० १३१५ वर्षे दुर्भिक्षकाले श्रीवीसलेन चणकत्रुटौ भद्रेश्वरव्यापारिणो नाराडस्य लेखः प्रहित'। એ રીતે ભદ્રેશ્વરનો નામોલ્લેખ થયેલો છે.

**શ્રી જગડુચરિત**—સંસ્કૃત ભાષાની આ કૃતિના રચયિતા પૂર્ણિમા ગચ્છના[14] શ્રી ધનપ્રભસૂરિના શિષ્ય શ્રી સર્વાનંદસૂરિ છે. કર્તાએ એને મહાકાવ્ય કહ્યું છે. એમાં સાત સર્ગ છે, અને જુદા જુદા છંદના કુલ ૩૮૭[15] શ્લોકો છે. આ ચરિતમાં કર્તાએ દરેક સર્ગને અંતે પોતાના ગુરુનું તથા

૧૪. राकाभिधेयशुचिपक्षविराजमानम । સર્ગ ૧, શ્લોક ૩. राकापक्ष એટલે પૂર્ણિમા પક્ષ. શ્રી મગનલાલ બખ્ખરને આ ગચ્છનો ખ્યાલ નહીં હોય, તેથી એમણે આ પંક્તિનો અર્થ " રાકા (એટલે પૂર્ણિમાના) શુક્લ પક્ષના જેવા શોભાયમાન " એવો કર્યો છે.

૧૫. શ્રી મગનલાલ દલપતરામ સંપાદિત આ કાવ્યના છઠ્ઠા સર્ગના શાર્દૂલવિક્રીડિત છંદના ૨૬મા એક જ શ્લોકને સરતચૂકથી ૨૬, ૨૭ એમ બે નંબર નોંધાઈ ગયા છે. એટલે છઠ્ઠા સર્ગના ૧૩૭ના બદલે ૧૩૬ શ્લોક મુજબ શ્લોકોની આ ગણતરી મૂકી છે.

પોતાનું નામ આપ્યું છે તેમ જ જે તે સર્ગમાં વર્ણવેલ વિષયનો ઉલ્લેખ કર્યો છે; પણ મહાકાવ્યને અંતે પ્રશસ્તિ આપી નથી, તેથી એમણે આની રચના ક્યાં અને ક્યારે કરી તે જાણી શકાતું નથી. પણ પૂર્ણિમા ગચ્છના સર્વાનંદસૂરિજીના લેખો વિ૦સં૦ ૧૪૬૫થી ૧૫૧૧ સુધીના[૧૬] મળે છે, તે ઉપરથી એમ કહી શકાય કે વિક્રમની પંદરમી સદીના ઉત્તરાર્ધ અને સોળમી સદીના પ્રારંભની વચ્ચેના કોઈક સમયે આ કાવ્યની રચના થઈ હોવી જોઈએ. આ કૃતિ મહાકાવ્યના પ્રકારની હોવાથી એમાં ઘટનાઓ પ્રમાણમાં ઓછી અને વર્ણન વધારે છે.

આ કાવ્યમાં ભદ્રેશ્વરમાં વિક્રમની તેરમી સદીની અને ચૌદમી સદીની પહેલી પચીશીમાં થઈ ગયેલ અને પોતાના દુષ્કાળ-નિવારણના લોકોપકારક કાર્યને લીધે જગત્પિતા, જગદ્દેવ અને જગદ્દાતાર તરીકે વિખ્યાત થયેલ શ્રીમાલ વંશના શ્રેષ્ઠી જગડૂશાના ચરિત્રનું વર્ણન કરેલ છે, એટલે એમાં ઠેર ઠેર ભદ્રેશ્વરનો ઉલ્લેખ હોય એ સ્વાભાવિક છે. આ કાવ્યમાં ભદ્રેશ્વરના કિલ્લાનું તથા સાગરનું વર્ણન પણ મળે છે. જગડૂશાના પિતા સોલ શ્રેષ્ઠી પોતાના મૂળ વતન કંથકોટમાંથી ભદ્રેશ્વરમાં આવીને રહ્યા હતા (જુઓ, સર્ગ ૨, શ્લોક ૨,૪,૨૮). પાંચમા સર્ગમાં પારકર દેશના રાજા પીઠદેવે બાણાવલી ભીમે બંધાવેલો ભદ્રેશ્વરનો કિલ્લો તોડી પાડ્યો (શ્લોક ૧, ૪) અને જગડૂશાએ ગૂર્જરપતિ લવણપ્રસાદ પાસેથી લશ્કરી સહાય મેળવીને એ ફરી બંધાવ્યો અને એ કિલ્લો જોઈને પીઠદેવને એવો આઘાત લાગ્યો કે એ ત્યાં જ મરી ગયો (શ્લોક, ૭, ૧૬-૪૨), એ ઘટનાઓ વર્ણવી છે અને છઠ્ઠા સર્ગમાં જગડૂશાએ ભદ્રેશ્વરમાં શું શું કરાવ્યું તેની નોંધ આપી છે (શ્લોક ૪૨-૪૮). આ કાવ્યને સમગ્ર રીતે જોતાં એમ સ્પષ્ટ લાગે છે કે જગડૂશાના વખતમાં ભદ્રેશ્વરનું બંદર ધીકતું હતું. આ પુસ્તકમાં ભદ્રાવતી નહીં પણ બધે ભદ્રેશ્વર નામ જ મળે છે.

**શ્રી વર્ધમાન-પદ્મસિંહ શ્રેષ્ઠિચરિત્રમ્**—આ પણ સંસ્કૃત કાવ્યમય કૃતિ છે. આ કૃતિની પ્રશસ્તિ ૩૭ શ્લોક જેટલી લાંબી છે. એથી જાણી શકાય છે કે એની રચના વિ૦ સં૦ ૧૬૯૧માં, શ્રાવણ સુદિ સાતમના રોજ, અંચલગચ્છના મહાન પ્રતાપી આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિના પટ્ટશિષ્ય આચાર્ય શ્રી અમરસાગરસૂરિએ વર્ધમાનશાના પુત્ર જગડૂની વિનતિથી (કચ્છની રાજધાની

---

૧૬. શ્રી સર્વાનંદસૂરિના સમયના નિર્દેશ માટે જુઓ, શ્રી અગરચંદજી નાહટા સંપાદિત બિકાનેર જૈન લેખ સંગ્રહ, લેખાંક ૬૨૪, ૯૪૫; તથા ૬૫૯, ૬૭૫, ૭૦૪, ૭૭૦ વગેરે અંકોના લેખો.

"શ્રી જગડૂચરિત" નો રચનાસમય આ રીતે વિક્રમની ૧૪મી-૧૫મી સદી વચ્ચેનો નિશ્ચિત હોવા છતાં "ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ" ભાગ ૨, પૃ૦ ૨૪મા આ ચરિતની રચનાની બાબતમાં લખ્યું છે કે "દરમ્યાન સર્વાનંદ સૂરિએ કચ્છના દાનવીર જગડુશાહ વિષે जगडुचरित (ઈ૦સ૦ ૧૨૬૦ના અરસામા) નામે સંસ્કૃત પ્રબંધ રચ્યો". આ લખાણમાં આ ચરિતનો રચનાસમય ઈ૦સ૦ ૧૨૬૦ એટલે કે વિ૦સં૦ ૧૩૧૬ હોવાનુ લખ્યું છે, તે બરાબર નથી. કારણ કે આ ચરિતના કર્તા શ્રી સર્વાનંદસૂરિએ પોતે જ (સર્ગ ૭, શ્લોક ૩૫) લખ્યું છે કે જગડુશાના સ્વર્ગવાસનો (ગૂર્જરપતિ) અર્જુનદેવ વાઘેલાએ પણ શોક પાળ્યો હતો, અને અર્જુનદેવ વાઘેલાનો શાસનકાળ તો વિ૦સં૦ ૧૩૧૮ થી ૧૩૪૧નો નિશ્ચિત જ છે,

ભુજ નગરમાં) કરી હતી (સર્ગ ૯, શ્લોક ૩૩-૩૬).[૧૭] આ ચરિત્રના કર્તા આ બન્ને ભાઈઓના સમકાલીન તેમ જ એમણે કરેલ સંખ્યાબંધ ધર્મકૃત્યોના સાક્ષી હતા; અને આ કૃતિની રચના થઈ તેની ત્રણ વર્ષ પહેલાં જ વર્ધમાન શાહનો સ્વર્ગવાસ થયો હતો; અને પદ્મસિંહ શાહનો સ્વર્ગવાસ આ ચરિત્રની રચના થઈ તે પછી ત્રણ વર્ષે થયો હતો, એટલે એમણે તો આ ચરિત્ર સાંભળ્યું પણ હતું.[૧૮] તેથી આ ચરિત્રમાં વર્ણવવામાં આવેલી ઘટનાઓની યથાર્થતામાં શંકા કરવાને અવકાશ રહેતો નથી.

આ ચરિત્ર નવ સર્ગમાં વહેંચાયેલું છે; અને એમાં જુદા જુદા છંદના બધા મળીને ૫૯૩ શ્લોકો છે. શ્રી વર્ધમાન અને પદ્મસિંહ એ બાંધવ-બેલડીનું મૂળ વતન કચ્છમાં સુથરી ગામ પાસે આરીખાણા ગામ હતું. વર્ધમાન શાહનો સમય વિ૦ સં૦ ૧૬૦૬થી ૧૬૮૮ સુધીનો અને પદ્મસિંહ શાહનો સમય વિ૦ સં૦ ૧૬૧૭થી ૧૬૯૪ સુધીનો હતો; અને, દાનેશ્વરી જગડૂશાના પિતા સોલ શ્રેષ્ઠીની જેમ, આ બન્ને ભાઈઓ પોતાનું ભાગ્ય અજમાવવા આરીખાણાથી ભદ્રાવતીમાં આવીને વસ્યા હતા (સર્ગ ૨, શ્લોક ૪૫). અને દરિયામાર્ગે વેપાર ખેડીને એમણે અઢળક સંપત્તિની કમાણી કરી હતી. આ બન્ને ભાઈઓની કાર્યભૂમિ ભદ્રાવતી નગરી હતી, એટલે આ ચરિત્રમાં એનું વર્ણન સારા પ્રમાણમાં હોય એમાં શી નવાઈ? આ ચરિત્રની વિગતો ઉપરથી સ્પષ્ટ લાગે છે કે દુષ્કાળભંજક જગડૂશા પછી અઢીસો વર્ષે પણ ભદ્રાવતીનું બંદર ખૂબ જાહોજલાલ અને દરિયાઈ આયાતનિકાસનું તેમ જ કરિયાણા વગેરેના વેપારનું મોટું મથક હતું. (સર્ગ ૨, શ્લોક ૪૬-૪૮).

ભદ્રાવતીના વેપારીઓનો ચીન સાથે પણ વેપાર ચાલતો હતો, અને એથી એમને તથા કચ્છ દેશને પણ ઘણી કમાણી થતી હતી, એ જોઈ ને એક વાર પદ્મસિંહ શાહને પણ ચીન જવાનો

---

૧૭. વર્ધમાન શાહને વીરપાલ, વિજપાલ, ભારમલ અને જગડુ નામે ચાર પુત્રો હતા. (સર્ગ ૯, શ્લોક ૭). એમા સૌથી નાનો પુત્ર જગડુ એટલો બધો ઉદાર હતો કે એની ઉદારતાને જોઈને દુષ્કાળભંજક જગડુશાનું સ્મરણ થઈ આવતું હતું (સર્ગ ૯, શ્લોક ૩૮). આ જગડુશાનાં લગ્નમાં વર્ધમાન શાહે ત્રણ લાખ મુદ્રાઓનું ખર્ચ કર્યું હતું અને ચાર હજાર ચારણોને દરેકને એક એક ઊંટ ભેટ આપ્યો હતો. (સર્ગ ૮, શ્લોક ૬-૭). આ ચાર હજાર ઊંટો લગ્નપ્રસંગે ભેટ આપ્યાની રમૂજભરી કથા "શ્રી વિધિપક્ષ (અંચળ) ગચ્છીય મહોટી પટ્ટાવલિ" માં (પૃ૦ ૩૩૬) આ પ્રમાણે નોંધી છે: "જગડુ શાહના વિવાહમાં કન્યાદાન આપતી વેળાએ તેની વિધિ કરાવવા માટે વર્ધમાન શાહનો મુનીમ ગોરને (કુલગુરુને) બોલાવવા માટે જ્યારે તેને ઘેર ગયો, ત્યારે તે ગોરે હાંસી કરી તે મુનીમને કહ્યું કે, શું તારા શેઠ અમોને ઉંટબુટનું દાન આપવાનો છે? કે જેથી તું આટલી ઉતાવળ કરે છે? તે હકીકત મુનીમે આવીને વર્ધમાન શાહ શેઠને કહેવાથી પોતાની કીર્તિ વધારવા માટે તેમણે તે પ્રસંગે એકઠા થયેલા ચાર હજાર ગોરોને (ભોજકોને–કુલગરુઓને) દરેકને એકેક ઉંટની કિંમત આપી ખુશી કર્યા. એવી દંતકથા પ્રસિદ્ધ છે."

૧૮. જુઓ; અંચળગચ્છ દિગ્દર્શન. પૃ૦૩૯૬, ફકરો ૧૬૩૯: "સં૦૧૬૯૪માં પદ્મસિંહ શાહની વિનતિથી આચાર્ય (કલ્યાણસાગરસૂરિ) માંડવીમાં ચાતુર્માસ રહ્યા. પં. સુંદરસાગરજીએ શ્રેષ્ઠીને અમરસાગરસૂરિવિરચિત એમનું ચરિત્ર ભાષાંતર સહિત સમજાવ્યું, જે સાંભળી પદ્મસિંહ શાહ પ્રસન્ન થયા."

વિચાર આવ્યો અને એ માટે એમણે પોતાના વડીલ ભાઈ વર્ધમાન શાહને પોતાને ચીન જવાની અનુમતિ આપવાની વિનતિ કરતાં કહ્યું કે—

अथ चेन्मे तवादेश-स्तदा लाभसमुत्सुकः।
यास्यहं यानपात्रस्थ- श्चीनदेशे प्रहर्षितः ॥ –સર્ગ ૨, શ્લોક ૫૪.

( એટલે જો આપ આજ્ઞા આપો તો, લાભ મેળવવા માટે ઉત્સુક એવો હું ઉલ્લાસથી વહાણમાં બેસીને ચીન દેશમાં જાઉં. )

પદ્મસિંહ શાહનો દૃઢ નિશ્ચય જાણીને વર્ધમાન શાહ એની માગણીને વધાવી લેતાં કહે છે કે—

अथ तन्निश्चयं ज्ञात्वा वर्धमानोऽपि तं जगौ ।
वर्धमानः सदा वन्धो ! पद्मया त्वं समेहारम् ॥ –સર્ગ ૨, શ્લોક ૬૦.

( હવે તેનો નિશ્ચય જાણીને વર્ધમાન શાહે પણ એને કહ્યું કે હે ભાઈ, લક્ષ્મીનો વધારો કરીને, તું વહેલો વહેલો પાછો આવજે ! )

આ રીતે મોટા ભાઈની રજા લઈને ચીન દેશ માટે રવાના થયેલ શ્રેષ્ઠી પદ્મસિંહ શાહ એ દેશના કયા બંદરે પહોંચ્યા એનો ઉલ્લેખ પણ આ ચરિત્રમાંથી મળે છે, જે આ પ્રમાણે છે—

मासत्रयमतिक्रम्य पाप्तं कन्तानवंदिरे ।
प्रेरितं पद्मसिंहस्य मानसोत्कण्ठयेव किम् ॥ –સર્ગ ૨, શ્લોક ૬૫.

( જાણે પદ્મસિંહ શાહની મનોકામના ( મનની ઉત્કંઠા )થી પ્રેરાયું ન હોય એમ તે (વહાણ) ત્રણ મહિના પૂરા થયા એટલે ( ચીન દેશના ) કંતાન નામના બંદરે પહોંચી ગયું. )

ચીનથી પાછા ફરતાં પદ્મસિંહ શાહ ચીનમાં થયેલ પોતાના ચુલનચંગ નામના મિત્રને પણ પોતાની સાથે ભારતમાં લેતા આવ્યા હતા, એવી મહત્ત્વની વાતની નોંધ પણ આ ચરિત્રના કર્તાએ લીધી છે, જે જોઈને આનંદ થાય છે. એ નોંધ પ્રમાણે છે—

सुहृदमेकमथो धनिनं निज-ममृततुल्यवचःस्ववशीकृतम् ।
चुलनचंग सुनामयुतं वरं विविधदेशनिरीक्षणसोत्सुकम् ॥

स स्वसार्धं समादाय समागान्निजपोतके ।
गृहीत्वा सम्वलं भूरि, वार्यपि मधुरं वरम् ॥ –સર્ગ ૩, શ્લોક ૪, ૫.

( પછી પોતાની અમૃત જેવી વાણીથી પોતાને વશ કરેલા (અને) જુદા જુદા દેશો જોવાને ઉત્સુક એવા પોતાના ચુલનચંગ નામના એક ઉત્તમ ધનવાન મિત્રને પોતાની સાથે લઈને (તથા) ઘણી ખાધાખોરાકી અને ઉત્તમ મીઠું પાણી લઈને તે (પદ્મસિંહ શાહ) પોતાના વહાણ પર આવ્યા.)

પછી તો એ ચુલનચંગ કચ્છમાં ભદ્રાવતી નગરીમાં વર્ધમાન શાહનો મહેમાન બને છે, બન્ને ભાઈઓની પ્રામાણિકતા અને ધર્મપરાયણતાને જોઈને ખૂબ રાજી થાય છે, એક મહિના સુધી એમની મહેમાનગતી માણે છે અને છેવટે એમને પોતાના આડતિયા (એજન્ટ) બનાવીને

ચીન પાછો જાય છે (સર્ગ ૩, શ્લોક ૩૨-૪૮).[૧૯]

આપણા અત્યારના વખતથી ફક્ત ૩૬૦–૩૭૦ વર્ષ પહેલાં બનેલી આ ઐતિહાસિક ઘટના જેમ જૈન સંઘનું તેમ જ આ બે ધર્મનિષ્ઠ ભાઈઓનું ગૌરવ વધારનારી છે, તેમ તે કાળે ભદ્રાવતી નગરી કેવી ઉન્નતિના શિખરે હતી એનું પણ સૂચન કરે એવી છે.[૨૦]

---

૧૯ કચ્છનો બંદરી વેપાર ભદ્રાવતી મારફત પણ જૂના વખતથી ચાલતો હતો. એ માટે શ્રી કુંઅરશી ધરમશી સંપટે, એમના "કચ્છનું વેપારતંત્ર" નામે પુસ્તકમાં (પૃ૦૬) લખ્યું છે કે "કચ્છના વેપાર વિષે સીંકદર પાદશાહથી તે પછીના ગ્રીકો ઇસારા લખે છે. પરંતુ કચ્છની પ્રાચીન ભદ્રાવતી એક સરસ બંદર હતું. અને ત્યાંનો વેપાર અને ત્યાંનુ વહાણવટું અતિવિકાસને પામ્યાં હતાં. તેરમા સૈકામાં એ ભદ્રાવતીમાં જગડુશાહ નામે મોટો વેપારી થઈ ગયો છે. એ ઘણુ ધનવાન હતો. તેની અનેક પેઢીઓ દૂર દેશાવરોમાં હતી. તેનાં વહાણો જગતનાં બંદરોમાં કિંમતિ માલ લઈ આવજા કરતાં હતાં."

ગુજરાતના ઇતિહાસ અને સાહિત્યના મોટા વિદ્વાન અને પુરસ્કર્તા, સ્વનામધન્ય અંગ્રેજ અમલદાર શ્રી એલેકઝાન્ડર કિન્લોક ફાર્બસે રચેલ "રાસમાળા"ના ભાગ બીજામાં (ગુજરાતી અનુવાદ,ત્રીજી આવૃત્તિ,સને ૧૯૨૭; પૃ૦ ૪૬૭-૪૭૨ તથા પૃ૦ ૫૧૨-૫૧૬માં) જગડુશા, ભદ્રેશ્વર અને પનરોતરાના નામે પ્રસિદ્ધ થયેલ ત્રિવાર્ષિક દુષ્કાળ સંબંધી કેટલીક માહિતી આપવામાં આવી છે. તેમાં (પૃ૦ ૪૭૦–૪૭૧) ભદ્રેશ્વર કચ્છનું મોટું બંદર હોવા અંગે લખ્યું છે કે "આ સમયે (જગડુશાના વખતમાં) ભદ્રેશ્વર એ કચ્છનું મોટું બંદર હતુ; ત્યાંના વ્યાપારિયો ઘણા છેટેના દેશો સાથે વેપાર ચલાવતા હતા. ત્યાંનાં વ્હાણુ સમુદ્ર કિનારાના દેશો ભણી જતાં હતા અને તે દેશનાં વ્હાણુ કચ્છ ભણી આવતાં હતા. જગડૂશાહ એક મોટો વેપારી હતો. તેનાં વ્હાણુ પરદેશ જતાં હતાં, અને મ્લેચ્છોની સાથે વેપાર કરીને તેમની પાસેથી પણ એણે ધન પ્રાપ્ત કર્યું હતું."

ભદ્રેશ્વર તીર્થ સંબંધી કંઈ માહિતી કે સામગ્રી મળી શકે એમ હોય તો તે માટે હું તા. ૨૧-૩-૭૫ના રોજ ભુજના જાણીતા વકીલ અને પુરાતત્ત્વ અને ઇતિહાસના અભ્યાસી શ્રી કંચનપ્રસાદભાઈ છાયાને ભુજમાં મળ્યો ત્યારે તેઓએ ભદ્રાવતી નગરીના ઉત્કર્ષકાળમાં એનો વિસ્તાર એટલો હોવાનું અનુમાન કર્યું હતું કે વર્તમાન ભદ્રેશ્વર ગામથી થોડાક માઈલની દૂરી પર આવેલ હટડી ગામ એ નગરીનો જ એક ભાગ હશે અને ત્યાં ભદ્રેશ્વરનું હાટ એટલે કે બજાર હોવાથી એનું નામ હટડી પડયું હોવું જોઈએ.

૨૦. કચ્છના વતની, દરિયાઈ વિદ્યાના નિષ્ણાત અભ્યાસી અને દાયકાઓ સુધી ખાનગી તથા સરકારી ખાતામાં કુશળતાપૂર્વક દરિયાઈ કામગીરી બજાવી યશનામી બનેલા સ્વ. ચંદ્રશંકર અમૃતલાલ બુચ ઉર્ફે "સુકાની" એ "દેવો ધાંધલ" નામે દરિયાઈ નવલકથા લખી છે. એ પુસ્તકમાં (આવૃત્તિ બીજી, સને ૧૯૭૪, પરિશિષ્ટ ૯, પૃ૦ ૩૦૪) આ અંગે નોંધ્યું છે કે—"આપણી પ્રાચીન કહેવત છે કે 'જે જાય જાવે, તે પાછો કદી ન આવે; પણ જો આવે તો (એટલું ધન લાવે કે) એનાં પરિયાં ને પરિયા ખાવે'. આ માહાત્મ્ય વર્ધમાન શેઠ જેવા વહાણવટીઓ અને દેવરાજ જેવા દરિયાસારંગોનું હતું ને ઠેઠ વેદકાળથી માંડી લગભગ ગઈકાલ સુધી મોજૂદ હતું." આ ઉલ્લેખ પણ વર્ધમાન શાહ અને પદ્મસિંહ શાહને ચીન વગેરે દેશો સાથે વેપાર-વ્યવહાર હોવાની વાતનું સમર્થન કરે છે.આ નવલકથાના પહેલા ભાગમાં "વર્ધમાનશેઠ" નામનું એક ૨૦મું પ્રકરણ પણ આપવામાં આવ્યું છે.

આ ઉપરાત, પદ્મસિંહ શાહ વેપાર માટે ચીન દેશમાં ગયા, ત્યાં એમને ચુલનચંગ નામે વેપારી સાથે મિત્રતા જેવો સંબંધ થયો અને ચુલનચંગ પદ્મસિંહ શાહ સાથે ભદ્રાવતી નગરીમાં આવ્યો વગેરે પ્રસંગોનું વર્ણન "શ્રી વિધિપક્ષ (અચલ) ગચ્છીય મહોટી પટ્ટાવલી"માં (પૃ૦ ૨૭૮–૨૮૦) પણ આપ્યું છે.

વળી, આ ચરિત્રમાં આ બન્ને ભાઈઓએ ભદ્રાવતીના શ્રી પાર્શ્વનાથ મંદિરનો દોઢ લાખની રકમ ખરચીને જીર્ણોદ્ધાર કરાવ્યાનું નોંધવામાં આવ્યું છે (સર્ગ ૮, શ્લોક ૧૧–૧૩); તે ઉપરાંત એમાંથી ભદ્રાવતી નગરી પહેલાંના વખતમાં "કૌશાંબી"ના નામથી જાણીતી હતી, એવી સાવ નવતર વાત પણ જાણવા મળે છે, જે આ પ્રમાણે છે—

कौशाम्बीति पुरा यस्याः ख्यातं नाम महितले ।
साम्प्रतं विद्यते भद्रा–वतीति विश्रुता हि सा ॥–સર્ગ ૮, શ્લોક ૧૧.

(પહેલાં પૃથ્વીમાં જે **કૌશાંબી**ના નામથી જાણીતી હતી, તે અત્યારે ભદ્રાવતીના નામથી વિખ્યાત છે.)

આ ચરિત્રમાંથી એક બીજી વાત એ પણ જાણવા મળે છે કે વર્ધમાન શાહનો વિ૦ સં૦ ૧૬૮૮ની સાલમાં સ્વર્ગવાસ થયો ત્યારે એમના નાના ભાઈ પદ્મસિંહ શાહે પોતાના મોટા ભાઈના અગ્નિસંસ્કારની ભૂમિ પર, ત્રણ લાખની રકમ ખરચીને, સુંદર શિલ્પથી શોભાયમાન અને જેમાંથી મીઠું પાણી નીકળ્યું હતું એવી વાવ આ નગરીની પાસે કરાવી હતી અને એની નજીકમાં, પોતાના ભાઈના કલ્યાણ માટે, શ્રી શાંતિનાથ ભગવાનની દેરી કરાવી હતી (સર્ગ ૯, શ્લોક ૫,૬).

જોતજોતામાં આ બધું જ કેવું કાળચક્રના ઝપાટામાં આવીને નામશેષ થઈ ગયું! ભદ્રાવતી જેવી વૈભવશાળી નગરીનો પણ વિનાશ કેવી રીતે થયો, એનું કારણ લખવાનું દુઃખદ કાર્ય પણ આ ચરિત્રના સર્જકને જ કરવું પડયું, એ પણ કાળની કેવી કરુણતા લેખાય! આચાર્ય શ્રી અમરસાગરસૂરિજીએ લખ્યું છે કે—

"પછી એક વખતે ભદ્રાવતીમાં મહામારી–મરકીનો મોટો રોગચાળો ફાટી નીકળ્યો. એમાં ઘણાં લોકો મરી ગયાં અને તેથી ધીમે ધીમે એ નગરી ઉજ્જડ થઈ ગઈ [21] અને એની જાહોજલાલી કાળનો ભોગ બની ગઈ. એટલે પછી એ નગરના રહેવાવાળા પણ એનો ત્યાગ કરીને નજીકનાં અને દૂરનાં જુદાં જુદાં ગામ-નગરોમાં જઈ વસ્યા." (સર્ગ ૯; શ્લોક ૨૬-૨૮)

આ ચરિત્રમાં ભદ્રેશ્વરનો ઉલ્લેખ ભદ્રાવતી તરીકે જ કરવામાં આવ્યો છે. વર્ધમાન-પદ્મસિંહ શાહના સમયમાં આ નગરીની આ રીતે પડતી શરૂ થઈ તે થઈ; પછી એ નગર ક્યારેય પોતાના પુરાતન વૈભવને ફરી મેળવી ન શક્યું, એટલું જ નહીં, એ વધુ ને વધુ વેરાન થતું ગયું, અને એની લક્ષ્મીના મુખ્ય નિમિત્તરૂપ રત્નાકર–સાગર પણ, જાણે રિસાઈને, દૂર ખસી ગયો અને એનો બંદરી વ્યવહાર અને વેપાર પણ સદાને માટે ભાંગી પડયો.

**પ્રશસ્તિઓમાં ભદ્રેશ્વરનો ઉલ્લેખ**—જેમ શિલાલેખોમાં અને પુસ્તકોમાં ભદ્રેશ્વરનો ઉલ્લેખ મળે છે, તેમ પ્રાચીન પુસ્તકોની પ્રશસ્તિઓ–પુષ્પિકાઓમાંથી પણ એનો ઉલ્લેખ મળી

---

૨૧. "શ્રી વિધિપક્ષ (અંચળ) ગચ્છીય મહોટી પટ્ટાવલી" માં (પૃ૦ ૩૪૨) આ અંગે લખ્યું છે કે "ત્યાર બાદ વિક્રમસંવત ૧૬૮૯ની સાલમાં તે ભદ્રાવતી નગરી પણ મરકી, વાયુ (ઝંઝાવાત કે વાવાઝોડું) તથા જલપ્રવાહ આદિક દૈવિક કોપથી ઉજ્જડ થઈ ગઈ." તથા જુઓ, "અચલગચ્છદિગ્દર્શન.", પૃ. ૩૯૫, ફકરો ૧૬૩૩.

આવવો જોઈએ. જૈન સાહિત્યના વિશાળ ભંડારમાંના થોડાક પણ ગ્રંથો તો આ નગરીમાં રચાયા હોય એવું બને. આ દૃષ્ટિએ–આવો ઉલ્લેખ શોધવા માટે–પ્રશસ્તિસંગ્રહ તથા હસ્તલિખિત ગ્રંથભંડારોની કેટલીક છપાયેલી યાદીઓ જોઈ, પણ એમાંથી ફક્ત એક જ કેટલોગમાંની પ્રશસ્તિમાંથી ભદ્રેશ્વરનો ઉલ્લેખ મળ્યો છે. પાટણના હસ્તલિખિત ભંડારોમાંની હસ્તપ્રતોની સવિસ્તર યાદી આગમપ્રભાકર મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજે તૈયાર કરી છે; એનો પહેલો ભાગ "ડિસ્ક્રીપ્ટિવ કેટલોગ ઓફ મેન્યુસ્ક્રિપ્ટ્સ ઇન ધી જૈન ભંડાર્સ એટ પાટન," પાર્ટ ૧ના નામથી પ્રગટ થયો છે. એમાં (પૃ૦ ૪૦) પાટણના સંઘવીના પાડાની શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની એક તાડપત્રીય પ્રત ભદ્રેશ્વરમાં લખાઈ હતી, એની પ્રશસ્તિ આપવામાં આવી છે, જે આ પ્રમાણે છે—

१३०९ आषाढ वदि........ सोमे श्री भद्रेश्वरे वीरतिलकेन भुवनसुन्दरि(री)योग्या पुस्तिका लिखिता ।

વિ૦ સં૦ ૧૩૦૯ નો સમય એ તો જગડૂશાનો સમય હતો. એટલે આ પ્રત જગડૂશાના સમયમાં ભદ્રેશ્વરમાં લખાઈ હતી.

જો બીજા ગ્રંથભંડારોમાંની હસ્તપ્રતોની પ્રશસ્તિઓ (પુષ્પિકાઓ) તપાસવાનો અવસર મળે તો કદાચ એમાંની કોઈક પ્રતમાંથી પણ ભદ્રેશ્વરનો ઉલ્લેખ મળી આવવાની સંભાવના ખરી.

**થોડાક નોંધપાત્ર ઉલ્લેખો**— "તીર્થમાળા"માં (પૃ૦૫૮) નોંધ્યું છે કે (વિક્રમના) "તેરમા સૈકામાં ભદ્રેસર કચ્છ દેશની રાજધાનીનું શહેર હતું, વીરધવળ રાજાએ કચ્છપતિ ભીમસિંહને જીત્યો હતો." ડૉ.બર્જેસે "રિપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઓફ કાઠિયાવાડ એન્ડ કચ્છ"માં (પૃ. ૨૦૬-૨૦૭) નોંધ્યું છે કે ભદ્રેશ્વરના રાજાએ, પોતાના લશ્કરને સહાય કરવા માટે, વિ૦ સં૦ ૧૧૪૯માં ભદ્રેશ્વર એક વાણિયાને ગિરો તરીકે લખી આપ્યું હતું અને વિ૦ સં૦ ૧૧૮૨માં (ખરી રીતે ૧૨૮૨માં) જગદેવ શાહને ભદ્રેશ્વર ભેટ મળ્યું હતું. વિ૦ સં૦ ૧૫૯૨માં જામ રાવળે ભદ્રેશ્વર ઉપર કબજો કરીને છેવટે, આચાર્ય આનંદવિમળસૂરિના ઉપદેશથી, બે વર્ષ પછી ભદ્રેશ્વરના દેરાસરને બાર ગામ ભેટ આપીને એ સૌરાષ્ટ્રમાં ચાલ્યો ગયો હતો. સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં હાલા ડુંગરજીએ ભદ્રેશ્વર પડાવી લીધું હતું, પણ શ્રી વિવેકહર્ષ ગણિના સમજાવવાથી વિ૦ સં૦ ૧૬૫૯માં એને છૂટું કર્યું હતું. વિ૦ સં૦ ૧૭૪૯ (સને ૧૬૯૩)માં મહોસમ બેગે ભદ્રેશ્વર ઉપર હલ્લો કરીને મંદિર અને મૂર્તિઓનું ખંડન કર્યું અને વિ૦ સં૦ ૧૮૧૯ અને ૧૮૬૬ના સમય દરમ્યાન ભદ્રેશ્વરનો કિલ્લો જમીનદોસ્ત થયો અને એની મોટી મોટી શિલાઓ તથા મંદિરના પથ્થરોને લોકો મુંદ્રા બંદર, મુંદ્રા શહેર તથા પોતાનાં ઘરોના બાંધકામ માટે ઉપાડી ગયા. આ સમય દરમ્યાન કચ્છમાં જાડેજા રાજવંશનું શાસન એકંદર સ્થિર થવા છતાં આ નગર ઉત્તરોત્તર વધુ ને વધુ ઉપેક્ષિત અને વેરાન થતું ગયું; અને છતાં ભદ્રેસર-વસઈ તીર્થનું મંદિર, સમયનાં અને કુદરતનાં અનેક આક્રમણો આવવા છતાં, એક યા બીજા રૂપમાં ટકી રહ્યું.

જૂની ભદ્રાવતી નગરી–વર્તમાન ભદ્રેશ્વર ગામ–ના વૈભવશાળી અને ગૌરવભર્યા ભૂતકાળનાં

અને એની ચડતી-પડતીનાં દર્શન જેમ ઉપર આપેલી સવિસ્તર માહિતીમાંથી મળી રહે છે, તેમ આ ગામની અત્યારની સ્થિતિ પણ એનો ભૂતકાળ ભવ્ય હોવાની સાક્ષી પૂરે છે.

## ખોદકામની જરૂર

જે સ્થાન ઉપર આ તીર્થ અને વર્તમાન ભદ્રેશ્વર ગામ વસેલું છે, તેને ફરતી એકાદ માઈલના ઘેરાવાની ધરતી જોઈએ તો, પ્રથમ નજરે જ એમ લાગે છે કે, એ ધરતી ઊંચાણમાં આસપાસની બીજી ધરતી કરતાં કંઈક જુદી પડે છે. ભદ્રેશ્વર-વસઈ તીર્થ થોડાક ઊંચાણવાળી ટેકરી ઉપર વસેલું છે [ચિત્ર નં. પર ], એ જોઈ ને કોઈ પણ પુરાતત્ત્વના અભ્યાસીને એમ લાગ્યા વગર ન રહે કે આ ધરતીમાં કુદરતે સર્જેલ પરિવર્તનો અને માનવીએ સર્જેલ ઉત્થાન-પતન—એમ ભૂગોળ અને ઇતિહાસને આરે બનેલી માનવસંસ્કૃતિના આરોહ-અવરોહને સૂચવતી કેટલીયે ઘટનાઓ છુપાયેલી –દટાયેલી પડી હોવી જોઈએ. આ ટેકરાળ ભૂમિનું સામાન્ય ખોદકામ કરતાં પણ, અવારનવાર, કેટલીક એવી સામગ્રી મળી આવે છે કે જેથી એમ ચોક્કસ લાગે છે કે પુરાતત્ત્વીય શોધખોળ અને ખાસ કરીને ખોદકામ માટે આ સ્થાન ફળદ્રુપ જમીન જેવું છે; અને, આવો પ્રયાસ કરવામાં આવે તો, એમાંથી આ ભૂમિનાં (તેમ જ કચ્છ પ્રદેશના પણ) ઇતિહાસ અને પુરાતત્ત્વ ઉપર તેમ જ એની પ્રાચીન ભૌગોલિક સ્થિતિ ઉપર પણ પ્રકાશ પાડે એવી સામગ્રી સારા પ્રમાણમાં મળી આવવાની ઘણી સંભાવના છે.

વળી, વસઈ જૈન તીર્થના દેરાસરની ઊંચાણવાળી જમીનની આસપાસ નજર કરીએ તો, ફરતા તથા નજીકના ભાગમાં, જમીનદોસ્ત થયેલી કે જર્જરિત હાલતમાં અત્યારે પણ ટકી રહેલી બ્રાહ્મણ, ઇસ્લામ અને જૈન એમ જુદા જુદા ધર્મો સાથે સંબંધ ધરાવતી તેમ જ બીજા પ્રકારની પણ નાની-મોટી સંખ્યાબંધ ઇમારતો એવી ઊભી છે કે જે આ સ્થાનની એક સમયની ઉન્નત સ્થિતિની તથા પ્રાચીનતાની ગવાહી પૂરે છે. ભદ્રેશ્વર નગરીના પતનની સાથે સાથે, નગરીથી દૂર ખસી ગયેલો દરિયાકિનારો, વર્તમાન ભદ્રેશ્વર ગામથી દોઢેક માઈલની દૂરી પર આવેલ ચોખંડા મહાદેવના નામથી ઓળખાતું એકલસંગી મંદિર જેવું શાંત-સુંદર સ્થાન, અને દેરાસરથી બેએક ફર્લાંગ જેટલે જ દૂર વસેલ નવા ભદ્રેસર ગામમાંની કેટલીય નાની-મોટી ઇમારતો, તથા તળાવ અને પાળિયા વગેરેનાં શિલ્પો ઉપરથી પણ આ સ્થાનની પ્રાચીનતાનો ખ્યાલ આવે છે.

આ છે ભદ્રાવતી નગરીની થોડીક કહાની.

હવે આ નગરીના વસઈ જૈન તીર્થની સ્થાપનાની કથા જોઈએ.

૬

# તીર્થની સ્થાપના

વિશાળ સાગરકિનારાથી શોભતા કચ્છ દેશનો એક ભાગ અત્યારે મુંદ્રા તાલુકાના નામે ઓળખાય છે. આ તાલુકામાં ભદ્રેશ્વર નામે નાનું ગામ આવેલું છે; જૂના વખતમાં એ ભદ્રાવતી નામે મોટી નગરી હતી. એ વેપારનું મોટું મથક હતું, એનું બંદર ધીકતું હતું, અને દૂર દૂરના દેશો સાથે એનો ઘણો વેપાર ચાલતો હતો. ઇતિહાસપ્રસિદ્ધ આ પ્રાચીન નગરીની ચડતી-પડતીની કથા ગયા પ્રકરણમાં આપવામાં આવી છે. અને આ નગરી ઉપર અવારનવાર આવતી રહેલી જાત જાતની આપત્તિઓની વિશેષ વિગતો સાતમા પ્રકરણમાં નોંધવામાં આવી છે.

આ ભદ્રાવતી જેમ એક કાળે ખૂબ સમૃદ્ધિશાળી નગર હતું, તેમ એ ભૂતકાળમાં જૈન ધર્મનું મોટું તીર્થધામ હતું, અને અત્યારે પણ એક જાજરમાન જૈન તીર્થ તરીકે એની ગણના થાય છે. આ તીર્થની સ્થાપનાની કથા-વાર્તાનો છેડો તો છેક પચીસસો વર્ષ જેટલા જૂના વખત સુધી પહોંચે છે.

શ્રમણ ભગવાન મહાવીરના નિર્વાણ પછીના તરતના જ સમયથી આ વાત શરૂ થાય છે.

પચીસસો વર્ષ પહેલાં ભદ્રાવતી નગરીમાં હરિવંશના રાજા સિદ્ધસેન રાજ્ય કરતા હતા. દેવચંદ્ર નામના ધર્માનુરાગી જૈન શ્રેષ્ઠી એ નગરમાં રહેતા હતા. વળી, જીવનભર નિષ્ઠાપૂર્વક સંપૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરીને જેઓ આદર્શ અને પવિત્ર ધર્માત્મા દંપતી તરીકેનું ગૌરવ પામ્યાં હતાં અને જેમનો ગૃહસ્થાશ્રમ સંયમ અને તપની આરાધનાથી ખૂબ પ્રશંસાપાત્ર બન્યો હતો, તે વિજય શેઠ અને વિજયા શેઠાણી પણ આ નગરનાં જ નિવાસી હતાં.

એક વાર ગુરુ મહારાજના મુખેથી તીર્થંકરદેવની પૂજા-ભક્તિનો મહિમા સાંભળીને શ્રેષ્ઠી દેવચંદ્રના અંતરમાં જિનમંદિર બનાવીને એમાં ત્રેવીસમા તીર્થંકર ભગવાન પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવવાની ભાવના જાગી ઊઠી. એમણે તરત જ પોતાની ભાવનાનો અમલ કર્યો અને ભગવાન મહાવીરના નિર્વાણ પછી ૨૩મા વર્ષે એક ભવ્ય જિનમંદિર ચણાવીને એમાં ભગવાન પાર્શ્વનાથની પ્રતિમાની કપિલ કેવલીના હાથે પ્રતિષ્ઠા કરાવી અને એ રીતે પોતાના મનોરથ સફળ કર્યા. ત્યારથી ભદ્રાવતી–ભદ્રેશ્વર કચ્છની ભૂમિનું એક પ્રસિદ્ધ જૈન તીર્થ બન્યું છે અને જૈન શાસનની પ્રભાવના કરીને અનેક આત્માઓના ઉદ્ધારનું નિમિત્ત બનતું રહ્યું છે. પોતાની સ્થાપના પછી આ તીર્થધામે પણ, ભદ્રાવતી નગરીની જેમ, ઉદય-અસ્તના અનેક યુગો જોયા છે. એ બધું છતાં અત્યારે એના ઉદયનો યુગ જાગી ઊઠયો હોય એમ એ વધુ ને વધુ પ્રભાવશાળી બનતું જાય છે, અને વધુ ને વધુ યાત્રિકો એનો લાભ લેવા આવતા રહે છે.

ભદ્રેશ્વર-વસઈ જૈન તીર્થની સ્થાપનાની આ ટૂંકી કથા છે. આ કથામાંની કેટલીક વાતો વિચારવા જેવી છે.

## તામ્રપત્ર અંગે વિચારણા

ઉપર આ તીર્થની સ્થાપના વીર નિર્વાણ સંવત ૨૩માં શ્રેષ્ઠી દેવચંદ્રે કરીને એમાં ભગવાન પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કર્યાની જે વાત લખી છે, તે એક તામ્રપત્રમાંથી મળેલા એક ઉલ્લેખને આધારે લખી છે. આ પ્રસંગની વિગતો આ પ્રમાણે છે—

શ્રી ભદ્રેશ્વર-વસઈ તીર્થનો છેલ્લો જીર્ણોદ્ધાર, સોએક વર્ષ પહેલાં, વિ૦ સં૦ ૧૯૩૪માં શરૂ કરવામાં આવ્યો હતો, અને, પાંચેક વર્ષ બાદ, વિ૦ સં૦ ૧૯૩૯માં એ પૂરો થતાં, એ જ વર્ષના માહ શુદિ ૧૦ના રોજ મંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી.

આ જીર્ણોદ્ધાર દરમ્યાન દેરાસરના ગભારાની પાછળની ભીંતમાંથી એક નાનું તામ્રપત્ર મળી આવ્યું હતું. એ તામ્રપત્રમાંનું લખાણ કચ્છમાં કોઈથી ઉકેલી શકાયું નહીં તેથી, એમ લાગે છે કે, એ વખતના જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘના તપગચ્છના મહાન જ્ઞાની પ્રભાવક પુરુષ અને દેશ-વિદેશમાં જાણીતા આચાર્ય મહારાજ શ્રી વિજયાનંદસૂરીશ્વરજી (શ્રી આત્મારામજી) મહારાજ ઉપર મોકલવામાં આવ્યું હતું; અને, આ બાબતમાં જે કંઈ વાત નોંધાયેલી મળે છે તે ઉપરથી એવું જાણવા મળે છે કે, એમણે એ તામ્રપત્ર એમના ખૂબ સુપરિચિત અને એમના તરફ વહાલો આદરભાવ ધરાવનાર કલકત્તાની ધી એશિયાટિક સોસાયટી ઓફ બંગાલના માનદમંત્રી ડૉ. એ. એફ. રૂડોલ્ફ હોર્નલ (A. F. Rudolf Hoernale C. I. E.) ઉપર વાંચવા માટે મોકલ્યું હોવું જોઈએ.[1]

---

૧. આચાર્ય શ્રી વિજયાનંદસૂરીશ્વરજી મહારાજને વિ૦ સં૦ ૧૯૪૩માં પાલીતાણામાં આચાર્યપદવી મળી તે દરમ્યાન જૈનધર્મના એક મહાન વિદ્વાન તરીકે એમની નામના દેશ-વિદેશમાં પ્રસરી ગઈ હતી અને ડૉ. રૂડોલ્ફ હોર્નલ સાથે એમને, જ્ઞાનયોગને કારણે, એવો નિકટનો અને આત્મીયતાભર્યો સંબંધ થઈ ગયો હતો કે સને ૧૮૯૦માં (વિ૦ સં૦ ૧૯૪૬માં) ડૉ. હોર્નલે પોતે સંપાદિત કરેલ ઉપાસકદશાંગ સૂત્ર એમને અર્પણ કર્યું હતું; અને એ અર્પણ માટે સંસ્કૃત ભાષાના આદરની લાગણીથી નીતરતા ચાર શ્લોકો એમણે રચ્યા હતા; એનો પહેલો અને ચોથો શ્લોક આ પ્રમાણે છે—

दुराग्रहध्वान्तविभेदभानो ! हितोपदेशामृतसिन्धुचित्त ! ।
सन्देहसन्दोहनिरासकारिन् ! जिनोक्तधर्मस्य धुरन्धरोऽसि ॥ १ ॥
कृतज्ञताचिह्नमिदं ग्रन्थसंस्करणं कृतिन् ! ।
यत्नसम्पादितं तुभ्यं श्रद्धयोत्सृज्यते मया ॥ ४ ॥

ડૉ. હોર્નલના આ ઉદ્‌ગારો એ વાતની સાક્ષી આપે છે કે તેઓ આચાર્ય મહારાજ તરફ ભક્તિ અને કૃતજ્ઞતાની ઊંડી લાગણી ધરાવતા હતા.

વળી, કલકત્તાની એશિયાટિક સોસાયટી ઓફ બેંગાલના "જર્નલ ઓફ ધી એશિયાટિક સોસાયટી ઓફ બેંગાલ" ના સને ૧૮૮૯ના પહેલા વોલ્યુમમાંના સંસ્થાની કાર્યવાહીના અહેવાલમાં (પૃ૦૧૩૧) છપાયેલ હકીકત ઉપરથી જાણી શકાય છે કે સોસાયટીના સભ્યોની એક સભામાં ડૉ. હોર્નલે મુનિ શ્રી આત્મારામજી—આનંદવિજયજીએ તૈયાર કરેલ જૈનધર્મની કાળગણના, તથા એના વિભાગો તથા પેટાવિભાગોની (ગચ્છો અને પેટાગચ્છોની) સમજૂતી

જે અંગ્રેજ વિદ્વાન સાથે આચાર્ય શ્રી આત્મારામજી મહારાજને આવો ગાઢ સંબંધ હોય એમને તેઓએ આ તામ્રપત્ર વાંચવા માટે મોકલ્યું હોય તે તદ્દન બનવા જોગ,અને મનમાં ઊતરી જાય એવી વાત છે. આમ છતાં શ્રી આત્મારામજી મહારાજ કે ડૉ. હોર્નલ-એ એમાંથી કોઈએ, આ બાબતમાં એમની વચ્ચે કોઈ પત્રવ્યવહાર થયો હતો, એ વાતનો ક્યાંય નિર્દેશ કર્યો હોય એવું, સારા પ્રમાણમાં શોધ કરવા છતાં, જાણવા મળ્યું નથી, એ કંઈક નવાઈ ઉપજાવે એવી વાત છે.[2]

આ તામ્રપત્રનો જેટલો અંશ વાંચી શકાયો છે, તે આચાર્ય શ્રી આત્મારામજી મહારાજે રચેલ અને ભાવનગરની શ્રી જૈનધર્મ હિતેચ્છુ સભા તરફથી વિ૦ સં૦ ૧૯૪૪ ( સને ૧૮૮૮ ) માં પ્રગટ થયેલ " અજ્ઞાનતિમિરભાસ્કર"ની પહેલી આવૃત્તિમાં છપાયેલ છે. વિ૦ સં૦ ૧૯૪૪ની સાલ એટલે આ તામ્રપત્ર મળી આવ્યું, તે પછીનાં ૭-૮ વર્ષ જેટલો ટૂંકો સમય. આ હકીકત પણ આ તામ્રપત્ર મળી આવ્યાની વાતને પ્રમાણભૂત માનવા પ્રેરે છે. આ તામ્રપત્રમાંનું જેટલું લખાણ ઉકેલી શકાયું હતું, તેટલું આ ગ્રંથમાં (આવૃત્તિ પહેલી, ખંડ ૨, પૃ૦૧૩; વિ૰સં૦ ૧૯૬૨ ની આવૃત્તિ બીજી, પૃ૦ ૧૭૬) છપાયેલ છે, અને તે આ પ્રમાણે છે—

१ ठ. देवचद्रीय श्रीपार्श्वनाथदेवस्यतो ०ॉ । २३ ।

---

આપતું રંગીન વંશવૃક્ષ બતાવ્યું હતુ. આ ઉપરથી પણ જોઈ શકાય છે કે એ બે વચ્ચે કેવો સારો સંબંધ પ્રવર્તતો હતો.

વળી, સને ૧૮૯૩ (વિ૰સં૦ ૧૯૪૯) માં અમેરિકાના ચિકાગો શહેરમાં વર્લ્ડ્ઝ પાર્લામેન્ટ ઓફ રિલિજિયન્સ (વિશ્વ ધર્મ પરિષદ) નું અધિવેશન મળ્યું હતુ, તેમાં જૈનધર્મના પ્રતિનિધિ તરીકે ઉપસ્થિત રહેવાનું આમંત્રણ કેવળ આચાર્ય શ્રી આત્મારામજી મહારાજને જ મળ્યું હતું, તે એમની ઊંડી વિદ્વત્તા તથા આવા વિદ્વાનો સાથેના સંબંધના કારણે જ. પોતાના સાધુધર્મના આચારોને કારણે આચાર્ય મહારાજ પોતે તો અધિવેશનમાં નહોતા ગયા, પણ પોતાના પ્રતિનિધિ તરીકે, તે વખતના મુંબઈના જૈન એસોસીએશન ઓફ ઈન્ડીયાના મંત્રી, શ્રી વીરચંદ રાઘવજી ગાંધીને મોકલ્યા હતા; અને શ્રી વીરચંદભાઈએ ત્યાં કેવળ જૈનદર્શન ઉપર જ નહીં પણ ભારતનાં બધાં દર્શનો ઉપર લોકભોગ્ય અને હૃદયંગમ ભાષણો આપીને ખૂબ નામના મેળવી હતી, તે સુવિદિત છે. શ્રી વીરચંદભાઈ ગાંધીનાં આ ભાષણો " Systems of Indian Philosophy " નામે પુસ્તકરૂપે શ્રી મહાવીર જૈન વિદ્યાલય, મુંબઈ તરફથી પ્રગટ થયાં છે.

આ હકીકત બે વાતનું સૂચન કરે છે: એક તો આચાર્ય મહારાજ શ્રી આત્મારામજી મહારાજની નામના સમર્થ જૈન આચાર્ય તરીકે દેશ-વિદેશમાં ફેલાયેલી હતી, અને બીજું, ડૉ. હોર્નલ સાથે એમને નિકટનો સંબંધ હતો.

૨. આ વર્ષો દરમ્યાન ડૉ. હોર્નલ કલકત્તાની એસિયાટિક સોસાયટી ઓફ બેંગાલના માનદમંત્રી હતા, એટલે એ સંસ્થાનું " જર્નલ ઓફ ધી રોયલ એસિયાટિક સોસાયટી ઓફ બેંગાલ " નામે સામયિક એમના સંપાદકપણા નીચે જ પ્રકાશિત થતું હતું. આ જર્નલનાં સને ૧૮૭૮થી તે સને ૧૭૯૦સુધીનાં—૪૭ થી ૫૯ સુધીનાં—૧૩ વોલ્યુમો અમદાવાદની ગુજરાત વિદ્યાપીઠની લાયબ્રેરીમાં તપાસવા છતાં આ તામ્રપત્ર સંબંધી કશી માહિતી એમાંથી મળી નથી.

આ ઉપરાંત " ઇન્ડિયન એન્ટીકવેરી " ત્રિમાસિકના સને ૧૮૭૨થી ૧૯૨૧ સુધીનાં ૫૦ વર્ષના અંકોની લેખક-સૂચી તથા વિષયસૂચી અમદાવાદની ગુજરાત વિદ્યાસભામાં જોઈ, તો એમાંથી પણ આ સંબંધી કશી વિગત મળી નથી.

આ પંક્તિનો અર્થ એવો કરવામાં આવે છે કે "ભગવાન મહાવીરના નિર્વાણ પછી ૨૩મા વર્ષે, દેવચંદ્ર નામના શ્રાવકે, ભદ્રેશ્વરમાં, શ્રી પાર્શ્વનાથના જિનમંદિરની સ્થાપના કરી હતી."

ઉપરની ટૂંકી સરખી પંક્તિમાંથી આવો ભાવ તારવવાનું કામ અઘરું છે અને એવો અર્થ કરવા માટે બીજું પણ કેટલુંક લખાણ મળી આવવું અથવા એ તામ્રપત્રમાંથી ઉકેલાવું જોઈતું હતું. પણ જ્યારે ખુદ આચાર્ય શ્રી આત્મારામજી મહારાજે પોતે જ આ પંક્તિનો આવો અર્થ કરવાનું મુનાસિફ માન્યું છે, એટલે પછી આ અંગે બીજી રીતે વિશેષ વિચાર કરવાનો ભાગ્યે જ અવકાશ રહે છે.

અને છતાં, વિશેષમાં, શ્રી આત્મારામજી મહારાજે પોતે જ આ લખાણના અર્થની બાબતમાં "અજ્ઞાનતિમિરભાસ્કર"માં (બન્ને આવૃત્તિઓ, અનુક્રમે પૃ૦ ૧૪, અને ૧૭૭) લખ્યું છે કે—

"इस चैत्यके ऐतिह्य रूप खरडेमें तथा कच्छ भूगोलमे लिखा हैं श्रोवीरात् संवत २३ वर्षे यह जिन चैत्य जिन मदिर बनाया. इस वास्ते हमने ताम्रपत्रके लेखकी कल्पना भी इसके अनुसारही करी हैं परंतु किसी गुरुगम्यतासे नहि करी है. इस वास्ते इसकी कल्पना कोई बुद्धि मान् यथार्थ अन्य तरे भी करके मेरेको लिखे तो बडा उपकार है"

આચાર્ય શ્રી આત્મારામજી મહારાજના આ ઉદ્‌ગારો ઉપરથી તો એમ પણ લાગે છે કે આ પંક્તિનો વધારે નિશ્ચિત અર્થ જાણવા મળે એમ તેઓ પોતે પણ ઇચ્છતા હતા. વળી, આ લખાણ કે તામ્રપત્રની ઉપરોક્ત પંક્તિ અંગે તેઓએ આ પુસ્તકમાં (પૃ૦ ૧૭૬-૧૭૭) ભાષા અને લિપિની દૃષ્ટિએ જે અર્થવિચારણા કરી છે, તે ઉપરથી એમણે આ બાબતમાં ડૉ. હોર્નલને કંઈ પુછાવ્યું હોય અથવા ડૉ. હોર્નલે તેઓશ્રીને કંઈ સૂચવ્યું હોય, એવો કોઈ અણસાર સરખો પણ મળતો નથી. અને છતાં આ વાત સાથે ડૉ. હોર્નલનું નામ સંકળાયેલું મળે છે તે પણ એક હકીકત છે. મેં તપાસેલ સામગ્રીમાં આ પ્રકારનો સૌથી જૂનો (આશરે વિ૦ સં૦ ૧૯૮૫નો) નિર્દેશ "શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા" માં (પૃ૦ ૧૧૯) મળે છે, તે આ પ્રમાણે છે—

"સંવત ૧૯૩૯ની સાલમાં, જ્યારે આ મંદિરનો જીર્ણોદ્ધાર થતો હતો ત્યારે, મંદિરની પાછલી દીવાલમાંથી એક તામ્રપત્ર મળ્યું હતું, અને જેની નકલ શ્રીમાન્ પૂ. પા. વિજયાનંદસૂરીશ્વરજી તથા રોયલ એશિયાટિક સોસાયટી કલકત્તાના ઓનરરી સેક્રેટરી એ. એફ. રૂડોલ્ફ હોર્નલ તરફ મોકલવામાં આવી હતી. અને તેઓએ શાસ્ત્રીય તપાસથી નિર્ણય કર્યો હતો કે—" ભગવાન મહાવીર પછી ત્રેવીસ વર્ષે દેવચંદ્ર નામના વણીકે પાર્શ્વનાથ પ્રભુનું આ મંદિર બંધાવેલ છે."

આ પુસ્તકના લેખક શ્રી મોહનલાલ ચુનીલાલ ધામીએ આ વાત શાના આધારે લખી એનું મૂળ શોધવા મેં યથાશક્ય પ્રયત્ન અને કેટલોક પત્રવ્યવહાર પણ કર્યો, પણ એ જાણી શકાયું નથી.

પણ, આ તામ્રપત્ર મળી આવ્યા પછી પાંચ-સાત વર્ષે જ—વિ૦ સં૦ ૧૯૪૪માં જ—પ્રગટ થયેલ "અજ્ઞાનતિમિરભાસ્કર" ગ્રંથની પહેલી આવૃત્તિમાં જ્યારે આચાર્ય શ્રી આત્મારામજી મહારાજે પોતે જ એની નોંધ લીધી છે અને એની એક લીંટી જેટલો પાઠ પણ આપ્યો છે,

એટલે પછી આ તામ્રપત્ર મળ્યાની બાબતમાં અને એમાંનું થોડુંક લખાણ એમણે ઉકેલી આપ્યાની બાબતમાં લેશ પણ શંકાને અવકાશ રહેતો નથી; જે કંઈ સવાલ કે વિચારવા જેવું રહે છે તે એના અર્થની બાબતમાં; અને એ અર્થ કોણે કર્યો તે બાબતમાં.

આચાર્ય શ્રી આત્મારામજી મહારાજે આ પંક્તિનો આવો અર્થ કેમ કર્યો એનો ખુલાસો આપી શકે એવી એક બાબત એ છે કે આ તામ્રપત્ર મળી આવ્યું તે પહેલાંના સમયથી જ લોકોમાં, અનુશ્રુતિરૂપે, એક વાત સારી રીતે જાણીતી હતી કે આ તીર્થની સ્થાપના ભગવાન મહાવીરના નિર્વાણ પછી તરત જ–બે-પાંચ દાયકામાં જ–થઈ હતી. એટલે આ અનુશ્રુતિના આધારે, એટલું તો લાગે જ છે કે, આ તામ્રપત્રનું લખાણ ઉકેલી આપવા માટે એ ડૉ. હોર્નલને મોકલવામાં આવ્યું હોય તો એ વખતે એમને આ તીર્થની સ્થાપનાને લગતી આ અનુશ્રુતિની જાણ પણ જરૂર કરવામાં આવી હશે. અથવા આચાર્ય શ્રી આત્મારામજી મહારાજે પોતે એ લખાણ વાંચ્યું હશે તો એનો અર્થ કરતી વખતે એમણે પોતે આ અનુશ્રુતિને ધ્યાનમાં લીધી હશે. આમાંથી ચોક્કસ શું બન્યું હશે, એ તો નિશ્ચિત રૂપે કહી શકાય એવી સ્થિતિ છે નહીં; પણ, એટલું તો જરૂર લાગે છે કે, જ્યારે આ બાબત સાથે ડૉ. હોર્નલનું નામ સારી રીતે સંકળાયેલું હોવાની વાત, "શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા"માં, તેમ જ, એની જેમ અથવા એના આધારે, બીજા ગ્રંથોમાં[3] પણ, કહેવામાં આવી છે, ત્યારે એ વાતને સાવ નિરાધાર માનવી એ પણ ઉચિત નથી લાગતું.

આ તામ્રપત્ર મળી આવ્યું તે સમયે, ઉપર સૂચવ્યું તેમ, વિ૦ સં૦ ૧૯૩૪-૩૯ દરમ્યાન, આ તીર્થના છેલ્લા જીર્ણોદ્ધારનું કામ ચાલતું હતું. આ જીર્ણોદ્ધારનું કામ પૂરું થયું એટલે વિ૦ સં૦ ૧૯૩૯ના માહ શુદિ ૧૦ના રોજ આ દેરાસરની પુનઃ પ્રતિષ્ઠા કરવામાં આવી. આ જીર્ણોદ્ધાર અને પ્રતિષ્ઠાને લગતો સંસ્કૃત ભાષાનો લાંબી લાંબી ૪૧ લીંટી જેટલો મોટો શિલાલેખ દેરાસરના

---

૩. જુઓ, "જૈન તીર્થોનો ઇતિહાસ," પૃ૦૧૪૦, તથા 'જૈન તીર્થ સર્વ સંગ્રહ," પૃ૦૧૩૯. વળી, "જૈન તીર્થ સર્વ સંગ્રહ"માં તામ્રપત્રમાંની પંક્તિનું લખાણ "१ देवचद्रीय श्री पार्श्वनाथदेवस्येतो २३ ॥" એ પ્રમાણે ટાંકીને વિશેષમાં, એનો અર્થ સમજાવવા માટે ઉમેર્યું છે કે, આ મંદિરની જૂની નોંધમા અને કચ્છની ભૂગોળમાં પણ "वीरात् २३ वर्षे इद चैत्यं सजातमिति" એવું લખાણ છે.

"જૈન પરંપરાનો ઇતિહાસ," ભાગ ૧, પૃ૦ ૭૩માં આ તામ્રપત્ર ડૉ. હોર્નલ પાસે કેવી રીતે પહોંચ્યું એ અંગે જે નોધ કરવામાં આવી છે તે આ પ્રમાણે છે : "આ૦ શ્રી જંબૂસ્વામીના સમયમાં ભદ્રેશ્વર તીર્થ બન્યું છે; કચ્છ ભદ્રેશ્વરમાં આજે બાવન જિનાલયનું ભવ્ય અને વિશાળ મંદિર છે. સં૦ ૧૯૩૮માં તેનો જીર્ણોદ્ધાર થયો ત્યારે ત્યાંથી એક તામ્રપત્ર મળ્યું હતું, જે કચ્છ રાજ્ય દ્વારા ડૉ. એ. એફ. રૂડોલ્ફ હોર્નલ પર મોકલ્યું હતું. અને પછી ભૂજપુરના યતિને સોંપ્યું હતું."

"અંચલગચ્છદિગ્દર્શન" માં (પૃ૦૬૧૦) પણ આ તામ્રપત્ર કચ્છ રાજ્ય મારફત ડૉ.હોર્નલ પાસે મોકલવામાં આવ્યાનું અને ભૂજપુરના યતિ સુંદરજી પાસે હોવાનું લખ્યું છે.

આ બે પુસ્તકોમાં આ તામ્રપત્ર કચ્છ રાજ્ય મારફત ડૉ. હોર્નલને પહોંચતું કર્યાની જે વાત લખી છે તે આ અંગેની બીજી બધી વાતો કરતા જુદી પડે છે એ દેખીતું છે. કચ્છના જૈન સંઘે આ અંગે ખાસ તપાસ કરવી જોઈએ.

રંગમંડપમાં જમણી બાજુએ લગાડવામાં આવ્યો છે આ શિલાલેખમાં આ તીર્થની સ્થાપનાને લગતી છેક પ્રાચીન સમયની વાત, વચમાં તીર્થની કેવી સ્થિતિ થઈ તે વાત તથા છેલ્લા જીર્ણોદ્ધારની વાતને સમાવી લેવામાં આવી છે—એમ કહેવું જોઈએ કે 'એકે હજારા' જેવા આ એક જ શિલાલેખમાંથી (પંક્તિ ૯-૧૩) આ તીર્થ સંબંધી પ્રાચીન, મધ્યકાલીન અને આધુનિક સમયની મહત્ત્વની માહિતી કે વાતો જાણવા મળે છે. આ શિલાલેખમાં આ તામ્રપત્રનો નિર્દેશ આ રીતે કરવામાં આવ્યો છે—

"तथैव च साम्प्रतमेव च प्रतिमापृष्ठगर्भगृहभित्तौ समुद्धारार्थमुत्खनितुमारब्धायां विनिर्गतमेकमतिलघुकं ताम्रपत्रं, तत्र अमुन्येवाक्षराणि विद्यन्ते, तथा हि—ठ० देवचन्द्रिय प्रार्श्वनाथदेवसातो २३ इति। एतल्लेखानुसारतः प्रतीयते किलेदं चैत्य श्रीवीरात् २३ वर्षे श्रीदेवचन्द्रश्रेष्ठिना कारितमस्तीति।"

મુનિરાજ શ્રી હંસવિજયજી મહારાજે "પ્રશ્નોત્તરચિંતામણિ" નામે એક પુસ્તક લખ્યું છે; અને તે વિ૦ સં૦ ૧૯૬૭માં ભાવનગરની શ્રી જૈન આત્માનંદ સભા તરફથી પ્રકાશિત થયું છે. તેમાં (પૃ૦ ૨૬૮-૨૭૩) "કચ્છ દેશમાં કોઈ અતિ પ્રાચીન જિનપ્રાસાદ હયાતીમાં છે કે નહીં?" એવા ૧૭૧ નંબરના પ્રશ્નના જવાબમાં વિ૦સં૦ ૧૯૩૯ના જીર્ણોદ્ધાર વખતે દેરાસરના રંગમંડપમાં ચોડવામાં આવેલ ઉપર સૂચવેલ મોટા શિલાલેખનો ભાવાર્થ આપવા સાથે એમાં "અજ્ઞાનતિમિરભાસ્કર" માં આ તામ્રપત્રની જે ચર્ચા કરી છે, તેનો ઉલ્લેખ પણ આ પ્રમાણે કર્યો છે : "તેના ઉપર કોતરેલા અક્ષરોનો તર્જુમો શ્રીયુત વિજયાનંદસૂરીશ્વર ઉર્ફે મહુંમ મુનિરાજ શ્રી આત્મારામજી મહારાજકૃત "અજ્ઞાનતિમિર ભાસ્કર" ગ્રંથના પૃષ્ઠ ૧૭૬માં છપાયેલો છે."[૪]

આ બધી વિગતો ઉપરથી જોઈ શકાય છે કે આ તામ્રપત્ર મળી આવ્યાની વાત અનેક જૈન ગ્રંથોમાં નોંધાયેલી મળી આવે છે; તે ઉપરાંત કચ્છની ભૂગોળમાં પણ એનો ઉલ્લેખ અને એનું અર્થઘટન કરવામાં આવેલ છે. પણ આચાર્ય શ્રી આત્મારામજી મહારાજ અથવા ડૉ. હોર્નલ એ બેમાંથી જે કોઈએ આ તામ્રપત્રનું આટલું લખાણ ઉકેલી આપ્યું હતું, તેમણે એ મૂળ તામ્રપત્ર જોઈને ઉકેલ્યું હતું કે એના રબીંગ (મૂળ વસ્તુ ઉપર કાગળ મૂકીને અને એના ઉપર પેન્સીલ વગેરે ઘસીને લેવામાં આવતી છાપ) ઉપરથી ઉકેલ્યું હતું એ જાણી શકાયું નથી.

પણ આપણી ઉપેક્ષાવૃત્તિ અંગે સૌથી વધુ ખેદ ઉપજાવે એવી વાત તો એ છે કે, અત્યારે આ તામ્રપત્ર કે એની છબી કે છાપ સુધ્ધાંની કશી જ ભાળ મળતી નથી; અને એકસો વર્ષ કરતાં પણ ઓછા વખત પહેલાં મળી આવેલી આવી અમૂલ્ય અને મહત્ત્વની વસ્તુ, કેવળ આપણી પોતાની જ બેદરકારીને કારણે, હમેશને માટે, કાળના પ્રવાહમાં લુપ્ત થઈ ગઈ છે!

૪. આ દેરાસરના જીર્ણોદ્ધાર વખતે આ તામ્રપત્ર મળી આવ્યા સંબંધી સૌથી જૂનો ઉલ્લેખ તો વિ૦સં૦ ૧૯૩૯ના શિલાલેખમા જ મળે છે, જે ઉપર નોંધવામાં આવ્યો છે. વળી, "જૈન તીર્થોનો ઇતિહાસ" અને "જૈન તીર્થ સર્વ સંગ્રહ"માં એનો નિર્દેશ મળે છે તે આગળની પાદનોંધ ઉપરથી જાણી શકાય છે. આ ઉપરાંત "મારી કચ્છ યાત્રા"માં (પૃ૦ ૭૧) માં પણ આ વાત નોંધવામાં આવી છે.

આચાર્ય શ્રી આત્મારામજી મહારાજે તો પોતાના "અજ્ઞાનતિમિરભાસ્કર" પુસ્તકમાં (પૃ૦ ૧૭૬) આ અંગે સ્પષ્ટ લખ્યું છે કે "सो ताम्रपत्र भद्रेश्वरजीके भंडारमे अब विद्यमान है जीसको शका होवे सो ताम्रपत्र देख ले "[૫]

આ રીતે આચાર્ય શ્રી આત્મારામજી મહારાજે તો આ તામ્રપત્ર ભદ્રેશ્વરજીના ભંડારમાં હોવાની વાત ભારપૂર્વક લખી છે, પણ આ તીર્થની પેઢીમાં તપાસ કરતાં મૂળ તામ્રપત્ર, એની છાપ કે એ બીજે ક્યાંય હોવાની કોઈ પ્રકારની આછી-પાતળી માહિતી પણ મળી શકી નથી!

## તામ્રપત્ર સાંપડ્યા પહેલાંની વાત

આ પ્રકરણમાં અગાઉ સૂચવવામાં આવ્યું છે કે આ તીર્થના છેલ્લા (વિ૦ સં૦ ૧૯૩૯ના) જીર્ણોદ્ધાર વખતે આ તામ્રપત્ર મળી આવ્યું તે પહેલાંના સમયમાં પણ આ તીર્થની સ્થાપના ભગવાન મહાવીરના નિર્વાણ પછી થોડાંક વર્ષ વીત્યા બાદ જ થઈ હોવાની કથા–અનુશ્રુતિ પ્રચલિત હતી. તો હવે એ અનુશ્રુતિ કેવી હતી, એની કેટલીક વિગતો જોઈએ.

આ તામ્રપત્ર મળ્યા પહેલાં આ તીર્થ સંબંધી જે કંઈ આછી-પાતળી અને કથા–અનુશ્રુતિરૂપ માહિતી એકત્ર થઈ હતી, તેનો યશ તે વખતના માંડવીના તપગચ્છના ગોરજી (યતિ) શ્રી ખાંતિવિજયજીને ઘટે છે—તેઓ ખંતવિજયજીના નામે પણ ઓળખાતા હતા.

લેફ્ટનન્ટ પોસ્ટાન્સ (Postans) નામના કચ્છના એક અંગ્રેજ અમલદારે ઈ૦સ૦ ૧૮૩૭ની સાલમાં ભદ્રેશ્વર-વસઈ તીર્થની મુલાકાત લીધી હતી. એમણે અંજારમાં તા. ૨૦ મી ઓગસ્ટ, ૧૮૩૭ના રોજ આ તીર્થનું વર્ણન લખ્યું હતું, અને તે જર્નલ ઑફ ધી એસિયાટીક સોસાયટી ઑફ બંગાલના વૉલ્યુમ ૭માના સને ૧૮૩૮ના મે માસના અંકમાં (પૃ૦ ૪૩૧-૪૩૪) છપાયું હતું. આ લેખમાં ગોરજી ખંતવિજયજીની આ તીર્થની સાચવણીને લગતી કામગીરીનો પ્રશંસાભરી વાણીમાં આ પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો છે—

"અત્યારથી પંદર વર્ષ પહેલાં, આ સુંદર ઇમારત ખંડેર અને ભગ્ન હાલતમાં પડી હતી; પણ ગોરજી (ગુરુજી) ખંતવિજય, જેઓ એક ધનવાન જૈન હતા એમણે, પ્રશંસાપાત્ર ઉત્સાહથી, એનું મોટા પાયા ઉપર સમારકામ કરાવરાવ્યું હતું; ધરતીકંપના લીધે જેને નુકસાન પહોંચ્યું હતું તે પ્રવેશદ્વાર નવેસરથી ચણી લેવામાં આવ્યું હતું, અને અત્યારે આખી ઇમારત સારી સ્થિતિમાં છે."[૬]

---

૫. "મારી કચ્છ યાત્રા" (પૃ૦૭૨) અને "જૈન તીર્થોનો ઇતિહાસ" (પૃ૦૧૪૯)માં આ તામ્રપત્ર ભુજમાં કોઈ યતિ પાસે હોવાનું નોંધ્યું છે. અને "અચળગચ્છદિગ્દર્શન"માં (પૃ૦૬૧૦) લખ્યું છે કે "ઉક્ત પ્રાચીન તામ્રપત્ર હાલ ક્યાં છે તે સમજાતું નથી. એ વખતે ભુજપુરના યતિ સુંદરજી પાસે હતું."

બની શકે તો આ માટે ઝીણવટથી તપાસ કરવી-કરાવવી જોઈએ

૬. Until some 15 years since, this beautiful building was allowed to remain in a state of ruins and decay, but Gorji (for Guruji) Kantwajeh, a wealthy Jain, with praiseworthy zeal has caused it to be intensively repaired; the portico

લેફ્ટનન્ટ પોસ્ટાન્સ પછી આશરે ૩૭ વર્ષ બાદ, સને ૧૮૭૪માં, ડૉ. જેમ્સ બર્જેસે ભદ્રેશ્વર-વસઈ જૈન તીર્થની મુલાકાત લીધી હતી. ડૉ. બર્જેસ ભારતીય પુરાતત્ત્વ સંશોધનના એક સમર્થ અને દેશ-વિદેશમાં જાણીતા વિદ્વાન હતા. એમણે પણ "આર્ક્યોલોજિકલ સર્વે ઑફ વેસ્ટર્ન ઇન્ડિયા–રિપોર્ટ ઑન ધી એન્ટીક્વીટીઝ ઑફ કાઠિયાવાડ ઍન્ડ કચ્છ કચ્છ" નામે પુસ્તકમાં(પૃ૦૨૦૬) છાપેલ પોતાના અહેવાલમાં જૈન ગુરુ ખંતવિજયજીએ આ તીર્થની રક્ષા માટે તેમ જ તીર્થ-સંબંધી માહિતી એકત્ર કરવા માટે બજાવેલ કામગીરીનો ઉલ્લેખ આ પ્રમાણે કર્યો છે—

"એના (ભદ્રેશ્વરના જૈન મંદિરના) ઇતિહાસ સાથે સંખ્યાબંધ પરંપરાગત વાતો–દંતકથાઓ સંકળાયેલી છે. અને તે આ સદીના પૂર્વના ભાગમાં એક ખંતવિજય નામના જૈન ગુરુએ એકત્ર કરી હતી. આ ગુરુએ આ મંદિરને રાજ્ય તરફથી જૂના વખતમાં ઈનામ તરીકે ભેટ મળેલ જમીન વગેરેની વસૂલાત કરવાનો દરેક પ્રકારનો પ્રયત્ન કર્યો હતો."[૭]

ગોરજી શ્રી ખંતવિજયજીની કામગીરીની આ પ્રમાણે નોંધ લેવાની સાથે સાથે ડૉ. બર્જેસે એવી ટકોર પણ કરી હતી કે—

"કમનસીબે આ ગુરુએ, પોતે એકત્ર કરેલ (આ તીર્થ સંબંધી માહિતી આપતી) સામગ્રી સાથે પોતે નક્કી કરેલી કાળગણના સાથે મેળ બેસારવાનો પ્રયત્ન કર્યો હતો, એમ સ્પષ્ટ જોઈ શકાય છે."[૮]

ડૉ. બર્જેસની આ ટકોરનો ભાવ કંઈક એવો છે કે આ તીર્થના જીર્ણોદ્ધારને લગતી તથા બીજી ઘટનાઓનો, જુદા જુદા રાજવીઓ તેમ જ બીજી વ્યક્તિઓ સાથે, સમયની દૃષ્ટિએ, મેળ બેસારવાનો યતિ શ્રી ખાંતિવિજયજીએ જે પ્રયત્ન કર્યો હતો, તે ઇતિહાસમાન્ય બની શકે એવો નથી.

ઉપર આપેલા લેફ્ટનન્ટ પોસ્ટાન્સ[૯] તથા ડૉ. જેમ્સ બર્જેસના ઉલ્લેખો ઉપરથી જોઈ શકાય છે કે યતિ શ્રી ખાંતિવિજયજીએ, વિક્રમની ૧૯મી સદીના અંત ભાગમાં અને વીસમી સદીની પહેલી પચ્ચીશી દરમ્યાન, આ તીર્થની સાચવણી કરવા માટે, એ તીર્થ સંબંધી પરંપરાગત માહિતી એકત્ર કરવા માટે અને એ તીર્થને ઇનામરૂપે મળેલ રાજકીય ભેટોને ચાલુ કરાવવા માટે ઘણી જહેમત ઉઠાવી હતી. વળી, જ્યારે સને ૧૮૩૭માં (વિ૰સં૦ ૧૮૯૩માં) લેફ્ટનન્ટ

---

which had suffered from the earthquake has been re placed, and the whole is now in good order

૭. Connected with its history there are series of traditions collected early in the present century by a *Jain Guru Khantvijaya*, who seems to have used every endeavour to recover the old inams or royal gifts of land to the temple

૮. Unfortunately the Guru has apparently tried to square his meterials with chronology.

૯. લેફ્ટનન્ટ પોસ્ટાન્સનાં પત્ની એક ચિત્રકાર હતાં, અને એમણે કચ્છની પ્રજાના અમુક વર્ગનાં ચિત્રો દોર્યાં હતાં. (જુઓ, કચ્છનું સંસ્કૃતિદર્શન, પૃ. ૧૭,૧૮)

પોસ્ટાન્સે આ તીર્થની મુલાકાત લીધી હતી ત્યારે યતિ શ્રી ખાંતિવિજયજી હયાત હતા અને સને ૧૮૭૪માં (વિ૦ સં૦ ૧૯૩૦માં) ડૉ જેમ્સ બર્જેસે ભદ્રેશ્વરનો પ્રવાસ કર્યો ત્યારે તેઓ સ્વર્ગવાસ પામ્યા હતા. અર્થાત્ વિ૦ સં૦ ૧૯૩૪-૩૯ વચ્ચે થયેલ ભદ્રેશ્વરના મોટા અને છેલ્લા જીર્ણોદ્ધાર દરમ્યાન, ઉપર્યુક્ત તામ્રપત્ર મળી આવ્યું તે વખતે, યતિ શ્રી ખાંતિવિજયજી હયાત ન હતા. એટલે એમણે આ તીર્થ સંબંધી જે માહિતી એકત્ર કરી હતી તે, આ તામ્રપત્ર મળી આવ્યું તે પહેલાંની હતી; અને તેથી એ કેટલાક પ્રમાણમાં તામ્રપત્રમાંથી મળી આવતી માહિતીથી જુદી પડતી હતી; ખાસ કરીને એમાં આ તીર્થની સ્થાપના કરનાર શ્રેષ્ઠી દેવચંદ્રના નામનો કોઈ ઉલ્લેખ મળતો ન હતો; અને છતાં આ તીર્થની સ્થાપનાના સમય સાથે લગભગ પૂરેપૂરા કહી શકાય એટલા પ્રમાણમાં એ મળતી આવતી હતી. અર્થાત્ યતિ શ્રી ખાંતિવિજયજીએ એકત્ર કરેલ માહિતી પ્રમાણે પણ આ તીર્થની સ્થાપના વીર નિર્વાણ સંવતની પહેલી સદીના પૂર્વાર્ધમાં જ થઈ હતી. આ વાત નીચેની વિગતોથી વિશેષ સ્પષ્ટતાથી જાણી શકાશે—

**માંડવીની પ્રત**—આ પ્રતમાંથી આ તીર્થની સ્થાપનાને લગતી નીચે મુજબ માહિતી મળે છે—

"શ્રી વસઈ જૈન ધર્મની જગ્યા અસલ દેવળ છે, તેની વિગત છે.

"સંવત ૨૨નેં સમે રાજા ઈક્ષાવંશી સિદ્ધસેન રાજા થયો. શ્રી ભદ્રાવતી બંદર મધ્યે રાજ્ય કરે છે. તે સમયે ધર્મઘોષસૂરિ આચારજ આવ્યા. તેણે ધર્મઉપદેશ દીધો, ગુરુદેવની ભક્તિ કરવી. તે વારે રાજાએ દેવસેવાનો વર્ણવ સાંભળ્યો, જે દેવતામાં પણ ભગવંતની સેવા કહી છે, દેવતા ઘણી ભક્તિ કરે છે, તો મારે પણ જૈન પ્રાસાદ કરી શ્રી વીતરાગની મૂર્તિનું પૂજન કરવું અવશ્ય. તે વારે રૂડાં મુરત જોઈ, શ્રી ભદ્રાવતી મધ્યે પ્રાસાદ કરાવ્યો, શ્રી જિન-બિંબની સ્થાપના કરી તેહની વિધિ આમાં બતાવી તેની વિગત છે."

આ પછી આ પ્રતમાં જિનબિંબની સ્થાપનાનો કેટલોક વિધિ બતાવીને એમાં ભદ્રેશ્વર નગરનાં રહેવાસી કુમાર વિજય અને કુમારી વિજયાએ ભાગ લીધો, બ્રહ્મચર્યનું પાલન કરવાની પ્રતિજ્ઞા લીધી અને છેવટે એ બન્નેનાં લગ્ન થયાં—એ બધી વાત (પૃ૦ ૧) આ પ્રમાણે આપવામાં આવી છે—

"રૂપવંત પુરુષ જણ ૬૪, તેહનાં શરીર અખંડ, ગડગુમડના દાગ નહીં, ડાંભ દીધેલ નહીં, પાંચે ઈંદ્રી નીરોગી કાય, કુંવારા તે દેવકુમાર, તેહને ઇંદ્રની થાપનાને ઠેકાણે થાપે. તિમ જ છપન કુમારી અપછરા સરખી રૂપવંત, તેહને છપન કુમારિકાને ઠેકાણે થાય. ચોસઠ કુમાર, છપન કુમારી, તેહને શીલનાં વ્રત ઉચરાવે. કોણે ૮ દિનનાં, કોણે માસ ૧નાં, કોણે વધુ પણ જથાયોગ્ય ધારણા પ્રમાણે કરી છે. તેહને વિષે વિજે કુમરે અંધાર પખવાડામાં શીલ પાલવો જાવજીવ લગે, એહવું મન નિશ્ચે કીધું છે. અને એક વિજયા કુમારી, તેણે ઉજવાળા પખવાડામાં શીલનાં પચ્ચક્ખાણ કર્યાં, જાવજીવ લગે. તિહાં આઠ દિવસ ઓચ્છવ થયો—સક્તિમુક્તિદાયક. પછે દૈવના જોગથી વિજે કુમાર વિજયા કુમારી પરસ્પર માંહોમાંહે વિવાહ માંડ્યો, તેહનો વરણવ ઘણો છે."

માંડવીની પ્રતમાંની આ માહિતી ઉપરથી જાણી શકાય છે કે ભદ્રેશ્વરના જિનમંદિરની સ્થાપના સંવત ૨૨મા થઈ હતી; અને બીજા ઉલ્લેખોને અનુસરીને, આ ૨૨મું વર્ષ વીર નિર્વાણ

સંવતનું માનવામાં આવ્યું છે. આ પ્રતિષ્ઠામાં ભદ્રાવતીનાં કુમાર વિજયે અને કુમારી વિજયાએ ભાગ લીધો હતો અને એ બન્નેએ અનુક્રમે કૃષ્ણ પક્ષમાં અને શુકલ પક્ષમાં જીવનભર બ્રહ્મચર્યનું પાલન કરવાની પ્રતિજ્ઞા લીધી હતી, અને પછી જોગાનુજોગ એવો બન્યો કે એ બન્નેનાં લગ્ન થયાં.[10]

૧૦. કુમાર વિજય શ્રેષ્ઠી અર્હદ્દાસ અને અર્હદ્દાસીનો પુત્ર હતો. કુમારી વિજયા શ્રેષ્ઠી ધનાવહ અને ધનશ્રીની પુત્રી હતી. આ બંને કુટુંબો કચ્છના એક શહેરનાં રહેવાસી હતાં. કુમાર વિજય અને કુમારી વિજયા એ બન્નેએ મહિનામાં અજવાળિયા પક્ષ અને અંધારિયા પક્ષમાં બ્રહ્મચર્યનું પાલન કરવાનો નિયમ લીધો હતો. અને ભાગ્યયોગે એ બંનને લગ્નગ્રંથિથી જોડાવાનું બન્યું. વિજયકુમાર અને વિજયાકુમારીનાં લગ્ન થયા પછીની કથા આ પ્રમાણે છે—

લગ્નની પ્રથમ મિલનની રાત્રી હતી. યૌવનથી તરવરતો વિજય અને સોળે શણગાર સજેલી વિજયા એકબીજાંને મળવા ઉત્સુક હતાં. અંતરમાં કંઈક ઊર્મિઓ અને અરમાનો ઊભરાતાં હતાં —જાણે સાગર અને સરિતાનો આજે સુભગ સંગમ થવાનો હતો! વાણી કરતાં જાણે અંતર વધારે વાતો કરવા તલસી રહ્યાં હતાં. આજની આ ઘડી જાણે ભારે રળિયામણી અને યાદગાર બનવાની હતી—પણ કેવી અનોખી અને અજબ રીતે!

વાણી ઉપરનો પડદો હટી ગયો અને પતિ-પત્નીનાં અંતર ઊઘડી ગયાં. બંનેએ એકબીજાંની બ્રહ્મચર્યની પ્રતિજ્ઞાની વાત જાણી—દિવસ, અઠવાડિયું, પક્ષ, મહિનો કે એક-બે વર્ષ પૂરતી નહીં પણ જીવનભર પાળવાની પ્રતિજ્ઞાની! ક્ષણભર તો બન્નેનાં અંતરમાં સ્તબ્ધતા છવાઈ ગઈ: આવું લગ્નજીવન! આવો ઘરસંસાર! આવો ગૃહસ્થાશ્રમ! પણ થોડીક વારમાં જ ધર્મની ભાવના એમની સહાયે આવી પહોંચી; અને ધર્મનું શરણ સ્વીકારીને બંનેએ નક્કી કર્યું કે, દુનિયાની નજરે આપણે પતિ-પત્ની તરીકે રહેવું, પણ અંતરથી નિષ્ઠાપૂર્વક, અણીશુદ્ધ બ્રહ્મચર્યવ્રતનું, અસિ-ધારાની જેમ, પાલન કરવું; અને જ્યારે પણ આપણા આ વ્રતની વાત બહાર પડી જાય અને લોકોના જાણવામાં આવે ત્યારે આપણે બન્નેએ સંસારનો ત્યાગ કરીને દીક્ષા ગ્રહણ કરવી. આ રીતે કેટલાંક વર્ષ વીતી ગયાં.

એક વખતની વાત છે. વિમળ નામના કેવળજ્ઞાની ધરતીને પાવન કરતા વિચરી રહ્યા છે. વિચરતાં વિચરતાં તેઓ ચંપાનગરીમાં પધાર્યા. એ નગરીમાં જિનદાસ નામે એક શ્રેષ્ઠી રહેતા હતા. એમણે એક નિયમ કર્યો હતો: મારે એક વાર ચોરાશી હજાર સાધુઓને પારણું કરાવવું. કામ ભારે મોટું હતું અને એ કેવી રીતે પાર પડે એની જિનદાસ શેઠને સમજ પડતી ન હતી અને હમેશાં ચિંતા રહ્યા કરતી હતી. એમણે કેવળજ્ઞાની મુનિને પોતાના નિયમની વાત કરી, અને એ પૂરો કરવાનો ઉપાય બતાવવા વિનંતી કરી.

વિમળ કેવળીએ કહ્યું: મહાનુભાવ! મોક્ષના અભિલાષી હોય એવા આટલા બધા સાધુઓનો યોગ થવો અતિ દુષ્કર છે. અને આવો યોગ થાય તોપણ એમને વહોરાવી શકાય એટલો શુદ્ધ આહાર મળવો તે એથી પણ વધુ મુશ્કેલ છે. જ્ઞાની ભગવંતની વાત સાંભળી જિનદાસ શ્રેષ્ઠી વિમાસણમાં પડી ગયા.

એની મૂંઝવણ દૂર કરવા કેવળી ભગવાને એની પ્રતિજ્ઞા પૂરી કરવાનો માર્ગ બતાવતાં કહ્યું: શ્રાદ્ધરત્ન! આમાં તમારે નિરાશ થવાની જરૂર નથી; કચ્છ દેશમાં વિજય શેઠ અને વિજયા શેઠાણી નામે દંપતી દેખાવે ઘરસંસારી છતાં સાધુઓની જેમ આજીવન-બ્રહ્મચારી છે, અને તેઓ મન-વચન-કાયાની પૂર્ણ નિષ્ઠાથી, મહાન સંયમીની જેમ, બ્રહ્મચર્યવ્રતનું અણીશુદ્ધ પાલન કરે છે. એ એક જ દંપતીની એક જ વાર આહારપાણીથી ભક્તિ કરો, એથી તમને ચોરાશી હજાર સાધુ-સંતોને પારણું કરાવ્યા જેટલો લાભ થશે.

ભદ્રેશ્વરની પ્રત—આ પ્રતની નકલમાંથી ( પૃ૦ ૨૧-૨૨ ) આ તીર્થની સ્થાપનાને લગતી આ પ્રમાણે માહિતી સાંપડે છે—

" ભગવાન શ્રી મહાવીરદેવના નિર્વાણ પછી ૪૫મા વર્ષે[11] મહારાજ સિદ્ધસેન નામના રાજા ભદ્રાવતી નગરીમાં થયા. ભગવાન શ્રી વિમલ કેવલી નામના એક કેવલજ્ઞાની મુનિના ઉપદેશથી આ દેરાસર બંધાવવામાં આવ્યું.... .. જ્યારે આ તીર્થ શરૂ થયું અને પૂરું થયું તે કાળે પુણ્યશ્લોક વિજય શેઠ અને વિજયા શેઠાણીએ શીલવ્રતના આકરા નિયમ લીધા એટલે વિજય-વિજયા દંપતીનો આજીવન બ્રહ્મચર્યસંકલ્પ અને આ તીર્થનું નિર્માણ એ બંને ઘટનાઓ સમકાલીન હોવાનું જીર્ણ લેખ કહી જાય છે. "

ડૉ. જેમ્સ બર્જેસ—લેફ્ટનન્ટ પોસ્ટાન્સે સને ૧૮૩૭માં ભદ્રાવતી નગરી અને ત્યાંના જૈન મંદિર સંબંધી કેટલીક માહિતી લખી હતી, તેનો નિર્દેશ આગળ આવી ગયો છે. પણ આ તીર્થની સ્થાપના તથા એની ચડતી-પડતી સંબંધી કડીબદ્ધ કહી શકાય એવી વિગતો તો ડૉ. જેમ્સ બર્જેસે જ, એમણે સને ૧૮૭૪માં લખેલ, "રિપોર્ટ ઑન ધી એન્ટીક્વીટીઝ ઑફ કાઠિયાવાડ ઍન્ડ કચ્છ" નામે ગ્રંથમાં (પૃ૦ ૨૦૫-૨૧૦) લખી છે; તેમાંની કેટલીક યતિ શ્રી ખાંતિવિજયજીએ આ તીર્થ સંબંધી પ્રચલિત અનુશ્રુતિઓને આધારે એકત્ર કરેલ માહિતીને આધારે લખી છે, અને કેટલીક જાતમાહિતીના આધારે લખી છે. એમાં આ તીર્થની સ્થાપનાને લગતી વાત તેઓએ, યતિ શ્રી ખાંતિવિજયજીએ એકત્ર કરેલ માહિતીને આધારે, આ પ્રમાણે નોંધી છે—

---

જિનદાસ શેઠને તો ભૂખ્યાને ભાવતાં ભોજન મળે એટલો હર્ષ થયો. એ તો તરત જ કચ્છ દેશમાં પહોંચી ગયા અને વિજય શેઠ અને વિજયા શેઠાણીનું ઠેકાણું શોધી કાઢીને એમને કેવલીભગવંતે એમના શીલવ્રતની કરેલી પ્રશંસાની વાત કરી અને પછી એમને મનના ઉલ્લાસપૂર્વક ભોજન કરાવીને એમની મન ભરીને ભક્તિ કરી.

દૂર દેશાવરથી પોતાની ભક્તિ માટે આવેલા આ સહધર્મી અતિથિની વાત સાંભળીને એ દંપતી ખૂબ નવાઈ પામ્યાં અને વિચારમાં પડી ગયાં : આટલે દૂર સુધી આપણા વ્રતપાલનની વાત કેમ કરી જાણીતી થઈ ગઈ ? પણ પછી એમણે પોતાની મેળે જ એનું સમાધાન મેળવી લીધું : ત્રણ કાળ અને ત્રણ લોકના જાણકાર કેવળજ્ઞાનીને માટે અજાણ્યું શું હોય ? પણ આપણા વ્રતની વાત લોકમાં જાણીતી થઈ ગઈ, માટે આપણે, આપણી પ્રતિજ્ઞા પ્રમાણે, સંયમ ગ્રહણ કરવો ઘટે.અને એમણે તરત જ દીક્ષા લીધી અને નિર્મળ સંયમની આરાધના કરીને તેઓ પંચમ ગતિ –મોક્ષના અનંત સુખના અધિકારી બન્યાં. આવા પાવન દંપતીથી ભદ્રાવતી નગરી પણ ધન્ય બની. ( શ્રી ઉપદેશ પ્રાસાદ ભાષાંતર, ભાગ બીજો, સ્તંભ ૬, પ્રબંધ ૮૯ને આધારે. )

૧૧. મંદિરમાં અત્યારે વિદ્યમાન છેલ્લા જીર્ણોદ્ધાર સંબંધી લેખમાં, તામ્રપત્રમાંના લખાણને આધારે, શ્રમણ ભગવાન મહાવીર પછી ૨૩મે વર્ષે ભદ્રાવતીમાં આ તીર્થની સ્થાપના થયાનું લખ્યું છે; અને આ જીર્ણ પ્રતમાં ૪૫મે વર્ષે સ્થાપના થયાનું નોંધ્યું છે આ બે વચ્ચે પંડિત શ્રી આણંદજી ભાઈએ, પોતે લખાવેલ આ તીર્થના પરિચયમાં એમ કહીને મેળ બેસારવાનો પ્રયત્ન કર્યો છે કે વિમલ કેવલીના ઉપદેશ અને રાજા સિદ્ધસેનના ઉત્તેજનથી શ્રેષ્ઠી દેવચંદે વીર નિર્વાણ સંવત ૨૩માં આ જિનમંદિર બંધાવવાની શરૂઆત કરી હશે અને વીર નિર્વાણ સંવત ૪૫માં મંદિરનું કામ પૂરું થતાં એ વર્ષમાં એની પ્રતિષ્ઠા કરાવી હશે ( પૃ૦ ૨૨ ).

"એમ કહેવામાં આવે છે કે આ મંદિરની સ્થાપના, પહેલવહેલાં વૈરાટયુગના ૨૧મા વર્ષમાં,[૧૨] ભદ્રાવતી નગરીના હરિવંશના[૧૩] રાજા સિદ્ધસેને કરી હતી; અને તે વસઈને અર્પણ કર્યું હતું."[૧૪]

**શ્રી વ્રજલાલ ભગવાનલાલ છાયા**— મુંબઈથી પ્રગટ થતા "સ્વદેશ" પત્રના વિ૦સં૦ ૧૯૮૦ના દીપોત્સવી અંકમાં કચ્છના ઇતિહાસ અને પુરાતત્ત્વના અભ્યાસી શ્રી વ્રજલાલ ભગવાનલાલ છાયાનો "કચ્છની સ્થાપત્ય કળાના થોડાએક અવશેષો"નામે લેખ છપાયો છે; તેમાં (પૃ૦ ૭૭-૭૮) એમણે "વસહીનાં દેહેરાં" એ નામે શ્રી ભદ્રેશ્વર તીર્થ સંબંધી પણ કેટલીક માહિતી આપી છે. આ માહિતી એમણે મોટે ભાગે ડૉ. બર્જેસના લખાણના આધારે જ લખી છે. એટલે એમણે પણ આ તીર્થની સ્થાપના અંગે લખ્યું છે કે "આ દહેરાં વિરાટ યુગના ૨૧ મા (વિક્રમ સંવત પૂર્વે ૪૩૦–૫૦)[૧૫] વરસમાં હરિવંશના ભદ્રાવતીવાળા સિદ્ધસેને બંધાવીને વસહીને અર્પણ કરેલાં."

વળી, શ્રી રામસિંહભાઈ રાઠોડે પણ એમના "કચ્છનું સંસ્કૃતિદર્શન" પુસ્તકમાં (પૃ૦ ૮૬), મુનિ શ્રી ખાંતિવિજયજીનો ઉલ્લેખ કરીને, આ તીર્થની સ્થાપનાને લગતી લગભગ આ પ્રમાણે જ માહિતી આપી છે.

આ ઉપરથી સ્પષ્ટ લાગે છે કે આ બન્નેએ આ તીર્થની સ્થાપનાને લગતી વાત અક્ષરશઃ ડૉ. બર્જેસ પ્રમાણે જ લખી છે.

---

૧૨. અહીં "વૈરાટયુગ" ( Vairat era ) લખ્યું છે તે ખરી રીતે "વીર સંવત" હોવો જોઈએ. મૂળ "वीरात्"ના બદલે ડૉ. બર્જેસે પોતે "वैराट" સમજી લીધું હશે, અથવા બીજા કોઈએ એમને એ પ્રમાણે સમજાવ્યું હશે; તેથી એમણે એમ નોંધ્યું. "वीरात्"નો અર્થ "ભગવાન મહાવીરના નિર્વાણ પછી" એવો થાય છે એ સ્પષ્ટ છે. અર્થાત્ વીરનિર્વાણ સંવત ૨૧માં આ તીર્થની સ્થાપના થઈ હતી, એમ સમજવાનું છે. આ તીર્થની સ્થાપનાને લગતા વર્ષ માટે ડૉ. બર્જેસે ૨૧નો, માંડવીની પ્રતે ૨૨નો, તામ્રપત્રે અને તે અનુસાર શિલાલેખે ૨૩નો અને ભદ્રેશ્વરની જીર્ણ પ્રતે ૪૫નો અંક લખ્યો છે. આ ફેરફાર લખનાર, વાંચનાર કે સમજનાર-સમજાવનારની ગફલત-ચૂકથી થયો હોવો જોઈએ, અને એ મહત્ત્વનો નહીં પણ મામૂલી છે; એટલે એનાથી આ તીર્થની સ્થાપનાની પ્રાચીનતાનું સૂચન કરતી જે કથા પ્રચલિત છે, એમાં કોઈ ફેર નથી પડતો.

૧૩. માંડવીની પ્રતમાં આ રાજાને ઈક્ષ્વાકુ વંશનો કહ્યો છે. અને ભદ્રેશ્વરની પ્રતમાં એના વંશનો ઉલ્લેખ જ કરવામાં આવ્યો નથી.

૧૪. The temple, it is said, was first founded by Siddhasena of the race of Hari, whose capital was Bhadravati, in the twenty-first year of the Vairat era, and dedicated to Vasai.

૧૫. મહાવીર નિર્વાણ સંવત અને વિક્રમ સંવત વચ્ચે ૪૭૦ વર્ષનું અંતર છે; અર્થાત્ મહાવીર નિર્વાણ સંવત પછી ૪૭૦ વર્ષે વિક્રમ સંવત શરૂ થયો હતો; તે મુજબ અત્યારે વીરનિર્વાણ સંવત ૨૫૦૨ અને વિક્રમ સંવત ૨૦૩૨ ચાલે છે. અહીં આ તીર્થની સ્થાપના વિરાટયુગ ( ખરી રીતે વીર નિર્વાણ )ના ૨૧મા વર્ષમાં થયાનું લખ્યું છે, એટલે વિક્રમ સંવત ૪૪૯ પૂર્વે આ તીર્થની સ્થાપના થઈ હતી. તેથી આ અંક "૪૩૦-૫૦"ના બદલે "૪૪૯"નો હોવો જોઈએ. "કચ્છનું સંસ્કૃતીદર્શન"માં ( પૃ૦ ૮૬ )તો સ્પષ્ટ લખ્યું છે કે "આ દહેરાં વીર સંવત ૨૧ (વિ૦ સં૦ ૪૪૯)માં હરિવંશના ભદ્રાવતીવાળા સિદ્ધસેને બંધાવીને વસહિને અર્પણ કર્યાં હતાં."

**યતિ શ્રી ખાંતિવિજયજીએ એકત્ર કરેલી માહિતી**—લેફ્ટનન્ટ પોસ્ટાન્સે ગોરજી શ્રી ખાંતિવિજયજીએ આ તીર્થની સાચવણી માટે ઘણી જહેમત ઉઠાવ્યાનું પોતાના લેખમાં લખ્યું છે, જેનો ઉલ્લેખ આગળ થઈ ગયો છે. અને ડૉ. બર્જેસે પણ લખ્યું છે કે આ યતિશ્રીએ ભદ્રેશ્વરના દેરાસર સંબંધી માહિતી એકત્ર કરવા માટે તેમ જ આ તીર્થના નિભાવ માટે મળેલ રાજકીય હક્કોને ચાલુ કરવા માટે દરેક પ્રકારનો પ્રયત્ન કર્યો હતો. આ વાતનો નિર્દેશ પણ આગળ આવી ગયો છે. આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે વિ૦ સં૦ ૧૯૩૪-૩૯ના આ તીર્થના છેલ્લા જીર્ણોદ્ધાર દરમ્યાન મળી આવેલ તામ્રપત્ર પહેલાં, આ યતિજીએ આ તીર્થ સંબંધી બને તેટલી વધુ અને સળંગ માહિતી એકત્ર કરવાનો પ્રયત્ન કર્યો હતો. આ પ્રયત્નને પરિણામે એમણે જે માહિતી એકત્ર કરી હતી, તેનું મૂળ લખાણ ઉપલબ્ધ થઈ શક્યું હોત તો, એમના પછીના સમયમાં મળી આવેલ ઐતિહાસિક કે આધારભૂત સામગ્રીના પ્રકાશમાં, એની ચકાસણી કરવાનું શક્ય બનત.

એમ લાગે છે કે આ પ્રયત્નમાં, એમને ઇતિહાસમાન્ય કહી શકાય એવાં સાધનો નહીં જેવા પ્રમાણમાં ઉપલબ્ધ થવાથી, આ તીર્થ સંબંધી પરંપરાથી ચાલી આવતી અનુશ્રુતિઓ કે વાતોનો જ એમને આધાર લેવો પડ્યો હતો. આમ થવાને લીધે એમાં ઐતિહાસિક દૃષ્ટિએ કેટલીક ભૂલો રહી જવા પામી હોય એ સ્વાભાવિક છે. આવી એક મોટી ભૂલ તે ભદ્રેશ્વરના નામાંકિત શ્રેષ્ઠી, દુષ્કાળભંજક જગડૂશાના સમયમાં એક સૈકા જેટલો ફરક નોંધાયેલો જોવા મળે છે, એ છે. શ્રી સર્વાનંદસૂરિરચિત "શ્રી જગડૂચરિત" તથા બીજા કેટલાક ઐતિહાસિક ઉલ્લેખો ઉપરથી એ નિશ્ચિત છે કે જગડૂશા વિક્રમના તેરમા સૈકાના ઉત્તરાર્ધ અને ચૌદમા સૈકાની પહેલી ત્રીશી વચ્ચે થઈ ગયા. અને એમણે વિ૦ સં૦ ૧૩૧૩–૧૪–૧૫ એ ત્રણ વર્ષના દુષ્કાળનું નિવારણ કર્યું હતું.[૧૬] આમ છતાં યતિ શ્રી ખાંતિવિજયજીએ (અને એમને અનુસરીને ડૉ. બર્જેસ, શ્રી વ્રજલાલ

---

૧૬. "કચ્છનું સંસ્કૃતિદર્શન"માં (પૃ૦ ૫૮) આ દુષ્કાળ લાગલાગટ પાંચ વર્ષ ચાલ્યાનું આ પ્રમાણે લખ્યું છે: "જગડૂને તેના ગુરુ તરફથી હિંદુસ્તાનમાં પડનારા એક મહાભયંકર દુષ્કાળની આગાહી થઈ એટલે જગડુએ જુદાં જુદાં ગામોએ ધાન્યના અખૂટ ભંડાર ભેગા કરવા માંડ્યા. સં૦ ૧૩૧૫ થી ૧૩૧૯ સુધી પડેલા આ ભયંકર પનરોતેરા કાળમાં જગડુએ કેટલાયે રાજાઓને મદદ આપી અને લોકોને ઉગાર્યા."

ગુરુએ કરેલી દુષ્કાળની આ આગાહી માટે આ ગ્રંથના અભ્યાસી લેખક શ્રી રામસિંહભાઈ રાઠોડે શ્રી સર્વાનંદસૂરિવિરચિત "શ્રી જગડૂચરિત" ના છઠ્ઠા સર્ગનો ૬૮મો શ્લોક જોવાનું સૂચન કર્યું છે. અહીં નીચે આપવામાં આવેલ આ શ્લોક ઉપરથી જાણી શકાશે કે આચાર્ય શ્રી પરમદેવસૂરિએ જગડુશાને વિ૦ સં૦ ૧૩૧૨ પછી ત્રણ વર્ષ માટે (એટલે વિ૦ સં૦ ૧૩૧૩-૧૪-૧૫ માં) બધા દેશમાં દુષ્કાળ પડવાનું સ્પષ્ટ કહ્યું હતું—

> हिन्दुग्निचन्द्रवर्षेषु व्यतीतेष्वथ विक्रमात्।
> दुर्भिक्षं सर्वदेशेषु भावि वर्षत्रयावधि॥

તો પછી શ્રી રામસિંહભાઈ રાઠોડે વિ૦ સં૦ ૧૩૧૫ થી ૧૩૧૯ સુધીનો પાંચ વર્ષનો દુષ્કાળ પડવાનું કેમ નોંધ્યું હશે, એવો સહજ પ્રશ્ન થાય છે. (આ પાદનોંધ ૧૦૨મા પાને ચાલુ છે.)

છાયા વગેરેએ ) જગડૂશા વિક્રમની બારમી સદીના ઉત્તરાર્ધ (વિ૦ સં૦ ૧૧૮૨ પહેલાં) અને તેરમી સદીના પૂર્વાર્ધમાં થઈ ગયાનું અને એમણે વિ૦ સં૦ ૧૨૧૫ના દુષ્કાળનું નિવારણ કર્યાનું લખ્યું છે.

માંડવીની પ્રત યતિ શ્રી ખાંતિવિજયજીએ એકત્ર કરેલ ભદ્રેશ્વર તીર્થ સંબંધી માહિતીવાળાં લખાણની લગભગ નકલ કહી શકાય એવી પ્રત છે. એ પ્રતમાં (પૃ૦ ૬) જગડૂશાના સમય-સંબંધી તથા એમની દુષ્કાળ-નિવારણની કાર્યવાહીને લગતી નોંધ આ પ્રમાણે કરવામાં આવી છે—

"તિવાર પછી સંવત ૧૧૮૨માં શા. જગડૂ થયો, ગામધણી થયો. તેણે સદાવ્રત બાંધ્યો, જીરણ ઉદ્ધાર કર્યું. સંઘપતિ થયો. દેશ-દેશાવર વેપાર ઘણા. ગુરુદેવની ભક્તિ કરે ઘણી. એક સમયે જિનદેવસૂરિ આવ્યા. શેઠજીને કહ્યું: સંવત ૧૨૧૫-સંવત બારપનરોતરો-કાળ પડશે. દેશ દેશ ભયંકર હોશે લાભ લેવાય તો રૂડો છે. તિવારે કેવી રીતે કરવું? ગુરુ કહે: અન્નદાન સમાન પુન્ય નથી. તિવારે સર્વે દેશ-દેશાવરે ધાન લેવરાવ્યાં. એમ કરતાં પનરોતરો કાળ પડયો."

માંડવીની પ્રતમાંના આ ઉતારા ઉપરથી જોઈ શકાય છે કે જગડૂશાના સમયની બાબતમાં ડૉ.બર્જેસે જે લખ્યું છે તેમાં અને આ ઉતારામાં બિલકુલ સામ્ય છે. આમ છતાં જગડૂશાના વખતમાં લાગલાગટ કેટલાં વર્ષનો દુષ્કાળ પડયો હતો એ અંગે માંડવીની પ્રતમાં કશો નિર્દેશ મળતો નથી, ત્યારે ડૉ. બર્જેસે આ દુષ્કાળ વિ૦સં૦ ૧૨૦૪થી તે વિ૦ સં૦ ૧૨૧૫ સુધી બાર વર્ષ પડયાનું અને એની આગાહી કરનાર આચાર્યનું નામ દેવસૂરિ હોવાનું નોંધ્યું છે.[૧૭]

આ માંડવીની પ્રત, ભદ્રેશ્વરની પ્રત તેમ જ ડૉ. બર્જેસ તથા શ્રી વ્રજલાલભાઈ છાયા વગેરેનાં લખાણો ઉપરથી-કંઈક એવું અનુમાન કરી શકાય છે કે યતિ શ્રી ખાંતિવિજયજીએ (ગોરજી શ્રી ખંતવિજયજીએ) આ તીર્થ સંબંધી જે માહિતી એકત્ર કરી હતી, તેને આધારે જુદી જુદી વ્યક્તિઓના હાથે લખાયેલ હસ્તપ્રતોમાં એ વિગતોને સંગ્રહી-સાચવી લેવાનો પ્રયત્ન છેલ્લા એકાદ સૈકા પહેલાંના અરસામાં, અર્થાત્ પેલું તામ્રપત્ર મળી આવ્યું તે પૂર્વેના વખતમાં, થયો હોવો જોઈએ. અલબત્ત, માંડવીની પ્રત અને ભદ્રેશ્વરની જીર્ણ પ્રતમાંની માહિતી જોતાં એમાં કેટલીક વિગતોમાં ફેરફાર પણ મળે છે; છતાં, એકંદર જોઈએ તો, એમાં એકસરખાપણું પણ ઠીક ઠીક પ્રમાણમાં

---

શ્રી શુભશીલ ગણિરચિત "પંચશતીપ્રબોધ( પ્રબંધ ) સંબંધ ઉર્ફે પ્રબંધપંચશતી"માં (પૃ૦ ૬) 'જગડૂસાધુસંબંધ' માં આ દુષ્કાળ માટે "एकदा गुरुभिः संवत् १३१५ । १३१६ । १३१७ । वर्षत्रये भावि दुर्भिक्ष ज्ञातम् ।" એમ લખ્યું છે. અર્થાત્ આ દુષ્કાળ વિ૦ સં૦ ૧૩૧૫, ૧૩૧૬, ૧૩૧૭-એમ ત્રણ વર્ષ પડ્યો હતો. આ બધા જુદા જુદા ઉલ્લેખોમાં પણ ૧૩૧૫માં દુષ્કાળ પડયાની વાત તો નિશ્ચિત રૂપે નોંધાયેલી મળે છે.

૧૭. જુઓ, "રિપોર્ટ ઑન ધી ઍન્ટીક્વીટીઝ ઑફ કાઠિયાવાડ ઍન્ડ કચ્છ", પૃ૦ ૨૦૭: "In his time a Jaina Guru arrived named Deva Suri, who warned him of an approching famine at the beginning of the new century, which was to last twelve years Jagadeva-sah accordingly collected stores of grains, and when the predicted famine began in S. 1204, he had abundance which lasted till 1215 (A.D 1158), the last year of dearth."

જોવા મળે છે; અને સૌથી વિશેષ નોંધપાત્ર બાબત તો, આ તીર્થની સ્થાપના ભગવાન મહાવીરના નિર્વાણ પછી થોડાક વખતમાં જ થઈ હતી, એ પરંપરાગત કથા કે અનુશ્રુતિની બાબતમાં એમાં એકમતિ પ્રવર્તે છે, એ છે. આ ઉપરથી તો એમ પણ લાગે છે કે, જો ઝીણવટથી તપાસ કરવામાં આવે તો, આ તીર્થની માહિતી ધરાવતી, માંડવીની પ્રતો જેવી, ૨-૪ પાનાંની બીજી પ્રતો કે એવાં છૂટક પાનાં પણ કદાચ આપણા ભંડારોમાંથી મળી આવે.

**સંપ્રતિ રાજાએ તીર્થ સ્થાપ્યાની નવી વાત**—આ તીર્થની સ્થાપનાને લગતી જે વિગતો ઉપર નોંધવામાં આવી છે, તેનાથી જુદી વાત અંચળગચ્છના આચાર્ય શ્રી અમરસાગરસૂરિએ રચેલ "વર્ધમાન-પદ્મસિંહ શ્રેષ્ઠિચરિત્ર"માં મળે છે. આ ચરિત્રમાં (સર્ગ ૮, શ્લોક ૧૧) ભદ્રાવતી નગરીનું બીજું નામ "કૌશાંબી" હોવાની વાત, એ મૂળ શ્લોકના અવતરણ સાથે, "ભદ્રાવતી નગરી" નામના આ પુસ્તકના પાંચમા પ્રકરણમાં (પૃ૦ ૮૬) નોંધવામાં આવી છે. આ પછી આ જ સર્ગના ૧૨મા શ્લોકમાં આ તીર્થની સ્થાપના સુપ્રસિદ્ધ સંપ્રતિ રાજાએ કરી હોવાની સાવ નવી કહી શકાય એવી વાત આ પ્રમાણે લખી છે—

पुरा संप्रतिभूपेन कारितं तत्र मंदिरम् ।
श्रीमत्पार्श्वजिनेशस्य भव्य भव्योपकारकम् ॥

(પહેલાં ત્યાં (ભદ્રાવતી નગરીમાં) સંપ્રતિ રાજાએ ભવ્ય જીવો ઉપર ઉપકાર કરનારું શ્રી પાર્શ્વ જિનેશ્વરનું ભવ્ય મંદિર કરાવ્યું હતું.)

આ શ્લોકમાં સંપતિ રાજાએ ભદ્રેશ્વરના જિન મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યાનું નહીં પણ શ્રી પાર્શ્વનાથનું જિનમંદિર કરાવ્યાનું અસંદિગ્ધ ભાષામાં લખ્યું છે. આનો અર્થ એ કે, આ તીર્થની સ્થાપના આર્ય હસ્તિગિરિથી ધર્મબોધ પામેલ રાજા સંપ્રતિએ, વીર નિર્વાણની ત્રીજી શતાબ્દી દરમ્યાન, કરી હતી.

આ ગ્રંથમાંનો આ ઉલ્લેખ વળી આ તીર્થની સ્થાપનાને લગતી નવી જ વિચારસામગ્રી રજૂ કરે છે.

**આ તીર્થ વસઈ ક્યારથી કહેવાયું**—ભદ્રેશ્વર જવા માટે આપણે બસના કન્ડક્ટર પાસે ભદ્રેશ્વરની ટિકિટ માગીએ તો એ આપણને યાત્રિક સમજીને પૂછે છે કે તમારે ગામમાં જવું છે કે તીર્થમાં? આપણે તીર્થમાં જવાનું કહીએ એટલે કન્ડક્ટર આપણને વસઈ તીર્થની ટિકિટ આપે છે. તીર્થ અને ગામની ટિકિટ વચ્ચે અમુક પૈસાનો ફેર હોય છે. આ જાણ્યું ત્યારે સહજપણે સવાલ થયો કે આ તીર્થ વસઈ (વસહી) તરીકે ક્યારથી પ્રસિદ્ધ થયું હશે? પણ આ સવાલનો ખુલાસો મળી શક્યો નથી. સામાન્ય રીતે "વસઈ–વસહી–વસતિ"નો અર્થ મંદિર થાય છે અને જૈન મંદિર સિવાય એનો પ્રયોગ ભાગ્યે જ કરવામાં આવે છે. પણ આ શબ્દ, "પ્રાસાદ" અને "વિહાર" શબ્દની જેમ, કોઈ પણ વિશેષનામની સાથે જોડાયેલો મળે છે, જેમ કે વિમલવસહી, લૂણિગવસહી, ખરતરવસહી; અને એ જે તે વ્યક્તિના સ્મરણમાં બનાવવામાં આવેલ જિનમંદિરનું સૂચન કરે છે. પણ કોઈ પણ વિશેષનામ વગર, માત્ર જિનમંદિરનું સૂચન કરવા માટે, "વસઈ–

વસહી " શબ્દનો પ્રયોગ થયો હોય તો તે ભદ્રેશ્વરના જૈન દેરાસર માટે જ થયેલો જોવા મળે છે આ ઉપરથી કંઈક એવી કલ્પના થઈ આવે છે કે કદાચ, કોઈક કાળે, અમુક વ્યક્તિના નામ સાથે "વસઈ" શબ્દ જોડીને (દાખલા તરીકે "જગડૂવસઈ") આ તીર્થની ઓળખ આપવામાં આવતી હશે; અને સમય જતાં, સંક્ષેપ માટે કે બીજા કોઈ કારણે, વિશેષનામ વગરનો "વસઈ" શબ્દ ભદ્રેશ્વરના જિનમંદિર માટે વપરાવા લાગ્યો હશે. અહીં એ જાણવું ઉપયોગી થઈ પડશે કે ઓખા મંડળમાં દ્વારકાની નજીકમાં આવેલ એક ગામ "વસઈ" કે "વસી"ના નામથી ઓળખાય છે; અને ત્યાંનાં દેરાં "વસીનાં દેરાં" તરીકે ઓળખાય છે. પણ અહીં આવો પ્રયોગ વસઈ નામના ગામને કારણે થયેલો છે, એ સ્પષ્ટ છે.[૧૮]

**તીર્થના ઉપદેશક-પ્રતિષ્ઠાપક કોણ**—આ તીર્થની સ્થાપના માટે ઉપદેશ આપનાર અને આ તીર્થની પ્રતિષ્ઠા કરાવનાર તરીકે જુદા જુદા ગુરુઓનાં નામ આપવામાં આવ્યાં છે. માંડવીની પ્રતમાં (પૃ૦ ૧) આચાર્ય ધર્મઘોષસૂરિનું નામ મળે છે. ભદ્રેશ્વરની પ્રતમાં (પૃ૦ ૨૧) વિમલ કેવલીનું નામ લખ્યું છે.[૧૯] "શ્રી કચ્છ-ભદ્રેશ્વર વસહી તીર્થનો સંક્ષિપ્ત પરિચય"માં(પૃ૦૧, ૫) કપિલ કેવલીનું નામ મળે છે. અને "કચ્છ ગિરનારની મહાયાત્રા"માં (પૃ૦૧૧૯) તથા "ભારતનાં જૈન તીર્થો"માં (પૃ૦ ૪૮) સુધર્માસ્વામીનું નામ આપ્યું છે.

---

૧૮. "બસ્તિ" શબ્દનો ભાવ સમજાવતાં ડૉ. એફ. બુશનને (Buchanan) કહ્યું છે કે—

"There are two kinds of temples among the Jains; one covered with a roof and called BASTI; and the other an open area surrounded by a wall and called BETTU, which signifies a hill"

(જૈનોમાં બે પ્રકારનાં મંદિરો હોય છે, એક પ્રકારનાં મંદિરો છાપરાંથી ઢંકાયેલાં હોય છે અને એ "बस्ति" તરીકે ઓળખાય છે, અને બીજા પ્રકારનાં મંદિરો ઉઘાડાં અને ચારેકોર દીવાલોથી વીંટળાયેલાં હોય છે; એને "बेट्टु" કહે છે, અને એ ટેકરીનું સૂચન કરે છે.)

—એશિયાટિક રિસર્ચ, વૉ૦ ૯, પૃ૦ ૨૮૫, સને ૧૮૦૯.

ડૉ. બુશનને આ ખુલાસો દક્ષિણનાં જિનમંદિરોને અનુલક્ષીને આપ્યો છે. દક્ષિણની કોઈક ભાષામાં बेट्टा શબ્દનો અર્થ "ટેકરી" થાય છે. જ્યા બાહુબળીજીની સૌથી મોટી મૂર્તિ બિરાજે છે, તે શ્રમણ બેળગોળા ગામની મોટી ટેકરીને "दोड बेट्टा" અને એની સામેની નાની ટેકરીને "चिक बेट्टा" કહેવામાં આવે છે. શ્રી ભદ્રેશ્વરના જિનમંદિર માટે આપણે અહીં એ વાત ધ્યાનમાં લેવાની છે કે દક્ષિણમાં ધરતી ઉપરના જૈન મંદિરને "बस्ति" કહેવામા આવે છે. અને बस्ति–वसति–वसहि–वसइ–वसी એ રીતે આ શબ્દનું રૂપાંતર થતું રહ્યું છે.

૧૯. ભદ્રેશ્વરની જીર્ણ પ્રતનો ઉતારો જે બુકનાં પાછળનાં પાનાંઓમાં પંડિત શ્રી આણંદજીભાઈએ લખાવી રાખ્યો છે, તેમાં શરૂઆતનાં પાનાંમાં ભદ્રેશ્વર તીર્થનું વર્ણન તથા એ તીર્થધામ સંબંધી કેટલીક માહિતી પણ એમણે લખાવેલી છે. એમાં (પૃ૦ ૧૧) આ તીર્થની સ્થાપના સંબધમાં તથા મૂળનાયકની પ્રતિમાની ફેરબદલીની બાબતમાં, વધારામાં, એમ પણ લખાવ્યું છે કે—

"આ તીર્થમાં વર્તમાન તીર્થપતિ ભગવાન મહાવીર દેવ મુખ્ય મંદિરે બિરાજે છે અને અસલ-જૂના તીર્થપતિ, અસલ મૂલનાયક ભગવાન શ્રી પાર્શ્વનાથ દેવ આ તીર્થમંદિરને ફરતાં બાવન જિનાલયો પૈકી ૨૫મા

આમાં આચાર્ય ધર્મઘોષસૂરિજી, શ્રી વિમલ કેવલી કે શ્રી કાપિલ કેવલી અંગે તો વિશેષ વિચાર કરવાનો રહેતો નથી; એ બધાનો મુખ્ય ભાવ એ સમજવાનો છે કે આવા કોઈક પ્રભાવક સંઘનાયકની પ્રેરણાથી આ તીર્થની સ્થાપના થઈ હતી. પણ આ તીર્થની સ્થાપના સાથે પંચમ ગણધર શ્રી સુધર્માસ્વામીનો સંબંધ જોડવામાં એક ઐતિહાસિક તથ્ય ધ્યાનમાં લેવું ઘટે છે કે શ્રી સુધર્માસ્વામી તો ભગવાન મહાવીરના નિર્વાણ પછી ૨૦ વર્ષે, અન્ય ૧૦ ગણધરોની જેમ, ગુણશીલ ચૈત્યમાં[૨૦] નિર્વાણ પામ્યા હતા અને, પ્રચલિત અનુશ્રુતિઓ પ્રમાણે, શ્રી ભદ્રેશ્વર તીર્થની સ્થાપના વીર નિર્વાણ સંવત ૨૦ પછી જ થઈ હતી. એટલે ભદ્રેશ્વર તીર્થની પ્રતિષ્ઠા શ્રી સુધર્માસ્વામીના હાથે થયાનું માનવું એ ઇતિહાસસંગત નથી.

પરંપરા મુજબ પહેલાંથી ચાલી આવતી અનુશ્રુતિરૂપ કથા અને પાછળથી મળી આવેલ તામ્રપત્રમાંથી મળતી થોડીક માહિતી મુજબ, આ તીર્થની સ્થાપનાની બાબતમાં, એમ માનવું જોઈએ કે, શ્રમણ ભગવાન મહાવીરના નિર્વાણ પછી ૨૩મે વર્ષે, હરિવંશના રાજા સિદ્ધસેનના રાજ્યમાં, કપિલ કેવલી કે એમના જેવા સ્થવિર સંઘનાયકની પ્રેરણાથી, શ્રેષ્ઠી દેવચંદ્ર નામના ધર્માત્મા શ્રમણોપાસકે, ભદ્રાવતી નગરીમાં, જિનમંદિર બંધાવીને એમાં તેવીસમા તીર્થંકર, સર્વવિઘ્નહર ભગવાન પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી.

આ છે શ્રી ભદ્રેશ્વર તીર્થની સ્થાપનાની કથા.

હવે જોઈએ, આ તીર્થ ઉપર આવેલી આપત્તિઓની અને ઝંઝાવાતો સમી એ આફતોની સામે આ તીર્થને અત્યાર સુધી ટકાવી રાખનાર જીર્ણોદ્ધારોની વિગતો.

---

જિનાલયમાં બિરાજે છે. એ ભવ્ય અને દિવ્ય પ્રભુ શ્રી પાર્શ્વનાથ દેવની દર્શનીય દિવ્ય મૂર્તિની ભગવાન શ્રી મહાવીર દેવની વિદ્યમાનતામાં અને શાસનપતિના જીવનકાળમાં જ, એમના પુણ્યશ્લોક મુનિશિષ્ય પ. પૂજ્ય કપિલ કેવલીના વરદ હસ્તે આ પરમ પવિત્ર પ્રતિમાજીની પુનિત પ્રતિષ્ઠા થયેલી છે. અને હાલના તીર્થપતિ વિદ્યમાન મૂળનાયક ભગવાન શ્રી મહાવીરદેવની પરમ પાવની પ્રતિમાજી, પરમશાસનપ્રભાવક મહારાજા સંપ્રતિ રાજાના ભરાવેલાં, જંગમ યુગપ્રધાન સમા પરમપૂજ્ય આર્ય સુહસ્તિસૂરિજીના વરદ હાથે પ્રતિષ્ઠા થયેલી છે. ”

ઉપર નોંધેલ વિગતો, આ તીર્થની સ્થાપનાને લગતી તથા જૂના મૂળનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાનના સ્થાને નવા મૂળનાયક શ્રી મહાવીરસ્વામીની પ્રતિષ્ઠા ક્યારે થઈ એ બાબતને લગતી પ્રચલિત અનુશ્રુતિઓથી બહુ જુદી પડે છે, એ દેખીતું છે; અને તેથી એનો આધાર જાણવાની જિજ્ઞાસા રહે એ સ્વાભાવિક છે.

૨૦. વર્તમાન શ્રમણ પરંપરાના આદિ ગુરુ શ્રી સુધર્માસ્વામીનું નિર્વાણ ગુણશીલ ચૈત્યમાં થયાની વાત નિશ્ચિત હોવા છતાં " વીર વંશાવલી અપરનામ તપાગચ્છ વૃદ્ધ પટ્ટાવલી " માં લખ્યું છે કે " માસ એક ચઉવિહાર અણુસણ । પાંચમેં આરેં । પશ્ચિમ દિશિં । શ્રી વીરને મુક્તિ હુઆ પછી વીસ વર્ષે શ્રીગિરનાર પર્વતોપરિ શ્રીસુધર્મા નામેં શ્રી વીરના પહેલા પટોધરનેં મુક્તિ હુઈ । " અર્થાત્ શ્રી સુધર્માસ્વામીનું નિર્વાણ ગિરનાર પર્વત પર થયું હતું. ઐતિહાસિક હકીકતથી સાવ જુદા પડતા આ કથન ઉપરથી પણ જોઈ શકાય છે કે એક જ ઘટનાના સંબંધમાં કેવી કેવી માન્યતાઓ પ્રચલિત થઈ શકે છે. ( આ "વીરવંશાવલી" સુપ્રસિદ્ધ સિંઘી જૈન ગ્રંથમાળાના ૫૩મા ગ્રંથ તરીકે પ્રકાશિત થનાર " વિવિધ ગચ્છીય પટ્ટાવલી સંગ્રહ "ના પ્રથમ ભાગમાં ( પૃ૦ ૧૬૦-૨૨૭ ) છપાયેલ છે. આ આખો ગ્રંથ વિ૦ સં૦ ૨૦૧૭ની સાલથી છપાયેલો તૈયાર હતો; પણ કમનસીબે અત્યાર સુધી એ પ્રગટ થયો નથી । વિખ્યાત પુરાતત્ત્વાચાર્ય મુનિ શ્રી જિનવિજયજીએ એ સંપાદિત કરેલો છે. અને તેઓશ્રીની પાસેની એની કાચી નકલ ઉપરથી ( પૃ૦ ૧૬૧ ) આ લખાણ અહીં સાભાર ઉદ્ધૃત કર્યું છે. )

## ૭

# આપત્તિઓ અને જીર્ણોદ્ધારો

અન્ય સ્થાનો અને તીર્થોની જેમ, ભદ્રાવતી નગરી અને ત્યાંનું ભગવાન પાર્શ્વનાથનું તીર્થ પણ, ક્યારેક કુદરતના તો ક્યારેક માનવીના, તો ક્યારેક વળી એ બન્નેના કોપનો ભોગ બનીને વેરવિખેર અને ધ્વસ્ત થતાં રહ્યાં છે; પણ સદ્ભાગ્યે એનો ઉદ્ધાર કરનારાં નરરત્નો પણ સમયે સમયે મળતાં રહ્યાં છે. આમ છતાં ભદ્રાવતી નગરીનું સમુચિત રક્ષણ કરનારા પૂરતા પ્રમાણમાં નથી જાગ્યા, એ વાતની સાક્ષી તો એક કાળની વિરાટ ભદ્રાવતી નગરી આજે નિસ્તેજ બની ગયેલા નાના સરખા ભદ્રેશ્વર ગામરૂપે હસ્તી ધરાવે છે, એ બીના જ પૂરે છે. આની સામે ભદ્રેશ્વર તીર્થ કંઈક જુદી જ વાત કહી જાય છે. છેક પ્રાચીન સમયથી અનેક આસમાની-સુલતાનીઓ વરસી જવા છતાં, આ તીર્થ અત્યાર સુધી ટકી રહ્યું છે, એટલું જ નહીં, વચ્ચે વચ્ચેના શાંતિના સમયમાં તેમ જ વિશેષે કરીને છેલ્લી અડધી સદી દરમ્યાન એ ઉત્તરોત્તર વધારે જાહોજલાલ, લોકપ્રિય અને પ્રભાવશાળી બન્યું છે, એ પણ એક હકીકત છે. અને તે એ તીર્થના સમયે સમયે થતા રહેલા જીર્ણોદ્ધારોને, તીર્થસ્થાનના કે પ્રાચીન દેવમંદિરોના જીર્ણોદ્ધારો કરાવવામાં નવીન જિનમંદિર ચણાવવા જેટલા કે તેથી પણ વિશેષ ધર્મનો લાભ થતો હોવાનું કથન કરતાં ધર્મશાસ્ત્રોને તથા શ્રીસંઘના અંતરમાં વસેલી ધર્મરક્ષા, સંઘરક્ષા અને તીર્થરક્ષાની ભાવનાને આભારી છે. આ ભાવનાનો લાભ શ્રી ભદ્રેશ્વર-વસઈ જૈન તીર્થને કેટલા મોટા પ્રમાણમાં મળ્યો છે તે પ્રત્યક્ષ જોઈ શકાય છે.

લગભગ અઢીહજાર વર્ષ પહેલાં આ તીર્થની સ્થાપના થઈ, તે પછી એના ઉપર ક્યારે ક્યારે, કેવાં કેવાં સંકટો આવતાં રહ્યાં એની સળંગ કડીબદ્ધ માહિતી તો મળતી નથી, છતાં આ તીર્થ ઉપર જેનાથી થોડીઘણી પણ માઠી અસર થઈ હોવાનો સંભવ છે, એવી કચ્છમાં અને ક્યારેક ક્યારેક તો ખુદ ભદ્રેશ્વરમાં જ બનેલી ઘટનાઓની જે કંઈ માહિતી મળે છે, તે આ પ્રમાણે છે—

(૧) વિ૰ સં૰ ૭૪૧ પહેલાં કચ્છમાં યવનધર્મનો પ્રવેશ થઈ ગયો હતો; એની માઠી અસર બીજા ધર્મો અને એનાં ધર્મસ્થાનો તથા તીર્થધામોને પહોંચી હોય એ સ્વાભાવિક છે. આ યવનધર્મના પ્રસારને અટકાવવા માટે અજપાળે વિ૰ સં૰ ૭૪૧માં પોતાનું બલિદાન આપ્યું હતું (કચ્છનું સંસ્કૃતિદર્શન, પૃ૰ ૧૭૦).

(૨) ભૂઅડ ચાવડાએ વિ૰ સં૰ ૯૭૧-૯૯૦ વચ્ચે ભદ્રેશ્વર ઉપર ચડાઈ કરી હતી. એના નામથી ભૂઅડ ગામ વસ્યું, જે ભદ્રેશ્વરથી છ માઈલ થાય છે (કચ્છનું સંસ્કૃતિદર્શન, પૃ૰ ૪૦).

(૩) વિ૰ સં૰ ૧૦૦૬ (સને ૯૫૦) પછી કચ્છમાં એવો મોટો ધરતીકંપ થયો હતો કે જે મહાધરતીકંપ કહેવાયો હતો (કચ્છનું સંસ્કૃતિદર્શન, પૃ. ૨૩૧).

(૪) મહમૂદ ગઝનવીએ સને ૧૦૨૪માં સોમનાથ ઉપર ચડાઈ કરી ત્યારે સોલંકી વંશનો રાજા ભીમદેવ પહેલો અણહિલવાડથી નાસીને કચ્છના કંથકોટના પહાડી કિલ્લામાં ભરાઈ ગયો હતો. મહમૂદે એ ગઢ ખાલી કરવાની દુશ્મનોને ફરજ પાડી; અને બે વર્ષ બાદ એ ગઝની પાછો ફર્યો. આ અરસામાં ભીમદેવે ભદ્રેશ્વરનો કિલ્લો બંધાવી આપ્યો હતો. આ પછી, બેએક સૈકા બાદ, જ્યારે શાહ સોદાગર જગડૂનો સમય આવ્યો ત્યારે, તેરમા સૈકાના પાછલા ભાગમાં, ભદ્રેશ્વર કચ્છની રાજધાની બન્યું હતું અને એના ઉપર પ્રતિહાર વંશના ભીમસિંહનું રાજ્ય ચાલતું હતું. ગૂર્જરપતિ વીરધવલે એને જીતીને ત્યાં પોતાનો પ્રતિનિધિ મૂક્યો; એનું નામ ભાડલ (કે ભાડલ ભૂપ) હતું. એ ભદ્રેશ્વર ઉપર ગૂર્જરપતિની વતી શાસન ચલાવતો હતો. વીરધવલ પછી, વિક્રમના તેરમા સૈકાના અંતમાં (વિ૦ સં૦ ૧૨૯૯માં), એનો પુત્ર વિસલદેવ ગુજરાતના સિંહાસને બેઠો અને એણે ગુજરાતની રાજધાની ધોળકામાંથી અણહિલવાડ પાટણમાં ફેરવી. આ વખતે પણ ભદ્રેશ્વરનો કારોબાર ભાડલ ભૂપ સંભાળતો હતો. આ અરસામાં પારકરના રાજા પીઠદેવે ભદ્રેશ્વર ઉપર ચડાઈ કરીને એનો કિલ્લો તોડી પાડચો. પછી જ્યારે જગડુ શાહે એ કિલ્લો ફરી ચણાવવાની પેરવી કરવા માંડી તો પીઠદેવે પોતાના દૂતને મોકલીને એને એમ કરતાં રોકવાનો પ્રયત્ન કર્યો. દૂતે કહ્યું કે જો ગધેડાના માથા ઉપર સીંગડાં ઊગે તો તારા હાથે આ કિલ્લો બની શકે. જગડૂ શાહે એ પડકાર ઝીલી લીધો; અણહિલવાડના રાજા લવણપ્રસાદના સૈન્યની સહાયથી ભદ્રેશ્વરમાં નવો કિલ્લો ઊભો કર્યો અને એમાં સોનાનાં શીંગડાંવાળો પથ્થરનો એક ગધેડો પણ બનાવ્યો. પછી પીઠદેવ તે કિલ્લો તોડી પાડવા ફરી ચડી આવ્યો, પણ જગડૂ શાહે, ગૂર્જરપતિના સૈન્યથી, એને પરાજિત કર્યો. બાપડા પીઠદેવને મજબૂત કિલ્લો અને સોનાનાં શીંગડાંવાળો ગધેડો જોઈને એવો કારમો આઘાત લાગ્યો કે એ ત્યાં જ મરણ પામ્યો! જ્યારે પીઠદેવે આ પ્રમાણે ભદ્રેશ્વર ઉપર બે-બેવાર ચડાઈ કરી હશે, ત્યારે એ તીર્થ પણ એની નુકસાનકારક અસરથી નહીં બચી શક્યું હોય, એ સહેજે સમજી શકાય છે (કચ્છનુ સંસ્કૃતિદર્શન, પૃ૦ ૪૫; શ્રી જગડૂચરિત, સર્ગ ૫, શ્લોક ૪-૪૦; પ્રબંધકોશ, પૃ૦ ૧૦૪, ૧૦૬; પ્રબંધપંચશતી, જગડૂસાધુપ્રબંધ, પૃ૦ ૬).

(૫) 'કચ્છની લોકકથાઓ' ભાગ ૧, પૃ૦ ૫૪-૫૫ ઉપરની નોંધમાં, એના લેખક શ્રી લાલજી મૂળજી જોષી લખે છે કે "પઢિયાર રજપૂતોની હકૂમત જતાં શહેરની (ભદ્રેશ્વરની) ઉન્નતિ-સમૃદ્ધિ પણ હટવા લાગ્યાં. ધરતીકંપથી થયેલ ફેરફારો અને ઉપરાઉપરી પડેલ દુષ્કાળોના સબબસર તથા રાજના પરિવર્તનના લીધે આ સમૃદ્ધિશાળી શહેર દિન-પ્રતિદિન પતન તરફ ઘસડાવા લાગ્યું."

(૬) કચ્છમાં વિક્રમની ૧૧ કે ૧૨મી સદીમાં એવો મોટો કુદરતી ફેરફાર થયો કે એને લીધે જળ-થળમાં જબરા ફેરફાર થયા અને ઊંડા જળવાળા પ્રદેશ રણમાં ફેરવાઈ ગયા હતા. (કારા ડુંગર કચ્છજા, પૃ૦ ૯૬).

(૭) જગડૂશાના સમયમાં વિ૦ સં૦ ૧૩૧૩-૧૪-૧૫ એ ત્રણ વર્ષ માટે કચ્છ સહિત. ગુજરાત, સૌરાષ્ટ્ર વગેરે દેશના ઘણા ભાગમાં વ્યાપક દુષ્કાળ પડચો હતો, એ વાત જાણીતી છે.

અને આ દુષ્કાળનિવારણના ભગીરથ કાર્યને પહોંચી વળવાને કારણે જ જગડૂશાહ જગદેવશા, જગતશાહ કે જગતપિતા તરીકે સર્વત્ર વિખ્યાત બન્યા હતા. (શ્રી જગડૂચરિત, સર્ગ ૬, શ્લોક ૬૭-૯૧)

(૮) વિ૦ સં૦ ૧૬૮૭માં ભયંકર દુષ્કાળ પડ્યો. અને તે પછી બે વર્ષ બાદ જ, વિ૦ સં૦ ૧૬૮૯માં, કચ્છ મરકી એટલે કે કોગળિયા–કોલેરાના રોગ તેમ જ વાયુ તથા જળપ્રલયના મહાન ઉપદ્રવનું ભોગ બની ગયું હતું; અને એને લીધે ભદ્રેશ્વર વેરાન થઈ ગયું હતું. કુદરતના આ કોપની અસર ભદ્રેશ્વર તીર્થની જાહોજલાલીને પણ થઈ હોય એ સ્વાભાવિક છે. આ વસઈ તીર્થની આસપાસની ધરતીનું નિરીક્ષણ કરતાં તરત જ લાગે છે કે આ ભૂમિ જળપ્રલય અને ધરતીકંપ જેવા કુદરતના વિનાશનો ભોગ થઈ હોવી જોઈ એ (અંચલગચ્છદિગ્દર્શન, પૃ૦ ૩૯૫ તથા ૫૩૯).

(૯) કચ્છમાં વિ૦ સં૦ ૧૬૩૫, ૧૮૩૯ અને ૧૮૬૯માં વ્યાપક દુષ્કાળ પડ્યા હતા (કચ્છનું સંસ્કૃતિદર્શન, પૃ૦ ૧૯૯ની પાછળ).

(૧૦) ઈસ્વીસનની સત્તરમી સદીના અંતભાગમાં (સને ૧૬૯૩માં) મહોસમ બેગની આગેવાની નીચે મુસ્લિમોએ ભદ્રેશ્વર પર હલ્લો કરીને ત્યાં લૂંટ ચલાવી હતી અને તીર્થંકરોની મૂર્તિઓ ખંડિત કરી હતી (ધી ઇમ્પીરિયલ ગેઝેટિયર, વોલ્યુમ ૮, પૃ૦ ૨૩-૨૪).

(૧૧) વિ૦ સં૦ ૧૮૬૮માં કચ્છ પહેલવહેલાં પ્લેગના મહારોગમાં ઝડપાઈ ગયું હતું અને એની અસર લગભગ કચ્છની અડધા ભાગની પ્રજા ઉપર થઈ હતી; કચ્છનો સમર્થ શાસક જમાદાર ફત્તેહ મહમ્મદ પણ આ જીવલેણ રોગનો ભોગ બનીને ગુજરી ગયો હતો (કારા ડુંગર કચ્છજા, પૃ૦ ૧૮૪).

(૧૨) કચ્છમાં વારંવાર થતા ધરતીકંપોથી કેરાના શિવમંદિરને ઘણું નુકસાન થયું હતું; તો એની અસર ભદ્રેશ્વર તીર્થને પણ થોડીઘણી પહોંચી હોય એ બનવા જોગ છે (કારા ડુંગર કચ્છજા, પૃ૦ ૭૮).

(૧૩) જગડૂશા પછી આ નગરીનું પતન થયું. અને તીર્થ ઉપર બાવાઓનું વર્ચસ્વ જામ્યું. તેઓ મૂળનાયક પાર્શ્વનાથની પ્રતિમા ઉઠાવી ગયા અને તીર્થ વેરવિખેર બની ગયું. વિ૦ સં૦ ૧૫૯૨માં જામ રાવળે ભદ્રેશ્વર સર કર્યું હતું, પણ પછી આચાર્ય આણંદવિમળસૂરિની સલાહથી એ, ભદ્રેશ્વરના જિનમંદિરના નિભાવ માટે બાર ગામ ભેટ આપીને, હાલારમાં રાજ્ય કરવા ચાલ્યો ગયો હતો. પછી વિ૦ સં૦ ૧૬૪૨માં હાલા ડુંગરજીને જામ રાવળે પોતાના રાજ્યમાંથી હદપાર કર્યો, એટલે ડુંગરજીએ વિ૦ સં૦ ૧૬૫૨માં લડાઈ કરીને ભદ્રેશ્વર પડાવી લીધું હતું. પણ વિવેકહર્ષ ગણિના તથા મહારાઓ શ્રી ભારમલજીના સમજાવવાથી એણે ભદ્રેશ્વર ઉપરથી પોતાનો કબજો ઉઠાવી લીધો હતો. આને પરિણામે તીર્થની સારસંભાળ ઉપેક્ષિત થઈ હોય અને તીર્થ વેરાન થઈ ગયું હોય એ બનવા જોગ છે. વિ૦ સં૦ ૧૮૩૧માં સિંધના સફરરાજે કચ્છ ઉપર ચડાઈ કરી હતી. આ પહેલાં વિ૦ સં૦ ૧૮૧૯માં ભદ્રેશ્વરનો કિલ્લો ફરી જમીનદોસ્ત થઈ ગયો

હતો અને એની મોટી મોટી શિલાઓ તથા મંદિરના પણ પથ્થરો, વિ૦ સં૦ ૧૮૧૯ અને ૧૮૬૬ના અરસામાં ત્યાંનાં ઘરોના,મુંદ્રા શહેરના અને મુંદ્રા બંદરના બાંધકામ માટે ઉપાડી જવામાં આવ્યા હતા! (મુંદ્રા વિ૦સં૦૧૮૩૬માં વસ્યું હતું) આ વિગતો ઉપરથી પણ જોઈ શકાય છે કે આ સમય દરમ્યાન ભદ્રેશ્વર તીર્થની સ્થિતિ સારા પ્રમાણમાં શોચનીય અને બેહાલ બની ગઈ હોવી જોઈએ (કચ્છ ગિરનારની મહાયાત્રા, પૃ૦ ૧૧૯-૨૦; માંડવીની પ્રત, પૃ૦ ૪-૬; "સ્વદેશ"નો વિ૦ સં૦ ૧૯૮૦નો દીપોત્સવી અંક, પૃ૦ ૭૮; જૈન તીર્થ સર્વ સંગ્રહ, પૃ૦ ૧૪૧; કારા ડુંગર કચ્છજા, પૃ૦ ૧૫૭).

(૧૪) વિક્રમની ઓગણીસમી સદીના છેલ્લા દસકા અને વીસમી સદીના પહેલા દસકાના અરસામાં, કેટલાંક વર્ષ માટે, ભદ્રેશ્વર ગામના ઠાકોરે આ તીર્થ ઉપર કબજો કરી લીધો હતો; પરિણામે એની યાત્રા લગભગ બંધ થઈ ગઈ હતી, એટલું જ નહીં, મંદિરની સ્થિતિ ખિસ્માર થઈ ગઈ હતી અને મંદિરનાં આંગણામાં, મંદિરમાં અને મંદિરની દેરીઓમાં ઘેટાં-બકરાં બેસવા અને ચરવા લાગ્યાં હતાં. આવી બેહાલીથી મંદિરને-તીર્થને જે કંઈ નુકસાન પહોંચ્યું હતું, એના નિવારણ માટે માંડવીના તપગચ્છના યતિ શ્રી ખાંતિવિજયજીને ખૂબ કષ્ટ ઉઠાવવું પડ્યું હતું. છેવટે કચ્છના મહારાઓ શ્રી દેશળજી બાવા બીજાની, જૈન સંઘના અગ્રણીઓની તથા ભુજપુરના અંચળગચ્છના યતિ શ્રી સુમતિસાગરજીની લાગણીભરી ઝહેમતથી અને માંડવીનાં ખરતગચ્છનાં ધર્માનુરાગી મીઠી બહેનની મોટી સહાયથી તીર્થનો છેલ્લો જીર્ણોદ્ધાર થયો હતો, એ વાત આ પુસ્તકના ચોથા પ્રકરણમાં સવિસ્તર આપવામાં આવી છે.

(૧૫) વિ૦ સં૦ ૧૮૭૫માં આખા કચ્છ ઉપર કારમી તારાજી વેરતો ધરતીકંપ થયો હતો; તેથી પણ આ તીર્થને કેટલુંક નુકસાન થયું હતું; પણ એ નુકસાન સામાન્ય પ્રકારનું હતું અને કેપ્ટન મૅકમર્ડો, સર ચાર્લ્સ વોલ્ટર વગેરે અંગ્રેજોની ભલી લાગણીથી તીર્થનું રક્ષણ તરત જ થઈ શક્યું હતું (કચ્છનું સંસ્કૃતિદર્શન, પૃ૦ ૨૬૭).

(૧૬) મુંબઈથી તે સમયે પ્રગટ થતા "સ્વદેશ" પત્રના વિ૦ સં૦ ૧૯૮૦ના દીપોત્સવી અંકમાં પ્રગટ થયેલ "કચ્છની સ્થાપત્યકળાના થોડાએક અવશેષો" નામે અભ્યાસપૂર્ણ લેખમાં, એના વિદ્વાન લેખક શ્રી વ્રજલાલ ભગવાનલાલ છાયાએ, "વસહીનાં દેહેરાં-ભદ્રેશ્વર"નો ટૂંક પરિચય આપતાં (પૃ૦ ૭૮) એ તીર્થમાં ક્યારે ક્યારે કેવી અરાજકતા ઊભી થવા પામી હતી, એ સંબંધી કેટલીક માહિતી આપી છે, જે આ પ્રમાણે છે—

"આ (હરિ) વંશનો છેલ્લો રાજા દાનજી રાજ હતો. તેના વખતમાં ભારે લૂંટફાટ અને અંધાધુંધી ચાલી. ત્યાર પછી આ રાજ્ય સંવત ૨૧૩માં મુંજપુરના વાઘેલા વનરાજે સર કર્યું. આ વંશના ચોથા રાજા વિજયરાવ ઉર્ફે વહસિદ્ધના વખતમાં આજુબાજુના મુલકની ટોળીઓએ રાજ્યને લૂંટીને છિન્નભિન્ન કરી નાખ્યું અને પવાર-ગઢના કાઠીઓ ભદ્રાવતીના માલેક થયા અને તેઓ ૧૪૭ વરસ સુધી રહ્યા. ત્યાર બાદ પાટણના કનક ચાવડાએ સંવત ૬૧૮માં એ દેશ જીત્યો અને સંવત ૬૨૨માં દેવલને ફરી બંધાવ્યું અને એમાં મૂર્તિની પ્રતિષ્ઠા કરી. ત્યાર પછી

તેના પૌત્રના વખતમાં એ દેશ જૈન સોલંકી રજપૂતોએ જીતી લીધો અને સંવત ૭૯૮માં શહેરનું નામ ભદ્રાવતી હતું તે ફેરવીને ભદ્રેશ્વર રાખ્યું. આ વંશની સત્તા સંવત ૧૧૮૯ (સને ૧૧૩૨) સુધી રહી અને તેનો છેલ્લો રાજા ભીમદેવનો પુત્ર નવઘણ થયો, જેના વખતમાં દેશના ભાગલા પડી ગયા અને દેશ લુંટારાઓથી હેરાન થઈ ગયો. આ રાજાએ પોતાના લશ્કરને ખોરાકી વગેરે પૂરું પાડવા બદલ એક વાણીઆને ભદ્રેશ્વર સંવત ૧૧૪૯માં ગીરાસમાં આપ્યું. સંવત ૧૧૮૨ (સને ૧૧૨૫) માં જગડુશા નામના એક ધનાઢ્ય વેપારીને ભદ્રેશ્વર હંમેશના હક્ક તરીકે ગ્રાન્ટમાં મળ્યું."

શ્રી વ્રજલાલભાઈ છાયાએ આ તીર્થ ઉપર થયેલ આક્રમણો કે આવેલ આફતોની જે વિગતો આપી છે, તેમાં સાલવારીમાં કે રાજાઓ વગેરેનાં નામોમાં ફેરફાર હોવાનો સંભવ છે. પણ અહીં તો માત્ર આ તીર્થ ઉપર કેવી કેવી આફતો આવતી રહી એની વિગતો જ આપવાની હોવાથી અહીં એનું સમાલોચન-પર્યાલોચન કરવાની જરૂર નથી.

ત્યારે હવે આ મંદિરના રક્ષણ માટે ખરે વખતે જે સહાય મળી, તથા જુદા જુદા સમયે, જુદી જુદી વ્યક્તિઓના હાથે જે જીર્ણોદ્ધારો થતા રહ્યા, તેની સવિસ્તર વિગતો જાણીએ.

## સમયસરની સહાયો તથા જીર્ણોદ્ધારો

અઢી હજાર વર્ષ જેટલા લાંબા વખત સુધી શ્રી ભદ્રેશ્વર-વસઈનું જૈન તીર્થ ટકી રહ્યું તે, સમયે સમયે આ તીર્થની સાચવણી માટે મળતી રહેલી સહાયો તેમ જ આ તીર્થના થતા રહેલા નાના-મોટા જીર્ણોદ્ધારોને કારણે જ—ભલે પછી આવી સહાયો અને જીર્ણોદ્ધારો સંબંધી માહિતી, પૂરેપૂરા અને આધારભૂત રૂપમાં સચવાઈ રહેવાને બદલે પરંપરાગત માન્યતાઓ, દંતકથાઓ કે અનુશ્રુતિઓના રૂપમાં અથવા તો ઓછી અને અધૂરી સચવાઈ રહેવા પામી હોય.

આ તીર્થના જીર્ણોદ્ધારને લગતી માહિતી જુદાં જુદાં પુસ્તકોમાં જુદી જુદી જાતની મળે છે, અને જેને પરિપૂર્ણ કહી શકાય એવી માહિતી તો, મેં તપાસેલાં પુસ્તકોમાંથી એક પણ પુસ્તકમાંથી મને મળી નથી. આમ છતાં ભદ્રેશ્વર તીર્થની પેઢીમાં જે જીર્ણ પ્રત સચવાઈ રહ્યાનું પ્રજ્ઞાચક્ષુ પંડિત શ્રી આણંદજીભાઈએ લખ્યું છે, અને જેની નકલ તથા જેનો ઉતારો તેઓએ અત્યારની ગુજરાતી ભાષામાં કરાવી રાખ્યાં છે, તેમાં આ તીર્થના નવ જેટલા જીર્ણોદ્ધાર થયાની યાદી આપી છે; અને તે બીજાં બધાં પુસ્તકોમાંની યાદીથી વિસ્તૃત છે—અલબત્ત, આ નવે જીર્ણોદ્ધારોને કાળગણના અને જે તે વ્યક્તિઓની વચ્ચે સુમેળ સાધીને, ઐતિહાસિક દૃષ્ટિએ નિર્વિવાદ પુરવાર કરવાનું કામ બહુ જ મુશ્કેલ છે. તેમ છતાં આ યાદી આ તીર્થનો પ્રાચીન-અર્વાચીન પરિચય મેળવવામાં ઉપયોગી થઈ શકે એમ છે, એટલું તો લાગે જ છે.

જુદા જુદા ગ્રંથોમાં આ તીર્થના જીર્ણોદ્ધારો સંબંધી જે નોંધો મળે છે, તેને આધારે જીર્ણોદ્ધારોની યાદી કંઈક આ પ્રમાણે તૈયાર કરી શકાય—

૧. સંપ્રતિ રાજાનો.

૨. કાલકસૂરિના ભાણેજનો.

૩. વનરાજ વાઘેલાનો.

૪. કનક ચાવડાનો.

૫. શ્રીમાલીઓનો.
૬. મહારાજા કુમારપાળનો.
૭. શ્રી જગતચંદ્રસૂરિજીના ઉપદેશથી થયેલ.
૮. વસ્તુપાળ-તેજપાળનો.
૯. જગડૂશાનો.
૧૦. વાઘેલા સારંગદેવનો.
૧૧. જામ રાવળનો.
૧૨. શ્રીસંઘનો વિ૦ સં૦ ૧૬૨૨નો.
૧૩. મહારાઓ શ્રી ભારમલજીનો
૧૪. વર્ધમાન-પદ્મસિંહ શાહનો.
૧૫. મેકમર્ડો વગેરેના સહકારથી જૈન સંઘે કરેલો.

## સ્થળ-નિર્દેશ અને વિશેષ વિચારણા

**(૧) સંપ્રતિ રાજાએ કરાવેલ જીર્ણોદ્ધાર**—આ તીર્થનો જીર્ણોદ્ધાર સંપ્રતિ રાજાએ કરાવ્યાની નોંધ જે સામગ્રીમાં મળે છે, તે આ પ્રમાણે છે : (૧) ભદ્રેશ્વરની જીર્ણ પ્રત, ૨૨; (૨) માંડવીની પ્રત ૧; (૩) ડૉ. જેમ્સ બર્જેસ સંપાદિત આર્કયોલોજિકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઇન્ડીયા -રિપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઓફ કાઠિયાવાડ એન્ડ કચ્છ, ૨૦૬; અને (૪) શ્રી કચ્છ-ભદ્રેસર વસહી તીર્થનો સંક્ષિપ્ત પરિચય, ૨.

આ સંપ્રતિ રાજા મૌર્ય સમ્રાટ અશોકના પુત્ર કુણાલનો પુત્ર હતો. કુણાલને બે પુત્રો હતા : એક દશરથ અને બીજો સંપ્રતિ. કુણાલને પૂર્વ ભારતનું અને સંપ્રતિને પશ્ચિમ ભારતનું રાજ્ય મળ્યું હતું, અને તે વખતે પશ્ચિમ ભારતની રાજધાની સુપ્રસિદ્ધ ઉજ્જયિની નગરી હતી. ભગવાન મહાવીરની એટલે કે પાંચમા ગણધર સુધર્માસ્વામીની આઠમી પાટે, વીરનિર્વાણની ત્રીજી સદીમાં, આર્ય મહાગિરિસૂરિ અને આર્ય સુહસ્તિસૂરિ એમ બે આચાર્યો થયા. એમાં આર્ય મહાગિરિ જિનકલ્પના આરાધક બનીને મોટે ભાગે જંગલમાં એકાકી રહેવા લાગ્યા, એટલે સ્થવિરકલ્પની પરંપરાના રક્ષક તરીકેની જવાબદારી આર્ય સુહસ્તિસૂરિ ઉપર આવી પડી. આ આચાર્યે પશ્ચિમ ભારતના રાજા સંપ્રતિને પ્રતિબોધ પમાડીને એને જૈનધર્મના અનુયાયી તરીકે દીક્ષા આપી હતી. રાજા સંપ્રતિ એક સમર્થ રાજવી હતો અને જૈનધર્મના રંગે પૂરેપૂરો રંગાઈ ગયો હતો. એની ધર્મનું પાલન કરવાની તેમ જ જૈન શાસનની પ્રભાવના કરવાની ધગશ એટલી બધી તીવ્ર હતી કે એણે પોતાની બધી શક્તિ અને વિપુલ સંપત્તિનો એ માટે ખૂબ ઉદારતાથી ઉપયોગ કર્યો હતો. રાજા સંપ્રતિએ જૈન શાસનની પ્રભાવના માટે એટલાં બધાં ધર્મકૃત્યો કર્યાં હતાં કે એની કંઈ કંઈ કથાઓ જૈન સંઘમાં પ્રચલિત બની છે. આ કથાઓ પ્રમાણે એણે સવા લાખ જિનમંદિરો, સવા કરોડ જિનબિંબો, છત્રીસ હજાર જીર્ણોદ્ધારો, સાત સો દાનશાળાઓ વગેરે, ગણ્યાં ગણાય નહીં એટલાં બધાં, ધર્મકાર્યો કર્યાં-કરાવ્યાં હતાં, અને અનાર્ય દેશના લોકોને ધર્મનો પ્રતિબોધ કરવા માટે ત્યાં જૈન ઉપદેશકોને મોકલ્યા હતા અને જિનમંદિરો પણ બનાવરાવ્યાં હતાં. આનો સાર એ કે

સમ્રાટ સંપ્રતિ ભગવાન મહાવીરના નિર્વાણ પછી ત્રીજી સદીમાં અસાધારણ શાસનપ્રભાવક સમ્રાટ થઈ ગયો.[૧]

આવા જૈન શાસનના મહાન પ્રભાવક રાજવીનું નામ ભદ્રેશ્વર તીર્થનો જીર્ણોદ્ધાર કરાવનાર ધર્મપુરુષ તરીકે ઉલ્લેખવામાં આવે એમાં શી નવાઈ? ભારતની ધર્મસંસ્કૃતિની તાસીર મોટે ભાગે ત્યાગવૈરાગ્યપ્રધાન છે અને તેથી, વિશિષ્ટ ગણાતી વ્યક્તિઓની કીર્તિકથાની સાચવણી કરવાની દૃષ્ટિએ પણ, ઇતિહાસ લખવાની પ્રથા પ્રાચીન સમયમાં ઘણી ઓછી હતી. આ સ્થિતિમાં મહારાજા સંપ્રતિનાં સુકૃતોની સવિસ્તર વિગતો સચવાઈ રહેવાને બદલે એ માહિતી સમુચ્ચયરૂપે આછી-પાતળી અને છૂટીછવાઈ નોંધાઈ હોય એ સ્વાભાવિક છે. એટલે ભદ્રેશ્વરના નામોલ્લેખ સાથે એના જીર્ણોદ્ધારની માહિતી એમાંથી કેવી રીતે મળી શકે ?

ભદ્રેશ્વરની જીર્ણ પ્રતમાં તથા માંડવીની પ્રતમાં સમ્રાટ સંપ્રતિએ વીર નિર્વાણ સંવત ૨૨૩માં ભદ્રેશ્વર તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યાનું નોંધ્યું છે.[૨] આમાં જીર્ણોદ્ધારનું જે વર્ષ જણાવ્યું છે તેમાં કેટલોક ફેર છે એમ લાગે છે. પણ એ વાત ગૌણ છે; મુખ્ય વાત આ તીર્થના ઉદ્ધારકોની નામાવલીમાં સંપ્રતિ રાજાનો સમાવેશ કરવામાં આવ્યો છે, એ છે.

ડૉ. બર્જેસે પોતાના "રિપોર્ટ ઓન ધી એન્ટીક્વીટીઝ ઓફ કાઠિયાવાડ એન્ડ કચ્છ" ગ્રંથમાં નોંધ્યું છે કે—

"(ભદ્રશ્વરતીર્થના સ્થાપક) સિદ્ધસેનના ઉત્તરાધિકારીઓ આ પ્રમાણે હતા : એનો પુત્ર મહાસેન; એનો પૌત્ર નારસેન; અને એનો પ્રપૌત્ર ભોજરાજ. ભોજરાજ મારવાડના સંપ્રીતિનો સમકાલીન હતો સંપ્રીતિ જૈનધર્મનો મહાન રક્ષક હતો. એણે પણ ભદ્રાવતીના મંદિરમાં એક પ્રતિમા પધરાવી હતી અને હાથીની એક આકૃતિ મૂકી હતી."[૩]

---

૧. સમ્રાટ સંપ્રતિના જીવનની માહિતી જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણ, એ ત્રણે પરંપરાના ગ્રંથોમાં મળે છે. જૈન ગ્રંથોમાં બૃહત્કલ્પચૂર્ણિ, ભદ્રેશ્વરની કથાવલી, નિશીથચૂર્ણિ, પરિશિષ્ટપર્વ, વિવિધ તીર્થકલ્પ, વિચારશ્રેણી, કેટલીક પટ્ટાવલીઓ, તિત્થોગાલી પઈન્નય વગેરેનો; બૌદ્ધ ગ્રંથોમાં દિવ્યાવદાન, બોધિસત્ત્વાવદાન કલ્પલતાનો અને બ્રાહ્મણ પરંપરાના ગ્રંથોમાં મત્સ્યપુરાણનો સમાવેશ થાય છે. આ પ્રાચીન ગ્રંથો ઉપરાંત અર્વાચીન કેટલાક ગ્રંથોમાં પણ સમ્રાટ સંપ્રતિ સંબંધી ચર્ચા કરવામાં આવી છે અને માહિતી પણ આપવામાં આવી છે. આ ગ્રંથોમાં સ્વ પૂજ્ય પંન્યાસ શ્રી કલ્યાણવિજયજી ગણિકૃત "वीर निर्वाण संवत् और जैन कालगणना" વિશેષ નોંધપાત્ર છે.

૨. ભદ્રેશ્વરની પ્રત ૨ : " આ ભદ્રેસર વસઈ તીર્થનું નિર્માણ થયા પછી પહેલો જીર્ણોદ્ધાર મહારાજા સંપ્રતિએ કરાવ્યો."

માંડવીની પ્રત, પાનું ૧ : " તિવાર પછી સંવત્સર બે સૈ ત્રેવીસે જીરણઉદ્ધાર કર્યો સંપ્રતિ રાજાએ. તિહનો વરણાવ ઘણો છે. સવાલાખ દેવલ કરાવ્યાં."

૩. પૃ૦ ૨૦૬ : "Siddhasena's successors were—his son Mahasena; his grandson Narasena; and great-grandson Bhojaraja, the contemporary of Sampriti of Marvad, the great patron of the Jains, and who also installed an image and placed a figure of an elephant in the Bhadravati temple,'

આ તીર્થની પેઢી તરફથી તીર્થના સંક્ષિપ્ત પરિચયની જે નાની સરખી પુસ્તિકા બહાર પાડવામાં આવી છે, એમાં તો માત્ર સમ્રાટ સંપ્રતિએ ઉદ્ધાર કરાવ્યાનું જ લખ્યું છે.

**(૨) કાલકસૂરિના ભાણેજનો ઉદ્ધાર**—આ તીર્થનો જીર્ણોદ્ધાર કાલિકાચાર્યના ભાણેજે કરાવ્યાની વાત માત્ર ભદ્રેશ્વરની પ્રત (૨૨)માં જ નોંધાયેલી છે;[૪] એ સિવાય બીજા કોઈ સ્થળે આ વાતનો ઉલ્લેખ મળતો નથી. જો આ કાલકસૂરિ તે ગર્દભિલ્લઉચ્છેદક કાલિકાચાર્ય હોય તો એમના બે ભાણેજો બલમિત્ર-ભાનુમિત્રમાંથી કોઈકે આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હશે, એમ કહેવું જોઈએ. આ બલમિત્ર-ભાનુમિત્ર એ જ છે કે જે ગર્દભિલ્લની ગાદીએ બેસનાર શક રાજા (શકશાહી)ને પરાજિત કરીને ઉજ્જયિનીના શાસક બન્યા હતા. આ બાબતમાં આથી વિશેષ કશું નોંધી કે વિચારી શકાય એવી સામગ્રી મળતી નથી, એટલે ભદ્રેશ્વર-વસઈ તીર્થના આ બીજા જીર્ણોદ્ધાર અંગે મળતી આટલી નોંધથી જ સંતોષ માનવાનો રહે છે.

**(૩) વનરાજનો જીર્ણોદ્ધાર**—આ જીર્ણોદ્ધારની નોંધ કેવળ ડૉ. બર્જેસના "રિપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઑફ કાઠિયાવાડ એન્ડ કચ્છ" નામે ગ્રંથમાં (૨૦૬) જ જોવા મળે છે. (સંપ્રતિના સમકાલીન) ભોજની ગાદીએ એના ભાઈનો પુત્ર વનરાજ બેઠો હતો; અને એણે આ મંદિરનું સમારકામ કરાવ્યું હતું. વનરાજનો પુત્ર સારંગદેવ હતો. વળી, આ ગ્રંથમાં આગળ જતાં લખ્યું છે કે—વનરાજ વાઘેલો મુંજપુરનો હતો; એણે વિ૦ સં૦ ૨૧૩માં એ પ્રદેશ પડાવી લીધો હતો; એ જૈન હતો અને એની ગાદીએ એનો પુત્ર યોગરાજ આવ્યો હતો.[૫]

**(૪) કનક ચાવડાનો ઉદ્ધાર**—કનક ચાવડાએ કરાવેલ ઉદ્ધારની વાતના ઉલ્લેખો આ પ્રમાણે મળે છે: (૧) ભદ્રેશ્વરની જીર્ણ પ્રત, પૃ૦ ૨૨; (૨) માંડવીની પ્રત, પૃ૦ ૧; (૩) રિપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઑફ કચ્છ એન્ડ કાઠિયાવાડ પૃ૦ ૨૦૬; (૪) "સ્વદેશ"ના વિ૦ સં૦ ૧૯૮૦ના

---

૪. પૃ૦ ૨૨ : "ત્યાર પછી પૂર્વધર પરમપ્રભાવક આચાર્ય દેવ શ્રી કાલકાચાર્યસૂરિ મહારાજના ભાણેજ રાજાએ આ તીર્થનો બીજો જીર્ણોદ્ધાર કરાવ્યો, ને ત્યાં આક્રમણ થઈ આવવાની તૈયારી કરતા તે વખતના કોઈક યવન રાજાને આ દેશમાં આવતાં જ રોકી રાખ્યો."

૫ પૃ૦ ૨૦૬ : "Bhoja was succeeded by his brother's son Vanaraja, who repaired the temple."... .." Vanaraja Vagela of Munjpur then seized on the country ( S. 213 ): he was a Jain, and was succeeded by his son Yogaraj."

આ લખાણ ઉપરથી જોઈ શકાય છે કે આમાં વનરાજ વાઘેલા અને વનરાજ ચાવડા વચ્ચેનો ભેદ ભુલાઈ ગયો છે, અને સમયની ગણતરીમાં પણ ઘણો ફરક છે. યોગરાજ એ વનરાજ વાઘેલાનો નહીં પણ વનરાજ ચાવડાનો પુત્ર હતો; અને વનરાજ ચાવડાનો સમય વિક્રમના આઠમા અને નવમા સૈકાનો નિશ્ચિત છે, એટલે આ જીર્ણોદ્ધારની વાતનો ઇતિહાસમાન્ય વ્યક્તિઓ તેમ જ કાળગણના સાથે મેળ બેસારવાનું કામ અશક્ય છે—સિવાય કે ચાવડા વનરાજની જેમ જ વાઘેલા વનરાજ પણ ઐતિહાસિક વ્યક્તિ હોય અને એને પણ યોગરાજ નામે પુત્ર હોવાનો કોઈ પુરાવો મળી આવે.

ડૉ. બર્જેસે પણ આ બાબતની નોંધ લીધી છે.

દીપોત્સવી અંકમાં (પૃ૦ ૭૭) શ્રી વ્રજલાલ ભગવાનલાલ છાયાનો "કચ્છની સ્થાપત્યકળાના થોડા-એક અવશેષો" નામે લેખ અને (૫) કચ્છનું સંસ્કૃતિદર્શન. પૃ૦ ૮૬.

ગુજરાત, કચ્છ, સૌરાષ્ટ્ર સંબંધી ઇતિહાસ જેવી કથાઓ, દંતકથાઓ અને અનુશ્રુતિઓ ઉપરથી લાગે છે કે કનક ચાવડા અને કનકસેનને નામે કેટલીક વાતો પ્રચલિત થયેલી છે. કનક ચાવડો અને કનકસેન એક જ વ્યક્તિ છે કે કેમ તેમ જ એમનો સમય નિશ્ચિત છે કે કેમ તે હજી પણ શોધનો વિષય છે. પણ એના સંબંધી જે કંઈ વાતો લોકોમાં પ્રચલિત છે અને કર્ણોપકર્ણ સચવાઈ રહી છે, તે ઉપરથી એટલું તો લાગે છે કે આ નામની વ્યક્તિએ લોકમાનસમાં સારું એવું સ્થાન લીધું હશે.

ભદ્રેશ્વરની જીર્ણ પ્રતમાં કનક ચાવડાનું નામ નથી આપ્યું, છતાં એમાં આ ઉદ્ધારની વાત નોંધી છે, જે આ પ્રમાણે છે—

"આ પછી વિક્રમ સંવત ૬૨૧માં એ જમાનાના ચાવડા રાજા કે જે પાટણપતિ વનરાજ ચાવડાના પૂર્વજ હતા, તે ચાવડા રાજાએ ૬૨૧માં આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો." (પૃ૦ ૨૨-૨૩)

આ લખાણમાં આ ઉદ્ધાર વિ૦ સં૦ ૬૨૧માં થયાનું લખ્યું છે, જ્યારે બાકીના બધા ઉલ્લેખોમાં વિ૦ સં૦ ૬૨૨ માં આ જીર્ણોદ્ધાર થયાનું નોંધ્યું છે. એટલે સરતચૂકથી ૬૨૨ના બદલે ૬૨૧ લખાયું હોય એમ લાગે છે; અને આ ફેર મહત્ત્વનો નહીં પણ સામાન્ય અને નજીવો છે.[૬]

---

૬. ક્યારેક સરતચૂક થઈ જાય અને એને સુધારવાને બદલે એની ઉપેક્ષા કરવામાં આવે તો ભૂલ ઉપર ભૂલ કેવી થતી જાય છે, તે આ સંવત બાબત ત્રણ જુદા જુદા ગ્રંથોમાં થયેલ ઉલ્લેખો ઉપરથી પણ સમજી શકાય છે; તેની વિગત આ પ્રમાણે છે—

(૧) ડૉ. બર્જેસે કનક ચાવડાએ એ દેશ ઉપર કબજો કરી લીધાની સાલ વિ૦ સં૦ ૬૧૮ની અને દેરાસરને સમું કરાવ્યાની સાલ ૬૨૨ની આપી છે. ડૉ. બર્જેસનું આ પુસ્તક ઈ૦ સ૦ ૧૮૭૪-૭૫માં પ્રગટ થયું હતું

(૨) આ પછી જેમ્સ એમ. કેમ્પબેલે તૈયાર કરેલ "ગેઝેટિયર ઑફ ધી બોમ્બે પ્રેસિડેન્સી"નું પાંચમું વોલ્યુમ ઈ૦ સ૦ ૧૮૮૦માં બહાર પડ્યું, તેમાં ભદ્રેશ્વરતીર્થ સંબંધી માહિતી ડૉ. બર્જેસના લખાણ મુજબ (પૃ૦ ૨૧૪) આપવામાં આવી. એમા પાદનોંધમાં કનક ચાવડાના વિજયની વિ૦ સં૦ ૬૧૮ની સાલ સાથે ઈસ્વીસનનો ખ્યાલ આપવા માટે ૫૫૧નો અંક અને જીર્ણોદ્ધારની વિ૦ સં૦ ૬૨૨ની સાલની સાથે ઈસ્વીસનનો અંક ૫૫૫ આપવામાં આવ્યો છે. વિક્રમ સંવત અને ઈસ્વીસન વચ્ચે ૫૭ (ક્યારેક ૫૬) વર્ષનો ફેર છે તે જોતાં આ ગ્રંથમાં આપવામાં આવેલ ઈસ્વીસનના આંકડામાં દસકો ઓછો લખવાની ભૂલ થઈ ગઈ, એટલે ખરી રીતે ૫૫૧ના બદલે ૫૬૧ અને ૫૫૫ના બદલે ૫૬૫ના આંકડા મુકાવા જોઈતા હતા.

(૩) પાંચ વર્ષ પહેલાં (સને ૧૯૭૧માં) ગુજરાત રાજ્ય તરફથી "ગુજરાત સ્ટેટ ગેઝેટિયર"નો "કચ્છ ડિસ્ટ્રીક્ટ" નામે ગ્રંથ બહાર પડ્યો છે. એના મુખ્ય સંપાદક ડૉ. જી. ડી. પટેલ છે. આ ગ્રંથમાં (પૃ૦ ૫૮૬) કેમ્પબેલ તથા ડૉ. બર્જેસના લખાણને આધારે ભદ્રેશ્વર તીર્થનો પરિચય ટૂંકમાં આપવામાં આવ્યો છે. એમાં મોટી ભૂલ એ થઈ છે કે કનક ચાવડાના વિજય અને ઉદ્ધારની વિક્રમની સાલની સાથે કેમ્પબેલે ઈસ્વીસનના દસકાની ભૂલવાળા જે આંકડા પોતાના ગ્રંથમાં ઉમેર્યા હતા, એને સાચા માનીને તે મુજબ વિક્રમ સંવતમાં દસકાનો ઘટાડો કરીને કનક ચાવડાના

આ જીર્ણોદ્ધારનો ઉલ્લેખ માંડવીની પ્રતમાં (પૃ૦ ૧) આ પ્રમાણે કરવામાં આવ્યો છે—

"તિ વાર પછી કનક ચાવડો થયો. સંવત ૬૨૨ વરસે ઉધાર કરાયો."

ડૉ. બર્જેસે પોતાના "રિપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઓફ કચ્છ એન્ડ કાઠિયાવાડ" નામે પુસ્તકમાં આ વાત આ પ્રમાણે નોંધી છે—

"પછી પાટણના કનક ચાવડાએ (વિ૦ સં૦ ૬૧૮ માં) એ દેશ ઉપર કબજો કરી લીધો અને વિ૦ સં૦ ૬૨૨માં એ મંદિરને ફરી બંધાવીને એમા એક પ્રતિમા પધરાવી." ૭

શ્રી વ્રજલાલ ભગવાનલાલ છાયાએ પણ, ડૉ. બર્જેસના ઉલ્લેખને અનુસરીને, કનક ચાવડાનો વિજય વિ૦ સં૦ ૬૧૮માં૮ અને જીર્ણોદ્ધાર વિ૦સં૦ ૬૨૨માં થયાનું અને એ પાટણનો હોવાનું લખ્યું છે. "કચ્છનું સંસ્કૃતિદર્શન" માં કનક ચાવડાના વિજય અને ઉદ્ધારની વાત પણ ડૉ. બર્જેસના લખાણને આધારે જ નોંધવામાં આવી છે.

ડૉ. બર્જેસે તથા શ્રી વ્રજલાલભાઈ છાયાએ કનક ચાવડો પાટણનો હોવાનું કહ્યું છે. પણ પાટણ તો વનરાજ ચાવડાએ વિક્રમની નવમી સદીના પ્રારંભમાં (વિ૦ સં૦ ૮૦૨માં) વસાવ્યું હતું અને ઉપર નોંધેલી સાલો પ્રમાણે કનક ચાવડો વિક્રમના સાતમા સૈકામાં થઈ ગયો. એટલે પાટણની સ્થાપનાની દૃષ્ટિએ તેમ જ રાજાઓની સાલવારી પ્રમાણે કનક ચાવડો ક્યારે થયો એ નક્કી કરવાનું કામ બહુ મુશ્કેલ છે.

આ અનુસંધાનમાં એક બીજી ધ્યાનમાં લેવા જેવી વાત એ છે કે શ્રી ભદ્રેશ્વર-વસઈના જિન-મંદિરમાં મૂળનાયક તરીકે અત્યારે મહાવીરસ્વામીની જે પ્રતિમા બિરાજે છે, એની પલાંઠી (પબાસણ) ઉપર "सं, ६२२ ना वर्षे" એટલું સંવતને લગતું લખાણ કોતરેલું સ્પષ્ટ વાંચી શકાય છે. એક તરફ કનક ચાવડાના જીર્ણોદ્ધારની સાલ વિ૦ સં૦ ૬૨૨ના જણાવવામાં આવી છે અને બીજી તરફ મૂળનાયક ભગવાન મહાવીરની પ્રતિમા ઉપર સં૦ ૬૨૨ની સાલ કોતરેલી મળે છે. આથી આ બાબતની વધારે વિચારણામાં ઊતર્યા વગર, સામાન્ય રીતે વિચાર કરનારને, પહેલી દૃષ્ટિએ

---

વિજય માટે વિ૦ સં૦ ૬૧૮ના બદલે ૬૦૮ અને ઉદ્ધાર માટે વિ૦ સં૦ ૬૨૨ના સ્થાને ૬૧૨ના આંકડા મૂકી દેવામાં આવ્યા !

કેમ્પબેલે પોતાના ભદ્રેશ્વર તીર્થ સંબંધી લખાણમાં ડૉ.બર્જેસના ગ્રંથનો ઉલ્લેખ કર્યો જ છે. એટલે "ગુજરાત સ્ટેટ ગેઝેટિયર-કચ્છ ડિસ્ટ્રીક્ટ"ના સંપાદકે પોતાના મનથી સંવતના આંકડામાં ફેરફાર કરવાને બદલે ડૉ. બર્જેસનો ગ્રંથ જોયો હોત તો આવી ભૂલ થતી અટકી જાત અને કેમ્પબેલે કરેલી ભૂલનું પણ નિવારણ થઈ જાત.

૭ પૃ ૨૦૬ "Kanak Chavada of Pattan then subjugated the country (in Samvat 618), rebuilt the temple and installed an image in it in S 622."

૮. આ લેખમાં વિજયની સાલ વિ૦ સં૦ ૭૯૮ નોંધી છે તે કેવળ સરતચૂક અથવા પ્રેસની ભૂલ હોવી જોઈએ, કારણ કે એ જ લેખમાં એમણે જૈન સોલંકી રજપૂતોએ એ દેશ જીતી લઈને વિ૦ સં૦ ૭૯૮માં શહેરનું નામ ભદ્રાવતીને બદલીને ભદ્રેશ્વર રાખ્યાનું લખ્યું છે.

તો; એમ જ લાગે કે આ પ્રતિમા કનક ચાવડાના જીર્ણોદ્ધાર વખતે પ્રતિષ્ઠિત થઈ હશે. પણ આમ માનવાની સામે બે મોટા અવરોધો છે : એક તો આ તીર્થના પ્રાચીન મૂળનાયક શામળિયા પાર્શ્વનાથ હતા; એમના સ્થાને ભગવાન મહાવીરની પ્રતિમા તો છેક સત્તરમી સદીમાં (વિ૦ સં૦ ૧૬૨૨માં) થયેલ જીર્ણોદ્ધાર વખતે (અથવા તે પછીના કોઈક સમયે) બિરાજમાન કરવામાં આવી હોવી જોઈએ. બીજો અવરોધ એ કે ૬૨૨ની સાલ દર્શાવતા અંકના અક્ષરોનો મરોડ સાતમી સદીના અતિપ્રાચીન અક્ષરોના મરોડ જેવો નહીં પણ સત્તરમી સદીની અને તે પછીના સમયની આધુનિક લિપિના જેવો છે અને છઠ્ઠી વિભક્તિનો સૂચક "ના" પ્રત્યય પણ પ્રાચીન નહીં પણ અર્વાચીન છે. એટલે કનક ચાવડાના જીર્ણોદ્ધારની ૬૨૨ની સાલ અને આ પ્રતિમા ઉપરની ૬૨૨ની સાલને આકસ્મિક જોગાનુજોગ જ સમજવો જોઈએ. ડૉ. બર્જેસે આ સાલ ૬૨૨ના બદલે ૧૬૨૨ હોવાનું સૂચવ્યું છે.[૯] અને શ્રીસંઘે આ તીર્થનો જીર્ણોદ્ધાર વિ૦ સં૦ ૧૬૨૨માં કરાવ્યો હતો, એ વાતનો તેમ જ ભગવાન પાર્શ્વનાથના સ્થાને મૂળનાયક તરીકે ભગવાન મહાવીરને આ જીર્ણોદ્ધાર વખતે બિરાજમાન કરવામાં આવ્યા હતા એ માન્યતાનો ખ્યાલ કરતાં ડૉ. બર્જેસનું સૂચન ધ્યાનમાં લેવા જેવું લાગે છે.

કનક ચાવડો કોઈ કથાનો નાયક હોય એમ એને નામે કેટલીક કથાઓ લોકજીભે સચવાઈ રહી છે. આવા બે પ્રસંગો આ પ્રમાણે છે—

(૧) "વસઈ (તા. ઓખામંડળ, જિ. જામનગર)નાં કનકસેન ચાવડાનાં મંદિરો નામે જાણીતાં થયેલાં જૂનાં મંદિરોનાં શિખર પણ આ જ પ્રકારની રચના ધરાવે છે."

—ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ, ગ્રંથ ૩ : મૈત્રકકાલ અને અનુમૈત્રકકાલ. આ પુસ્તકમાંનો શ્રી જયેન્દ્ર મુકુંદલાલ નાણાવટીનો "સ્થાપત્યકીય સ્મારકો" નામે લેખ, પ્ર૦ ૧૫, પૃ૦ ૩૩૪.

સુપ્રસિદ્ધ પુરાતત્ત્વવિદ શ્રી મધુસૂદન ઢાંકીએ દ્વારકા પાસે આવેલ વસઈ ગામનાં આ મંદિરો જાતે જોયાં છે; એની છબીઓ પણ એમણે લેવરાવી છે. એમના કહેવા પ્રમાણે કનકસેન ચાવડાનાં આ મંદિરો જૈનધર્મનાં છે; અને એ વસી કે વસઈનાં મંદિરો તરીકે ઓળખાય છે.

(૨) "દંતકથા તો કહે છે કે મહુવા એ પ્રાચીન મધુમાવતી, અને મહુવાથી દોઢ કોશ પર દરિયા કાંઠે આવેલું ખારવાઓનું ગામડું કતપર એ કતકાવતી હતી, કનકસેન ચાવડાની રાજધાની. હંસ ને વચ્છની વાર્તામાં આવતી કનકાવતી ને કનકભ્રમ અને મનસાગરાની વાર્તામાંની કનકાવતી, દંતકથાના જગતમાં એ નામની નગરીની કીર્તિ કેટલી હશે તેનો ખ્યાલ આપે છે. મૂળ કોસલ દેશના કનકસેને આનર્તના સ્થાનિક પરમાર રાજાને હરાવી, આનંદપુર વસાવી રાજધાની સ્થાપી, સૌરાષ્ટ્ર જીત્યું, વાળાના મૂળ પુરુષોને હરાવી વાળાક ક્ષેત્ર જીત્યું—આવી દંતકથા છે. (કે. હ. ધ્રુવ, સાહિત્ય અને વિવેચના, ૨, ૩૨૭-૮)."

—શોધ અને સ્વાધ્યાય, પૃ૦ ૪૩૦-૩૧ (ડૉ. હરિવલ્લભ ભાયાણીકૃત)

---

૯. પૃ. ૨૦૮ "...and has carved uppn it the figures ૬૨૨- probably for S. 1622."

કનક ચાવડા અથવા કનકસેન રાજા સંબંધી આવા અન્ય ઉલ્લેખો પણ, તપાસ કરતાં, મળી આવવાનો સંભવ છે. પણ અહીં કનક ચાવડાની ઐતિહાસિકતા પુરવાર કરવાનો કોઈ ઉદ્દેશ નથી; અહીં તો કનક ચાવડા કે કનકસેન રાજાનો જૈનધર્મ સાથે સંબંધ હતો અને તેથી એણે ક્યારેક ક્યારેક અને ક્યાંક ક્યાંક જિનમંદિરો ચણાવ્યાં હતાં કે એના ઉદ્ધાર કરાવ્યા હતા એ જ બતાવવાનો હેતુ છે.

આ બધી વિગતોના આધારે એટલું જરૂર માની શકાય કે કનકસેન ચાવડાના હાથે ભદ્રેશ્વરના જિનમંદિરનો ઉદ્ધાર થયો હોવો જોઈએ.

કનક ચાવડાના જીર્ણોદ્ધાર પછી કેટલાક નાના નાના જીર્ણોદ્ધારો થયાનું ભદ્રેશ્વરની જીર્ણ પ્રતમાં (પૃ૦ ૨૩) લખ્યું છે; જ્યારે માંડવીની પ્રતમાં વિમળશાહ સંઘ સાથે આ તીર્થની યાત્રાએ આવ્યા અંગે લખ્યું છે કે—

'વળી તે સમે ( એટલે કે જગડૂશા પછી ) વિમળશાહ થયો પાટણવાડે. તે પણ સંઘ લેઈ શ્રી વસઈએ જાત્રાએ આવ્યો હતો સંવત બાર મધ્યે. તિવાર પછી વસ્તુપાલ-તેજપાલ થયા."

આ ઉલ્લેખમાં જગડૂશા અને વસ્તુપાલ-તેજપાલની વચ્ચેના સમયમાં વિમળશાહ વસઈ આવ્યાનું નોંધ્યુ છે તે ચૌલુક્ય ગૂર્જરપતિ ભીમદેવ પ્રથમના દંડનાયક વિમળના સમય સાથે બંધ બેસતું નથી; કારણ કે દંડનાયક વિમળ વિક્રમની અગિયારમી સદીના ઉતરાર્ધમાં ( વિ૦ સં૦ ૧૦૬૨થી ૧૦૮૯ દરમ્યાન ) થયાનું નિશ્ચિત છે. [૧૦] આ વિમળશાહ દંડનાયક વિમળથી કોઈ જુદી વ્યક્તિ હોય એમ માનવું ઠીક લાગતું નથી; કારણ કે એ નામની કોઈ સામાન્ય વ્યક્તિએ સંઘ સાથે આ તીર્થની યાત્રા કરી હોય તો એ વાત લોકમુખે કે કોઈ નોંધમાં ભાગ્યે જ સચવાઈ રહી હોત. અહીં તો મુખ્ય વાત, કાળગણનાને ધ્યાનમાં ન લઈએ તો, વિમળશાહે સંઘ સાથે આ તીર્થની યાત્રા કરી હતી એ જ છે. આટલો ઉલ્લેખ સચવાઈ રહ્યો હોય તો, ભવિષ્યમાં કોઈ સામગ્રી મળી આવે ત્યારે એ અંગે વિશેષ વિચાર થઈ શકે, એ દૃષ્ટિએ આ બાબતની અહીં નોંધ લેવામાં આવી છે.

**( ૫ ) શ્રીમાળીઓનો ઉદ્ધાર**—આ ઉદ્ધારનો સૌથી જૂનો ઉલ્લેખ ડૉ. જેમ્સ બર્જેસના "રિપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઓફ્ કાઠિયાવાડ એન્ડ કચ્છ" નામે ગ્રંથમાં (પૃ૦ ૨૦૭) આ પ્રમાણે મળે છે :

"એક શિલાલેખ પાછળની ભમતીમાં છે. એની લંબાઈ ચાલુ શિલાલેખો કરતાં વધારે છે એ વિ૦ સં૦ ૧૧૩૪, વૈશાખ સુદિ ૧૫નો છે. આ શિલાલેખ શ્રીમાળી ગચ્છના કોઈ જૈને મંદિરને કંઈક સહાય આપ્યા સંબંધી તેમ જ સમારકામની નોંધ સંબંધી હોય એમ લાગે છે." [૧૧]

---

૧૦. ડૉ. ધીરજલાલ ધનજીભાઈ શાહ : "વિમલપ્રબંધ (અધ્યયન સાથે)", પૃ૦ ૧૦૨.

૧૧. પૃ. ૨૦૭ . "One in the back corridor, of more than usual length, appears to be dated 'Samvat 1134, Vaisakha, bright fortnight, 15th day' and to be a record of repairs and perhaps of a grant to the temple by a Jaina of the Srimali Gachha."

આને આધારે જ "સ્વદેશ"ના વિ૦ સં૦ ૧૯૮૦ના દીપોત્સવી અંકમાં શ્રી વ્રજલાલ ભગવાનલાલ છાયાએ એમના "કચ્છની સ્થાપત્યકળાના થોડાએક અવશેષો" નામે લેખમાં (પૃ૦ ૭૮), શ્રી રામસિંહ રાઠોડે એમના "કચ્છનું સંસ્કૃતિદર્શન"માં (પૃ૦ ૯૨) તથા "જૈન તીર્થ સર્વ સંગ્રહ"માં (પૃ૦ ૧૩૯) આ ઉદ્ધાર સંબંધી લગભગ આ શબ્દોમાં જ ઉલ્લેખ કર્યો છે. વળી, વિ૦ સં૦ ૧૯૮૯માં ઉપાધ્યાય શ્રી યતીન્દ્રવિજયજીએ રચેલ गद्यसस्कृतभाषात्मक श्रीजगडूशाहचरित्रम् (પત્ર ૧૯)માં આ વાત લખી છે, તે ડૉ. બર્જેસના ઉલ્લેખને આધારે લખી હશે કે બીજા કોઈ આધારે, એ કહેવું મુશ્કેલ છે. આ ઉદ્ધારની વાતની આજે ચોકસાઈ થઈ શકે એવી સ્થિતિ રહેવા પામી નથી, કારણ કે, બીજા કેટલાક શિલાલેખોની જેમ, આ શિલાલેખ પણ ચિરુડીના પ્લાસ્ટરની નીચે દબાઈ ગયો છે. એટલું સારું થયું કે ડૉ. બર્જેસે જ્યારે સને ૧૮૭૪ની સાલમાં (આજથી એકસો વર્ષ પહેલાં) આ તીર્થની મુલાકાત લીધી હતી ત્યારે એમણે, રા૦ સ૦ દલપતરામ પ્રાણજીવનદાસ ખખ્ખરના સહકારથી, એ શિલાલેખને જાતે જોઈને એની ઉપર પ્રમાણે નોંધ લીધી હતી. "શ્રી જગડૂચરિત"ની પુરવણીમાં (પૃ૦ ૧૧૦) પણ આ શિલાલેખની નોંધ લેવામાં આવી છે. ભદ્રેશ્વરના જે કંઈ શિલાલેખો ઉપલબ્ધ છે અથવા જે શિલાલેખો એક કાળે મોજૂદ હોવાની નોંધ સચવાઈ રહી છે, એમાં આ શિલાલેખ સૌથી પ્રાચીન છે.[૧૨]

(૬) **મહારાજા કુમારપાળનો ઉદ્ધાર**—આ ઉદ્ધારનો ઉલ્લેખ (૧) શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા (પૃ૦ ૧૧૯); (૨) જૈન તીર્થોનો ઇતિહાસ (પૃ૦ ૧૪૧); (૩) ભારતનાં જૈન તીર્થો (પૃ૦ ૪૮) અને (૪) મારી કચ્છ યાત્રા (પૃ૦ ૧૪૩)માં મળે છે. અને "કચ્છ ગિરનારની મહાયાત્રા" માં તથા "મારી કચ્છ યાત્રા"માં તો આ જીર્ણોદ્ધારને લગતો શિલાલેખ હોવાનું પણ લખ્યુ છે, પણ આ શિલાલેખ સંબંધી કે એના સ્થાન કે સંવતને લગતી કશી વિગત એમાં આપી નથી. અને "જૈન તીર્થોનો ઇતિહાસ"માં એમ લખ્યું છે કે "પરમાર્હતોપાસક મહારાજા કુમારપાલે અહીંના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યાનો ઉલ્લેખ મળે છે." આની સાથે સાથે આ ઉલ્લેખ અથવા એના સ્થળની નોંધ કરવામાં આવી હોત તો આ વાત સુનિશ્ચિત રૂપે જાણી શકાઈ હોત. એટલે આનું મૂળ શું હશે તે શોધવાનું બાકી રહે છે આમ છતાં, એક વાત સાચી છે કે, તે કાળે કચ્છ, મોટે ભાગે, પહેલાં પાટણના સોલંકી રાજાઓના અને પછીથી વાઘેલા રાજવીઓના આધિપત્યમાં હતું વળી; કુમારપાળ તથા મૂળરાજે બંધાવેલ તળાવને જગડૂશાએ ખોદાવ્યાનું અને કર્ણ

---

૧૨. આ બાબતમાં કદાચ એક અપવાદ હોઈ શકે, તેની વિગત આ પ્રમાણે છે : દેરાસરમાં પ્રવેશ કર્યા પછી વિશાળ અને ઊંચા થાંભલાવાળો જે પ્રવેશમંડપ આવે છે, તેમાં આપણા જમણા હાથ તરફના એક થાંભલા ઉપર લાલ રંગ ભરેલ એક શિલાલેખ છે. ઘણી ઘણી મહેનત કરવા છતાં, અને શિલાલેખો વાંચવામાં નિષ્ણાત ગણાય એવા વિદ્વાનોની સહાય લેવા છતાં, આ શિલાલેખમાંનું લખાણ ઉકેલી શકાયું નથી. આમ છતાં આની શરૂઆતમાં કંઈક ૧૧૦૦ના અંક જેવો જે અંક દેખાય છે, તે સાચે જ ૧૧૦૦ની સંવતનો હોય તો આ શિલાલેખ સૌથી પ્રાચીન ગણાય. પણ આ શિલાલેખમાંનું લખાણ એટલું બધું દુર્વાચ્ય અને સંદિગ્ધ છે કે આ બાબતમાં નિશ્ચિત રૂપે કંઈ કહી શકાય એમ નથી.

રાજાએ બંધાવેલ વાવનો ઉદ્ધાર કરાવ્યાનું "શ્રી જગડૂચરિત"માં લખ્યું છે તે ઉપરથી પણ સોલંકી વંશનો ભદ્રેશ્વર સાથે સંબંધ હતો, એ જોઈ શકાય છે.[૧૩] તેથી મહારાજા કુમારપાળનો આ તીર્થ સાથે, એના ઉદ્ધારક તરીકે, સંબંધ લેખવામાં આવ્યો હશે એમ લાગે છે.

**(૭) શ્રી જગતચંદ્રસૂરિજીના ઉપદેશથી થયેલ ઉદ્ધાર**—શ્રી જગતચંદ્રસૂરિજીના ઉપદેશથી આ તીર્થનો જીર્ણોદ્ધાર થયાનો ઉલ્લેખ માત્ર ભદ્રેશ્વરની જીર્ણ પ્રતમાં જ (પૃ૦૨૩) મળે છે, જે આ પ્રમાણે છે—

"આ પછી (ચાવડાના–કનક ચાવડાના– ઉદ્ધાર પછી) વચ્ચે કેટલાક નાના ઉદ્ધારો થયાં ને લગભગ ૭ સદીઓ પછી પોતાના આકરા તપથી ભારતભરને મંત્રમુગ્ધ કરી દેનાર અને અનેક ભારતીય રાજાઓને ધર્માનુકૂળ બનાવનાર અને તે વખતના મહારાજો તરફથી તપાનું મહાબિરુદ મેળવનાર તપગચ્છશિરોમણિ મહાન તપસ્વી આચાર્ય દેવ શ્રી જગતચંદ્રસૂરિજી મહારાજે શ્રીસંઘને ઉપદેશ કરી સંવત ૧૨૦૮માં મોટો ચોથો જીર્ણોદ્ધાર કરાવ્યો."

આ ઉપરાંત ભદ્રેશ્વર તીર્થની પેઢી તરફથી પ્રગટ થયેલ "શ્રી કચ્છ ભદ્રેશ્વર વસહી તીર્થનો સંક્ષિપ્ત પરિચય"માં (પૃ૦ ૨) પણ આનો ઉલ્લેખ છે. આ સિવાય આ ઉદ્ધાર સંબંધી બીજો કોઈ ઉલ્લેખ હોય તો તે શોધવાનો રહે છે.

આમાં શ્રી જગતચંદ્રસૂરિજીના ઉપદેશથી વિ૦ સં૦ ૧૨૦૮માં આ તીર્થનો જીર્ણોદ્ધાર થયાનું લખ્યું છે, તે સમયની દૃષ્ટિએ બંધ બેસે એવું નથી. આ આચાર્યને તપાનું બિરુદ વિ૦ સં૦ ૧૨૮૫ની સાલમાં મળ્યું હતું, અને એમનો સ્વર્ગવાસ વિ૦ સં૦ ૧૨૯૭માં થયો હતો.[૧૪] એટલે આ જીર્ણોદ્ધારનો સમય વિક્રમની તેરમી સદીનો ઉત્તરાર્ધ હોઈ શકે.

**(૮) વસ્તુપાળ-તેજપાળનો ઉદ્ધાર**—આ ઉદ્ધારની વાત (૧) ભદ્રેશ્વરની જીર્ણ પ્રતમાં (પૃ૦ ૨૩); (૨) માંડવીની પ્રતમાં (પૃ૦ ૩, ૭) તેમ જ (૩) ડૉ. બર્જેસના 'રિપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઑફ કાઠિયાવાડ એન્ડ કચ્છ"માં (પૃ૦ ૨૦૭) એમ ત્રણ સ્થાનમાં નોંધાયેલી મળે છે. ભદ્રેશ્વરની જીર્ણ પ્રતમાં લખ્યું છે કે—

"તે પછી (જગતચંદ્રસૂરિના ઉપદેશથી વિ૦ સં૦ ૧૨૦૮માં થયેલ ઉદ્ધાર પછી) ૮૦ વર્ષ ગયા પછી વામનસ્થલી (હાલ જુનાગઢ-વંથલી)ના મહારાજા વીરધવલ રાજાના જૈન મંત્રીઓ ખ્યાતનામ વસ્તુપાલ અને તેજપાલ મંત્રીઓએ સંવત ૧૨૮૮ ભદ્રેસર વસઈ તીર્થનો પાંચમો ઉદ્ધાર કરાવ્યો."

---

૧૩. तडागोद्धृतये ख्यातं कुमारमूलराजयोः ।
कारयामास जगडूरुद्दभ्रे कर्णवापिकाम् ॥ —સર્ગ ૬, શ્લોક ૪૭.

આ તળાવ 'ફૂલસર'ના નામે ઓળખાય છે.

આ ઉલ્લેખના આધારે "જૈન પરંપરાનો ઈતિહાસ," ભાગ ૨માં (પૃ૦ ૧૧૨) લખ્યું છે કે "રાજા કુમારપાળે કચ્છની ભદ્રાવતીમાં મોટું તળાવ બંધાવ્યું હતું. જગડુશાહે ચૌદમી સદીના પ્રારંભમાં તેને સમરાવ્યું હતું."

૧૪. પટ્ટાવલી-સમુચ્ચય, પ્રથમ ભાગ, પૃ૦ ૫૭; વીરવંશાવલી, પૃ૦ ૨૦૬, ૨૦૭.

આ નોંધમાં વસ્તુપાલ-તેજપાલનો સમય તો સાચો લખ્યો છે, પણ વીરધવલને વંથલીના મહારાજા કહ્યા છે, તે ભૂલ છે; તેઓ તે વખતની ગુજરાતની રાજધાની ધોળકાના રાજા હતા તે સુવિદિત છે.

માંડવીની પ્રતમાં આ વાત આ પ્રમાણે લખી છે—

"તિવાર પછો ( વિમળશાહે સંઘ સાથે યાત્રા કરી તે પછી ) વસ્તુપાલ-તેજપાલ થયા. તે પણ સંઘ લાવ્યા શ્રી વસઈએ. મંડપ બે કીધા."

ડૉ. બર્જેસે આ અંગે લખ્યું છે કે—

"જગદેવ શાહનો કારોબાર નવઘણુ વાઘેલાના હાથમાં ગયો હતો. એના બે વકીલો અજ્જરામલ શાંતિદાસ અને નાગણદાસ (નારણદાસ?) પાટણની મુલાકાતે ગયો હતો અને વિ૦ સં૦ ૧૨૮૬માં દસા શ્રીમાલી વાણિયા-ભાઈઓ વસ્તુપાલ અને તેજપાલે કાઢેલ ભદ્રેશ્વરના સંઘ સાથે પાછો આવ્યો હતો."[૧૫]

વસ્તુપાલ-તેજપાલ સંબંધી સાહિત્યમાં તેમ જ એમનાં સુકૃતોની યાદીઓમાં તપાસ કરતાં એમણે ભદ્રેશ્વર-વસઈ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યાની કે એમણે આ તીર્થની સંઘ સાથે યાત્રા કરીને ત્યાં બે મંડપ કરાવ્યાની વાતનો ઉલ્લેખ નથી મળતો. પણ, સમ્રાટ સંપ્રતિની જેમ, આ મંત્રી-બંધુઓએ પણ ચોમેર એટલાં વિપુલ પ્રમાણમાં સત્કાર્યો કર્યાં હતાં કે જેથી એમણે ક્યાં કયુ સત્કાર્ય કર્યું હતું એ નક્કી કરવું મુશ્કેલ છે. એટલે એમની ધર્મપ્રિયતા અને દાનશૂરતાનો લાભ આ તીર્થને નહીં મળ્યો હોય એમ કેવી રીતે કહી શકાય ? વળી, ડૉ. બર્જેસે તો એ બે ભાઈઓએ ભદ્રેશ્વરનો સંઘ વિ૦ સં૦ ૧૨૮૬માં કાઢ્યો હતો એમ ચોખ્ખું લખ્યું છે. એટલે પછી આમાં શંકા કરવાને અવકાશ રહેતો નથી—ભલે પછી ડૉ. બર્જેસે આ વાત શાના આધારે લખી હશે એ શોધવાનુ બાકી રહે. (સામાન્ય રીતે એમણે લખેલી ભદ્રેશ્વર તીર્થને લગતી મોટા ભાગની માહિતી યતિ શ્રી ખાંતિવિજયજીએ આ તીર્થ સંબંધી જે માહિતી એકત્ર કરી હતી એના આધારે જ લખી છે.)

મહામંત્રી વસ્તુપાલનો સમય વિક્રમની તેરમી સદીનો ઉત્તરાર્ધ હતો. એમનો સ્વર્ગવાસ વિ૦ સં૦ ૧૨૯૬ (બીજા મતે ૧૨૯૮)માં થયો હતો. આચાર્ય જગતચંદ્રસૂરિને તપાનું બિરુદ વિ. સં. ૧૨૮૫માં મળ્યુ હતું. અને જગડૂશાહ વિક્રમની તેરમી સદીની છેલ્લી વીશી અને ચૌદમા સૈકાની પહેલી ત્રીશી દરમ્યાન થઈ ગયા; એ ઉપરથી એમ કહી શકાય કે આ ત્રણે વ્યક્તિઓ અમુક સમય સુધી સમકાલીન હતી. વળી, જગડૂ શાહે ભદ્રેશ્વરનો કિલ્લો પાટણપતિ લવણપ્રસાદની લશ્કરી સહાયથી બંધાવ્યો હતો, એટલે કોઈક કાળે વસ્તુપાલ તથા તેજપાલ સાથે જગડૂશાને સંબંધ થયો

૧૫ પૃ૦ ૨૦૭ · "Jagadeva-sah's affairs fell into the hands of Naughana Vaghela and his Vakils Ajjaramal Santidasa and Nagandas Tejpal, the letter of whom visited Anhilavada Pattan, and returned, in S. 1286, with a Sangh or Pilgrimage to Bhadreswar, led by the great Desa Shrimali Vania brothers Vastupala and Tejapala"

આમાં વસ્તુપાલ તેજપાલને દશાશ્રીમાલી વાણિયા કહ્યા છે, પણ તેઓ પોરવાડ જ્ઞાતિના હતા.

હશે, એમ માની શકાય. આમ છતાં આ બે મંત્રીબંધુઓએ ભદ્રેશ્વરની યાત્રા તો જગડૂશા સાથે સંબંધ બંધાયા પહેલાં જ કરી હોવી જોઈએ, કારણ કે વિ૦ સં૦ ૧૨૮૯માં જગડૂશાની ઉંમર ચાર-છ વર્ષ જેટલી જ હશે. (જગડૂશાનો જન્મ વિ૦ સં૦ ૧૨૮૨ આસપાસ મૂકવામાં આવે છે.)

હવે જ્યારે આચાર્ય જગતચંદ્રસૂરિ અને વસ્તુપાલ સમકાલીન હોવાનું ઇતિહાસથી પુરવાર થાય છે ત્યારે, એક જ સમયમાં અથવા થોડાંક વર્ષોના અંતરે આ બે વ્યક્તિઓએ આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો એમ માનવું મુશ્કેલ બની જાય છે. આનું થોડુંક સમાધાન, કદાચ, આ રીતે કરી શકાય: આચાર્ય જગતચંદ્રસૂરિજીના ઉપદેશથી શ્રાવકોએ આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો અને મંત્રીશ્વર વસ્તુપાલ અને તેજપાલે પોતે કરેલ સંઘયાત્રાના સ્મરણરૂપે આ તીર્થમાં બે મંડપ કરાવ્યા હતા. એક સમયે બનેલી આ બે ઘટનાઓ વચ્ચે મેળ બેસારવાનું આ પણ કેવળ એક અનુમાન જ છે. એટલે એને નિશ્ચિત રૂપે સ્થાપિત કરવા માટે બીજા આધારભૂત કે ઇતિહાસ-માન્ય પુરાવાઓની અપેક્ષા રહે જ છે.

(૯) **જગડૂશાનો ઉદ્ધાર**—જૂના વખતની કચ્છની ભદ્રાવતી નગરીને અને વિક્રમની ૮મી સદીના અંતભાગથી ભદ્રેશ્વર કે ભદ્રેસર નામે ઓળખાવા લાગેલી એ જ નગરીને યાદ કરીએ છીએ અને તરત જ જગડૂશાનું સ્મરણ થઈ આવે છે એ જ રીતે આ નગરીના શ્રી વસઈ જૈન તીર્થને યાદ કરીએ છીએ ત્યારે પણ આ સ્વનામધન્ય શ્રેષ્ઠીનું સ્મરણ થઈ આવ્યા વગર રહેતું નથી. શ્રી જગડૂશા આ નગરીના વતની હતા અને એમના સમયમાં આ નગરી ખૂબ સમૃદ્ધિશાળી અને વિખ્યાત હતી; અને એમાં આ શ્રેષ્ઠીનો ફાળો ઘણો મોટો હતો તે જાણીતું છે.

આ નગરી તો ઘણી પ્રાચીન છે અને, આ તીર્થની સ્થાપનાની કથા પ્રમાણે, આ તીર્થ પણ આશરે અઢી હજાર વર્ષ જેટલું જૂનું છે. એટલે આ નગરીમાં અનેક રાજવીઓ, શ્રેષ્ઠીઓ કે લોકમાન્ય પુરુષો થઈ ગયા; તેમ જ આ તીર્થના રક્ષકો-ઉદ્ધારકો પણ અનેક થઈ ગયા. આમ છતાં શ્રેષ્ઠી જગડૂશાનું નામ આ નગરી અને આ તીર્થ સાથે સંબંધ ધરાવતી વ્યક્તિઓમાં સૌથી મોખરે તરી આવે છે, એ એક હકીકત છે. આમ થવાનું મુખ્ય કારણ, જગડૂશા પાસે અઢળક સંપત્તિ હતી, દેશ-વિદેશ સાથે એમનો મોટો વ્યાપાર ચાલતો હતો અને એમણે ધર્મનાં અને લોકોપકારનાં અનેક સત્કાર્યો કર્યાં હતાં એ તો ખરું જ, પણ એથીય વધારે મોટું કારણ તો એમણે વિ૦ સં૦ ૧૩૧૩-૧૪-૧૫ એમ લગાતાર ત્રણ વર્ષ સુધી દેશમાં પડેલા વ્યાપક અને કારમા દુષ્કાળના સંકટ વખતે, કોઈ પણ જાતના ભેદભાવ વગર, સમસ્ત પ્રજાને અન્ન અને જરૂર લાગી ત્યાં વસ્ત્રો પણ પૂરાં પાડીને ગરીબ તથા સામાન્ય પ્રજાની અસાધારણ અને સદાસ્મરણીય સેવા કરી હતી અને રાજાઓ સુધ્ધાંને, તેમની પ્રજાના રક્ષણ માટે, અન્ન આપ્યું હતું, એ છે. પોતાના આવા ઉપકારી મહાપુરુષને પ્રજા ક્યારેય કેવી રીતે વીસરી શકે ? ભદ્રાવતી–ભદ્રેશ્વર–ભસર નગર સાથે જગડૂશાનું નામ એકરૂપ થઈ ગયું છે એનું મુખ્ય કારણ આ જ છે.

જુદા જુદા સમયે, જુદી જુદી વ્યક્તિઓ દ્વારા શ્રી ભદ્રેશ્વર-વસઈ તીર્થના જે ઉદ્ધારો થયા તેમાં

શ્રી જગડૂશાએ કરાવેલ ઉદ્ધારની નોંધ સૌથી વધારે ગ્રંથોમાં મળે છે, જે આ પ્રમાણે છે : (૧) શ્રી સર્વાનન્દસૂરિકૃત श्रीजगडूचरितं महाकाव्यम्, સર્ગ ૬, શ્લોક ૪૨, ૪૩; (૨) ભદ્રેશ્વરની જીર્ણ પ્રત, પૃ૦ ૨૩; (૩) માંડવીની પ્રત, પૃ૦ ૨; (૪) રિપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઓફ કાઠિયાવાડ એન્ડ કચ્છ, પૃ૦ ૨૦૬; (૫) શ્રી દલપતરામ પ્રાણજીવન ખખ્ખર કૃત કચ્છની ભૂગોળવિદ્યા, આવૃત્તિ ત્રીજી, પૃ૦ ૪૩-૪૫; (૬) "સ્વદેશ"ના વિ૦ સં૦ ૧૯૮૦ના દીપોત્સવી અંકમાંનો શ્રી વ્રજલાલ ભગવાનલાલ છાયાનો "કચ્છની સ્થાપત્યકળાના થોડાએક અવશેષો" નામે લેખ, પૃ૦ ૭૭; (૭) ઉપાધ્યાય શ્રી યતીન્દ્રવિજયજીરચિત "गद्यसंस्कृतभाषात्मक श्रीजगडूशाहचरित्रम्" પત્ર ૧, ૩૨અ; (૮) શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા, પૃ૦ ૧૧૯; (૯) મારી કચ્છ યાત્રા, પૃ૦ ૧૪૩; (૧૦) જૈન તીર્થોનો ઇતિહાસ, પૃ૦ ૧૪૧; (૧૧) ભારતનાં જૈન તીર્થો, પૃ૦ ૪૮; (૧૨) જૈન તીર્થ સર્વ-સંગ્રહ, પૃ૦ ૧૪૧; (૧૩) કચ્છનું સંસ્કૃતિદર્શન, પૃ૦ ૯૫; અને (૧૪) શ્રી કચ્છ-ભદ્રેસર વસહી તીર્થનો સંક્ષિપ્ત પરિચય, પૃ૦ ૨.

આચાર્ય શ્રી સર્વાનન્દસૂરિકૃત श्रीजगडुचरितं महाकाव्यं એ જગડૂશાના જીવન સંબંધી ઉપલબ્ધ આધારગ્રંથોમાં સૌથી પ્રાચીન કૃતિ છે. એમાં, પ્રાચીન કાવ્યોની ઢબે, પ્રસંગોના નિરૂપણ કરતાં વર્ણન વિશેષ હોવા છતાં, એમાંથી જગડૂશાના જીવનસંબંધી માહિતી ઠીક ઠીક પ્રમાણમાં મળે છે. તેઓએ ભદ્રેશ્વર તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યાની વાત આ કાવ્યમાં આ પ્રમાણે નોંધવામાં આવી છે—

प्रासादे वीरनाथस्य श्रीवीरसूरिकारिते ।
जात्यस्फाटिककोटीरे भद्रेश्वरपुरश्रियः ॥
स्वर्णकुम्भमतिस्फारं स्वर्णदण्डं च सोलभूः ।
परितो जगतिं गुर्वीं चक्रे वक्रेतरायशः ॥ (युग्मम्)

—સર્ગ ૬, શ્લોક ૪૨, ૪૩.

અર્થ—સરળપરિણામી સોલ શ્રેષ્ઠીના પુત્રે (જગડૂશાએ) શ્રી વીરસૂરિએ કરાવેલા ભદ્રેશ્વર નગરની લક્ષ્મીના ઉત્તમ સ્ફટિક રત્નના મુગટ સમાન વીરનાથના મંદિરમાં મોટો સોનાનો કળશ, સોનાનો દંડ અને ચારેકોર વિશાળ ભમતી કરાવી હતી.

શ્રી ભદ્રેશ્વર તીર્થના જિનમંદિરનો આ રીતે જીર્ણોદ્ધાર કરાવવા ઉપરાંત જગડૂશાએ પોતાની પુત્રી (પ્રીતિમતી) અને પોતાની ભત્રીજી (પોતાના ભાઈ રાજની પુત્રી) હંસી (હાંસબાઈ)ના કલ્યાણ નિમિત્તે આ મંદિરમાં શું શું કરાવ્યું તે પણ 'શ્રી જગડૂચરિત'ના છઠ્ઠા સર્ગના ૪૪, ૪૫ અને ૪૬ એ ત્રણ શ્લોકોમાં સૂચવવામાં આવ્યું છે, જે આ પ્રમાણે છે—

तत्रैष देवकुलिकास्तिस्रश्चारासनाश्मभिः ।
स्वपुत्रीश्रेयसे चारुमष्टापदमचीकरत् ॥ ४४ ॥
जिनानां सप्ततिशत स तत्रारासनाश्मना ।
चक्रे स्वभ्रातृपुत्र्याश्च हंस्याः श्रेयार्थमुच्चकैः ॥ ४५ ॥
तथा त्रिखण्डपार्श्वस्य महातिशयशालिनः ।
मूर्त्तौ सुवर्णपत्र स स्वसुताश्रेयसेऽतनोत् ॥ ४६ ॥

અર્થ—ત્યાં એણે પોતાની પુત્રીના કલ્યાણ માટે આરસપહાણની ત્રણ દેરીઓ તથા સુંદર અષ્ટાપદ કરાવ્યાં. (૪૪). પોતાના ભાઈની પુત્રી હાંસીબાઈના કલ્યાણ માટે એણે ત્યાં ૧૭૦ જિનેશ્વરોની આરસપહાણની મોટી મૂર્તિ કરાવી (૪૫), તેમ જ ત્રિખંડા પાર્શ્વનાથની મૂર્તિ ઉપર સોનાનું પતરું બનાવરાવ્યું (સોનાની આંગી બનાવરાવી) (૪૬).[૧૬]

આ ઉલ્લેખ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જગડૂશાએ આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. આમાં ૪૩મા શ્લોકના પૂર્વાર્ધમાં "प्रासादे वीरनाथस्य श्रीवीरसूरिकारिते"—શ્રી વીરસૂરિના ઉપદેશથી થયેલ મહાવીરસ્વામીના મંદિરમાં—એવો જે ઉલ્લેખ છે તે વિચારણા માગી લે એવો

---

૧૬. શ્રી મગનલાલ દલપતરામ ખખ્ખરે "શ્રી જગડૂચરિત"ની પ્રસ્તાવનામાં (પૃ૦ ૪) લખ્યું છે કે "ભદ્રેશ્વરમાં વસઈનાં દેવળોમાં ઘણા લેખો છે, તેમાં જગડૂનું નામ ક્યાંય જણાતું નથી, એટલે તે પણ જગડૂએ બંધાવ્યાં હોય તે શક ભરેલું છે"; તથા આ પુસ્તકની પુરવણીમાં (પૃ૦ ૧૧૧) એમણે ફરી લખ્યું છે કે "એ દહેરું જગડૂશાનું બંધાવ્યું નથી, એણે જે કરાવ્યું છે તે ચરિતમાં લખ્યું છે."

પણ શ્રી ભદ્રેશ્વર-વસઈ તીર્થનું જિનમંદિર ભલે જગડૂશાએ બંધાવ્યું ન હોય, પણ એમણે આ જિનમંદિરની સાચવણી કરવાની—એનો ઉદ્ધાર કરવાની—કામગીરી બજાવી હતી એ વાત તો આ શ્લોકોમાંના ઉલ્લેખ ઉપરથી પણ સ્પષ્ટપણે જાણવા મળે છે. તો પછી "શ્રી જગડૂચરિત"નું સંપાદન તથા ભાષાંતર કરનાર ખુદ શ્રી મગનલાલ ખખ્ખરે આ પ્રમાણે કેમ લખ્યું હશે? આનો થોડોક ખુલાસો એ છે કે છઠ્ઠા સર્ગના ૪૩મા શ્લોકના ઉત્તરાર્ધમાંના 'जगती' શબ્દનો અર્થ 'ભમતી' થતો હોવાનું એમના ખ્યાલબહાર ગયું લાગે છે. એટલે એમણે 'जगती गुर्वी'નો અર્થ 'વિશાળ ભમતી' કરવાને બદલે 'વિશાળ જગ્યામાં' એવો કર્યો છે. પરિણામે જગડૂશાએ આ મંદિરમાં વિશાળ ભમતી બનાવી હતી એ મહત્ત્વનો મુદ્દો જ એમના ધ્યાનમાં ન આવી શક્યો—પછી એ ભમતી મહાવીરસ્વામીના મંદિરની હતી કે શ્રી પાર્શ્વનાથના મંદિરની, એ વાત જુદી અને ગૌણ છે. મુખ્ય વાત જગડૂશાએ ભદ્રેશ્વરના જિનમંદિરમાં કંઈક ને કંઈક પણ સમારકામ—બાંધકામ અવશ્ય કરાવ્યું હતું એ જ છે; અને એ મુદ્દો શ્રી મગનલાલ ખખ્ખરના ધ્યાન બહાર રહી જવા પામ્યો હતો.

વળી, શ્રી મગનલાલ ખખ્ખરના પિતાશ્રી રાવસાહેબ શ્રી દલપતરામ ખખ્ખરે પોતે જ પોતાની 'કચ્છની ભૂગોળવિદ્યા'માં (આવૃત્તિ પહેલી, સને ૧૮૭૫, પૃ૦ ૪૭) તથા આવૃત્તિ ત્રીજીમાં (સને ૧૮૮૭, પૃ૦ ૪૩-૪૫) જીર્ણોદ્ધારની વાત નોંધી છે; એમાં ત્રીજી આવૃત્તિમાં આ અંગે લખ્યું છે કે "પનરોતરો (૧૩૧૫)નામનો મોટો દુકાળ પડ્યો હતો ત્યારે તેણે (જગડૂશાએ) વાઘેલા પાસેથી વોરાવટને લીધે ભદ્રેસર પોતાના સ્વાધીનમાં લઈ રાજાને તથા આખા મુલકને અન્ન-વસ્ત્ર પૂરાં પાડી દેરાનો જીર્ણોદ્ધાર કરાવ્યો તેથી જગડુશાનાં દેરાને નામે ઓળખાય છે."

"કચ્છની ભૂગોળવિદ્યા"ની પહેલી આવૃત્તિમાં શ્રી દલપતરામ ખખ્ખરે, ડૉ બર્જેસના મતને અનુસરીને, જગડૂશા વિ૦સં૦ ૧૧૮૨માં થયાનું અને દુષ્કાળ વિ૦સં૦ ૧૨૧૫માં પડ્યાનું લખ્યું હતું; પણ ત્રીજી આવૃત્તિમાં એમણે આ ભૂલ સુધારી લઈને, દુષ્કાળ વિ૦ સં૦ ૧૩૧૫માં પડ્યાનું લખ્યું હતું.

આમ છતાં "શ્રી જગડૂચરિત"માં શ્રીમગનલાલ ખખ્ખરે જગડૂશાએ ભદ્રેશ્વરના દેરાસરમાં કંઈ નકી કરાવ્યાનું લખ્યું એમાં એમનો કોઈ ખોટો ઈરાદો છે એમ માનવાને બદલે સરતચૂકથી જ આમ બનવા પામ્યું છે એમ માનવું એ જ ઉચિત છે. કારણ કે, આ પિતા-પુત્ર બંનેની, ઇતિહાસકાર તરીકેની દૃષ્ટિ સ્વચ્છ હતી અને એમનો પ્રયત્ન સદા સત્યને શોધવાનો જ રહેતો હતો.

છે. શ્રી ભદ્રેશ્વર-વસઈ તીર્થનું મંદિર શ્રી વીરસૂરિના ઉપદેશથી બન્યું હતું એવો ઉલ્લેખ આ કાવ્ય સિવાય બીજે ક્યાંય જોવા મળતો નથી. અને, આથીય વિશેષ વિચારણીય વાત એ છે કે, જગડૂશાના સમયમાં એટલે કે વિક્રમની ચૌદમી સદીમાં તો આ તીર્થના મૂળનાયક મહાવીરસ્વામી નહીં પણ ભગવાન પાર્શ્વનાથ હતા એવી વાત પણ પ્રચલિત છે; તો પછી શ્રી સર્વાનંદસૂરિએ આ પ્રમાણે કેમ કહ્યું હશે, એવો પ્રશ્ન થાય છે.

"શ્રી જગડૂચરિત"ના કર્તાએ દરેક સર્ગને અંતે પોતાનું નામ આપવાની સાથે સાથે પોતાના ગુરુ શ્રી ધનપ્રભસૂરિનું નામ પણ આપ્યું છે, એટલે આ કૃતિના કર્તાની બાબતમાં કશો જ સંદેહ રહેતો નથી. પણ શ્રી સર્વાનંદસૂરિએ આ ગ્રંથ પોતે કયા સ્થાનમાં અને ક્યારે રચ્યો એનો કશો જ ઉલ્લેખ કરેલો નહીં હોવાથી એનો રચનાસમય નિશ્ચિતરૂપે જાણી શકાતો નથી. આમ છતાં ડૉ. બુહ્લરે, ડૉ. મોરિસ વિન્ટરનિત્સે તથા શ્રી મગનલાલ દલપતરામ ખખ્ખરે[૧૭]આ ગ્રંથ વિક્રમની

---

૧૭. ડૉ. મોરીસ વિન્ટરનિત્સ : "Another Jain Poem, the Jagaducharita of Sarvanand (14th cent.), is of little poetical value, but has also some historical importance."

—The Jains in the History of Indian Literature, p. 18.

આમાં ડૉ. વિન્ટરનિત્સે ડૉ. બુહ્લરનો મત પાદટીપમાં નોંધ્યો છે.

શ્રી મગનલાલ ખખ્ખર : "ચરિતના ઐતિહાસિક વૃત્તાન્તો, વીસલદેવ ઇત્યાદિ રાજાઓ, તથા દુષ્કાળની ચરિતમાં આપેલ સાલ સ૦ ૧૩૧૨-૧૫ ઉપરથી એમ અનુમાન થઈ શકે છે કે એ સર્વાનંદસૂરિ વિ૦ સં૦ ૧૪મા સૈકાની અન્તે અથવા ૧૫માની શરૂઆતમાં થઈ ગયો હોવો જોઈએ. પણ નક્કી સાલ કહી શકાતી નથી, તેમ જ તેના ગુરુ ધનપ્રભસૂરિ વિષે શોધ કરતાં કંઈ માલમ પડતું નથી."

—શ્રી જગડૂચરિત, પ્રસ્તાવના, પૃ૦ ૨-૩

આ રીતે "શ્રી જગડૂચરિત" વિક્રમની ૧૪મી-૧૫મી સદીના અરસામાં રચાયાનું નિશ્ચિત છે; અને, આ ચરિતકારે પોતે જ સૂચવ્યા પ્રમાણે, પનરોતેરો દુષ્કાળ વિ૦ સ૦ ૧૩૧૩-૧૪-૧૫ના ત્રણ વર્ષ સુધી લાગલાગટ પડ્યો હતો એ પણ નિઃશંક છે. એટલે જગડૂશા વિક્રમના તેરમા સૈકાના ઉત્તરાર્ધમાં અને ચૌદમા સૈકાના પૂર્વાર્ધમાં થઈ ગયા, એમાં કોઈ શંકા નથી. આમ છતાં "ધી સ્ટ્રક્ચરલ ટેમ્પલ્સ ઑફ ગુજરાત"ના વિદ્વાન લેખક સ્વ૦ ડૉ. કાંતિલાલ ફૂલચંદ સોમપુરાએ એમના પુસ્તકમાં (પૃ૦ ૧૬૨) લખ્યું છે કે—

"The name of Jagadeva shah popularly known as Jagadusa a merchant prince is connected with the famous temple of Bhadresvara (Kachha). The temple is said to have been erected by the said Jagadusa during the reign of Ajayapala (1173-1175) or of Mulraja II (1175-1178 A. D)"

અર્થ—(કચ્છના) ભદ્રેશ્વરના સુપ્રસિદ્ધ દેરાસર સાથે વેપારીઓના શિરોમણિ લેખાતા જગદેવ શાહ, જેઓ જગડૂશાના નામથી લોકોમાં જાણીતા હતા, એમનું નામ સંકળાયેલું છે. આ જગડૂશાએ આ દેરાસર અજયપાળ (સને ૧૧૭૩-૧૧૭૫) કે મૂલરાજ બીજા (સને ૧૧૭૫-૧૧૭૮)ના સમયમાં ઊભું કર્યું હતું એમ કહેવાય છે.

"શ્રી જગડૂચરિત"માંથી મળતા જગડૂશાના સમયના નિર્દેશ ઉપરથી એટલું સ્પષ્ટ જોઈ શકાય છે કે શ્રી સોમપુરાનું જગડૂશાએ ભદ્રેશ્વરનું જિનમંદિર બંધાવ્યાના સમયનું સૂચન કરતું ઉપરનું વિધાન સાચું નથી.

૧૪મી સદીમાં રચાયાનું સૂચવ્યું છે. અર્થાત્ જગડૂશાના સ્વર્ગવાસ પછી થોડાક દાયકા પછી જ આ ગ્રંથ રચાયો હતો.

વળી, શિલાલેખી ઉલ્લેખો પણ પૂર્ણિમા પક્ષના સર્વાનંદસૂરિ વિક્રમની પંદરમી-સોળમી સદી દરમ્યાન થઈ ગયાની સાક્ષી આપે છે.[૧૮]

આ તીર્થસંબંધી કથા કે અનુશ્રુતિઓરૂપે જે કંઈ માહિતી મળે છે, તે ઉપરથી તો એમ જાણવા મળે છે કે જગડૂશાએ આ તીર્થનો ઉદ્ધાર કરાવ્યો તે પછીના અરાજકતાના તેમ જ મુસલમાનોના આક્રમણના સમયમાં આ તીર્થમાં ઘણી ભાંગફોડ થઈ હતી; અને આવી નધણિયાત જેવી સ્થિતિનો લાભ લઈને કોઈ બાવો આ તીર્થના મૂળ મૂળનાયક શ્રી પાર્શ્વનાથની પ્રતિમાને ઉઠાવી ગયો હતો; આને પરિણામે વિ૦ સં૦ ૧૬૨૨માં શ્રીસંઘે આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો તે વખતે ભગવાન પાર્શ્વનાથના સ્થાને ભગવાન મહાવીરસ્વામીને મૂળનાયક તરીકે બિરાજમાન કર્યા હતા.[૧૯] તો પછી, ઉપર સૂચવ્યું તેમ, શ્રી જગડૂચરિતના કર્તાએ "વીરસૂરિજીના ઉપદેશથી બનેલ

---

આ બાબતમાં વિશેષ નોંધપાત્ર અને લેખકના પોતાના જ ઉપર સૂચવેલ વિધાનની વિરુદ્ધ જતી વાત તો એ છે કે એમણે પોતે જ એમના આ પુસ્તકમાં એ જ પાનામાં, આ પ્રમાણે પાદનોંધ મૂકી છે—

"He was alive till the reign of Arjundeva Vaghela as Jagadusa's death was mourne by Arjundeva, i. e. he died before V. S. 1331 ( A. D 1274-75 ) the last year of Arjundeva' reign."

અર્થ—એ જગડૂશા અર્જુનદેવ વાઘેલાના રાજ્યકાળ દરમ્યાન જીવતા હતા, કારણ કે એમનું અવસાન થયું ત્યારે અર્જુનદેવે શોક પાળ્યો હતો. અર્થાત્ એ અર્જુનદેવના રાજ્યકાળના છેલ્લા વર્ષ વિ૦ સં૦ ૧૩૩૧ (સને ૧૨૭૪-૭૫) પહેલાં ગુજરી ગયા હતા.

આ ઉપરથી જોઈ શકાય છે કે શ્રી સોમપુરાના એક જ પુસ્તકમાં (અને એક જ પાનામાં) જગડૂશા જુદા જુદા સમયે થઈ ગયાની બે વાતો નોંધવામાં આવી છે, જે વિસંગત છે. આ બે વાતોમાંની અર્જુનદેવના રાજ્યકાળમાં જગડૂશા સ્વર્ગવાસ પામ્યાની વાત ઇતિહાસમાન્ય છે, એ સ્પષ્ટ છે.

૧૮. જુઓ, આ ગ્રંથનું પ્રકરણ ૫, પાદ નોંધ નં. ૧૬ તથા જેના ઉપર એ પાદનોંધ લખી છે, તે મૂળ લખાણ (પૃ૦ ૮૨).

૧૯. શ્રી પાર્શ્વનાથના સ્થાને મહાવીરસ્વામીને મૂળનાયક તરીકે ક્યારે બિરાજમાન કરવામાં આવ્યા તે અંગે આ સમયને (વિ૦ સ૦ ૧૬૨૨ની સાલને) નિર્વિવાદ માની શકાય એવી સ્થિતિ નથી; કારણ કે આ સમય આથી જુદો હોવાના ઉલ્લેખો પણ મળે છે, જે આ પ્રમાણે છે—

આચાર્ય શ્રીવિજયાનંદસૂરીશ્વરજી(શ્રી આત્મારામજી) મહારાજે, શ્રી ભદ્રેશ્વરજી તીર્થમાંથી મળી આવેલ તામ્રપત્ર-સંબંધી વાત કરતાં, "અજ્ઞાનતિમિરભાસ્કર"માં (આવૃત્તિ બીજી, પૃ૦ ૧૭૬)માં લખ્યું છે કે "पार्श्वनाथ देवस्य, ऐसा मूलनायकका नाम है, इस कालमे तो कितनेक वर्ष पहिला श्री महावीर भगवंतका बिंब क्षांतिविजय नामक यतिने स्थापन करा है।" અર્થાત્ શ્રી પાર્શ્વનાથના સ્થાને શ્રી મહાવીરસ્વામીની પ્રતિમાની સ્થાપના વિક્રમના ૨૦મા સૈકાની શરૂઆતના જ ભાગમાં, યતિ શ્રી ખાંતિવિજયજીના અવિરત પ્રયત્નોથી થયેલ આ તીર્થના સમારકામ વખતે થઈ હોવી જોઈએ.

મહાવીરસ્વામીના જિનમંદિરમાં" જગડૂશાએ ભમતી વગેરે કરાવ્યાનું લખ્યું તેનો આ વાત સાથે મેળ કેવી રીતે બેસી શકે ?

આ સવાલનો સુનિશ્ચિત જવાબ આપી શકાય એવો કોઈ આધાર અત્યારે તો ઉપલબ્ધ નથી. આના સમાધાનરૂપે એક કલ્પના એવી થઈ શકે કે જગડૂશાના સમય પહેલાં કોઈક સમયે ભદ્રેશ્વર નગરમાં વીરસૂરિના ઉપદેશથી ભગવાન મહાવીરનું બીજું કોઈ મંદિર બન્યું હશે અને જગડૂશાએ એની ભમતી વગેરે કરાવેલ હશે. (જુઓ, પ્રકરણ ૩, પૃ૦ ૪૪ માં જેનો ઉલ્લેખ છે, તે ચિત્ર નં. ૪૧; તથા એ પ્રતિમાલેખ ઉપર આઠમા પ્રકરણમાં કરવામાં આવેલ વિવેચન.) પણ ભદ્રેશ્વર તીર્થની એ સમયની જાહોજલાલી તથા એ તીર્થના ઉદ્ધારક તરીકેની જગડૂશાની ખ્યાતિ જોતાં આવી કલ્પના કરતાં પણ સંકોચ થાય છે, એટલે "શ્રી જગડૂચરિત"માં જગડૂશાએ ભદ્રેશ્વર તીર્થના જિનમંદિરમાં ભમતી વગેરે કરાવ્યાનું લખ્યું છે તે વર્તમાન જિનમંદિરને અનુલક્ષીને જ લખ્યું છે, એમ સમજવું ઠીક લાગે છે—અલબત્ત, એ મંદિર શ્રી વીરસૂરિના ઉપદેશથી બન્યું હતું અને એ વખતે એમાં મૂળનાયક મહાવીરસ્વામી હતા, એ બન્ને મુદ્દાઓ સંબંધી વિશેષ અને નિર્ણાયક આધારની શોધ કરવાની બાકી રહે છે.

ભદ્રેશ્વરની જીર્ણ પ્રત (પૃ૦ ૨૩)માં આ જીર્ણોદ્ધાર અંગે લખ્યું છે કે—

"આ પછી પ્રખ્યાત દાનવીર દુષ્કાળભંજક શ્રી જગડુશા શેઠે તેરમી સદીમાં આ તીર્થનો મહાન જીર્ણોદ્ધાર કરાવ્યો. આચાર્ય શ્રી પરમદેવસૂરિકૃત સંસ્કૃત ભાષાના જગતશેઠ ચરિત્રમાં આ તીર્થના જીર્ણોદ્ધારની અનેક આકર્ષક, વિવિધ પ્રકાશ પાડતી અને લાખો દ્રવ્યનું ખર્ચ બતાવતી તપસીલો છે. જગડુશા શેઠનું ખ્યાત નામ એમની સખાવતો અને પરમાર્થથી વિશ્વવિખ્યાત છે. એવા શ્રી જગડુશા શેઠે, જેઓ આ ભદ્રાવતી નગરીના ભારતવિખ્યાત શેઠ હતા, એમણે છઠ્ઠો જીર્ણોદ્ધાર કરાવ્યો ને આ તીર્થ નજીક બે ભારતભરના અતિથિઓ માટે મોટી દાનશાળા સદાવ્રત શરૂ કર્યું." (અહીં 'પરમદેવસૂરિના' બદલે 'સર્વાનંદસૂરિ' જોઈએ.)

માંડવીની પ્રતમાં (પૃ૦ ૨) શ્રી જગડૂશાના જીર્ણોદ્ધાર બાબત આ પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો છે—

---

કંઈક રમૂજ ઉપજાવે અથવા મૂંઝવણમાં મૂકે એવી વાત આ તીર્થના મૂળનાયકની બાબતમાં લેફ્ટનન્ટ પોસ્ટાન્સે લખી છે. એમણે સન ૧૮૩૭મા આ તીર્થની મુલાકાત લીધા પછી ભદ્રાવતી નગરી અને ભદ્રેશ્વર તીર્થ સંબંધી જે લેખ લખ્યો એમાં મૂળનાયક તરીકે પાર્શ્વનાથની પ્રતિમા હોવાનું લખ્યા ઉપરાંત એ પ્રતિમા સફેદ આરસપહાણની હોવાનું લખ્યું છે, જે સાવ નવી વાત છે—આ તીર્થમાં મૂળનાયક તરીકે શ્વેત પાર્શ્વનાથની પ્રતિમા હોવાની વાત બીજા કોઈએ લખી નથી. આ મૂર્તિનો એના પરિકર સાથેનો સ્કેચ પણ એમણે પોતાના લેખ સાથે આપ્યો છે, જે જોઈએ તેવો સ્પષ્ટ નથી, તેમ જ વર્તમાન મૂળનાયક મહાવીરસ્વામી અને જૂના મૂળનાયક શામળિયા પાર્શ્વનાથ એ બેમાંથી એકેની પ્રતિમા સાથે મળતો આવતો નથી. પણ આ ખામી તો કદાચ સ્કેચ દોરનારની હોઈ શકે. અને શ્રી પોસ્ટાન્સને સમજૂતી આપનાર વ્યક્તિએ એમને, આ તીર્થ પાર્શ્વનાથનું છે એમ સમજીને, મૂળનાયક પાર્શ્વનાથ હોવાનું કહ્યું હોય એ પણ બનવા જેવું છે. એટલે ખરી રીતે શ્રી પોસ્ટાન્સની મુલાકાત વખતે મૂળનાયક શ્રી પાર્શ્વનાથ નહીં પણ શ્રી મહાવીરસ્વામી જ હોવા જોઈએ. (લેફ્ટનન્ટ પોસ્ટાન્સે કરેલ વર્ણન સંબંધી સવિસ્તર વિચારણા આ ગ્રંથના ત્રીજા પ્રકરણમાં (પૃ૦ ૩૨) કરવામાં આવી છે.)

"તિવાર પછી સંવત ૧૧૮૨માં શા જગડુ થયો, ગામધણી થયો. તેણે સદાવ્રત બાંધ્યો, જીરણઉદ્ધાર કર્યું. સંઘપતિ થયો. દેશદેશાવરમાં વેપાર ઘણા. ગુરુદેવની ભક્તિ કરે ઘણી."

ડૉ. બર્જેસે પોતાના "રિપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઓફ્ કાઠિયાવાડ એન્ડ કચ્છ" નામે પુસ્તકમાં (પૃ૦ ૨૦૭) આ જીર્ણોદ્ધારની નોંધ લેતાં લખ્યું છે કે—

"વિ૦ સં૦ ૧૧૮૨ (ઈ. સ. ૧૧૨૫)માં જગદેવ શાહ નામે એક ધનવાન વેપારીએ ભદ્રેશ્વરના પૂરાપૂરા હક્ક હમેશને માટે મેળવી લીધા અને વસઈના દેરાસરનો મોટા પાયા ઉપર જીર્ણોદ્ધાર કરાવ્યો; એને લીધે આ તીર્થની પ્રાચીનતા દર્શાવતાં બધાં સ્થાપત્યો નાબૂદ થઈ ગયાં."

શ્રી મગનલાલ ભગવાનલાલ છાયાએ પણ, ડૉ. બર્જેસની જેમ જ, જગડૂશા વિ૦ સં૦ ૧૧૮૨માં થયાનું અને એણે દેરાસરનો મોટા પાયા ઉપર જીર્ણોદ્ધાર કરાવ્યાનું લખ્યું છે. આમાં પણ જગડૂશાના સમયમાં એક સૈકાનો ફેર છે.

ઉપાધ્યાય શ્રી યતીન્દ્રવિજયજીએ સંસ્કૃતમાં રચેલ श्रीजगडूशाहचरितम्માં આનો ઉલ્લેખ બે સ્થાને મળે છે, જે આ પ્રમાણે છે—

(૧) कच्छदेशीयपूर्वविभागे जगज्जेगीयमानकीर्तिकदम्बकं जगडूश्रेष्ठिकारितं द्विपञ्चाशज्जिनालयविभूषितं सौवशिखरि जिनमन्दिरमद्यापि बरीभरीति चैतदर्बुदाचलीयदेलवाडाख्यजिनमन्दिरसाम्यताम् । (પત્ર ૧)

અર્થ—કચ્છ દેશના પૂર્વવિભાગમાં, જેની કીર્તિનો સમૂહ જગતમાં ગવાય છે તેવું, શ્રેષ્ઠી જગડૂએ કરાવેલું, બાવન જિનાલયોથી શોભાયમાન, ઊંચા શિખરવાળું જિનમંદિર અત્યારે પણ, આબૂમાં દેલવાડામાં આવેલ જિનમંદિરના જેવું, શોભી રહ્યું છે.

(૨) भद्राशयोऽसौ जगडूशाहस्तत्र भद्रेश्वरनगरे श्रीवीरसूरिकारितवीरप्रभुचैत्योपरि महान्तौ स्वर्णकलशदण्डौ समारोप्य मन्दिरस्य सुषमां पैदिधत् ।" (પત્ર ૩૨)

અર્થ—કલ્યાણબુદ્ધિવાળા જગડૂ શાહે ત્યાં ભદ્રેશ્વર નગરમાં શ્રી વીરસૂરિએ કરાવેલ વીરપ્રભુના મંદિર ઉપર સોનાના મોટા કળશ અને દંડ ચડાવીને એની શોભા વધારી.

આ ચરિત્ર મોટે ભાગે શ્રી સર્વાનંદસૂરિવિરચિત "શ્રી જગડૂચરિત"ને અનુસરીને રચવામાં આવ્યું છે, એટલે એમાં પણ ભદ્રેશ્વરના જિનાલયને "શ્રી વીરસૂરિએ કરાવેલ શ્રી વીરપ્રભુના મંદિર" તરીકે ઓળખાવ્યું હોય, તે સ્વાભાવિક છે, પણ એમાં જગડૂશાએ મોટી ભમતી કરાવ્યાનું નોંધ્યું નથી, એ એમ સૂચવે છે કે આ વાત આ ચરિત્રના લેખકે "શ્રી જગડૂચરિત"ના અનુવાદને આધારે, અને મૂળ શ્લોક જોયા વગર, લખી છે; મૂળ શ્લોક જોયો હોત તો આવું બનવા ન પામત.[૨૦]

---

૨૦. ભાવનગરના "જૈન" સાપ્તાહિકના કાર્યાલય તરફથી પ્રગટ થયેલ "શ્રી શત્રુંજય પ્રકાશ" નામે પુસ્તકમાં (પૃ૦ ७૮) પણ ભદ્રેશ્વરમાં વીરનાથનું મંદિર હોવાનું આ પ્રમાણે નોંધ્યું છે: "સંઘ ભદ્રેશ્વર આવ્યો એટલે ત્યાં પણ વીરનાથના મંદિરે જગડૂ શાહે સુવર્ણ કળશ ચઢાવ્યો તથા અષ્ટાપદનું વિશાળ જિનાલય બંધાવી ત્રિખંડા પાર્શ્વનાથના બિંબને મુગટ કુંડલાદિ આભૂષણો ચઢાવ્યાં." આમાં પણ જગડૂશાએ વિશાળ ભમતી કરાવ્યાની વાત નથી નોંધી, તેથી લાગે છે કે આમાં પણ "શ્રી જગડૂચરિત"ના અનુવાદનો જ આશ્રય લેવામાં આવ્યો હશે.

"શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા"માં (પૃ૦ ૧૧૯) જગડૂશાના ઉદ્ધારની વાત આ પ્રમાણે નોંધવામાં આવી છે—

"ત્યાર બાદ (મહારાજા કુમારપાળના જીર્ણોદ્ધાર બાદ) સવત ૧૩૧૫માં ધનકુબેર જગડુશાહે જીર્ણોદ્ધાર કરાવેલો એવો એક લેખ આજ પણ એક સ્થંભ પર મળે છે."

આમાં જીર્ણોદ્ધારની સાલ અને એ સંબંધી લેખ એક થાંભલા પર હોવાનું લખ્યું છે તે વાત વિચારવા જેવી છે; કારણ કે આ સાલનો કોઈ લેખ અત્યારે છે નહીં અને એ સાલનો લેખ હોવાની કોઈએ નોંધ પણ લીધી નથી. પણ અહીં તો મુખ્ય વાત એ જ છે કે શ્રેષ્ઠી જગડૂશાએ ભદ્રેશ્વર-વસઈ તીર્થના જિનમંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો.[21]

"મારી કચ્છયાત્રા"માં (પૃ૦ ૧૪૩) પણ ઉપર મુજબ જ લખ્યું છે કે—

"તે પછી (કુમારપાળના ઉદ્ધાર પછી) સં૦ ૧૩૧૫માં જગડૂ શાહે જીર્ણોદ્ધાર કરાવ્યો, એ તો બિલકુલ ઇતિહાસપ્રસિદ્ધ વાત છે."

"જૈન તીર્થનો ઇતિહાસ"માં (પૃ૦ ૧૪૧) પણ, "શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા"ના ઉલ્લેખની જેમ, શ્રી જગડૂશાના ઉદ્ધારની બાબતમાં લખ્યુ છે કે—

"બાદ (કુમારપાળના જીર્ણોદ્ધાર બાદ) વિ૦સં૦ ૧૩૧૫માં દાનવીર જગડૂશાહે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો એવો એક લેખ ત્યાંના સ્થંભ ઉપર કોતરેલો વિદ્યમાન છે."

---

૨૧. ભૂવડ ગામના મહાદેવના મંદિર અંગે આ "કચ્છ ગિરનારની મહાયાત્રા" પુસ્તકમાં (પૃ૦ ૧૧૨-૧૧૪) જે વાત લખવામાં આવી છે, તે જાણવા જેવી છે. એમાં લખ્યું છે કે—

"(ભુવડ) ગામ બ્હાર એક ભવ્ય દેવાલય છે. આ દેવાલય કુબેરભંડારી જગડૂ શાહનું બંધાવેલ છે. આ દેરાસરનો ભોગવટો એક બાવો ભોગવી રહેલ છે. આ ભવ્ય દેવાલય ઘણું જ વિશાળ છે. બાર બાર હાથ લાંબા વિશાળ પત્થરના ચોસલાંઓ તો થંભીઓ તરીકે વપરાયાં છે. આ મંદિરની રચના બાવન જિનાલયના આકારની છે. ગભારો, રંગમંડપ અને પ્રવેશદ્વાર જોતાં જ જૈન શિલ્પની પ્રતીતિ થયા વગર નથી રહેતી. એક વખતના આ ભવ્ય જિનાલયમાં આજે મહાદેવ અને નંદી પૂજાય છે.......

"લોકકથા એવી છે કે—જગડુશાહે મંદિર બંધાવ્યું. પ્રતિમાજી પધરાવવાં બાકી હતાં. પણ એ વખતે બ્રાહ્મણોનું જોર હોવાથી બ્રાહ્મણોએ શિરજોરીથી મંદિરનો કબજો લઈ લીધો. રાજા પાસે ફરિયાદ ગઈ. રાજા બ્રાહ્મણોથી દબાયેલો અને જગડુશાહની કીર્તિથી અંજાએલો હતો. તેથી કંઈ ન્યાય ન આપી શક્યો અને જગડુશાહને ભદ્રેશ્વરમાં પુષ્કળ જમીન આપી સંતોષ પમાડયો. જગડુશા ભદ્રેશ્વર ગયા અને ત્યાં એક મંદિરનો જીર્ણોદ્ધાર કરી વિશાળ મંદિર બંધાવ્યું. પાછળથી ભુવડના ભવ્ય જિનપ્રાસાદ પર વીજળી પડી અને શિખર તથા ગભારાનો ઘુમ્મટ પડી ગયો. (આજ પણ એ પડી ગયેલો ભાગ છે) આ પ્રમાણેની દંતકથા ચાલે છે."

આ દંતકથાનો આધાર મળી શકે એ માટે શક્ય પ્રયત્ન કરવો જોઈએ.

આ પુસ્તકના લેખકે ભુવડ ગામનું મહાદેવનું મંદિર મૂળ જગડુશાએ બંધાવેલ જૈન મંદિર હતું એ પુરવાર કરવા માટે આ મંદિરમાંના એક થાંભલા ઉપરનો શિલાલેખ જગડુશાનો હોવાનુ પણ લખ્યું છે; પણ આ લેખ જગડુશાનો નહીં હોવાનું અન્ય પુરાવાઓથી જાણી શકાય છે. જુઓ, "કચ્છનું સંસ્કૃતિદર્શન", પૃ૦ ૯૭ તથા ૨૬૭ અને "રિપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઑફ કાઠિયાવાડ એન્ડ કચ્છ", પૃ૦ ૨૧૦.

"ભારતનાં જૈન તીર્થો"માં (પૃ૦ ૪૮) પણ ઉપર મુજબ જ લખ્યું છે કે—

"કુમારપાલ મહારાજાએ અહિંના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, અને વિ૦ સં૦ ૧૩૧૫માં દાનવીર જગડૂ શાહે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. આ હકીકતનો લેખ આજે પણ ત્યાંના મંદિરના સ્તંભ પર કોતરેલો વિદ્યમાન છે."

છેલ્લાં ચારે પુસ્તકો (૧. "શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા," ૨. "મારી કચ્છ યાત્રા," ૩. "જૈન તીર્થોનો ઇતિહાસ" અને ૪. "ભારતનાં જૈન તીર્થો")માં શ્રી જગડૂશાના જીર્ણોદ્ધારની જે વિગત આપી છે, તે ઉપરથી જોઈ શકાય છે કે એ બિલકુલ એકસરખી છે; અને તેના મુદ્દા આ પ્રમાણે છે: (૧) મહારાજા કુમારપાળના ઉદ્ધાર પછી જગડૂશાએ જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, (૨) જગડૂશાનો જીર્ણોદ્ધાર વિ૦સં૦ ૧૩૧૫ની સાલમાં થયો હતો; અને (૩) વિ૦સં૦ ૧૩૧૫ની સાલમાં જીર્ણોદ્ધાર થયાનો લેખ મંદિરના એક થાંભલા ઉપર કોતરેલો છે. આમાં આ જીર્ણોદ્ધાર વિ૦ સં૦ ૧૩૧૫માં થયાની અને એ સંબંધી લેખ મંદિરના એક થાંભલા ઉપર હોવાની વાત વિચારણીય છે. છેલ્લાં ત્રણે પુસ્તકોના કર્તાઓ "શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા"માંના ઉલ્લેખને જ અનુસર્યા છે, એ સ્પષ્ટ છે. અને "કચ્છ ગિરનારની મહાયાત્રા" પુસ્તકમાં જગડૂશાનો ઉદ્ધાર વિ૦ સં૦ ૧૩૧૫ની સાલમાં થયાની અને એ સાલનો લેખ મંદિરના એક સ્તંભ પર હોવાની વાત શાને આધારે લખવામાં આવી હશે તે વિશેષ શોધ માગી લે છે. એ ગમે તેમ હોય, પણ આ બધામાં મુખ્ય વાત એ છે કે આ તીર્થનો ઉદ્ધાર જગડૂશાએ કરાવ્યો હતો.

"જૈન તીર્થ સર્વ સંગ્રહ"માં (પૃ૦ ૧૪૧) આ ઉદ્ધાર અંગે લખ્યું છે કે—

"જગડૂશાહે આ મંદિરનો ઉદ્ધાર સં. ૧૩૧૨માં કરાવ્યો હશે એમ લાગે છે."

"કચ્છનું સંસ્કૃતિદર્શન"માં (પૃ૦ ૮૭, ૮૯) જગડૂશાના જીર્ણોદ્ધાર સંબંધી ઉલ્લેખ આ પ્રમાણે કરવામાં આવ્યો છે—

"પણ તે પછી મહાન પરોપકારી શાહસોદાગર જગડૂના સમયથી ભદ્રેશ્વરના વસહિના મંદિરનો જે ઇતિહાસ ઉપલબ્ધ છે તેને માટે બે મત નથી. સં. ૧૩૧૫નો જે ભયંકર દુકાળ પડ્યો ત્યારે રાજા તથા તેના સારાયે મુલકને અન્નવસ્ત્ર પૂરાં પાડી વાઘેલાઓ પાસેથી જગડૂશાહે વેરાવટને લીધે ભદ્રેશ્વર પોતાને કબજે રાખ્યું. એ સમયે એણે આ દેરાસરનો જીર્ણોદ્ધાર કરાવ્યો કહેવાય છે અને તે સમયથી 'જગડૂશાહનાં વસહિનાં દહેરાં" નામે જાણીતાં થયાં. એ જીર્ણોદ્ધાર થવાથી મંદિરની ખાસ પ્રાચીનતાનો એકેએક અવશેષ લુપ્ત થયો છે."

'શ્રી કચ્છ-ભદ્રેશ્વર વસહી તીર્થનો સંક્ષિપ્ત પરિચય"માં (પૃ૦ ૨) જગડૂશાના જીર્ણોદ્ધારનો માત્ર નામોલ્લેખ જ કરવામાં આવ્યો છે, જે આ પ્રમાણે છે—

"નાના નાના અનેક ઉદ્ધારો થયા, પણ એમાં પરમશાસનપ્રભાવક સંપ્રતિ મહારાજા, મહાન દાનવીર અને દુષ્કાળભંજક શેઠ જગડૂશા અને પરમતપસ્વી જગતચંદ્રસૂરિ વગેરેના આજ લગી નવ મહાન જીર્ણોદ્ધારો થયા છે."

**જગડુશાના જીર્ણોદ્ધારનો સમય**—જગડૂશાએ આ જીર્ણોદ્ધાર ક્યારે કરાવ્યો હશે એનો સમય નિશ્ચિત રીતે જાણવાનુ કોઈ સાધન હજી સુધી ઉપલબ્ધ થયુ નથી. વિ૦ સં૦ ૧૩૧૫ માં જીર્ણોદ્ધાર થયાનું કહેવામાં આવ્યું છે; પણ એ સાલ તો લાગલાગટ ત્રણ વર્ષ સુધી પડેલ વ્યાપક દુષ્કાળના છેલ્લા વર્ષનું સૂચન કરે છે. આ માટે કોઈ એવું અનુમાન કરી શકે ખરા કે આ દુષ્કાળનાં વર્ષો દરમ્યાન જ, લોકોને કામ આપવા માટે, જગડૂશાએ આ મંદિરના જીર્ણોદ્ધારનું કામ શરૂ કરાવ્યું હોય અને તે વિ૦ સં૦ ૧૩૧૫ની સાલમાં પૂરું થયું હોય. પણ આ માટે વિશેષ આધારની અપેક્ષા રહે છે.

પણ શ્રી સર્વાનંદસૂરિકૃત "શ્રી જગડૂચરિત"માં (સર્ગ ૬, શ્લોક ૨૩ થી ૪૧) ઘટનાઓનો જે ક્રમ આપવામાં આવ્યો છે તે આ પ્રમાણે છે : (૧) આચાર્ય શ્રી પરમદેવસૂરિના ઉપદેશથી જગડૂશાએ શ્રી શત્રુંજય અને ગિરનાર તીર્થનો સંઘ કાઢયો ; (૨) આ સંઘ સાથે ભદ્રેશ્વર પાછા આવ્યા પછી એમણે ભદ્રેશ્વર તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો (શ્લોક ૪૨થી ૪૬), અને બીજાં પણ લોકોપકારનાં અને ધર્મનાં અનેક કાર્યો ( શ્લોક ૪૭થી૭૬ ) કરાવીને જગતમાં શાંતિ ફેલાવી; અને (૩) તે પછી આચાર્ય પરમદેવસૂરિ પાસેથી વિ૦ સં૦ ૧૩૧૩, ૧૩૧૪ અને ૧૩૧૫માં ત્રણ વર્ષ માટે પડનાર દુષ્કાળની વાત જાણીને એનો સામનો કરવા માટે જગડૂશાએ ઠેર ઠેર અન્નના કોઠારો ભરાવ્યા (શ્લોક ૬૭થી૭૨), અને દુષ્કાળના સંકટનું નિવારણ કરવામાં પ્રજાને તથા રાજાઓને પણ સહાય ( શ્લોક ૭૩થી-૯૦ તથા ૧૨૫ થી ૧૩૨ ) કરી.

"શ્રી જગડૂચરિત"માં આપેલ આ ઘટનાક્રમ ઉપરથી તો એમ જ લાગે છે કે જગડૂશાએ ભદ્રેશ્વર તીર્થનો જીર્ણોદ્ધાર શ્રીશત્રુંજય-ગિરનાર તીર્થોની યાત્રા માટે કાઢેલ સંઘ પછી અને વિ૦સં૦ ૧૩૧૩-૧૫ના દુષ્કાળ પહેલાં કોઈ સમયે કરાવ્યો હોવો જોઈએ. આ દૃષ્ટિએ વિચારતાં "જૈન તીર્થ સર્વ સંગ્રહ"માંનું " જગડુશાહે આ મંદિરનો ઉદ્ધાર સં૦ ૧૩૧૨માં કરાવ્યો હશે એમ લાગે છે"–એ કથન વજૂદવાળું ગણી શકાય એવું લાગે છે. જો આ સ્થાને આનો આધાર ટાંકવામાં આવ્યો હોત તો આ વાત સાવ નિર્વિવાદ થઈ જાત.

શ્રી દલપતરામ પ્રાણજીવન ખખ્ખરે " કચ્છની ભૂગોળવિદ્યા " ની ત્રીજી આવૃત્તિમાં (પૃ૦ ૪૩-૪૫) લખ્યું છે કે—

" તે દેરાંનો ત્રણ ચાર વાર જીર્ણોદ્ધાર થયો લાગે છે. વચમાંનું દેવળ જૂનું છે અને તેની ઉપર તથા આસપાસ ત્રણ વાર જૂદે જૂદે વખતે ઉમેરો તથા મરામત થઈ. સંવતના લેખ ન ખાયા છે. એ લેખ ખવાઈ ગયા છે, તોપણ એક બે થાંભલા ઉપર ૧૩૨૩ અને એક ઉપર ૧૩૫૮ જણાય છે. એ સંવત જગડૂશા કરીને મોટા ધરમાત્મા વાણીઓ થઈ ગયો તેના વખતના લાગે છે. પનરોતરો (૧૩૧૫) નામનો મોટો દુકાળ એ વખતે પડ્યો હતો. ત્યારે એણે વાઘેલા પાસેથી વેરાવટને લીધે ભદ્રેસર પોતાના સ્વાધીનમાં લઈ રાજાને તથા આખા મુલકને અન્ન વસ્ત્ર પૂરા પાડી દેરાસરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. તેથી જગડૂશાનાં દેરાંને નામે પણ ઓળખાય છે. "

આ લખાણમાં જણાવ્યા પ્રમાણે વિ૦સં૦ ૧૩૨૩નો લેખ તો જગડૂશાનો હોઈ શકે, પણ

વિ૦સં૦ ૧૩૫૮નો લેખ એમનો ન જ કહેવાય; કારણ કે જગડૂશા વિ૦સં૦ ૧૩૩૧ પહેલાં સ્વર્ગવાસી થયા હતા. આનો પુરાવો "શ્રીજગડૂચરિત"માંથી જ (સર્ગ ૭, શ્લોક ૩૫) મળે છે, તે એ કે જગડૂશાના સ્વર્ગવાસથી ગૂર્જરપતિ અર્જુનદેવે ખૂબ રુદન ( क्षितिरोऽर्जुनोऽपि रुरोद वाढं ) કર્યું હતું. અને અર્જુનદેવ વિ૦ સં૦ ૧૩૩૧માં સ્વર્ગવાસી થયા હતા. એટલે જગડૂશાનું અવસાન એની પહેલાં જ થયું હતું એ નિશ્ચિત છે. શ્રી દલપતરામ ખખ્ખરે દુષ્કાળના નિવારણ પછી ભદ્રેશ્વરના દેરાસરનો જીર્ણોદ્ધાર કર્યાની વાત કંળકમને અનુસરીને લખી હશે એમ માનીએ તો ભદ્રેશ્વરના થાંભલા ઉપર વિ૦ સં૦ ૧૩૨૩નો જે લેખ હોવાનું એમણે નોંધ્યું છે, તે લેખ જગડૂશાએ કરાવેલ જીર્ણોદ્ધારને લગતો પણ કદાચ હોઈ શકે.

વિ૦ સં૦ ૧૩૨૩માં જગડૂશાએ ભદ્રેશ્વર તીર્થનો ઉદ્ધાર કરાવ્યો હતો એ વાતની પુષ્ટિ, ભદ્રેશ્વરના જિનમંદિરના રંગમંડપમાં મંદિરની જમણી બાજુ લગાડવામાં આવેલ અને ભદ્રેશ્વર તીર્થની સ્થાપના અને એના જીર્ણોદ્ધાર વગેરે બાબતો સંબંધી સવિસ્તર માહિતી આપતા, સંસ્કૃત ભાષાના વિશાળ શિલાલેખમાંના ઉલ્લેખથી પણ થાય છે. એ શિલાલેખમાં જગડૂશાના ઉદ્ધારની વાત આ શબ્દોમાં લખવામાં આવી છે: " . .महर्द्धिकमौलिना साक्षाद्धनदायमानेन श्रीमता श्रेष्ठिपुङ्गवेन श्रीजगडूशानाम्ना श्रावकशिरोमणिना विक्रम सवत् १३२३ वर्षे महता द्रव्यव्ययेनैतस्य चैतस्य जीर्णोद्धार कृतमिति।" આ શિલાલેખ વિ૦સં૦ ૧૯૩૯ની સાલનો એટલે આધુનિક ગણાય, એટલે " શ્રી જગડૂચરિત "માંના તથા આ શિલાલેખમાંના જીર્ણોદ્ધારના સમયમાં કોને વિશેષ વજૂદ આપવું તે નક્કી કરવાનું કામ મુશ્કેલ છે. આમ છતાં વિ૦ સં૦ ૧૩૨૩ના આ શિલાલેખી ઉલ્લેખની ઉપેક્ષા થઈ શકે નહીં.

(૧૦) વાઘેલા સારંગદેવનો ઉદ્ધાર—પાટણપતિ અર્જુનદેવનો સ્વર્ગવાસ વિ૦ સં૦ ૧૩૩૧માં થયો, તે પછી તેનો પુત્ર સારંગદેવ પાટણની ગાદીએ આવ્યો અને જગડૂશા વિ૦ સં૦ ૧૩૩૧ પહેલાં સ્વર્ગવાસી થયા હતા, એ હિસાબે જગડૂશા સારંગદેવના બાલ્યકાળમાં સમકાલીન હતા તે નિર્વિવાદ છે. અને જગડૂશાના વખતમાં ભદ્રેશ્વર નગર પૂર્ણ જાહોજલાલીવાળું અને પીઠદેવે પડાવી નાખેલ જૂના કિલ્લાના સ્થાને એમણે નવેસરથી ચણાવેલ કિલ્લાથી સુરક્ષિત હતું તેમ જ ભદ્રેશ્વર તીર્થ પણ એમણે કરાવેલ જીર્ણોદ્ધારને લીધે બરાબર સુરક્ષિત અને પૂરુ ઉદ્યોતવંત બન્યું હતું. અને સારંગદેવનો સ્વર્ગવાસ વિ૦ સં૦ ૧૩૫૨માં થયો હતો, એ પણ નિશ્ચિત છે. એમણે ભદ્રેશ્વરનો જીર્ણોદ્ધાર વિ૦ સં૦ ૧૩૩૫માં કરાવ્યાની જે નોંધ મળે છે. એનો અર્થ એ થાય કે જગડૂશાના સ્વર્ગવાસ પછી દસેક વર્ષ જેટલા ટૂંકા ગાળામાં જ ભદ્રેશ્વર તીર્થનો ફરી જીર્ણોદ્ધાર કરવાની જરૂર ઊભી થઈ હતી; પણ આ વાત માની શકાય એવી નથી. અને છતાં સારંગદેવના જીર્ણોદ્ધારનો ઉલ્લેખ (૧) ભદ્રેશ્વરની જીર્ણ પ્રતમાં (પૃ૦ ૨૩) અને (૨) માંડવીની પ્રતમાં (પૃ૦ ૪) મળે જ છે. ભદ્રેશ્વરની જીર્ણપ્રતમાં લખ્યુ છે કે—

" સંવત ૧૩૩૫માં વાઘેલા રાજા સારંગદેવે પોતાના ગુજરાત અને કચ્છ રાજ્યનાં બંદરો અને ગામોના કર અને જકાતરૂપે આવતા અઢારે હણુમનો મોટો ફાળો આ તીર્થની સંભાળ અને વિકાસ માટે સમર્પણ કર્યો અને તેના

લેખપત્રો કરી આપ્યા ને એમણે પણ એક નાનો જીર્ણોદ્ધાર આ તીર્થમાં કરી જીવનનો લ્હાવો લીધો. "

માંડવીની પ્રતમાં આ અંગે લખ્યું છે કે—

" અજે અણુગોર સંઘ લઈ આવ્યા વસઈએ. સંવત ૧૨ મધ્યે. તિવાર પછી સંવત ૧૩૩૫ વાલેલા સારંગ દે રાજ કીધું.તેણે સદાવત બાંધ્યું.છત્રીસ હજારની પેદાશ દેવલમાં દીધી તેહના દસ્તક દેવલના થંભ મધ્યે લખ્યા છે."

ઉપરના બંને ઉલ્લેખોમાંના પહેલામાં સારંગદેવે માત્ર નાનો જીર્ણોદ્ધાર કરાવ્યાનું નોંધ્યું છે, અને બીજામાં તો જીર્ણોદ્ધારનો ઉલ્લેખ પણ કરવામાં નથી આવ્યો, પણ બન્નેમાં મંદિરના નિભાવ માટે અમુક રકમ ભેટ આપ્યાનું લખ્યું છે અને તે જ આ બન્ને નોંધોનો મુખ્ય મુદ્દો છે એ સ્પષ્ટ છે. પહેલા ઉલ્લેખમાં " અઢારે હણુબનો મોટો ફાળો " આપ્યાનું લખ્યું છે, તેનો અર્થ સમજવાનો રહે છે; જ્યારે બીજા ઉલ્લેખમાં છત્રીશ હજારની આવક આપ્યાનું સ્પષ્ટ લખ્યું છે.

એ વાત ઇતિહાસ-સિદ્ધ છે કે, અન્ય ગૂર્જરપતિઓ કે પાટણપતિઓની જેમ, કચ્છ ઉપર સારંગદેવની પણ આણ પ્રવર્તતી હતી. અને ભદ્રેશ્વરમાં સારંગદેવનો વિ૦ સં૦ ૧૩૩૨ની સાલનો શિલાલેખ એક પાળિયા ઉપર કોતરેલો હતો અને એમાં ચરતી ગાયને ધાવતા વાછરડાનું શિલ્પ કોતરેલું હતું. આ પાળિયો અત્યારે ખોખરા ગામમાં છે. ( જુઓ, કચ્છનું સંસ્કૃતિદર્શન, પૃ૦ ૨૭૭. )

ભદ્રેશ્વર-વસઈ તીર્થના દેરાસરની ડાબી બાજુની દીવાલના બહારના ભાગમાં, ઉપાશ્રય અને આ દીવાલની વચ્ચે ચારેક ફૂટ પહોળા નવેળી છે એમાં, ઊંડાણના ભાગમાં, દેરાસરની દીવાલમાં એક શિલાલેખ છે. આ શિલાલેખમાં એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે શ્રી આણંદ-વિમલસૂરિના ઉપદેશથી, વિ૦ સં૦ ૧૫૯૪માં, જામ રાવળે ભદ્રેશ્વરના દેરાસરને ૧૨ ગામ ભેટ આપ્યાં હતાં.

કચ્છના અંગ્રેજ અમલદારોના પ્રયાસોથી પણ આ તીર્થને મળતી બંધ થયેલ સરકારી સહાય ફરી ચાલુ થઈ હતી. આની વિગતો આગળ ઉપર આપવામાં આવશે.

ડૉ. જેમ્સ બર્જેસે, સને ૧૮૭૪ની સાલમાં, આ તીર્થની મુલાકાત લીધી હતી. આ મુલાકાત પછી એમણે એમના પુસ્તક " રિપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઓફ કાઠિયાવાડ એન્ડ કચ્છ" માં (પૃ૦ ૨૦૬) સ્પષ્ટ લખ્યું છે કે—

" આ સદિના અગાઉના ( early ) ભાગમાં ખંતવિજય નામના એક જૈન ગુરુએ આ મંદિરને રાજ્ય તરફથી જમીનની જે ભેટ મળી હતી અને જે જૂનાં ઇનામો ( ઇનામદારીરૂપે સહાય ) મળેલ હતાં, તેને વસૂલ કરવાનો દરેક પ્રકારનો પ્રયત્ન કર્યો હતો. "૨૨

---

૨૨. ... .Collected early in the present century by a *Jaina Guru Khantavijaya*, who seems to have used every endeavour to recover the old inams of royal gifts of land to the temple.

આ બધા ઉપરથી એટલું તો સ્પષ્ટપણે જાણી શકાય છે કે, અન્ય દેવસ્થાનોની જેમ, શ્રી ભદ્રેશ્વર તીર્થના જૈન દેવસ્થાનને પણ, જે તે શાસકો તરફથી, કંઈક ને કંઈક પણ સહાય કે ભેટ મળતી રહેતી હતી. એટલે રાજા સારંગદેવે આવી ભેટ–સહાય આ તીર્થને અર્પણ કરી હોય એમાં શંકા કરવાની જરૂર નથી; અને આવી ભેટને લીધે જ એનું નામ આ તીર્થના ઉદ્ધારક તરીકે નોંધવામાં આવ્યું હશે એમ લાગે છે.

**(૧૧) જામ રાવળનો જીર્ણોદ્ધાર**—આ માટે કચ્છના ઇતિહાસની થોડીક વાત જાણવી જરૂરી છે. જામ રાવળનો કચ્છ સાથેનો સંબંધ કુટુંબ-કલેશ અને વેરઝેરની કંઈક વાતોથી ભરેલો છે. રાજસત્તા હમેશાં સ્વાર્થ સાધવાની જ નીતિ-રીતિ શોધતી હોય છે અને એની પ્રીતિનો હેતુ પણ મોટે ભાગે આવો જ હોય છે. કચ્છ ઉપર પોતાની એકછત્રી સત્તા સ્થાપવાની લાલસાથી પ્રેરાઈને જામ રાવળે પોતાના પિત્રાઈ ભાઈ જામ હમીરનું વિ૦ સં૦ ૧૫૫૫માં દગાથી ખૂન કર્યું અને એના વંશવેલાને નાબૂદ કરવા એના બે પુત્રોનું–૧૧ વર્ષના પાટવી કુંવર ખેંગારજી અને ૯ વર્ષના કુંવર સાહેબજીનું–કાસળ કાઢવા પેરવી કરવા માંડી.

આવી ખરેખરી કટોકટીને વખતે છચ્છર બુટ્ટો નામના હમીરજીના વફાદાર અનુચરે આ બે કુંવરોનો જાન બચાવવાનું જીવસટોસટનું સાહસ ખેડયું અને એ બન્ને કુંવરોને લઈ ને કાઠિયાવાડ તરફ પ્રયાણ કર્યું. આ પ્રવાસમાં ઊંટ પર આગળ વધતા તેઓ સાયર ગામે પહોંચ્યા ત્યારે, છચ્છર બુટ્ટાને માલૂમ પડયું કે, જામ રાવળના સિપાહીઓ એમનો સગડ લેતા લેતા નજીક આવી પહોંચ્યા છે; અને એમના હાથમાં ઝડપાઈ જવાનો ભય છે; અને એમ થાય તો તો હમીરજીના રાજબીજ રૂપ બન્ને કુંવરોનો નાશ જ થઈ જાય! આવા મહાસંકટના વખતે મિયાણા જાતિના ભિયાં કકલ નામના સાયર ગામના ચોકીદારે, જાણે ઈશ્વરી સહાય મળતી હોય એમ, એમને આશરો આપ્યો અને બન્ને રાજકુંવરોને ગમે તે ભોગે બચાવવાનું નક્કી કર્યું. એણે છચ્છર બુટ્ટાને ડુંગરમાં ક્યાંક સંતાઈ જવા મોકલી દીધો અને બન્ને કુંવરોને ઘાસની ગંજીમાં સંતાડી દીધા. જામ રાવળના સિપાહીઓએ આવીને આખા ગામમાં તપાસ કરી, પણ કુંવરોનો ક્યાંય પત્તો ન લાગ્યો, એટલે ગુસ્સો કરીને એમણે ભિયાં કકલને પૂછયું. પણ એણે તો પોતે કુંવરોને જોયાની સાફ સાફ ના પાડી. લોહીતરસ્યા સિપાહીઓને આથી સંતોષ ન થયો અને એમણે, ખૂની કરતાં પણ વધુ ઝનૂની બનીને, કકલ પાસેથી કુંવરોની માહિતી મેળવવા, એના સાત દીકરામાંથી છનો, ભિયાં કકલ અને એની પત્ની મલ્લણીની નજર સામે, વધ કર્યો! પણ રાજભક્ત પતિ-પત્ની એકનાં બે ન થયાં અને પોતાના દીકરાઓના પોતાની નજર સામે થયેલ વધને, પોતાનું રૂંવાડુંય ફરકવા દીધા વિના, નિહાળી રહ્યાં! છેવટે, જાણે પોતે વરસાવેલી આટલી બધી ક્રૂરતાથી પોતે જ થાકી ગયા હોય એમ, નાનામાં નાના સાતમા દીકરાને જીવતો રહેવા દઈ ને, એ સિપાહીઓ ત્યાંથી ચાલતા થયા અને હમીરજીના વંશવેલાને ઉખાડી નાખવામાં એમના હાથ હેઠા પડયા—જાણે ખેંગારજી અને સાહેબજીને રામનાં રખવાળાં મળ્યાં! પણ હજીય કુંવરોને માથે જોખમ તો ઊભું જ હતું અને આ મુસીબતનો આટલેથી અંત આવ્યો ન હતો. પણ છચ્છર બુટ્ટો હિંમત ન હાર્યો.

છચ્છર બુદ્ધાની રાજભક્તિની આકરી અગ્નિપરીક્ષા જેવા આ પ્રસંગે,જેમ બાળ વનરાજ ચાવડાને જૈનધર્મના આચાર્ય શીલગુણસૂરિનો આશ્રય મળી ગયો તેમ, ધ્રાંગધ્રા રાજ્યના ચરાડવા ગામે જૈન યતિ(ગોરજી) શ્રી માણેકમેરજીનો આશ્રય મળી ગયો. જ્યોતિષશાસ્ત્રના (સામુદ્રિક વિદ્યાના) જાણકાર આ ગોરજીએ કુવર ખેંગારજીનાં લક્ષણો જોઈ ને એ મોટો રાજા થશે, એવું ભવિષ્ય ભાખ્યું અને વધારામાં એને એક ચમત્કારિક સાંગ આપી અને એથી એ મહાન કાર્યો કરશે અને પોતાના કામમાં ફતેહ મેળવશે એમ કહ્યું.

આ પછી તેઓ અમદાવાદ ગયા અમદાવાદમાં (ગુજરાત ઉપર) તે વખતે સુલતાન મહમ્મદ બેગડાનું શાસન ચાલતું હતું. ત્યાં બન્ને કુમારોએ લશ્કરી તાલીમ લીધી. અને કુંવર ખેંગારજીએ, ફક્ત ચૌદ વર્ષની જ ઉંમરે, એક શિકારના પ્રસંગે, પેલી સાંગની મદદથી, સિંહના જીવલેણ હુમલાથી સુલતાનનો જીવ બચાવીને એની અપાર મહેરબાની સંપાદન કરી.

પછી તો સુલતાને આપેલ લશ્કરી સહાયથી ખેંગારજીએ જામ રાવળને પરાજિત કરીને પોતાના પિતાનું રાજ્ય પાછું મેળવીને છોંતેર વર્ષ સુધી કચ્છમાં રાજ્ય કર્યું અને ભુજ નગરની (વિ૦ સં૦ ૧૬૦૫માં) સ્થાપના કરી અને જાડેજા વંશની ગાદીને સ્થિર કરી. કચ્છની પ્રજામાં અને કચ્છના ઇતિહાસમાં મહારાઓ ખેંગારજી બાવા પહેલાંનું નામ પ્રાતઃસ્મરણીય અને અમર બની ગયું.

પોતાના આવા પરાજય પછી પણ કેટલાંય વર્ષો સુધી જામ રાવળ શાંત ન થયો અને કંઈક ને કંઈક પણ ઉપદ્રવ અને રાજરમતની ખટપટો કરતો જ રહ્યો. પણ એની કોઈ બાજી સફળ ન થઈ; અને, આમ કરતાં કરતાં, આવી અશાંતિ અને અસ્થિરતામાં બે-એક દાયકા કરતાં પણ વધુ સમય વીતી ગયો. આ સમય દરમ્યાન મહારાઓ શ્રી ખેંગારજીનું રાજ્યશાસન ખૂબ લોકપ્રિય, સ્થિર અને મજબૂત બની ગયું હતું. છેવટે જામ રાવળને પણ એમ તો થયું કે હવે કચ્છમાં રાજ્યશાસન ચલાવવાની પોતાની ઇચ્છા અને મહેનત સફળ થવાની શક્યતા નથી; એના કેટલાક શુભેચ્છકોએ પણ એને આ વાત સમજાવવાનો પ્રયત્ન કરીને કોઈક બીજી ધરતીમાં જઈ ને પોતાનું ભાગ્ય અજમાવવાની સલાહ આપી. અને હવે તો કોઈ સમર્થ આદરણીય વ્યક્તિ આવીને એને સાચી સલાહ આપે અને ભવિષ્યનો માર્ગ બતાવે એની જ રાહ હતી. અને, જાણે રાવળ જામના સારા ભાગ્યપલટાનો યોગ પાકી ગયો હોય એમ, એને આવી શાણી સલાહ આપનાર એક ધર્મપુરુષ પણ મળી ગયા.

આ ધર્મપુરુષ તે જૈન સંઘના આચાર્ય આનંદવિમલસૂરિ. રાવળ જામે આ આચાર્યને પોતાની મૂંઝવણ અને મુસીબતની વાત કરી, ત્યારે એમણે રાવળ જામને સાચી સલાહ આપી અને કહ્યું કે તમારું ભાગ્ય કચ્છમાં નહીં પણ હાલારમાં ખીલવાનું છે, માટે હાલારમાં જઈને પુરુષાર્થ કરો. દોડવા ઇચ્છનારને ઢાળ મળી જાય તો એને જેવું સારું લાગે તેમ, કચ્છમાંની હાલાંકીઓથી ખૂબ કંટાળી–થાકી ગયેલા જામ રાવળના મનમાં આચાર્ય મહારાજની આ વાત

વસી ગઈ અને એણે આચાર્યશ્રીની સલાહને માથે ચડાવી લઈ ને હાલાર દેશમાં ચાલ્યા જવાનો નિર્ણય કર્યો.[૨૩] જામ રાવળ સખીદિલ માનવી હતો; એટલે જતાં જતાં એ કચ્છનાં જુદાં જુદાં દેવસ્થાનોને અનેક ગામોનું દાન કરતો ગયો.

હમીરનો વધ, રાવળ જામની સખાવત અને એના હાલાર દેશમાં ચાલ્યા જવાની વાત માંડવીની પ્રતમાં (પૃ૦ ૪) આ પ્રમાણે નોંધેલી મળે છે—

"તિણે કાકાઈ ભાઈ સાથે દગો કર્યો જામ રાવલે, અને હમીરને માર્યો સંવત પનર ચોરાશીએ. જારેજા હમીરના પુત્ર રાએબ સાએબ ખેંગાર માંણી હમીરના પુત્ર ક્રૂઈ પાસે ગયા શ્રી અમદાવાદ. તિહાં સાવજ મારી પ્રસિદ્ધ થયા. પાતસ્યાએ આદર સનમાન દીધો. રા-પદની આબરૂ આપી. પોતાની વિતક્વાર્તા કહી. પાતસ્યા મહેરબાન થૈ ફોજ ખરચી આપી. ચડયા. તે વાતની રાવલ જામને માલમ થઈ. પોતાની ફોજ લઈ શ્રી વીંઝાણથી શ્રી ભદ્રેશ્વર આવ્યા. તિહાં આણંદવિમલસુરિ મળ્યા. તેહને પુછીઉં. તેણે કહ્યું : તુમો હાલારમાં રાજ્ય કરશો. એહવું સાંભળી રાવલ જામે ખેરાત કર્યાં ગામ સતાણું."

આ પ્રમાણે લખીને આ જ પ્રતમાં સંવત ૧૫૯૪માં જામ રાવળે આનંદવિમલસૂરિના ઉપદેશથી જે જે દેવસ્થાનોને જેટલાં ગામોની ભેટ આપી હતી, તેને લગતા ચાર શ્લોકો લખ્યા છે. એમાં જિનમંદિરને (ભદ્રેશ્વરના દેરાસરને) બાર ગામ ભેટ આપ્યાનું લખ્યું છે. આ અંગે વિશેષ નોંધપાત્ર અને રાજી થવા જેવી વાત એ છે કે આ ચારે શ્લોક દેરાસરની ડાબી બાજુની દીવાલ ઉપર, ઉપાશ્રયવાળી નવેળીમાં, ચોડેલા એક જીર્ણ શિલાલેખમાં, નજીવા શાબ્દિક ફેરફાર સાથે, કોતરવામાં આવ્યા છે.

આ ચાર શ્લોક આપ્યા પછી માંડવીની પ્રતમાં (પૃ૦ ૫) ભદ્રેશ્વરના જિનમંદિરને જામ રાવળે જે બાર ગામ ભેટ આપ્યાં હતાં એનાં નામ આ પ્રમાણે આપવામાં આવ્યાં છે—

"રાવલ જામે ગામ બાર સદાવ્રતમાં દીધાં હતાં. રસનવચતા બંદર ચાલતો નહીં (?). ખેતી દાણા જગાતની

---

૨૩. આચાર્ય આનંદવિમળસૂરિની સલાહથી જામ રાવળે ભદ્રેશ્વરનો (અને સાથે સાથે કચ્છનો પણ) ત્યાગ કર્યાની વાતની નોંધ ડૉ જેમ્સ બર્જેસે એમના "રિપોર્ટ ઑન ધી ઍન્ટીક્વીટીઝ ઑફ કાઠિયાવાડ ઍન્ડ કચ્છ" નામે ગ્રંથમાં (પૃ૦ ૨૦૭) આ પ્રમાણે લીધી છે—

"Jam Raval seized Bhadrasvar fort in S 1592 as a defence against Khangar, and it is said was advised by the high priest Anand Vimal Surisvara to betake himself to Kathiawad.

(અર્થાત્ જામ રાવળે, ખેંગારની સામે પોતાનો બચાવ કરવા માટે, વિ૦સં૦ ૧૫૯૨માં, ભદ્રેશ્વરના કિલ્લા ઉપર કબજો કરી લીધો હતો. અને, એમ કહેવાય છે કે, મહાન આચાર્ય આનંદવિમલસૂરીશ્વરે એને કાઠિયાવાડ ચાલ્યા જવાની સલાહ આપી હતી.)

જામ રાવળે કચ્છ તજીને કાઠિયાવાડ જવાનું નક્કી કર્યું તે માટે એક બીજી વાત પણ પ્રચલિત છે, જે આ પ્રમાણે છે : "એમ કહેવાય છે કે માતા આશાપુરાએ સ્વપ્નમાં દર્શન દઈ તેને ચોખ્ખું કહી દીધું હતું કે 'તારાં કૃત્યોને લીધે કચ્છમાં તું મારી કૃપાને લાયક રહ્યો નથી. જો તારે મારી મહેરબાનીની હજુ પણ ઇચ્છા હોય તો તારે કચ્છ છોડી કાઠિયાવાડ જવું, જ્યાં હું તને ફરી મદદ કરીશ.' (કારા ડુંગર કચ્છજા, પૃ ૧૦૮.)

પેદાસી ૧. ભદ્રેશર, ૨. રાનો પાધર, ૩. કુકડસર, ૪. ગામ કોઆ, ૫. હટડી, ૬. પાનડીઆરો, ૭. ખડકા, ૮. ભરોડીઓ, ૯. વડાલો, ૧૦. વવાડ, ૧૧. લુણી, ૧૨. ચોખડો."

આ પછી આ પ્રતમાં કયા ગામમાં કોની કોની વસતી હતી તેની વિગતો આપવામાં આવી છે.

રાવળ જામે ભદ્રેશ્વર તીર્થને આપેલી સખાવતને સાતમા જીર્ણોદ્ધાર તરીકે ઓળખાવતાં ભદ્રેશ્વરની જીર્ણ પ્રતમાં (પૃ૦ ૨૪) કહેવામાં આવ્યું છે કે—

"... . શ્રી પહેલા ખેંગારજી બાવાએ કચ્છ સર કર્યું ને જામ હમીરનું રાજ્ય પડાવી લેનાર મહારાજા જામ રાવળ કચ્છની ગાદી છોડી અનેક માગણ-યાચક અને ધર્મસ્થાનોને ગામો દાનમાં દેતા દેતા હાલાર જતા હતા ત્યારે આ ભદ્રેસર જૈન તીર્થમાંથી પસાર થયા હતા અને એના નિર્વાહ માટે અને જીર્ણોદ્ધાર માટે મોટી ઉદારતાથી અનેક ગામો શ્રી ભદ્રેસર તીર્થને લેખપત્રો કરી દાનમાં આપતા ગયા, જેમાંથી સંવત ૧૫૯૬[૨૪]ના અરસામાં આ તીર્થનો સાતમો જીર્ણોદ્ધાર થયો. આચાર્યગણશેખર શ્રી આણંદવિમલસૂરિએ મહારાજ જામ રાવલને પ્રતિબોધ કરી આ તીર્થનો જીર્ણોદ્ધાર મહારાજ જામ રાવલ તરફથી કરાવ્યો હતો, ને પછી રાવલ જામે હાલારમાં જેઠુઆનું રાજ સર કરી, નવાનગરને જામનગર નામ આપી, ત્યાં પોતાની ગાદી સ્થિર કરી હતી."

આ ઉદ્ધારની નોંધ માત્ર ભદ્રેશ્વરની આ જીર્ણ પ્રતમાં જ મળે છે.

## (૧૨) વિ૦સં૦ ૧૬૨૨નો શ્રીસંઘનો ઉદ્ધાર

આપણે ઉપર જોયું તેમ, વિ૦ સં૦૧૫૯૬ (શિલાલેખ પ્રમાણે ૧૫૯૪)ની સાલમાં આચાર્ય આનંદવિમલસૂરિના ઉપદેશથી જામ રાવળે કચ્છની ધરતીનો ત્યાગ કરતી વખતે, બીજાં દેવસ્થાનોની સાથે, ભદ્રેશ્વરના જિનમંદિરને પણ બાર ગામ ભેટ તરીકે અર્પણ કર્યાં હતાં. આ વાત ઉપરથી તેમ જ આ વાત સાથે જૈન સંઘના આચાર્ય શ્રી આનંદવિમલસૂરિજીનો સંબંધ હોવાથી, એટલું જરૂર માની શકાય કે વિક્રમના સોળમા સૈકાનાં છેલ્લાં વર્ષોમાં ભદ્રેશ્વર તીર્થ સાવ વેરાન નહીં થઈ ગયું હોય તેમ જ એની યાત્રા પણ બિલકુલ તો બંધ થવા પામી નહીં હોય; અને છતાં તીર્થને કંઈક એવો ઘસારો તો લાગ્યો જ હોવો જોઈએ કે જેથી એ અરસામાં અને તે પછીના બેએક દસકા બાદ જ એનો જીર્ણોદ્ધાર કરાવવાની જરૂર ઊભી થઈ હોય.

જરા આ બાબતની થોડીક પૂર્વભૂમિકા જોઈએ.

જગડૂશા પછી કેટલાંક વર્ષો વીત્યા બાદ, કચ્છના ઇતિહાસના લગભગ બેએક સૈકા, રાજકીય અસ્થિરતા, પરદેશીઓ-મુસલમાનો અને સિંધીઓ-નાં આક્રમણ અને કેટલીક કુદરતી આફતોને કારણે, ઠીક ઠીક અરાજકતા અને અવ્યવસ્થામાં વીત્યા હતા. આવી વ્યાપક અવ્યવસ્થાની માઠી અસર શ્રી ભદ્રેશ્વર તીર્થ ઉપર પણ થવા પામી હોય; અને તેથી આ તીર્થની યાત્રાએ આવનાર

---

૨૪. ભદ્રેશ્વરના શિલાલેખમાં વિ૦સં૦ ૧૫૯૪ની સાલ લખી છે, તે એટલા માટે માનવા લાયક લાગે છે કે, તપગચ્છની પરંપરામાં શ્રી સુધર્માસ્વામીની ૫૬મી પાટે થયેલ આચાર્ય આનંદવિમલસૂરિજી, અનશન વ્રત લઈને નવમા ઉપવાસે, વિ૦સં૦ ૧૫૯૬માં ચૈત્ર સુદિ ૭ના રોજ, અમદાવાદમાં સ્વર્ગવાસી થયા હતા. શ્રી આનંદવિમલસૂરિજીની પાટે શ્રી વિજયદાનસૂરિ આવ્યા, અને શ્રી વિજયદાનસૂરિની પાટે જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરિ આવ્યા.

—પટ્ટાવલીસમુચ્ચય, પ્રથમ ભાગ, પૃ૦ ૭૦

ભાવિકોનું પ્રમાણ સારા પ્રમાણમાં ઘટી ગયું હોય, તીર્થની સારસંભાળમાં પણ ઘણી ખામી આવી ગઈ હોય અને છેવટે જિનમંદિરને ઘસારો પણ પહોંચી ગયો હોય, અને, આવી પરિસ્થિતિને કારણે, મંદિર જીર્ણોદ્ધારની રાહ જોતું હોય એ બનવાજોગ છે.

વળી, આ અરાજકતાના સમયની આ તીર્થની સ્થિતિને લગતી જે વાતો, અનુશ્રુતિઓરૂપે કે દંતકથારૂપે, જાણવા મળે છે તેમાંથી એક બાબત એ પણ જાણી શકાય છે કે આ અરાજકતાના સમયમાં, ક્યારેક, કોઈક બાવો, આ તીર્થના મૂળ મૂળનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાનની શ્યામ પ્રતિમાને (મૂળનાયક શ્રી શામળિયા પાર્શ્વનાથની પ્રતિમાને) ઉપાડી ગયો હતો.

આ ઉપરથી પણ લાગે છે કે વિક્રમની સત્તરમી સદીની શરૂઆતમાં જ આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવવાનો સમય પાકી ગયો હતો. અને એ રીતે વિ૦સં૦ ૧૬૨૨ની સાલમાં શ્રીસંઘના હાથે થયેલ ઉદ્ધારનો પ્રસંગ ઉપસ્થિતિ થયો હતો.[૨૫]

આ વિ૦ સં૦ ૧૬૨૨ના ઉદ્ધાર સંબંધી ઉલ્લેખો જે સાહિત્યમાંથી મળે છે તે આ પ્રમાણે છે: (૧) શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા, પૃ૦ ૧૧૯; (૨) મારી કચ્છ યાત્રા, પૃ૦ ૧૪૩; (૩) જૈન તીર્થોનો ઇતિહાસ, પૃ૦ ૧૪૧; (૪) ભારતનાં જૈન તીર્થો, પૃ૦ ૪૮; અને (૫) જૈન તીર્થ સર્વ સંગ્રહ, પૃ૦ ૧૪૦.

"શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા"માં આ જીર્ણોદ્ધારની વાત આ પ્રમાણે નોંધી છે—

"ત્યાર પછી (જગડૂશાના જીર્ણોદ્ધાર પછી) ભદ્રાવતીનું પતન થયું. જૈનો ન રહ્યા અને દેરાસર એક બાવાના હાથમાં ગયું. બાવાએ મૂળનાયક પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાજીને ઉઠાવી લઈ એક ભોંયરામાં સંતાડી દીધાં. આ ખબર જૈન સંઘને પડી અને જૈનો બાવા પાસે આવ્યા. બાવાને સમજાવ્યો પણ તે ન સમજ્યો. એટલે સંઘે મૂળનાયક તરીકે મહાવીરસ્વામીની પ્રતિમાજીની સંવત ૧૬૨૨માં પ્રતિષ્ઠા કરી. (આ પ્રતિમાજીની અંજનશલાકા સંવત ૬૨૨માં થયેલ છે.) ત્યાર બાદ તે બાવા પાસેથી મૂળ પ્રતિમાજી (પાર્શ્વનાથ પ્રભુ) મળ્યાં એટલે શ્રાવકોએ તેમને મૂળ મંદિરની પાછળ દેવકુલિકામાં સ્થાપ્યાં."

"શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા"ના ઉપર ટાંકેલ લખાણમાં વિ૦સં૦ ૧૬૨૨ના ઉદ્ધારનું જેવું વર્ણન કરવામાં આવ્યું છે, લગભગ એવું જ વર્ણન, થોડાક શાબ્દિક ફેરફાર સાથે, બાકીનાં ચારે પુસ્તકમાં કરવામાં આવ્યું છે, એટલે એ પુસ્તકોનાં લખાણો અહીં ટાંકવાની જરૂર નથી. આમાં જે ખાસ વિચારણીય મુદ્દા છે તે આ છે—

(૧) નવા મૂળનાયક ભગવાન મહાવીરસ્વામીની પ્રતિમાની પલાંઠી (પબાસન) ઉપર "સં૦ ૬૨૨ ના વર્ષે" એમ કોતરેલું છે, તેનો અર્થ શું કરવો ?

(૨) જૂના મૂળનાયક ભગવાન પાર્શ્વનાથની પ્રતિમા ભમતીની વચ્ચેની પાછલી દેરીમાં ક્યારે પધરાવવામાં આવી હશે ?

આમાં પહેલા મુદ્દાના ખુલાસા અંગે જણાવવાનું કે ભગવાન મહાવીરની પ્રતિમા ઉપર

૨૫. આ અંગેના જુદા મત માટે આ પ્રકરણની ૧૯મા નંબરની પાદનોંધ જુઓ.

"स ६२२ ना वर्षे" એવું સ્પષ્ટ અને અસંદિગ્ધ લખાણુ કોતરેલું જોઈને આપણા પ્રાચીનતાપ્રેમી માનસને, પહેલી તકે જ, એમ માનવાનું મન થઈ આવે કે આ પ્રતિમા વિક્રમના સાતમા સૈકાની પહેલી પચ્ચીશીમાં બની હોવી જોઈએ, એ સ્વાભાવિક છે. વળી, જોગાનુજોગ, આ તીર્થના જીર્ણોદ્ધારની નામાવલીમાં જેનો ચોથો નંબર છે તે કનકચાવડાનો જીર્ણોદ્ધાર વિ૦સં૦ ૬૨૨ની સાલમાં જ થયાની વાત પ્રચલિત છે, એટલે એ પ્રસંગ સાથે આ વાત બંધ બેસી જતી હોય એવો આભાસ પણ થાય છે. પણ, પ્રચલિત કથા પ્રમાણે, કનક ચાવડાએ ઉદ્ધાર કરાવ્યો ત્યારે, મૂળનાયક તરીકે મહાવીરસ્વામી નહીં પણ પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા બિરાજમાન થયેલી હતી, એટલે આ વાતને અકસ્માત–અણધારી રીતે–થઈ ગયેલ એક જોગાનુજોગરૂપ જ માનવી જોઈએ. નવા મૂળનાયક વર્તમાન ભગવાન મહાવીરની પ્રતિમાને એના ઉપરના સં૦ ૬૨૨ના અંકને કારણે, છેક વિક્રમના સાતમા સૈકા જેટલા પ્રાચીન સમયમાં અંજનશલાકા થયેલી માનવામાં એક મુશ્કેલી એ છે કે આ પ્રતિમા સાદા પથ્થરની નહીં પણ આરસપહાણ (સંગેમરમર) માંથી બનાવવામાં આવી છે; અને જિનપ્રતિમા માટે સંગેમરમરનો ઉપયોગ, બહુ મોટે ભાગે, વિક્રમની અગિયારમી સદીથી–લગભગ દંડનાયક વિમળશા'ના સમયથી–શરૂ થયો એવું જાણવા મળે છે. કદાચ આ પ્રતિમાને આ બાબતમાં અપવાદરૂપ લેખીએ તોપણ બીજી વિચારવા જેવી વાત, છઠ્ઠી-સાતમી સદીની પ્રતિમાઓની આકૃતિ કરતાં, બાહુઓની ગોઠવણીમાં આ પ્રતિમા જુદી પડે છે, એ છે. આવી પ્રાચીન પ્રતિમાઓમાં ખભા કરતાં કોણીનો ભાગ પહોળો હોય છે, જ્યારે છેલ્લા ૮-૧૦ સૈકાઓની પ્રતિમાઓના ખભા અને કોણીનો ભાગ એક જ સીધમાં (એટલે કે સીધો) બનાવવામાં આવે છે. આ બીજી વાતને પણ ગૌણ ગણીએ તોપણ એક ત્રીજો મુદ્દો એ છે કે જે, આ પ્રતિમાને વિક્રમના સાતમા સૈકા જેટલી પ્રાચીન માનવામાં, હલ ન થઈ શકે એવી મુશ્કેલી ઊભી કરે છે. આ મુદ્દો છે મૂર્તિ ઉપરના 'सं ६२२ ना वर्षे' એ લખાણના અક્ષરોના મરોડને લગતો. આ અક્ષરોનો મરોડ તો અત્યારના ચાલુ અક્ષરોના મરોડને બિલકુલ મળતો અને ગમે તે વ્યક્તિ વાંચી શકે એટલો આધુનિક છે; જ્યારે સાતમી સદીની લિપિ દેવનાગરી નહીં પણ બ્રાહ્મી નામે જાણીતી પ્રાચીન લિપિ હતી અને એ લિપિના વિશેષ અભ્યાસી જ એને ઉકેલી શકે છે. આ મૂર્તિ ઉપરના આ લખાણની લિપિ આટલી પ્રાચીન છે નહીં. વળી, આ "सं. ६२२ ना वर्षे" એ લખાણમાંનો છઠ્ઠી વિભક્તિનો 'ना' પ્રત્યય પણ પ્રાચીન નહીં પણ અર્વાચીન જ છે. એટલે એને સાતમી સદી જેટલી પ્રાચીન માનવાની આડે આ બધી એવી મુશ્કેલીઓ છે કે જેનો ઉકેલ મળી શકતો નથી. ડૉ. બર્જેસે એમના "રિપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઓફ્ કાઠિયાવાડ એન્ડ કચ્છ" નામે પુસ્તકમાં(પૃ૦૨૦૮)આ અંક ૬૨૨ના બદલે ૧૬૨૨ હોવાની[૨૬] શકયતા જણાવી છે તે ધ્યાનમાં લેવા જેવી લાગે છે. અને જો ૬૨૨ની સાલના આ અંકને ૧૬૨૨નો ગણીએ તો તે વિ૦સં૦ ૧૬૨૨માં શ્રીસંઘે કરાવેલ જીર્ણોદ્ધારની સાલ સાથે એ બરાબર મળતો આવે છે, એ દેખીતું છે.

શ્રી મહાવીરસ્વામીની પ્રતિમા ઉપરના લખાણની બાબતમાં "જૈન તીર્થ સર્વ સંગ્રહ' માં

૨૬. ......and has carved upon it the figures 622 probably for S. 1622 = (A D. 1565).

(પૃ૦ ૧૪૦) જે એમ લખ્યું છે કે "મૂળનાયક શ્રી મહાવીર ભગવાનની મૂર્તિ નીચે સં. ૧૬૨૨નો લેખ હોય એમ જણાય છે." તે બરાબર નથી; પ્રતિમા ઉપર ૧૬૨૨નો અંક એકદમ સ્પષ્ટ છે.

બીજો મુદ્દો વિચારવાનો એ છે કે વિ૦સં૦ ૧૬૨૨ના જીર્ણોદ્ધાર પછી જ્યારે બાવાએ જૂના મૂળનાયક શ્રી પાર્શ્વનાથની પ્રતિમા શ્રીસંઘને પાછી આપી ત્યારે એને ક્યાં પધરાવવામાં આવી હતી? અને તે પછી દેરાસરની ભમતીના બરાબર મધ્ય ભાગમાં (અર્થાત્ મૂળ મંદિરના પાછળના ભાગના મધ્ય ભાગમાં) આવેલી (૨૫મા નંબરની) મોટી અને મોટા શિખરવાળી દેરીમાં ક્યારે પધરાવવામાં આવી હતી?

આ બે પ્રશ્નમાંના પહેલા પ્રશ્નનો ખુલાસો ડૉ. બર્જેસના "રિપોર્ટ ઓન ધી એન્ટીક્વીટીઝ ઓફ કાઠિયાવાડ એન્ડ કચ્છ" નામે પુસ્તકમાંના (પૃ૦ ૨૦૮) લખાણ ઉપરથી મળી રહે છે. ડૉ. બર્જેસે એકસો વર્ષ પહેલાં–સને ૧૮૭૪-૭૫ની સાલમાં–આ તીર્થની મુલાકાત લીધી ત્યારે ગભારામાંની મૂળનાયક વગેરેની ત્રણ મૂર્તિઓનું વર્ણન આપ્યા પછી તેઓએ લખ્યું છે કે "ગભારામાં જમણી બાજુ છેક છેડા ઉપર કાળા અથવા શામળા પાર્શ્વનાથની પ્રતિમા છે.'[૨૭] આનો અર્થ એ થયો કે ભદ્રેશ્વરનો છેલ્લો જીર્ણોદ્ધાર વિ૦સં૦ ૧૯૩૮-૩૯ વચ્ચે (ઈ. સ ૧૮૭૮-૧૮૮૩ વચ્ચે) થયો તે પહેલાં, જ્યારે ડૉ. બર્જેસે આ તીર્થની મૂલાકાત લીધી ત્યારે, બાવાએ પાછી આપેલી જૂના મૂળનાયક શામળા પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાને દેરાસરના ગભારામાં જમણી બાજુ પધરાવવામાં આવેલી હતી.

તો પછી એ પ્રતિમાને દેરાસરની ભમતીની વચ્ચોવચ્ચ આવેલી (૨૫ નંબરની) મોટી દેરીમાં ક્યારે પધરાવવામાં આવી હશે એનો ખુલાસો વિ૦ સં૦ ૧૯૩૯ના છેલ્લા જીર્ણોદ્ધાર પછી જે મોટો સંસ્કૃત શિલાલેખ દેરાસરના રંગમંડપમાં જમણી બાજુ ચોડવામાં આવ્યો છે, તેમાંથી મળી રહે છે. આ અંગે એ શિલાલેખમાં લખવામાં આવ્યું છે કે "पूर्वं श्रीपार्श्वनाथप्रतिमा मूलनायकत्वेनाभूत् तां च पार्श्वे संस्थाप्य मूलनायकपदे श्रीमहावीरजिनप्रतिमा रक्षते. इत्थं इदं चैत्यं श्रीमहावीरजिनसत्कं सञ्जातम् । (અર્થાત્ પહેલાં શ્રી પાર્શ્વનાથની પ્રતિમા મૂળનાયક તરીકે હતી. તેને પાછળ સ્થાપન કરીને મૂળનાયક પદે શ્રી મહાવીર જિનની પ્રતિમા રક્ષા કરે છે. એ રીતે આ પછી આ ચૈત્ય શ્રી મહાવીર જિનનું થયું.)

આ ઉપરથી એ સ્પષ્ટ રૂપે જાણી શકાય છે કે વિ૦ સં૦ ૧૯૩૯ના છેલ્લા જીર્ણોદ્ધાર વખતે શામળા પાર્શ્વનાથની પ્રતિમાને પાછળ (ભમતીમાં) સ્થાપન કરવામાં આવી હતી. ઉપર આપેલ શિલાલેખમાં જે એમ કહેવામાં આવ્યું છે કે "આ પછી આ ચૈત્ય શ્રી મહાવીર જિનનું થયું" એનો અર્થ સામાન્ય રીતે એવો થાય કે નવા મૂળનાયક શ્રી મહાવીર પ્રભુની પ્રતિમાની પ્રતિષ્ઠા પણ પહેલવહેલી આ વખતે જ થઈ હશે. પણ આનો અર્થ એમ ન કરતાં એમ કરવો સમુચિત છે કે આ છેલ્લા જીર્ણોદ્ધારની પ્રતિષ્ઠા વખતે ભગવાન મહાવીરની પ્રતિમાની મૂળનાયક તરીકે ફરી

૨૭ On the extreme right is an image of the black or samla Parsvanatha.

પ્રતિષ્ઠા થઈ હશે અને આ પછી આ તીર્થ શ્રી મહાવીરસ્વામીના તીર્થ તરીકે વિશેષ રૂપે વિખ્યાત થયું હશે, કારણ કે ડૉ. બર્જેસે આ જીર્ણોદ્ધાર પહેલાં આ તીર્થની મુલાકાત લીધી ત્યારે ત્યાં 'સં ૬૨૨ના વર્ષે'' ના લેખવાળી પ્રતિમા જ મૂળનાયક પદે હતી; અને તે ભગવાન મહાવીરની છે તે નિશ્ચિત છે.

આ વિ૦ સં૦ ૧૯૨૨ના જીર્ણોદ્ધાર અંગે પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથસ્થ ઉલ્લેખ વિ૦ સં૦ ૧૯૮૫ની સાલમાં બહાર પડેલ "શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા" પુસ્તકમાં જ મળે છે; તેથી સહેજે સવાલ થાય છે કે આ પુસ્તકના લેખકમિત્રે આ વાત શાના આધારે લખી હશે? પાછળના બીજા ગ્રંથકારોએ તો આ પુસ્તકના આધારે જ આ વાત નોંધી છે, એ દેખીતું છે.

આ સવાલનો ખુલાસો એ છે કે આનો આધાર કેવળ લોકોમાં પ્રચલિત થયેલી અનુશ્રુતિ જ હશે. આજે પણ જનસમુદાયમાં સોળમી-સત્તરમી સદીના અરાજકતાના સમયમાં કોઈ બાવો જૂના મૂળનાયક પાર્શ્વનાથની પ્રતિમાને ઉઠાવી ગયાની અને શ્રીસંઘે વિ૦ સં૦ ૧૯૨૨માં જીર્ણોદ્ધાર કરાવ્યાની, કર્ણોપકર્ણ બરાબર સચવાતી રહેલી વાત એટલી બધી જાણીતી છે કે એની નોંધ લીધા વગર ન ચાલે, તેમ જ એ નોંધ લેવા માટે વિશેષ આધારની શોધ કરવાની જરૂર પણ ન રહે. આ ખુલાસા પછી પણ એક સવાલ તો ઊભો જ રહે છે કે વિ૦ સં૦ ૧૯૨૨ના જીર્ણોદ્ધારની વાત લોકજીભે આટલી બધી પ્રચલિત હોવા છતાં ભદ્રેશ્વરની જીર્ણ પ્રતમાં કે માંડવીની પ્રતમાં પણ એનો ઉલ્લેખ કેમ નહીં થયો હોય? આનો પ્રતીતિકર ખુલાસો તો આપી શકાય એમ નથી, પણ આ બન્ને પ્રતોમાં જામ રાવલના વિ૦ સં૦ ૧૫૯૪ના જીર્ણોદ્ધારની વાત લખ્યા પછી વિ૦ સં૦ ૧૯૫૯માં મહારાઓ શ્રી ભારમલજીએ આ તીર્થની રક્ષા અંગે કરેલી વિશિષ્ટ કામગીરીનો અહેવાલ આપવામાં વિ૦ સં૦ ૧૯૨૨ના જીર્ણોદ્ધારની વાત કદાચ ધ્યાન બહાર રહી જવા પામી હોય, અથવા તો આવાં પાનાંઓમાં સચવાયેલી હકીકતો ભેગી કરવાનો ઘણો મોટો પરિશ્રમ જેમણે કર્યો હતો, તે માંડવીના તપગચ્છના ગોરજી શ્રી ખાંતિવિજયજીની જાણ બહાર આ વાત રહી ગઈ હોય એવું કદાચ બન્યું હોય. છતાં આ સવાલનો આ ખુલાસો પણ જોઈએ તેવો સંતોષકારક તો ભાગ્યે જ લાગે છે.

**(૧૩) મહારાઓ શ્રી ભારમલજીનો ઉદ્ધાર**—શ્રીસંઘે વિ૦ સં૦ ૧૯૨૨માં જીર્ણોદ્ધાર કરાવ્યો અને મહારાઓ શ્રી ભારમલજીના ઉદ્ધારની સાલ વિ૦ સં૦ ૧૯૫૯ની આપવામાં આવી છે. આમ માત્ર ૩૭ વર્ષ જેટલા ટૂંકા ગાળામાં આ તીર્થ જીર્ણ થઈ ગયું હોય અને તેથી એનો ફરી જીર્ણોદ્ધાર કરાવવાની જરૂર ઊભી થઈ હોય, એમ બનવાનો સંભવ નથી. તો પછી ભદ્રેશ્વરની જીર્ણ પ્રતમાં મહારાઓ શ્રી ભારમલજીએ આ તીર્થનો આઠમો ઉદ્ધાર કરાવ્યાનું લખ્યું છે, એનો અર્થ શું સમજવો?

આ સવાલનો કંઈક ખુલાસો કચ્છના ઇતિહાસમાંથી તથા માંડવીની પ્રતમાંથી મળે છે. અને એના આધારે જાણી શકાય છે કે એ અરસામાં મહારાઓ શ્રી ભારમલજીએ આ તીર્થના સંબંધમાં

એક એવી મહત્ત્વની કામગીરી બજાવી હતી કે જેને લીધે આ તીર્થ, આપત્તિમાંથી ઊગરી જઈને, એ વખતે સુરક્ષિત બની શક્યું હતું. એની વિગત આ પ્રમાણે છે—

આચાર્ય શ્રી આનંદવિમળસૂરિજીની સલાહથી જામ રાવલ કચ્છ છોડીને કાઠિયાવાડમાં હાલારમાં ચાલ્યા ગયા અને ત્યાં એમણે નવાનગરને જામનગરનું નામ આપી પોતાની ગાદી સ્થાપી. જામ રાવલનો ભાયાત ડુંગરજી શક્તિશાળી અને તોફાની માણસ હતો. એ મેરામણજીનો પુત્ર હતો. પોતાના રાજ્યને માટે એ આફતરૂપ છે, એમ સમજીને રાવલ જામે એને હાલારમાંથી વિદાય કર્યો! ડુંગરજી કચ્છમાં પહોંચ્યો. કચ્છના મહારાઓ શ્રી ભારમલજી એના માસિયાઈ ભાઈ થતા હતા; અને એ માથાભારે માનવી હતો એણે ભારમલજીને પોતાની વચ્ચે નહીં આવવાનું કહીને, પોતાને બળે, ભદ્રેશ્વર શહેર અને એના કિલ્લા ઉપર કબજો કરી લીધો હતો; અને તેથી એ તીર્થ પણ સંકટમાં આવી પડ્યું હતું. મહારાઓ શ્રી ભારમલજીએ વચ્ચે પડીને આ ઉપાધિના વખતમાં સમાધાન કરાવ્યું અને એ રીતે આ તીર્થ વેરવિખેર થવાની મોટી આપત્તિમાં સપડાતું ઊગરી ગયું. આ આખો પ્રસંગ માંડવીની પ્રતમાં (પૃ૦ ૫-૭) આકર્ષક રીતે વર્ણવવામાં આવ્યો છે, જે આ પ્રમાણે છે—

"તિવાર પછી સંવત ૧૬૪૨ મહારાઉ શ્રી ભારમલજી તખત બેઠા. તે સમય મધ્યે હાલારમાંહિથી મેરામણજીના કુંઅર ડુંગરજીને જામે કાઢી મૂક્યો તેથી ભૂજ ગયો. તેણે પોતાના હવાલની વાત કરી, જે રાવલ જામે સંવત ૧૫૯૬ ગામ નવોનગર વસાવ્યો, અમે ઘણી ચાકરી કીધી, પણ અમે તો હવે તમ પાસે આવ્યા છઈએ. રાઉ શ્રી ભારમલજી માસીઆઈ ભાઈ થાય છે. તિવારે ડુંગરજીને રાઉશ્રીએ કહ્યું, કચ્છ મધ્યે ગામ તો સરવે રાવલ જામે ખેરાત કર્યાં અને અમે હમારી સેના કરી આપી છે અને સંવત ૧૬૦૬ શ્રી ભુજ વસાવીને રહ્યો છું, માટે અમ પાસે ગ્રાસ નથી. તિવારે કે, તમારું ઉપર જોઈએ. તમે કોઈની ધા—ફરિયાદ સાંભળશો નહીં, તો હુ પોતે મારું ઠેકાણું કરીશ, કેમ જે ગુંદીઆલીવાલા ભાઈ છે તેને પણ દુખ નહીં આપું. ઈમ સલા કરી શ્રી પાવડીયારે આવી ઉતારો કર્યો.

"સંવત ૧૬૫૨ ભસરથી હરકત કરી ભદ્રેસર લીધું. તિવારે ગુરુજી વિવેકહરખજી ભુજ જઈ ફરિયાદ કરી, માસ ૪ રહ્યા, પણ રાજાએ કોઈ વાત સાંભળી નહી. તિવારે શ્રી અમદાવાદ ગયા. એહના દોસ્થાજ્ગાર તેહને મીલ્યા. વાણીએ પણ તજવીજ કરી. વરસ ૪ રહ્યા. પાતસ્યાથી ઘણી દોસ્તી થઈ. તિવારે મેહરબાનગી કરી કહ્યું, "તમારે કોઈ કામકાજ હોય તો કહેજો." તિવારે પોતાના હવાલની વાત કરી જે ગામગ્રાસ હાથથી ઉતર્યાં તેહની મહેરબાની થાઓ. તિવારે નવ મોરીછાપે ફરી પરવાનો રાઉ શ્રી ભારમલજી ઉપરે લખી આપ્યો. ખુશીથી તે પરમાનો લેઈ શ્રી ભુજ આવ્યા. રાઉ શ્રી ભારમલજીને મીલ્યા. પરમાંનો વાંચી ઘણો આદર-સન્માન આપ્યો.

"રાઉ શ્રી સ્વારીથી શ્રી ભદ્રેશ્વર આવ્યા. કીલો દેખી રાજા વિસ્મય પામ્યો, જે આ તો લોહનો પાંજરો છે અને ડુંગરજી જામનો ભાઈઆત છે, કદીક એ જામથી મળી ફોજ લાવે તિવારે કચ્છનો રાજ કરવું દુર્લભ, ઇમ વિચારી પોતાની અકલથી ડુંગરજીને કે "ભાઈ, ડુંગર કે છાઈઆ હોએ નહીં, માટે હું પાધર મેદાનમાં બેઠો છું અને તું કીલામાં બેસે એ ઠીક નહીં; અને એ કીલો પારસનાથના મંદીરનો છે. તેમાં બેસવું તે કાંઈ ઠીક નહીં." ઇમ ઘણી વાતેં વીગતેં કહી સમજાવીને કીલો ખાલી કરાવી ગુરુજી વિવેકહરખનેં સોંપ્યો.

(ઉપરના ફકરામાંનું "ડુંગર કે છાઈઆ હોએ નહીં" એ વાક્ય પોરસ ચડાવે એવું અને બે અર્થવાળું છે.

એનો ભાવ એ છે કે ડુંગરને તે વળી છાયાની જરૂર હોય? ડુંગર એટલે પહાડ અને ડુંગર એટલે ડુંગરજી પોતે. એને તે વળી કિલ્લામાં ભરાઈ રહેવું શોભે?)

"પછે માણસ રૂડા અકલવાળા હતા. તેણે વિચાર્યું જે ડુંગરજી માણસ લડાઉ છે, વળી બિગાડ કરશે. ઇમ ઇમ જ કરતાં એક સકસે આવી કહ્યું જે ડુંગરજી હાલો ધોરવાડામાં રીસાઈને પડયો, તે કાંઈ ખુનામ કરશે. રાવશ્રી કને એ વાત જાહેર થઈ. તિવારે રાઉશ્રી ભારમલજીએ ગામ કુનરડા કે કેવાય છે તે દેરાની સેવામાં દીધો. સદાવ્રત ચાલતું કીધું અને ભદ્રેસર હેઠે ગામ હતાં તે ડુંગરજીને દીધાં. તિવારે ડુંગરજી રાજી થઈને રાઉશ્રીને કે, સીમ ચારે ચાકરને દીધી છે, તેની વીગત છે—

"ઉગમણી સીમ સુમરાઓને દીધી છે, ખેડે ખાએ ચાકરી કરે; ઉતરાદી સીમ પેહા રજપૂતને દીધી છે, તે ખેડે ખાએ; અને દખણાદી દસ વાઘેરને સોંપી છે. આથમણી દીસે તો નદી છે, પણ સાંતી ખેડસું, પેટ ભરસું. એ વાત સવત ૧૬૫૯ ના વૈશાખ સુદ ૫નો ખુલાસો થયો છે. ગામ શ્રી કુંદરડી ઉચ્ચારે કેવાએ છે, તે સેવામાં છે. અને ખેતર ૪ દીવેલીઆ કેવાએ છે, તે હ. ડુગરજીનાં દીધેલ છે. ઉતરાદી સીમમાં છે તે દેરાનો છે સહી."

માંડવીની પ્રતમાંના ઉપર આપેલ આ લખાણનો સાર એ છે કે—(૧) રાવળ જામે એના ભાયાત ડુંગરજીને હાલારમાંથી દેશનિકાલ કર્યો; (૨) ડુંગરજી કચ્છના મહારાઓ અને એના માસિયાઈ ભાઈ ભારમલજી પાસે ભુજમાં જઈને એમને પોતાનું ઠેકાણું પાડવા કહે છે; (૩) મહારાઓ ભારમલજી ડુંગરજીને કહે છે કે તને આપી શકું એવો કોઈ ગરાસ મારી પાસે નથી; (૪) ડુંગરજી ભારમલજીને કહે છે કે તમે મને ફક્ત તમારુ ઉપરીપણું–તમારી હૂંફ–આપો, અને મારી વિરુદ્ધ કોઈ કંઈ ફરિયાદ કરે તો તેને ધ્યાનમાં ન લેશો–બસ, હું તમારી પાસે આટલું માગું છું; બાકી હું મારા બળથી મારો માર્ગ કરી લઈશ; (૫) પછી એણે જોર બતાવીને, વિ૦ સં૦ ૧૬૫૨માં, ભદ્રેશ્વર ઉપર પોતાનો કબજો કરી લીધો; (૬) ભદ્રેશ્વર તીર્થની આવી બેહાલી જોઈને મુનિ શ્રી વિવેકહર્ષ ગણિ ચિંતામાં પડી ગયા; અને એમણે ભુજ જઈને રાઓ શ્રી ભારમલજી પાસે તીર્થ ઉપરનું આ સંકટ દૂર કરવાની માગણી કરી, પણ રાઓશ્રીએ એમની વાત કાને ન ધરી; એટલે મુનિ વિવેકહર્ષજી અમદાવાદ ગયા. ત્યાં ચાર વર્ષ રહીને એમણે ગુજરાતના બાદશાહને રીઝવ્યો અને એમની પાસેથી રાઓ શ્રી ભારમલજી ઉપર ભલામણનો કાગળ લખાવીને, એ લઈને તેઓ ફરી પાછા કચ્છમાં ગયા અને રાઓ શ્રી ભારમલજીને મળ્યા; (૭) આ તો બાદશાહનો હુકમ એટલે રાઓશ્રી જાતે ભદ્રેશ્વર ગયા; એ વખતે વિવેકહર્ષ ગણિ પણ ભદ્રેશ્વર પહોંચ્યા, પછી રાઓ શ્રી ભારમલજીએ ડુંગરજીનું સમાધાન કર્યું. આ સમાધાન પ્રમાણે જામ રાવલે ભદ્રેશ્વરના જિનમંદિરને ભેટ ધરેલાં ૧૨ ગામ ડુંગરજીને આપવામાં આવ્યાં, એના બદલામાં ડુંગરજીએ ભદ્રેશ્વરનું જૈન તીર્થ શ્રાવકોને સોંપી દીધું, અને વધારામાં રાઓ શ્રી ભારમલજીએ કુંદરડી નામે પોતાની હકૂમતનું ગામ દેરાસરને ભેટ આપ્યું. આ સમાધાન વિ૦ સં૦ ૧૬૫૯ના વૈશાખ સુદિ પાંચમના રોજ થયું હતું.

મુનિ શ્રી વિવેકહર્ષ ગણિ[૨૮] અને રાઓશ્રી ભારમલજીના પ્રયત્નોથી શ્રી ભદ્રેશ્વરનું

---

૨૮. જોગાનુજોગ કેવો કે જામ રાવળે ભદ્રેશ્વર તીર્થ માટે ઊભી કરેલી ઉપાધિ આચાર્ય શ્રી આનંદવિમળસૂરિજીની દરમ્યાનગીરીથી દૂર થઈ હતી; અને હાલા ડુંગરજીના કારણે આ તીર્થ ઉપર આવી પડેલી આપત્તિ શ્રી

જૈન તીર્થ સર્વનાશ જેવી મોટી આપત્તિમાંથી ઊગરી ગયું, એની વિગતો કેવળ માંડવીની પ્રતમાંથી જ મળે છે એવું નથી. જેમ જામ રાવળે આચાર્ય શ્રી આનંદવિમળસૂરિજીની સલાહથી કચ્છ ખાલી કરીને હાલારમાં વસવાટ કર્યાની વિગતો ભદ્રેશ્વરના જિનમંદિરમાં અત્યારે વિદ્યમાન એક શિલાલેખમાં તેમ જ માંડવીની પ્રતમાં વર્ણનરૂપે તથા એ શિલાલેખના ઉતારારૂપે સચવાઈ રહી છે, એવું જ ડુંગરજીના હાથમાંથી શ્રી ભદ્રેશ્વર તીર્થ ઊગરી ગયાના આ પ્રસંગની વિગતો માંડવીની પ્રત ઉપરાંત ભદ્રેશ્વર તીર્થમાં અત્યારે વિદ્યમાન એક શિલાલેખમાં પણ અંકિત થયેલી છે.

ભદ્રેશ્વરના જિનમંદિરમાં આપણે પ્રવેશ કરીને થાંભલાવાળા પ્રવેશમંડપ (રાસમંડપ)માં દાખલ થઈએ છીએ ત્યારે, આપણા જમણા હાથ ઉપર એક ઊંચા અને સ્થૂળ (જાડા) થાંભલા ઉપર બે ભાગમાં આ શિલાલેખ કોતરેલો છે. આ શિલાલેખ પૂરેપૂરો વાંચી શકાયો નથી, એટલે એનો પૂરેપૂરો અર્થ કે ભાવ સમજી શકતો નથી. છતાં એમાં (૧) ડુંગરજી સાથેના સમાધાનની તિથિ વિ૦સં૦ ૧૬૫૯ના વૈશાખ સુદિ ૫; (૨) શ્રી વિવેકહર્ષ ગણિના ઉપદેશથી ભદ્રેશ્વરના જીર્ણ મંદિરના ઉદ્ધારની અને એમાં પ્રતિમા સ્થાપન કર્યાની વાત; (૩) ડુંગરજીનો નામોલ્લેખ; (૪) મંદિરની પૂજા માટે પં૦ વિવેકહર્ષ ગણીના ઉપદેશથી મહારાઓ શ્રી ભારમલજીએ કુંદરડી ગામ ભેટ આપ્યાની વાત—આ બધું લખ્યું છે એ ઉપરથી સ્પષ્ટ કહી શકાય છે કે આ શિલાલેખ આ પ્રસંગને લગતો જ છે. (જુઓ ચિત્ર નં. ૧૧)

ડુંગરજીએ ભદ્રેશ્વરનો કબજો કર્યાની વાત ડૉ. બર્જેસે પોતાના "રિપોર્ટ ઓન ધી એન્ટીક્વીટીઝ ઓફ કાઠિયાવાડ એન્ડ કચ્છ" નામે પુસ્તકમાં (પૃ૦ ૨૦૭) પણ બહુ જ ટૂંકમાં નોંધી છે, જે આ પ્રમાણે છે :

"હાલા ડુંગરજી, જે રાઓ ભારમલજીનો સગો થતો હતો, એણે (ભદ્રેશ્વરના) દેરાસરની જમીન પડાવી લીધી હતી અને એની અને શ્રાવકોની વચ્ચે આ વાતનું સમાધાન કરાવવા માટે રાઓશ્રીને વિ૦ સં૦ ૧૬૫૯માં એ સ્થાનની મુલાકાત લેવી પડી હતી."[૨૯]

વળી, રાવસાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખરે એમના "કચ્છની ભૂગોળવિદ્યા" નામે પુસ્તકમાં (આવૃત્તિ ત્રીજી, સને ૧૮૮૭, પૃ૦ ૪૫) આ વાતની નોંધ આ પ્રમાણે લીધી છે—

---

આનંદવિમળસૂરિજીના શિષ્ય ઋષિ શ્રીપતિના શિષ્ય પં. શ્રી હર્ષાનન્દના શિષ્ય મુનિ શ્રી વિવેકહર્ષ ગણિના પ્રયાસોથી દૂર થઈ હતી. મુનિ શ્રી વિવેકહર્ષ ગણિનો કચ્છના તે સમયના રાજા ભારમલજી તથા જૈન સંઘ ઉપર કેવો પ્રભાવ પ્રવર્તતો હતો તેની કાયમી સાક્ષી તેમની પ્રેરણાથી બંધાયેલ ભુજનો રાજવિહાર નામે શ્રી ઋષભદેવ ભગવાનનો જિનપ્રાસાદ તથા મોટી ખાખર ગામમાં બંધાયેલ શ્રી શત્રુંજયાવતાર ચૈત્ય તથા એ બન્ને જિનાલયોમાંના શિલાલેખો પૂરે છે. (જુઓ, શ્રી પ્રશ્નોત્તર પુષ્પમાળા, પૃ. ૨૩૯–૨૬૭, જૈન તીર્થોનો ઇતિહાસ, પૃ. ૧૪૯–૧૫૧.)

(આ દેરાસર માટે અંચળગચ્છના આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિજીએ પણ મહારાઓશ્રીને ઉપદેશ કર્યો હતો. જુઓ અંચલગચ્છદિગ્દર્શન, પૃ૦ ૩૯૩)

૨૯. Hala Dungarji, a relation of Rao Bharmalji's seized the temple-lands, and the rao had to visit the place in S 1659 to arrange matters between the Sravaks and him

"એવું કહે છે કે જામ રાવળનું થાણું જૂના ભદ્રેશ્વરમાં હતું તેને ગુંદીયાળીવાળા રાયધણજીના ભાઈ મહેરામણજીએ ઉઠાડીને સર કર્યું. તેના દીકરા ડુંગરજીએ તેને તોડીને નવું ભદ્રેસર વસાવ્યું. એ વાતને આશરે ત્રણસો વર્ષ થયાં લાગે છે."૩૦

ઉપર આપવામાં આવેલી બધી વિગતો ઉપરથી એટલું તો નક્કી થઈ શકે છે કે ડુંગરજીના કારણે ભદ્રેશ્વરના જૈન તીર્થ ઉપર આપત્તિ આવી પડે એવા સંજોગો ઊભા થયા હતા અને પં. વિવેકહર્ષ ગણિ અને મહારાઓ શ્રી ભારમલજીના પ્રયાસોથી એ તીર્થ એ આપત્તિમાંથી ઊગરી જવા પામ્યું હતું. એટલે મહારાઓ શ્રી ભારમલજીનું આ કાર્ય, આ તીર્થની રક્ષાની દૃષ્ટિએ, જીર્ણોદ્ધાર જેટલું જ મહત્ત્વનું ગણાય. અને તેથી ભદ્રેશ્વરની જીર્ણ પ્રતમાં આ બનાવને આઠમા ઉદ્ધાર તરીકે ઓળખાવતાં સાચું જ કહેવામાં આવ્યું છે કે—

"આ સાતમા (જામ રાવળના) ઉદ્ધાર પછી સં૦ ૧૬૫૯માં, તે વખતના કચ્છભૂપાલ મહારાઓશ્રી ભારમલજીએ આ તીર્થની ચાલતી સદાવ્રતમાં મોટી સહાય કરી અને આઠમો ઉદ્ધાર કરાવ્યો.'

આ રીતે એક સંત અને એક રાજવીએ, ખરે વખતે, આ તીર્થનો બચાવ કરીને, તીર્થરક્ષાનો યશ લીધો હતો.

**(૧૪) વર્ધમાન શાહ તથા પદ્મસિંહ શાહનો ઉદ્ધાર**—વિક્રમની સત્તરમી સદીના સમયને જૈનશાસનના વિશેષ ઉદ્યોતના સમય તરીકે ઓળખાવી શકાય એવા એવા શાસનપ્રભાવક આચાર્યો તથા શ્રાવક શ્રેષ્ઠીઓ એ સમયમાં થઈ ગયા એમના હાથે વિશિષ્ટ અને ચિરંજીવી પ્રભાવવાળાં કહી શકાય એવા શાસનપ્રભાવનાનાં અનેક સત્કાર્યો થયાં હતાં.

તપગચ્છમાં સમ્રાટ અકબરશાહની તપ ત્યાગ-સંયમમય જૈનધર્મનો મહિમા સમજવાની જિજ્ઞાસાને સંતોષીને એની પાસે અહિંસા—અમારિપ્રવર્તનનાં તથા તીર્થરક્ષાનાં મહત્ત્વનાં કાર્યો કરાવનાર તપગચ્છના નાયક જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિજી આ સમયમાં જ (વિ૦ સં૦ ૧૫૮૩-૧૬૫૩ દરમ્યાન) થઈ ગયા. બાદશાહ અકબર પછીના મોગલ સમ્રાટો જહાંગીર અને શાહજહાં ઉપર પોતાનો પ્રભાવ પાડીને એમની પાસે ધર્મકાર્યો કરાવનાર આચાર્ય શ્રી વિજયસેનસૂરિ વગેરે પણ આ સદીમાં જ થયા. આ આચાર્યો તેમ જ ઉપાધ્યાય શાંતિચંદ્ર, ઉપાધ્યાય ભાનુચંદ્ર તથા મુનિ સિદ્ધિચંદ્રના ઉપદેશથી પ્રભાવિત થયેલા મોગલ બાદશાહોએ શ્રી શત્રુંજય મહાતીર્થ, શ્રી ગિરનાર, શ્રી શંખેશ્વર, શ્રી સમ્મેતશિખર વગેરે તીર્થોના માલિકી-હક્કો જૈનોને આપ્યાનાં ફરમાનો, એ તો આ સદીની અસાધારણ અને દૂરગામી પરિણામોવાળી ઘટનાઓ જ સમજવી જોઈએ. આખા ગુજરાત ઉપર તેમ જ દિલ્હીના મોગલ બાદશાહોના દરબારમાં જેમનો ઘણો પ્રભાવ હતો તે અમદાવાદના નગરશેઠ શાંતિદાસ ઝવેરી (શ્રેષ્ઠીવર્ય શાંતિદાસ સહસકરણ) આ યુગના ભારે શક્તિશાળી, કુનેહબાજ અને વગદાર શ્રાદ્ધરત્ન હતા. મોગલ સમ્રાટો તરફથી મળેલ જૈન તીર્થોની માલિકીનાં ફરમાનોની સાચવણી કરવાની અને એનો અમલ થતો રહે એ જોવાની જવાબદારી

---

૩૦. આ પુસ્તક સને ૧૮૮૭માં એટલે વિ૦ સં૦ ૧૯૪૩માં પ્રગટ થયું હતું. આ ઉલ્લેખ પ્રમાણે આ વાતને આશરે ચારસો વર્ષ થયાં ગણાય.

પણ છેવટે એમણે જ સંભાળી હતી, એટલું જ નહીં, શ્રી શત્રુંજય તીર્થની અને એની યાત્રાએ જતા યાત્રાળુઓની રખેવાળી કરવાનો સૌથી પહેલો કરાર પાલીતાણા રાજ્યે (તે વખતે એની રાજધાની ગારિયાધારમાં હતી), વિ૦ સં૦ ૧૭૦૭માં, જૈન સંઘની વતી, શ્રેષ્ઠી શાંતિદાસ તથા શ્રેષ્ઠી રત્ના સુરા સાથે જ કર્યો હતો. [૩૧]

ખરતર ગચ્છના મહાન પ્રભાવક યુગપ્રધાન આચાર્ય શ્રી જિનચંદ્રસૂરિજી તથા એમના પટ્ટધર શ્રી જિનસિંહસૂરિજી વગેરેએ પણ સમ્રાટ અકબર ઉપર ઘણો પ્રભાવ પાડચો હતો અને અમારિ પળાવી હતી, તેમ જ ખંભાતના દરિયામાં એક વર્ષ સુધી કોઈ હિંસા ન કરે (જાળ ન નાખે) એવી રાજઆજ્ઞા પણ મેળવી હતી. બિકાનેરના મંત્રી કર્મચંદ બચ્છાવત અને જેસલમેરના પીરૂશાહ જેવાં પ્રભાવશાળી શ્રાદ્ધરત્નો પણ આ સદીમાં જ થયાં હતાં.

એ જ રીતે અંચળગચ્છનો પણ વિક્રમની સત્તરમી સદીમાં ઘણો ઉદ્યોત થયો હતો. ખાસ કરીને આ સદીના ઉત્તરાર્ધથી શરૂ કરીને તે અઢારમી સદીના બીજા દસકા (વિ૦ સં૦ ૧૭૧૮) સુધી—લગભગ છ દાયકા કરતાં પણ વધુ સમય સુધી—આ ગચ્છના મહાન પ્રભાવશાળી આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિજીની પ્રેરણાથી સંઘયાત્રાઓ, પ્રતિષ્ઠાઓ અને બીજાં અનેક ધર્મકાર્યો એટલા મોટા પ્રમાણમાં થયાં હતાં કે જેથી એ સમયને શ્રી કલ્યાણસાગરસૂરિજીના યુગ તરીકે પણ ઓળખાવી શકાય. કચ્છની ધરતીમાં જન્મેલ આ આચાર્યે કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાતથી આગળ વધીને રાજસ્થાન, ઉત્તરપ્રદેશ અને છેક બિહારમાં આવેલ મહાતીર્થ શ્રી સમ્મેતશિખરજી વગેરે કલ્યાણક-ભૂમિઓ સુધી પાદવિહાર કરીને યાત્રાઓ કરી હતી. અન્ય પ્રભાવક આચાર્યોની જેમ આ આચાર્યશ્રીના જીવનની સાથે પણ અનેક ચમત્કારિક ઘટનાઓની જે વાતો મળે છે તે એટલું તો સૂચિત કરે જ છે કે તેઓનો પ્રભાવ જૈન સંઘ ઉપરાંત અન્ય વર્ગ ઉપર પણ ઘણો વ્યાપક હતો અને રાજા તથા પ્રજા બન્નેમાં તેઓનું માન હતું.

આ આચાર્યશ્રીના હાથે જૈન શાસનની પ્રભાવનાનાં જે અનેક કાર્યો થયાં હતાં, એમાં અનેક ધર્મપરાયણ અને દાનવીર શ્રાવક શ્રેષ્ઠીઓનો સાથ હતો; અને એમાં બે બાંધવ બેલડીઓનાં નામ અને કામ મોખરે તરી આવે એવાં છે. આ બે બાંધવ-બેલડીઓમાંની એક તે આગરાના ઓસવાલ જ્ઞાતિના, લોઢા ગોત્રના, શ્રેષ્ઠી ઋષભદાસના બે સુપુત્રો કુંવરપાલ (જેઓ કુંરપાલના નામથી વિશેષ જાણીતા છે) અને સોનપાલ; અને બીજા બે ભાઈઓની જોડી તે ભદ્રેશ્વર–ભદ્રાવતી નગરીના ઓસવાલ જ્ઞાતિના, લાલન ગોત્રના, અમરસિંહના બે સુપુત્રો વર્ધમાન શાહ અને પદ્મસિંહ શાહ. આ બે શ્રેષ્ઠીઓ વર્ધમાન શાહ અને પદ્મસિંહ શાહે પણ શ્રી ભદ્રેશ્વર તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો.

આ બન્ને શ્રેષ્ઠીઓનું મૂળ વતન કચ્છમાં આરીખાણા નામે ગામ હતું; પણ પોતાના

૩૧. આ કરારનો અસલ દસ્તાવેજ અત્યારે પણ અમદાવાદમા શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી પાસે સચવાઈ રહ્યો છે. અને એ આખો કરાર પેઢી તરફથી પ્રગટ થયેલ "શ્રી પાલીતાણા જૈન પ્રકરણ" નામે પુસ્તકમાં છપાયો પણ છે.

ભાગ્યને ખીલવવા માટે તેઓ તે વખતના વેપાર અને વહાણવટામાં ધીકતા લેખાતા બંદરી મથક ભદ્રેશ્વર નગરમાં આવીને વસ્યા હતા. એમણે અઢળક સંપત્તિ એકત્ર કરી હતી તે, મુખ્યત્વે, જગત-પિતા જગડૂશાની જેમ, દરિયાવાટે દેશ-વિદેશોની સાથે બહોળો વેપાર ખેડીને. આ ઉપરાંત શ્રેષ્ઠી જગડૂશા અને એમના સમયના ગુજરાતના બે સમર્થ મંત્રી-બંધુઓ મહામંત્રી વસ્તુપાલ અને સેનાપતિ તેજપાલની જેમ, એમની પાસે અઢળક સંપત્તિ કેવી રીતે એકત્ર થઈ હતી એની કેટલીક ચમત્કારિક કથાઓ પણ કહેવાય છે. મોટા શાહસોદાગર વર્ધમાન શાહ અને પદ્મસિંહ શાહે પોતાના ગુરુ કલ્યાણસાગરસૂરિજીના ઉપદેશથી સંઘયાત્રા, જિનમંદિરો, જીર્ણોદ્ધારો, સાધર્મિક ભક્તિ વગેરે જે સંખ્યાબંધ ધર્મકાર્યો કર્યાં હતાં, તેનું વર્ણન સાંભળતાં જગડૂશાનું તેમજ વસ્તુપાલ-તેજપાલની બાંધવ-બેલડીનું સહેજે સ્મરણ થઈ આવે છે; અને જૈન શાસનની વ્યાપક પ્રભાવના કરવા માટે એ બધાએ છૂટે હાથે પોતાની સંપત્તિનો જે સદુપયોગ કર્યો હતો તે જોઈને એ ત્રણે વચ્ચે ભારે આહ્લાદકારી સરખાપણું પ્રવર્તતું હતું એમ લાગ્યા વગર રહેતું નથી.

આ બે ભાઈઓની દૃઢ ધર્મશ્રદ્ધા અને પોતા તરફની અવિહડ (દૃઢ) ભક્તિથી પ્રેરાઈ ને એ સમયના અંચળગચ્છના ગચ્છનાયક શ્રી કલ્યાણસાગરસૂરિજીએ અનેક વાર ભદ્રેશ્વર તીર્થની યાત્રા કરી હતી, એટલું જ નહીં, વિ૦સં૦ ૧૬૬૭, ૧૬૮૨, ૧૬૮૫ અને ૧૬૮૮ એમ ચાર તો ચતુર્માસ પણ કર્યાં હતાં. અને વિ૦સં૦ ૧૮૮૨માં, આ આચાર્યશ્રીના ઉપદેશથી, આ બે ભાઈઓએ ભદ્રેશ્વરમાં અનેક ધર્મકાર્યો કરવાની સાથે દોઢ લાખ કોરી ખરચીને ભદ્રેશ્વરના જિનમંદિરનો જીર્ણોદ્ધાર પણ કરાવ્યો હતો.

શ્રેષ્ઠી વર્ધમાન શાહ અને પદ્મસિંહ શાહે કરાવેલ શ્રી ભદ્રેશ્વર તીર્થના જીર્ણોદ્ધારનો ઉલ્લેખ આ ગ્રંથોમાં મળે છે: (૧) શ્રીવર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠિચરિત્રમ્, પૃ૦ ૧૨૧; (૨) શ્રી વિધિપક્ષ (અંચળ) ગચ્છીય મહોટી પટ્ટાવલી, પૃ૦ ૩૩૭; (૩) જૈન તીર્થ સર્વ સંગ્રહ, પૃ૦ ૧૪૦; (૪) જૈન પરંપરાનો ઇતિહાસ પૃ૦ ૫૩૪[૩૨]; અને (૫) અંચલગચ્છદિગ્દર્શન, પૃ૦ ૩૯૫.

"અંચલગચ્છદિગ્દર્શન"માં વિ૦ સં૦ ૧૬૮૨માં આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિજીના ઉપદેશથી આ બન્ને ભાઈઓએ ધર્મપ્રભાવનાનાં જે જે કાર્યો કર્યાં તેનું વિગતે વર્ણન આપવામાં આવ્યું છે. અને એમાં શ્રી ભદ્રેશ્વર તીર્થના જીર્ણોદ્ધારનો જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેમાં ઉપર જણાવેલ બધાં પુસ્તકોનો ભાવ સમાઈ જાય છે. "અંચલગચ્છદિગ્દર્શન"માં (પૃ૦ ૩૯૫) આ વર્ષમાં આ બન્ને ભાઈઓએ કરેલ ધર્મકાર્યો અંગે જણાવવામાં આવ્યું છે કે—

"(આચાર્ય કલ્યાણસાગરસૂરિ) સં૦ ૧૬૮૨માં ભદ્રાવતી પધાર્યા. એમના ઉપદેશથી વર્ધમાન-પદ્મસિંહ શાહે પાવાગઢની યાત્રા કરી ત્યાંનો જીર્ણોદ્ધાર કર્યો. તેમની વિનતિથી આચાર્ય એ વર્ષ ભદ્રાવતીમાં ચાતુર્માસ રહ્યા. બન્ને બાંધવો અને તેમની ધર્મપત્નીઓએ મહાર્ઘ પાષાણોની ચાર પ્રતિમાઓ કરાવી, નવપદજી અને પંચમી પર્વનું ઉજમણું

૩૨. આ પુસ્તકમાં આ બે બાંધવોએ આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યાનું નથી લખ્યું; માત્ર એમણે "ભદ્રેશ્વરમાં માણેક અને નીલમની ચાર પ્રતિમાઓ ભરાવી" એટલું જ લખ્યું છે.

કરી, જૈનાગમો લખાવી અઢળક ધન ખરચ્યું. સાધર્મિકોના ઉદ્ધારમાં સાત લાખ કોરી તથા ભદ્રાવતીના પ્રાચીન જિનાલયના ઉદ્ધારમાં દોઢ લાખ કોરી ખરચી. આચાર્યના ઉપદેશથી સમગ્ર ભારતવર્ષનાં પ્રસિદ્ધ જૈન તીર્થોની બન્ને બાંધવોએ કુટુંબ સહિત યાત્રા કરી અને તેમના જીર્ણોદ્ધારમાં છૂટે હાથે ધન વાપર્યું."

"શ્રી વિધિપક્ષ (અંચળ) ગચ્છીય મહોટી પટ્ટાવલી"માં (પૃ૦૩૩૭) જણાવ્યા પ્રમાણે આ બન્ને ભાઈઓએ આ યાત્રા વખતે સૌરાષ્ટ્ર, ગુજરાત અને રાજસ્થાનનાં કેટલાંક તીર્થો ઉપરાંત પૂર્વદેશનાં શ્રી સમ્મેતશિખર, પાવાપુરી, ચંપાપુરી, રાજગૃહી, વાણારસી, હસ્તિનાપુર વગેરે કલ્યાણક ભૂમિઓની પણ યાત્રા કરી હતી અને બધાં સ્થળોમાં જીર્ણોદ્ધાર કે બીજાં કાર્યો નિમિત્તે પુષ્કળ ધન વાપર્યું હતું.

ભદ્રેશ્વર તીર્થના વર્તમાન જિનમંદિરની ભમતીની સોળમી તથા સત્તરમી દેરીની વચ્ચે એક નંબર વગરની દેરી છે, એમાં અંચળગચ્છના આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિજીની વિ૦સં૦ ૧૯૫૦ના જેઠ શુદિ બીજના રોજ પ્રતિષ્ઠિત કરેલ ચરણપાદુકા પધરાવેલી છે, તથા સામેની દીવાલ ઉપર સિંદૂરિયા રંગથી અંચળગચ્છનાં અધિષ્ઠાયિકા દેવી મહાકાળીની સ્થાપના કરવામાં આવી છે, તે ઉપરથી પણ જાણી શકાય છે કે આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિજી તથા અંચળગચ્છનું આ તીર્થમાં કેવું સ્થાન હતું.

વિ૦ સં૦ ૧૬૮૮નું ચોમાસું આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિજી ભદ્રેશ્વરમાં હતા તે વખતે, તેઓની હાજરીમાં, શ્રેષ્ઠી વર્ધમાન શાહ સ્વર્ગવાસ પામ્યા. વિ૦ સં૦ ૧૬૮૯માં મરકી, વાયુ અને જલપ્રલય જેવા કુદરતી કોપથી ભદ્રાવતી નગરી ઉજ્જડ થઈ ગઈ, તેથી વર્ધમાન શાહના પુત્રો ભદ્રેશ્વર છોડીને ભુજ રહેવા ચાલ્યા ગયા તથા શ્રેષ્ઠી પદ્મસિંહ શાહ ભદ્રેશ્વર છોડીને માંડવી રહેવા ચાલ્યા ગયા. અને, વિ૦સં૦ ૧૬૯૪માં, વર્ધમાન શાહ પછી છ વર્ષે, તેઓનો સ્વર્ગવાસ થયો. આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિજી વિ૦સં૦ ૧૭૧૮માં અક્ષય તૃતીયાના પર્વ દિવસે, ૮૫ વર્ષની વયે, કચ્છની રાજધાની ભુજ નગરમાં કાળધર્મ પામ્યા.

**(૧૫) કર્નલ મેકમર્ડો વગેરે અંગ્રેજ અમલદારોના સહકારથી જૈન સંઘે કરેલો ઉદ્ધાર**—ઉપર જણાવવામાં આવ્યું છે તેમ, વિ૦ સં૦ ૧૬૮૨માં શ્રી વર્ધમાન-પદ્મસિંહ શાહે ભદ્રેશ્વર તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો, તે પછી સાત વર્ષ બાદ જ કુદરતી કોપના લીધે ભદ્રેશ્વર નગર વેરાન થઈ ગયું હતું, તો એની માઠી અસર એ તીર્થ પર પણ થઈ હોવી જોઈએ. વળી, વિ૦સં૦ ૧૭૪૯ (સને ૧૬૯૩)માં મહોસમ બેગના મુસલમાની લશ્કરે ભદ્રેશ્વર ઉપર આક્રમણ કરીને એ નગરમાં અને દેરાસરમાં ભાંગફોડ કરી હતી તથા મૂર્તિઓનું પણ ખંડન કર્યું હતું. તે પછી વિક્રમની અઢારમી સદીની શરૂઆતમાં (વિ૦સં૦ ૧૮૨૦ આસપાસ) આ નગરના કિલ્લાનો ભંગ થયો અને એની તથા મંદિરની પણ શિલાઓ મુંદ્રાના તથા બીજાં મકાનોના બાંધકામ માટે લોકો ઉપાડી ગયા. ઉપરાંત, "બોમ્બે ગેઝેટિયર," વૉ. ૫, પૃ૦૨૨માં જણાવ્યા પ્રમાણે, સિંધના સરફરાજે સને ૧૭૭૫ (વિ૦સં૦ ૧૮૩૧)માં કચ્છ ઉપર ચડાઈ કરી હતી (કચ્છનું સંસ્કૃતિદર્શન, પૃ૦૭૧). આ સમયમાં કચ્છમાં જોકે જાડેજા વંશનું રાજ્ય સ્થિર થઈ ગયું હતું, છતાં એ પછીનો સમય કચ્છ-કાઠિયાવાડમાં અંગ્રેજોના પગપેસારાનો સમય હતો તેથી, તેમ જ બીજાં પણ અરાજકતાનાં કારણોસર,

ભદ્રેશ્વર તીર્થ ઉપેક્ષિત તેમ જ જીર્ણ થઈ ગયું હોવું જોઈ એ, જેથી એની ફરી સારસંભાળ લેવાની જરૂર ઊભી થઈ હોવી જોઈ એ.

આચાર્ય આનંદવિમળસૂરિની સહાયથી જામ રાવળે, કચ્છનો ત્યાગ કરતી વખતે, જેમ ભદ્રેશ્વર તીર્થને ૧૨ ગામ ભેટ આપ્યાં હતાં તેમ, આવા અણીને વખતે, આ તીર્થને ભૂતકાળમાં મળતો લાગો બંધ થઈ ગયો હતો તે કર્નલ મૅકમર્ડો તથા એજન્ટ-ટુ-ધી ગવર્નરના પ્રયાસથી ચાલુ થઈ શક્યો હતો. આ વાત ભદ્રેશ્વરની પ્રતમાં (પૃ૦ ૨૪-૨૬) નોંધેલી જોવા મળે છે, જે આ પ્રમાણે છે—

" આ આઠમો ઉદ્ધાર થઈ ગયા પછી સંવત ૧૭૬૫માં આ કચ્છ દેશમાં ઈસ્લામી બાદશાહનું લશ્કર ઊતરી પડયું અને તેણે કચ્છ દેશમાં ઘણી ભાંગફોડ કરી ને સંવત ૧૭૮૫માં ઈસ્લામી બાદશાહના સૂબા અને કચ્છમાં ઉતરેલા લશ્કરના મુખ્ય સરદાર સેનાપતિ બીલંદખાને (બુલંદખાને) દેશના અનેક શહેરોના ભાગી ભુક્કા બોલાવ્યા ને દેશમાંથી નાસભાગ અને હિજરત શરૂ થઈ......એની ઘણી ભાંગફોડી અસર હાલના ખંડિયેર અને તે વખતના ધીકતા ભદ્રાવતી નગર અર્થાત્ ભદ્રેશ્વર શહેર પર આવ્યા વિના રહી નહીં,...આ તીર્થની થોડી વેરવિખેર અને ભાંગફોડ થઈ હશે, પણ ચમત્કારિક રીતે આ તીર્થ યવનોના વિનાશમાંથી ઊગરી ગયું અને એનું પ્રાચીન જિનમંદિર ખડું રહ્યું.

" આ પછી આ કચ્છ દેશમા ઇંગ્લેંડ કંપની રાજ્યનો પદસંચાર થયો અને એજન્સીનું થાણું આવ્યું. એના પોલિટિકલ એજન્ટ કેપ્ટન મેકમર્ડને તે વખતના કચ્છી સંઘોના આગેવાનોએ આ તીર્થની ઘણા લાંબા વખતથી રાજા-મહારાજાઓ તરફથી થતી મરામત અને મળતી સહાયની લાંબી તવારીખ રજૂ કરી સહાય કરવા જોરદાર અનુરોધ કર્યો. કેપ્ટન મેકમર્ડે તે વખતના કચ્છનૃપતિથી વિચારવિનિમય કરી સંઘને જણાવ્યું કે તમે આ ભદ્રેશ્વર તીર્થની સુધારણા યાને જીર્ણોદ્ધાર કરો. તમારો આ દેશમાં આ તીર્થનો કચ્છી પ્રજા પર અને શ્રીસંઘો પર જે તીર્થનો અસલથી દસ્તુરી લાગો ચાલ્યો આવે છે, અને તે ઇસ્લામી ભાંગફોડના પરિણામે પૂરો મળતો નથી, તે મળશે, એમ કહી ખેતીની જમીન ઉપર પા (૦।) ટકા લાગો કરી આપ્યો. સંવત ૧૮૭૮મા જમીન પરના પા (૦।) ટકાના લાગાનો લેખ કરી આપ્યો. આ રીતે કેપ્ટન મેકમર્ડની સહાનુભૂતિ, સહાય અને દસ્તુરી લાગાના લેખપત્રથી આ તીર્થનો શ્રીસંઘે નવમો જીર્ણોદ્ધાર કરાવ્યો. તે વખતના એજન્ટ-ટુ-ધી ગર્વનર સાહેબે પણ સંવત ૧૮૭૯ના લેખપત્ર કરી આપી તીર્થની ઘણી દેખભાળ કરી અને મોટી સહાય આપી. એ રીતે સંવત ૧૮૮૬માં સર ચાર્લ્સ વોલ્ટર સાહેબે પણ, પોતાના પુરોગામી અધિકારીઓને પગલે ચાલી, આ તીર્થને ઘણી સહાય કરીને સહાનુભૂતિ બતાવી. પરિણામે તીર્થના વિકાસમાં સારો ફાળો આપ્યો અને ઉત્તમ ભાગ ભજવ્યો. "૩૩

---

૩૩. કર્નલ જે. મેકમર્ડોએ તા. ૨૫-૬-૧૮૧૮ના રોજ, અંજારમાં રહીને, " એન એકાઉન્ટ ઓફ ધી પ્રોવિન્સ ઓફ કચ્છ " નામે એક લેખ લખ્યો હતો. આ લેખ " ટ્રાન્ઝેકશન્સ ઓફ ધી લિટરરી સોસાયટી ઓફ બોમ્બે " નામે લંડનથી પ્રકાશિત થયેલ ગ્રંથમાં ( વોલ્યુમ ૨, પૃ૦ ૨૩૧ ) છપાયો છે. એમાં ભદ્રેશ્વર તીર્થનું વર્ણન એમણે આ પ્રમાણે કર્યું છે—

" મુંદ્રાની પૂર્વ દિશામાં, દરિયા કિનારે વસેલ, ભદ્રેસરમાં આવેલા કેટલાંક વિશાળ મંદિરોને બાદ કરતાં, કચ્છમાં નોંધપાત્ર કહી શકાય એવા કોઈ અવશેષો હોવાનું મારા સાંભળવામાં આવ્યું નથી. એ મંદિરો આશરે ૫૭૦ વર્ષ પહેલાં જગ્ગૂ શા નામે એક વાણિયાએ બંધાવ્યાં હતાં, એમ માનવામાં આવે છે. અને આ મંદિરનું નિરીક્ષણ કરનાર કેટલાક સદ્ગૃહસ્થોએ મને કહ્યું છે કે એ મંદિરો વિશાળ અને અદ્‌ભુત છે. "

આનું મૂળ લખાણ આ પ્રમાણે છે—

" I have heard of no ruins in Cutch worth mentioning, excepting those of some large pagdoas at Budresir, on the sea-coast, east of Moondra. They are considered as having

અંગ્રેજ અમલદારોએ આ તીર્થ તરફ દાખવેલી આવી સહાનુભૂતિ અને આ તીર્થને વ્યવસ્થિતપણે અને નિયમિત સહાય મળતી રહે એવી કરી આપેલી ગોઠવણને લીધે આ તીર્થનું તાત્કાલિક સમારકામ કરાવવામાં તેમ જ એની સાચવણી કરવામાં જરૂર ઘણી અનુકૂળતા થઈ હશે, તથા આવા અમલદારોની આ તીર્થ તરફની આવી સહાનુભૂતિ ભરેલી મમતાને જોઈને બીજા તોફાની લોકો આ તીર્થને નુકસાન કરતા તેમ જ યાત્રાળુઓને કનડગત કરતા પણ અટક્યા હશે, એમ જરૂર માની શકાય. અને એક વેરાન અને જીર્ણ જેવી દશામાં મુકાઈ ગયેલું તીર્થ ફરી જાગતું થાય એ દૃષ્ટિએ આ કાર્ય કંઈ નાનુંસૂનું પણ ન ગણાય. આમ છતાં, ખરી રીતે, આ કોઈ એવું મોટું કાર્ય તો નહોતું જ થયું કે જેથી એને તીર્થના જીર્ણોદ્ધાર તરીકે વર્ણવી–નોંધી શકાય.

કારણ કે અંગ્રેજ અમલદારોની આવી સહાનુભૂતિ અને સહાય પછી પણ, માત્ર બેએક દાયકા જેટલા ટૂંકા સમયમાં જ, આ તીર્થ ઉપર ભદ્રેસર ગામના ઠાકોરે કબજો કરી લઈને એને ફરી વેરાન જેવી સ્થિતિમાં મૂકી દીધું હતું, અને મંદિરના પ્રાંગણમાં તેમ જ મંદિરની દેરીઓમાં સુધ્ધાં બકરાં-ઘેટાં ચરવા અને બેસવા લાગ્યાં હતાં; અને તીર્થની યાત્રા લગભગ બંધ થઈ ગઈ હતી. આ ઉપદ્રવને દૂર કરવા માટે માંડવીના તપગચ્છના યતિ (ગોરજી) શ્રી ખાંતિવિજયજીને ભારે શ્રમ કરવો પડયો હતો અને મહારાઓશ્રી દેશળજી બાવા બીજા સુધી ધા નાખવી પડી હતી. છેવટે દેશળજી બાવાના વચનથી અને એમના ઉત્તરાધિકારી મહારાઓ શ્રી પ્રાગમલજીની ભલામણથી, વિ૦સં૦ ૧૯૨૦ની આસપાસ, શ્રાવકોએ આ તીર્થનું જરૂરી સમારકામ કરાવીને આ તીર્થની યાત્રા ફરી શરૂ કરાવી હતી. આ કાર્ય પણ જીર્ણોદ્ધાર કહી શકાય એવું મોટું તો નહોતું જ થયું.

આ પછી પણ તીર્થનો મોટો જીર્ણોદ્ધાર કરાવવાની જરૂર ઊભી જ હતી. અને તે તપગચ્છના ગોરજી શ્રી ખાંતિવિજયજીની ઝંખના, અંચળગચ્છના ગોરજી શ્રી સુમતિસાગરજીની પ્રેરણા અને ખરતરગચ્છનાં શ્રાવિકા શ્રીમતી મીઠીબાઈની ઉદાર સહાયથી વિ૦ સં૦ ૧૯૩૯માં એ જરૂર પૂરી થઈ હતી. છેલ્લાં ૯૦ વર્ષથી આ તીર્થમાં સામાન્ય–ચાલુ સમારકામ સિવાય વિશેષ કડિયાકામ કરાવવાની જરૂર નથી પડી, તે આ જીર્ણોદ્ધાર સમયે થયેલ દેરાસરની મજબૂતીને કારણે જ.

ગોરજી શ્રી ખાંતિવિજયજીની અથાક મહેનત અને ચિંતા તેમ જ ઝંખનાથી થયેલ આ તીર્થના સમારકામની તથા જીર્ણોદ્ધારની વિગતો આ પુસ્તકના "છેલ્લો જીર્ણોદ્ધાર" નામે ચોથા પ્રકરણમાં વિસ્તારથી આપવામાં આવી છે.

---

been built by a Banyan named Jaggoo Sa, about five hundred and seventy years ago; and I have been told by some gentlemen who inspected them that they are extensive and curious."

કર્નલ મેકમર્ડોએ આ તીર્થની જાતે મુલાકાત લીધી તે પહેલાં, માત્ર આ તીર્થ સંબંધી પોતે સાંભળેલ વર્ણનના આધારે, કરેલ આટલું ટૂંકું વર્ણન કંઈક ભૂલભરેલું હોવાછતાં પણ એ આ તીર્થનો મહિમા ઠીક ઠીક પ્રમાણમાં દર્શાવે છે.

# ૮

# શિલાલેખો

શ્રી ભદ્રેશ્વર-વસઈ જૈન તીર્થની ઐતિહાસિકતા અને પ્રાચીનતા ઉપર પ્રકાશ પાડતા અને એના સંબંધી કેટલીક માહિતી આપતા શિલાલેખો અત્યારે બહુ જ ઓછી સંખ્યામાં (ફક્ત છ જેટલા જ) સચવાઈ રહ્યા છે; અને એમાંથી જે કંઈ માહિતી મળી આવે છે, તે પણ પ્રમાણમાં ઓછી છે. અને એ સંબંધી કેટલીક ચર્ચા-વિચારણા આ પુસ્તકનાં ત્રીજાથી સાતમા સુધીનાં પાંચે પ્રકરણોમાં, યથાસ્થાને, છૂટક છૂટક, કરવામાં આવી છે. એટલે આ પ્રકરણમાં એ અંગેની વિશેષ વિગતો આપવાની કે એ સંબંધી વિશેષ વિચારણા કરવાની બાકી રહેતી નથી. આમ છતાં, આ તીર્થ અને ભદ્રેશ્વર ગામને લગતી થોડી-ઘણી પણ માહિતી ધરાવતા શિલાલેખોનું એકસાથે નિરૂપણ–અવલોકન કરી શકાય એ દૃષ્ટિએ, આ પ્રકરણમાં એની રજૂઆત કરવાનું ઇષ્ટ ગણ્યું છે.

આ શિલાલેખોને નીચે મુજબ ત્રણ વિભાગોમાં વહેંચવામાં આવ્યા છે—

(૧) ભદ્રેશ્વર તીર્થમાંના શિલાલેખો.

(૨) ભદ્રેશ્વરના ઉલ્લેખવાળા શિલાલેખો.

(૩) ભદ્રેશ્વરની પ્રાચીનતાનું સૂચન કરતા શિલાલેખો.

## (૧) તીર્થમાંના શિલાલેખો

આ શિલાલેખોની રજૂઆત આ પ્રમાણે બે વિભાગમાં કરવામાં આવી છે—

(અ) અત્યારે વિદ્યમાન શિલાલેખો.

(આ) આ તીર્થમાં ભૂતકાળમાં અમુક અમુક શિલાલેખો વિદ્યમાન હોવા સંબંધી મળતા ઉલ્લેખો.

### (અ) વિદ્યમાન શિલાલેખો

જે શિલાલેખો અત્યાર સુધી સચવાઈ રહ્યા છે તે નીચે મુજબ માત્ર છ જ છે—

(૧) દેરાસરના રંગમંડપમાંનો વિ૰ સં૰ ૧૯૩૯નો, લાંબી લાંબી ૪૨ લીંટીઓનો, સંસ્કૃત ભાષાનો, મોટો શિલાલેખ. ( જુઓ, ચિત્ર નં. ૧૯ )

(૨) આ શિલાલેખની નીચેનો એ જ સાલનો આઠ લીટીનો ટૂંકો ગુજરાતી ભાષાનો શિલાલેખ. (જુઓ, ચિત્ર નં. ૨૦)

(૩) મંદિરની અંદર આપણી ડાબી બાજુના એક થાંભલા ઉપર, વચ્ચે જગ્યા ખાલી રાખીને, બે ટુકડે કોતરવામાં આવેલ વિ૦સં૦ ૧૬૫૯નો, ઉપર ૭ અને નીચે ૪ મળીને કુલ ૧૧ લીંટીનો, સંસ્કૃત શિલાલેખ. (જુઓ, ચિત્ર નં. ૧૧)

(૪) મંદિરની બહારના ભાગમાં, મંદિરની પશ્ચિમ દિશાની ડાબી દીવાલ ઉપર, થાંભલાવાળા ઉપાશ્રયવાળી નવેળીમાં, ચોડવામાં આવેલ વિ૦ સં૦ ૧૫૯૪નો, પાંચ લીંટીનો, સંસ્કૃત શિલાલેખ. (જુઓ, ચિત્ર નં. ૪૨)

(૫) દેરાસરના શિખરવાળા ભાગની નીચેના ઓરડામાં સચવાયેલ એક મહાવીરસ્વામીની પ્રતિમા વગરના પબાસન ઉપર કોતરેલો વિ૦ સં૦ ૧૩૦૪નો, બે લીંટીનો, સંસ્કૃત પ્રતિમાલેખ. (જુઓ, ચિત્ર નં. ૪૧)

(૬) દેરાસરમાં, આપણી ડાબી બાજુના એક થાંભલા ઉપર કોતરેલો, એના અક્ષરોના અતિવિલક્ષણ મરોડને લીધે બિલકુલ નહીં ઉકેલી શકાતો (વિ૦ સં૦ ૧૧૦૦ જેવા કંઈક અંકનો આછો ખ્યાલ આપતો), છ લીંટીનો શિલાલેખ. (જુઓ, ચિત્ર નં. ૧૨)

આમાંના છેલ્લા (છઠ્ઠા) શિલાલેખને છોડીને બાકીના પાંચે શિલાલેખોમાંનું (જેટલું ઉકેલી શકાયું છે તેટલું) લખાણ આ પ્રમાણે છે—

## (૧) વિ૦સં૦ ૧૯૩૯નો સંસ્કૃત શિલાલેખ

( જુઓ, ચિત્ર નં. ૧૯ )

[1] ॥ जयतु कामितपूर्तिसुरद्रुम त्रिदशनाथनरेंद्रनतक्रम ।
निखिलजंतुहितार्थकृतोद्यम [2] प्रथममंगलवीरजिनोत्तम १
समहिमाद्भुतशुद्धचरित्रभाक्(ग्) भवमहीरुहदाहतनूनपात् ॥
[3] भविकमानससारसभास्करो जयतु पार्श्वजिनो गुणसागर(रः) २
श्रीभद्रेश्वरमंडनौ विजयतां श्री[4]वीरपार्श्वौ जिनौ
श्रीसिद्धार्थनृपाश्वसेननृपयोः सन्नंदनौ नंदनौः (नौ)।
पूर्वं पार्श्वविभु(भुः) प्रतिष्ठित इ[5]हागारेऽभव[त्] त्रायकः
श्रीमद्वीरविभुश्च संप्रति जयत्यत्राद्यनाथत्वत(तः) ॥३॥ इति मंगलम् ॥

[6] श्रीकच्छदसे (च्छदेशे) भद्रावतीनाम नगरी आसीदिति । तस्यां च केनचिन्महर्द्धिकशिरोमणिना [7] सुश्रावकतिलकायमानेन श्रीमता देवचंद्राभिधश्रेष्ठिपुंगवेनानेकशतसहस्रद्रव्य-[8]व्ययेन वीरात् वर्षे ४७ श्रीवि(वी)रविक्रम(मा) ज्जातः [ । ] वीरसंवत् २३ वर्षे इदं चैत्यमकारीतिः(ति ।) तस्मिं[9]श्च श्रीपार्श्वनाथप्रतिमा मूलनायकपदे स्थापितेतिः (ति ।) तथैव च सांप्रतमेव प्रतिमापृष्ठस्थ[10]गर्भगृहभित्तौ समुद्धारार्थमुत्खनितुमारब्धायां विनिर्गतमेकमविलघुकं ताम्र(म्र)पत्रं तत्र [11] चामून्येवाक्षराणि विद्यंते तथा हि : । ठ. । देवचंद्रीय-

पार्श्वनाथदेवसातो ~ २३ इतिः [12] तल्लेखानुसारतः प्रतीयते किलेदं चैत्यं श्रीवीरात् २३ वर्षे श्रीदेवचंद्रश्रेष्ठिना कारितमा[13]सी[द्]ति। तदनु च विक्रमसंवत् १३१५ वर्षीय दुर्भिक्षवेलायां संजातरौरवदशायां महामी [14] अभूतायां समुच्छलितदेशविदेशीयानेकशतसहस्रप्रमितजनगणेभ्योऽनवरतं वि[15]कीर्णविपुलान्नपानवस्त्रादितः स(सं)प्राप्तानन्यसाधारणयुगांतस्थायिकीर्तिना उदारजनचूडा[16]मणिना सर्वत्र लब्धविमलचंद्रोज्ज्वलकीर्तिना सर्वदेशप्रसिद्धेनानुपमसौभाग्यभाग्यभृ[17]ता महर्द्धिकमौलिना साक्षाद्धनदायमानेन श्रीमता श्रेष्ठिपुंगवेन श्रीजगडूसानाम्ना श्रा[18]वकशिरोमणिना विक्रमसंवत् १३२३ वर्षे महता द्रव्यव्ययेनैतस्य चैत्यस्य जीर्णोद्धारः [19] कृत इति। भद्रावतीनगरी च कालक्रमेण हीयमाना सर्वथा विलयं गता। तत्स्थानसमी[20]पे च सांप्रतीनो भद्रेश्वरग्राम(मः) संवसित इति प्राचीनकालीनो[ऽ]यमितिहासः [।] इह किल वि[21]क्रमवर्षीले(र्षीये)कोनविंशतिशतकस्या(स्यो)परिष्टप्रथमद्वितीयदशके संवत् १९०१ तः १९१७ यावत् [22] श्रीदेशलजीमहाराज्ये श्रीदेशलजीमहाराजप्रदत्तप्रचू(चु)रसाहाय्यतः श्रीक्षां[23]तिविजयेनैतस्य किंचित् जीर्णचैत्यस्य समारचना कृता इति तथैव पूर्वं श्रीपार्श्वनाथ[24]प्रतिमा मूलनायकत्वेनाभूत् तां च पार्श्वे संथाप्य मूलनायकपदे श्रीमहावीरजिन[25]प्रतिमा रक्षते[।] इत्थमित(तः)परमिदं चैत्यं श्रीमहावीरजिनसत्कं संजातमित्यर्वाचीन[26]कालीनो[ऽ]यमितिहासः [।] अथ संप्रतिकालीन इतिहासः प्रतन्यते तथा हि एवं कि[27]ल गच्छता कालेन भद्रावतीनगर्यां विनाशमाप्तायामप्येतत् चैत्यं श्रीशासनदेवतावि [28]हितसांनिध्यमिवानल्पविघ्नव्रातसुरक्षितं श्रीसंघस्य प्रचू चु)रतरपुण्यप्राग्भारमहिम्ना[ऽ]द्या[29]वधि विजयमानमवलोक्य श्रीसंघस्य चित्ते भाविपरमहितकारको[ऽ]तिशयं सुप्रशस्तो[ऽ] [30]यमभिप्रायः समजनि यदुतात्र चैत्ये प्रतिवर्षं फाल्गुनशुक्लाष्टम्यां सर्वे(र्वं) संघ मिलय(यि)त्वा म[31]हताडंबरेण यात्रा प्रवर्तयितव्येति [।] तथैव च कृते दृढनिश्चये संवत् १९३३ वर्षत(तः) स(सा) प्रवृ[32]त्ता यात्राः (त्रा।) तदनु च प्रतिवर्षं प्रस्फुरितया प्रसिद्धया यथा सांप्रतं च महती यात्रा भवितेति [।] [33] एतच्च चैत्यमतिपुरातनकालीनत्वेन सांप्रतमतीव जीर्णं विलोक्य श्रीमांडवीबंदरनि[34]वासिश्रीओशवंशावतंसश्रीवृध(द्ध)शाखीय सा शांतिदासश्रेष्ठिसुत सा पीतांबर तं (त०) जीव[35]ण तं (त०) लघाभिधानां मध्ये सा जोवण तद्भार्या वीरबाई तत्सुत सा तेजसी तद्भार्या सोन[36]बाई तत्सुत सा मोणसी तद्भार्या मोठीबाइनाम्न्या श्राविकया जिनधर्मप्रभाविकया [37] स्वभर्तुः संकेतमनुसरंत्या कोरी ५०००० पंचाशत्सहस्रव्ययेन सांप्रतं संवत् १९[38]३९ वर्षे श्री खेंगारजीमहाराजराज्ये एतस्य श्रीमहावीरजिनप्रासादस्य जीर्णोद्धार[39]मकारीति सांप्रतीनकालीनो[ऽ]यमितिहासः॥

इत्थं श्रीवर्द्धमानप्रभुपदकलितं [40] चैत्यमेतत् सुरम्यं
ज्ञातं तीर्थोपमानं समधिकमहिमाशोभितं कच्छभूमौ।

प्राचीनं [41] सर्वथाम्न(म्ना) स्फ(स्फु)टमिदमखिलैः संप्रतीतं प्रमाणैः
संघस्यानंदहेतु प्रतिशरदमथो पूज्यमानं [42] जनौघे(घैः) ॥

श्री भुजपुरवास्तव्यं(व्य) मु० सुमती(ति)सागर विने(विनय)सागरजीउपदेसा(शा)त्॥ श्री सु(शु)भं ॥

આ શિલાલેખનો ભાવાર્થ—શિલાલેખની પહેલી પાંચ લીટીઓમાં ભગવાન મહાવીર અને ભગવાન પાર્શ્વનાથની સ્તુતિ કરવામાં આવી છે. પછી એમાં જણાવ્યું છે કે કચ્છ દેશમાં ભદ્રાવતી નામની નગરી હતી. એમાં મહાન ઋદ્ધિવાન દેવચંદ્ર નામના શ્રાવકે, લાખોના લેખે દ્રવ્ય ખરચીને, વીર નિર્વાણ સંવત ૨૩માં, એક દેરાસર બંધાવ્યું હતું અને એમાં મૂળનાયક તરીકે શ્રી પાર્શ્વનાથની પ્રતિમા પધરાવી હતી. અને અત્યારના વખતમાં, જીર્ણોદ્ધાર માટે, ગભારામાં મૂળનાયકની પાછળની ભીંતનું ખોદકામ કરાવવામાં આવતાં, એક બહુ જ નાનું તામ્રપત્ર મળી આવ્યું હતું. એમાં ।ઠ देवचंद्रीयपार्श्वनाथदेवसातो... . २३ इत्ति। એ પ્રમાણે અક્ષરો (કોતરેલા) છે. આ ઉપરથી એમ લાગે છે કે, વીર નિર્વાણ પછી ૨૩ વર્ષે, દેવચંદ્ર નામ । શ્રેષ્ઠીએ આ ચૈત્ય કરાવ્યું હતું. તે પછી વિ૦ સ૦ ૧૩૧૫ના મહાદુષ્કાળમાં દેશ-વિદેશના લાખો માનવીઓને અન્ન-વસ્ત્રની વહેંચણી કરીને અમર કીર્તિને વરનાર શ્રેષ્ઠીવર્ય જગડૂશાએ વિ૦ સં૦ ૧૩૨૩માં પુષ્કળ ધન વાપરીને આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. પછી ભદ્રાવતી નગરી કાળક્રમે ઘસાતી ભૂંસાતી સાવ નાશ પામી. એની નજીકમાં જ અત્યારે ભદ્રેશ્વર નામનું ગામ વસ્યું છે આ આનો પ્રાચીન ઇતિહાસ છે. અહીં વિક્રમની ઓગણીસમી સદી પછી (વીસમી સદીના) પહેલા-બીજા દાયકામાં -વિ૦સં૦ ૧૯૦૧ થી ૧૯૧૭ સુધી-દેશળજી(બીજા)ના રાજ્યકાળમાં, એમણે આપેલ મોટી મદદથી, શ્રી ક્ષાંતિવિજયજીએ આ જીર્ણ દેરાસરનું કેટલુંક સમારકામ કરાવ્યું અને પહેલાં મૂળનાયકપદે શ્રી પાર્શ્વનાથની પ્રતિમા હતી એને પાછળના ભાગમાં પધરાવીને મૂળનાયક તરીકે શ્રી મહાવીર જિનની પ્રતિમા પધરાવી હતી. આ આનો સાંપ્રતકાલીન ઇતિહાસ છે આ પછી, સમય જતાં, ભદ્રાવતી નગરીનો નાશ થવા છતાં, શ્રીસંઘના ઘણા પુણ્યોદયને લીધે, આ મંદિરને હજી સુધી ટકી રહેલું જોઈને શ્રીસંઘે, વિ૦ સં૦ ૧૯૩૪ થી, અહીં દર વરસે ફાગણ સુદિ આઠમનો યાત્રા-મેળો શરૂ કર્યો. આ અતિ પ્રાચીન ચૈત્યને ખૂબ જીર્ણ થયેલું જોઈને, માંડવીના રહેવાસી, ઓસવાલ વંશના, વૃદ્ધશાખાના (ખરતર ગચ્છના) શ્રા૦ શા મોણસી તેજસીનાં ભાર્યા મીઠીબાઈ નામનાં શ્રાવિકાએ, પોતાના પતિની સૂચના પ્રમાણે, પચાસ હજાર કોરીનું ખર્ચ કરીને, વિ૦ સં૦ ૧૯૩૯માં, ભુજપુરના મુનિ શ્રી સુમતિસાગરજી તથા વિનયસાગરજીના ઉપદેશથી, શ્રી ખેંગારજી મહારાજના રાજ્યમાં, આ દેરાસરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. આ આનો વર્તમાનકાળનો ઇતિહાસ છે.

## (૨) વિ૦ સં૦ ૧૯૩૯નો ગુજરાતી શિલાલેખ

(જુઓ, ચિત્ર નં. ૨૦)

"શ્રી માંડવીના રેવાશી શા પીતાંબર શાંતીદાસ હા૦ શા મોણશી તેજશી ભારજા

મીઠીબાઈએ આ મુલ દેરાસર નવો કરાવી જીરણોધાર કરાવ્યો સં૦ ૧૯૩૯ના માહા સુદ ૧૦ વાર શુકરે શ્રી ભુજપુરના રેવાસી મુ૦ સુમતીસાગર વીનેસાગરજીના ઉપદેશથી."

આ શિલાલેખનો અર્થ સ્પષ્ટ છે. ઉપર આપેલ સંસ્કૃત શિલાલેખમાં ફક્ત પ્રતિષ્ઠાનું વિ૦ સં૦ ૧૯૩૯નું વર્ષ જ લખ્યું છે, જ્યારે આ શિલાલેખમાં પ્રતિષ્ઠાના વર્ષની સાથે તિથિ અને વાર પણ લખ્યાં છે, તે આ શિલાલેખની વિશેષતા છે.

## (૩) વિ. સં. ૧૬૫૯નો શિલાલેખ
### ( જુઓ, ચિત્ર નં. ૧૧)

ઉપરની ૭ લીંટીઓ—[1] ॥ संवत १६५९ वर्षे वैशाप(ख)सुदि ५ दिने [2] अद्येह श्रीभद्रेश्व[र]कच्छवागडपांचा[3]लाद्यनेकदेशाधीशमहाराजश्री[4]पं( खें )गारजीपट्टालंकारवी( वीं )झाण[5]जीराजाधराजे श्रीतपागच्छा[6]धिराजभट्टारकश्रीविजयस( से )नसूरि अनूचान श्री[7]विजयदेवसूरिशिष्य श्रीविवेकहर्षगणीमा( ना ) નીચેની ૪ લીંટીઓ—[8] मुपदेशात् जीर्णविहारा( रो )द्धारा(रं) प्रतिमास्थापना(नां) च कारया( यां)चक्रे भद्रे[9]श्वरपरगणाधीश हाला श्रीमणिमेलजीसुत श्रीडुंगरजीकस्य श्रीपरा (?)[10] जिनायतनेषु पूजार्थं पत्रार्थं च पं. विवेकहर्षाणामुपदेशात् श्रीभारमल[11]जी राजा कुंदरडीग्रामे ( આની પછીનો આગળનો ભાગ સમજી શકાય એ રીતે ઉકેલી શકાતો નથી. જે અક્ષરો અધકરા વાંચી શકાય છે તેનો અશુદ્ધ ઉતારો કંઈક આ પ્રમાણે કરી શકાય છે : × नकण (?) श्रीसर्वराजभिराच ८९ ( द्रार्क ? ) पालनं (?) આનો અર્થ કંઈક એવો તારવી શકાય કે આ લેખનું પાલન બધા રાજાઓએ સૂર્ય-ચંદ્ર તપે ત્યાં સુધી કરવું. )

ભાવાર્થ—વિ. સં. ૧૬૫૯ના વૈશાખ સુદિ પાંચમના રોજ ભદ્રેશ્વર કચ્છ વાગડ, પાંચાલ વગેરે અનેક દેશોના રાજા ખેંગારજીની ગાદીએ આવેલ રાજવી શ્રી વીંઝાણજીના રાજ્યમાં તપાગચ્છના ભટ્ટારક શ્રી વિજયસેનસૂરિના શિષ્ય શ્રી વિજયદેવસૂરિના શિષ્ય શ્રી વિવેકહર્ષ ગણિના ઉપદેશથી ભદ્રેશ્વરના રાજા હાલા શ્રી મણિમેલજીના શ્રી ડુંગરજીએ જીર્ણ મંદિરનો ઉદ્ધાર અને પ્રતિમાની સ્થાપના કરીને જિનમંદિરની પૂજા માટે, પં. શ્રી ભારમલજી રાજા ( ની સાક્ષીમાં ) કુંદરડી ગામ ભેટ આપ્યું. ( તેનું અમારા વંશજોએ સૂર્ય-ચંદ્ર તપતા રહે ત્યાં સુધી પાલન કરવું ) ( આ શિલાલેખ પૂરો ઉકેલી શકાયો નથી, તેથી એના ભાવાર્થમાં પણ કેટલુંક સંદિગ્ધપણું રહે એ સ્વાભાવિક છે. )

( "વીંઝાણ" એ કચ્છના એક ગામનું નામ છે; અહીં એ રાજાના નામ તરીકે આપ્યું છે; પણ અહીં કદાચ એનો અર્થ 'વીંઝાણ ગામના રાજા' એવો ઉદ્દિષ્ટ હોય. )

## (૪) વિ. સં. ૧૫૯૪નો શિલાલેખ

(જુઓ, ચિત્ર નં. ૪૨)

[1] संवत् वेदांकबाणेन्दु सूरिश्रीगणशेखर(रः)।
आणंदविमलो जगदे प्रतिबोध्य नराधिपम् ॥ १ ॥

[2] क्षत्रीणामास जामश्री दानशौंडीररावल(लः)।
गोधरण्यर्जुनव्याजैर्येन दानं ददौ महत् ॥ २ ॥

[3] तुंगेयानां द्विपंचास(श)त् फट्टानामष्टविंसती(शति)।
तथैवार्कमीतं (मित)ग्रामान् द[4]त्ते श्रीजी(जि)नमंदिरे ॥ ३ ॥
सी(शि)वालये चतुर्गामान् द्वौ(द्वि)पंच च तूभंडने।
पुण्यदान[5][क्रीता] कीरती (कीर्तिः) मुन्यकान् ग्रामसप्तमै(मैः) ॥ ४ ॥

(આની પછીના અક્ષરો કંઈક આ પ્રમાણે વાંચી શકાય છે : परनप ग—यघनास (?) પણ એનો અર્થ બેસારી શકાતો નથી).

આ શિલાલેખ પાંચ લીટીનો છે. અને એમાં ચાર શ્લોક ઉપરાંત થોડું વધુ લખાણ છે. આ શિલાલેખનું લખાણ એટલું બધું ઘસાઈ ગયું છે કે, જો માંડવીની પ્રતમાં તથા ભદ્રેશ્વરની પ્રતમાં આ શિલાલેખમાંના ચાર શ્લોકોનો, ભલે અશુદ્ધ પણ, ઉતારો થયેલો ન હોત તો, એ મુદ્દલ ઉકેલી શકાયું ન હોત અને એનો થોડોઘણો ભાવ પણ સમજી શકાયો ન હોત.

એનો ભાવાર્થ આ પ્રમાણે છે—

**ભાવાર્થ**—વિ. સં. ૧૫૯૪માં પોતાના સમુદાયના મુગટ સમાન શ્રી આણંદવિમલસૂરિએ રાજાને પ્રતિબોધ આપીને કહ્યું. (તેથી) ક્ષત્રિઓમાં દાન દેવામાં શૂરો એવો શ્રી રાવળ જામ થઈ ગયો. એણે ગાય, ભૂમિ અર્જુન એટલે સોના અને ઘોડાનું ઘણું દાન દીધું હતું. (એણે) તુંગેયોને (?) બાવન, કનફટ્ટાઓને અઠ્ઠાવીશ અને (ભદ્રેશ્વરના) જિનમંદિરને બાર ગામ ભેટ આપ્યાં હતાં. મહાદેવના મંદિરને ચાર ગામ અને તૂભંડનને (?) દસ ગામ અને મુન્યકોને (મુંડકાઓને ?) સાત ગામ ભેટ આપ્યાં હતાં. (આ રીતે) (૧૧૩ ગામોનું) પુણ્યદાન કરીને એણે કીર્તિ ઉપાર્જન કરી હતી. (પછીનું લખાણ સમજાતું નથી.)[1]

---

૧. માંડવીની પ્રતમાં (પૃ૦ ૪-૫) આ ચાર શ્લોકોની પહેલાં આ પ્રમાણે નોંધ મૂકી છે: "તે વાતની (ખેંગારજીએ ચડાઈ કર્યાની વાતની) રાવલ જામને માલમ થઈ. પોતાની ફોજ લઈ થી પીઆણુથી શ્રી ભદ્રેશ્વર આવ્યા. તિહાં આણંદવિમલસૂરિ મળ્યા. તેહને પુછીઉં. તેણે કહ્યું : તુમો હાલારમાં રાજ્ય કરશો. એહવું સાંભલી રાવ જામે ખેરાત કર્યાં ગામ સત્તાણુ, તેની વિગત છે, શ્લોક"—
"संवत् वेदांकवाणेषु सूरीश्रीगणशेखर। आणंदविमलो व्यग्रे प्रतिवोध्यो नराधिपान् ॥ १ ॥
"क्षत्राणामास जामश्री दानसोंडीररावल। गोधरण्यार्जुनवाजेर्येन दानं ददौ महान् ॥ २ ॥
"तुंगेयानां द्विपंचासत् फट्टानामष्टविंशति। तथैवार्कमितग्रामान् दत्ते श्रीजिनमंदिरे ॥ ३ ॥

## (૫) વિ૦ સં૦ ૧૩૦૪નો પ્રતિમાલેખ

( જુઓ, ચિત્ર નં. ૪૧ )

[1] सं. १३०४ वैशाख सुदि ७ गुरौ वस्ता नागेन्द्रपद्माभ्यां सुता च्छाद्र श्रेयार्थं श्रीमहावीर[2]रबिम्बं कारितं प्रतिष्ठितं श्रीसरवालगच्छीय श्रीवीरसूरिभिः ॥

**અર્થ**—વસ્તા નાગેન્દ્ર (અને એની પત્ની) પદ્માએ (એમની) પુત્રી ચ્છાદ્રના કલ્યાણ માટે, વિ૦ સં૦ ૧૩૦૪માં વૈશાખ સુદિ ૭ ને ગુરુવારે, શ્રી મહાવીરનું બિંબ કરાવ્યું (અને એની) પ્રતિષ્ઠા શ્રી સરવાલગચ્છના શ્રી વીરસૂરિએ કરી.

**થોડીક વિચારણા**—ભગવાન મહાવીરની પ્રતિમા વગરનું છતાં ઉપર મુજબ પ્રતિમાલેખ ધરાવતું આ પબાસણ અહીં કયા સ્થાનમાંથી લાવવામાં આવ્યું હશે એ નિશ્ચિત રૂપે કહી શકાય એમ નથી; તેમ જ એ લેખમાં સ્થાનનું નામ પણ આપેલું નથી. આમ છતાં એ ભદ્રેશ્વર તીર્થના જિનમંદિરના ઉપરના અવાવરુ ઓરડામાં, બીજાં કેટલાંક સ્થાપત્યો (જેમાંનાં કેટલાંક જૈન સિવાયનાં પણ છે એની) સાથે, સચવાયું છે, તેથી કદાચ એવું અનુમાન કરી શકાય કે એ ભદ્રેશ્વર તીર્થમાંના કોઈક બીજા જિનમંદિરમાં પધરાવવામાં આવેલ ભગવાન મહાવીરની પ્રતિમાનું પણ હોઈ શકે. અને જો આવું અનુમાન કરીએ તો, એથી જરા આગળ વધીને, એક બીજું અનુમાન કરવાનું પણ મન થાય કે, "જગડૂચરિત"ના છઠ્ઠા સર્ગના ૪૨-૪૩મા શ્લોકમાં ભદ્રેશ્વરમાંના શ્રી વીરસૂરિજીએ કરાવેલ શ્રી મહાવીરસ્વામીના જે જિનમંદિરમાં (प्रासादे वीरनाथस्य श्रीवीरसूरिकारिते) જગડૂશાએ મોટી ભમતી કરાવી હતી, તે જિનમંદિર આ પ્રતિમાવાળું તો નહીં હોય? ઉપર આપેલ પ્રતિમા-લેખમાં ભગવાન મહાવીરનું અને શ્રી વીરસૂરિનું—એમ બન્ને નામ આપેલાં છે, તે જોઈ શકાય છે. વળી, "જગડૂચરિત"ના ઉપર સૂચવેલ બે શ્લોકોમાં જગડૂશાએ એ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યાનું નથી લખ્યું, પણ મંદિરને ફરતી મોટી ભમતી કરાવ્યાનું અને સોનાનો કળશ

---

"शिवालये चउग्रामान् द्विपंच च तुमंडने । पुन्यद्रानक्षता किर्ति मुन्यकान् ग्रामसप्तमै ॥ ४ ॥ દેવલમાં લખેલ છે." (આ શ્લોકોમાં અશુદ્ધિઓ ઘણી જ છે, એ જોઈ શકાય છે.)

માંડવીની પ્રતમાંના આ શ્લોકની પહેલાંના લખાણમાં રાવળ જામે કચ્છ છોડીને હાલારમાં જતી વખતે જુદાં જુદાં દેવસ્થાનોને ૯૭ ગામ દાનમાં આપ્યાનું લખ્યું છે, અને એની વિગત ઉપર નોંધેલ ૪ શ્લોકોમાં આપી છે. પણ જે તે દેવસ્થાનને ભેટ આપવામાં આવેલ ગામોની જે સંખ્યા આ શ્લોકોમાં જણાવવામાં આવી છે, તે (૫૨+૨૮+૧૨+૪+૧૦+૭ મળીને) ૧૧૩ જેટલી થાય છે. ૯૭ અને ૧૧૩ વચ્ચેનો આ ફેર એક જ લખાણમાં કેવી રીતે આવ્યો હશે અને તેનું સમાધાન કેવી રીતે કરવું તે સમજાતું નથી—સિવાય કે આ શ્લોકોનો અને એમાં આપેલ નામો તથા સંખ્યાનો અર્થ સમજવામાં કોઈ ભૂલ થતી હોય અને એનો જુદો અર્થ થતો હોય.

આ શ્લોકો આપ્યા પછી માંડવીની પ્રતમાં રાવળ જામે ભદ્રેશ્વર તીર્થને અર્પણ કરેલ બાર ગામોની યાદી આપી છે. આ યાદી આ પુસ્તકના ૧૩૬મા પાને આપી છે.

ભદ્રેશ્વરની પ્રતનો ઉતારો આ પ્રકરણને અંતે આપવામાં આવ્યો છે, એટલે એમાં આ ૪ શ્લોકો જે રીતે નોંધાયેલા છે, તે રીતે ત્યાં નોંધી લેવામાં આવ્યા છે, તેથી અહીં આપ્યા નથી.

અને ધજાદંડ કરાવ્યાનું લખ્યું છે, એટલે આવી કલ્પના કે આવું અનુમાન કરવાની વૃત્તિ થાય છે. પણ આ કંઈ નિર્વિવાદ હકીકત કે નિર્ણય નથી, પણ માત્ર સામાન્ય અનુમાન કે પાંગળી કલ્પના જ છે, એ ખ્યાલમાં રાખવું. વળી, આ લેખ તો એક જિનપ્રતિમા ઉપરનો લેખ છે, નહીં કે અમુક જિનમંદિર સંબંધી માહિતી રજૂ કરતો; એટલે એના ઉપરથી એનો "શ્રી વીરસૂરિના ઉપદેશથી બનેલું મહાવીરચૈત્ય" એવો અર્થ કરવો એ કેટલું સંગત ગણાય એ પણ વિચારણીય છે.

## (૬) બિલકુલ નહીં ઊકલતો શિલાલેખ
### (જુઓ, ચિત્ર નં. ૧૨)

આ શિલાલેખમાં શરૂઆતમાં ૧૧૦૦ જેવો અંક દેખાય છે ખરો, પણ એ બહુ અસ્પષ્ટ છે અને એની પહેલાં સંવતનો સૂચક કોઈ અક્ષર નથી; એટલે એના ઉપરથી આ શિલાલેખની સાલ નક્કી થઈ શકતી નથી. વળી, શિલાલેખમાં કોઈ કોઈ છૂટક છૂટક અક્ષરો વાંચી શકાય છે ખરા, પણ એકંદર આખો શિલાલેખ એવા ગરબડિયા અક્ષરોથી ભરેલો છે કે એમાંથી કોઈ ભાવાર્થ તારવી શકાતો નથી.

## ( આ ) મંદિરમાંથી લુપ્ત થયેલા ( દબાઈ ગયેલા ) શિલાલેખો

(૧) ડૉ. જેમ્સ બર્જેસે, કચ્છના કેળવણી ખાતાના અધિકારી રાવસાહેબ શ્રી દલપતરામ પ્રાણજીવન ખખ્ખર સાથે, સને ૧૮૭૪માં, શ્રી ભદ્રેશ્વરના દેરાસરની મુલાકાત લીધી ત્યારે એમણે ભમતીના કેટલાય થાંભલા ઉપર વિ૦સં૦ ૧૨૨૩ અને ૧૨૩૫ની લેખો જોયા હતા, પણ એ એવા ઘસાઈ ગયા હતા કે એનું લખાણ ભાગ્યે જ ઉકેલી શકાતું હતું. મોટે ભાગે, જ્યારે આ મંદિર બંધાતું હતું ત્યારે, ભક્તોએ પોતા તરફથી થાંભલા ભેટ આપ્યાનું એ લેખો સૂચન કરતા હોવા જોઈએ એમ એમણે નોંધ્યું છે. પાછલી ભમતીમાં સંવત ૧૧૩૪, વૈશાખ સુદિ ૧૫નો એક લેખ હતો; અને એમાં કોઈ શ્રીમાળી ગચ્છના જૈને મંદિરનું કંઈક સમારકામ કરાવ્યાનું અને મંદિરને કંઈક ભેટ આપ્યાનું જણાવવામાં આવ્યું હતું. ( રિપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઓફ કાઠિયાવાડ એન્ડ કચ્છ, પૃ૦ ૨૦૭ )[૨]

(૨) ડૉ. બર્જેસે સને ૧૮૭૪માં શ્રી ભદ્રેશ્વર તીર્થની મુલાકાત લીધી હતી ત્યારે રાવસાહેબ દલપતરામ ખખ્ખર પણ એમની સાથે હતા એમ, એમના પુત્ર શ્રી મગનલાલ ખખ્ખરના નીચે

---

૨ On several of the pillars of the corridors are inscriptions dated S 1223 and 1235, but generally so obliterated that little can be made out, except that the pillars bearing them were votive offerings by individuals, made, doubtless, while the temple was being rebuilt. One in the back corridor, of more than usual length, appears to be dated 'Samvat 1134, Vaisakha, bright fortnight, 15th day,' and to be a record of repairs and perhaps of a grant to the temple by a Jaina of the Srimali gachha.

આપેલ ઉલ્લેખ ઉપરથી જાણી શકાય છે. આ મુલાકાત વખતે તો ડૉ. બર્જેસે ઉપર સૂચવેલ બે સંવતના (વિ૦સં૦ ૧૨૨૩ અને ૧૨૩૫ ના)જ શિલાલેખો જોયા હતા એમ એમના પુસ્તકમાંના ઉપર આપેલ ઉલ્લેખ ઉપરથી જાણી શકાય છે. આમ છતાં શ્રી દલપતરામ ખખ્ખરે, ડૉ. બર્જેસનું ઉક્ત પુસ્તક પ્રગટ થયું એ જ અરસામાં, સને ૧૮૭૫માં, લખેલ "કચ્છની ભૂગોળ વિદ્યા" નામે પુસ્તકમાં (આવૃત્તિ પહેલી, પૃ૦ ૪૭) લખ્યું છે કે "એ લેખ ખવાઈ ગયા છે, તોપણ એક બે થાંભલા ઉપર ૧૩૨૩ અને એક ઉપર ૧૩૫૮નો જણાય છે."

શ્રી દલપતરામ ખખ્ખરે આ મંદિરમાં વિ. સં. ૧૩૨૩ અને ૧૩૫૮ના શિલાલેખો હોવાનું પોતાના ઉપર્યુક્ત પુસ્તકમાં નોંધ્યું છે, તેથી એમ લાગે છે કે ભદ્રેશ્વરમાં આ સાલના શિલાલેખો હોવાની વાત પોતાના પુસ્તકમાં નોંધવાનું ડૉ. બર્જેસના ધ્યાન બહાર ગયું હશે અથવા કદાચ પોતાના બીજા કોઈ પુસ્તકમાં એમણે આ વાતની નોંધ લીધી હશે.

પોતાના પિતાશ્રી દલપતરામ ખખ્ખર અને ડૉ. બર્જેસના ઉક્ત ઉલ્લેખોને આધારે શ્રી મગનલાલ ખખ્ખરે "શ્રી જગડૂચરિત" માં (પૃ. ૧૧૦) લખ્યું છે કે—

"દહેરા ઉપર તથા આસપાસ પાછળથી બે ત્રણ વાર મરામત તથા ઉમેરો થઈ સંવત તથા લેખો નંખાયા છે; પણ વારંવાર ચૂનો દેતાં તેમાંના ઘણાખરા ઢંકાઈ ગયા છે. તોપણ એક સ્તંભ ઉપર સં. ૧૩૨૩ અને એક ઉપર ૧૩૫૮ દા. બર્જેસ તથા મારા પિતાએ જાતે જઈ જોયા હતા. તે પણ હાલ ઢંકાઈ ગયા છે......પરસાળ આગળ જે થાંભલા છે તેના ઉપર સં. ૧૨૨૩–૩૨–૩૫ના લેખો છે, તે એવા ખવાઈ ગયા છે કે તેમાંથી બીજું કંઈ ઉકલતું નથી, પણ એટલું સમજાય છે કે તે થાંભલા જ્યારે દેવળનો બીજી વાર જીર્ણોદ્ધાર થયો હશે ત્યારે ધર્મ અર્થે ભાવિક જનોએ કરાવેલા. પાછલી પરસાળમાં બીજા કરતાં એક લાંબો લેખ છે તેમાંથી 'સં. ૧૧૩૪ના વૈશાખ શુદિ ૧૫' જેટલું ઉકલે છે અને બીજું જરાક એવું ઉકલે છે કે શ્રીમાળી ગચ્છના જૈને દહેરું સમરાવ્યું અને કંઈક ભેટ કરી હતી."

શ્રી મગનલાલ ખખ્ખરના ઉપરના લખાણ ઉપરથી જોઈ શકાય છે કે એમણે ડૉ. બર્જેસે તથા શ્રી દલપતરામ ખખ્ખરે નોંધેલ સંવતો આપવા ઉપરાંત વિ. સં૦ ૧૨૩૨ શિલાલેખ હોવાનું પણ નોંધ્યું છે, જેનો ઉલ્લેખ ડૉ. બર્જેસ કે ડૉ. દલપતરામ ખખ્ખર એ બેમાંથી કોઈએ કર્યો નથી. અલબત્ત, ડૉ. બર્જેસે મૂળનાયકની બે બાજુની બે જિનપ્રતિમાઓ ઉપર સં૦ ૧૨૩૨નો લેખ હોવાનું લખ્યું છે, એને આધારે શ્રી ખખ્ખરે આમ લખ્યું હોય તો વાત જુદી છે; પણ એ લેખ ભદ્રેશ્વરના મંદિરના નહીં પણ એ મંદિરમાંની બે મૂર્તિઓ ઉપરના છે; અને અત્યારે તો એ બે મૂર્તિઓ પણ મંદિરમાં વિદ્યમાન નથી. (જુઓ, પૃ૦ ૩૦)

(૩) "જૈન તીર્થ સર્વ સંગ્રહ" માં (પૃ૦ ૧૪૦) પણ "રિપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઓફ કચ્છ એન્ડ કાઠિયાવાડ" (પૃ૦ ૫૦૬–૫૦૯) નો હવાલો આપીને, ભદ્રેશ્વરના દેરાસરમાં વિ૦ સં૦ ૧૧૩૪ના લેખ ઉપરાંત વિ૦ સં૦ ૧૩૨૩ અને ૧૩૫૮ના લેખો હોવાનું લખ્યું

છે, જે શ્રી દલપતરામ ખખ્ખરની નોંધનું સમર્થન કરે છે; અને ડૉ. બર્જેસની નોંધથી જુદું પડે છે.

ભદ્રેશ્વર તીર્થમાં એકાદ સૈકા પહેલાં જે જે સાલના શિલાલેખો વિદ્યમાન હતા તેની ઉપલબ્ધ થતી માહિતી ઉપર પ્રમાણે છે. પણ અત્યારે તો આમાંનો એક પણ શિલાલેખ મોજૂદ નથી; બધા જ ચિરુડીના પ્લાસ્ટર નીચે એવા ઢંકાઈ ગયા છે કે આજે એનો નામમાત્ર જેટલો પણ અણસાર મળતો નથી. તેથી એ કાળે એ વિદ્યામાન હોવાની આટલી નોંધો ઉપરથી જ સંતોષ માનવાનો રહે છે.

(૪) ડૉ. ભાંડારકરે ભદ્રેશ્વરના દેરાસરના એક થાંભલા ઉપરના જે લેખની નોંધ નથી લીધી, તે લેખ ડૉ. બર્જેસે "આર્કિઓલૉજિકલ સર્વે ઑફ વેસ્ટર્ન ઇન્ડિયા" (No ૨) માં એપેંડિક્સ ૫ માં નં. ૪૩ના લેખ તરીકે છાપ્યો છે, પણ તે અશુદ્ધ છે. તેની નકલ જાણીતા પુરાતત્ત્વાચાર્ય શ્રી જિનવિજયજીએ કરેલ પ્રેસકૉપીઓના સંગ્રહમાં છે. આ આખો સંગ્રહ તેઓએ અમદાવાદના લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરને ભેટ આપ્યો છે. તેની ૩૩૦ નંબરની પ્રેસકૉપીના પૃ૦ ૪૧માં એ લેખની નકલ કરેલી છે, જે આ પ્રમાણે છે—

[1] संवत १३३० वर्षे आषा[2]ढ सुदि ४ रवावद्येह श्रीमद[3]णहिल पाटके महाराजाधिराज [4] श्रीमर्जुनदेवकल्याणविजयराज्ये

નોંધ પ્રમાણે આ લેખ નવ લીટીનો છે, અને એમાંનો આટલો જ ભાગ વાંચી શકાય એવો તે વખતે હતો; અને પછી તો, ઉપર નોંધેલ બીજા લેખોની જેમ, એ પણ સાવ લુપ્ત થઈ ગયો! આ શિલાલેખ કોતરવાનો હેતુ પછીની પંક્તિઓમાં નોંધેલો હશે, અને એ લીંટીઓ તો એ વખતે જ ભૂંસાઈ ગઈ હતી, તેથી એ જાણી શકાય એવી સ્થિતિ રહી ન હતી.

## (૨) ભદ્રેશ્વરના ઉલ્લેખવાળો શિલાલેખ

ભદ્રેશ્વરના જિનમંદિર સિવાયના બીજા સ્થાનના શિલાલેખમાં ભદ્રેશ્વરનું નામ મળતું હોય એવો અત્યાર સુધીમાં એક જ શિલાલેખ મારા જોવામાં આવ્યો છે. અત્યારે ભદ્રેશ્વર ગામથી દરિયા તરફ દોઢેક માઈલની દૂરી પર આવેલ ચોખંડા મહાદેવ નામે જાણીતા દેવમંદિરના એક ઓટલા ઉપર ચોડવામાં આવેલ આ શિલાલેખ બિલકુલ અરક્ષિત સ્થિતિમાં છે. ગૂર્જરપતિ સિદ્ધરાજ જયસિંહ દેવના ઉલ્લેખવાળો આ શિલાલેખ વિ૦ સં૦ ૧૧૯૫ અષાડ સુદિ ૧૦ ને રવિવારનો છે. ૭ લીટીના આ અપૂર્ણ શિલાલેખની ચોથી લીંટીમાં "श्रीमद्भ्रेश्वरवेलाकुल" (સાગળ કિનારો ધરાવતું ભદ્રેશ્વર) અને "भद्रेश्वरस्थले" (ભદ્રેશ્વર નામના સ્થાનમાં)—એમ બે વાર ભદ્રેશ્વરનું નામ આવે છે. આ શિલાલેખ ઘણો જાણીતો છે, અને એ ડૉ. બર્જેસના

"આર્કિઓલૉજિકલ સર્વે ઑફ વેસ્ટર્ન ઇન્ડિયા" ( No. 2 ), એપેન્ડિક્સ XIIIમાં નં. ૫૫ના લેખ તરીકે છપાયેલો છે. [ ચિત્ર નં. ૫૩ ][3]

## (૩) ભદ્રેશ્વરની પ્રાચીનતાનું સૂચન કરતા અન્ય લેખો

ભદ્રેશ્વરની પ્રાચીનતાનું સૂચન કરતો સૌથી જૂનો શિલાલેખ, જેને ડૉ. બર્જેસે જાતે જોયો હતો, તે ભદ્રેશ્વરના દેરાસરમાંનો વિ૦ સં૦ ૧૧૩૪નો લેખ જ હતો, પણ, આગળ સૂચવ્યું તેમ, એ અત્યારે વિદ્યમાન નથી.

અત્યારે વિદ્યમાન આવા શિલાલેખોમાં સૌથી પ્રાચીન શિલાલેખ આશાપુરા માતાના મંદિરના એક થાંભલા ઉપરનો વિ૦ સં૦ ૧૧૫૮નો છે. પણ એ એટલો બધો ઘસાઈ ગયો છે કે એમાં સંવત સિવાય બીજું કંઈ ઉકેલી શકાતું નથી. ભદ્રેશ્વરના તળાવના કિનારે અત્યારે પણ સંખ્યાબંધ પાળિયા મોજૂદ છે. આ અંગે "કચ્છનું સંસ્કૃતિદર્શન"માં (પૃ. ૯૦) લખ્યું છે કે—"આ પાળિયામાંના કેટલાકમાં 'સં૦ ૧૩૧૯ મહા વદિ ૫ ને સોમે' લખેલું વાંચી શકાય છે. ગુજરાતના ભીમદેવનો ચણાવેલો કિલ્લો પાર દેશના પીઠદેવે તોડચો (જગડૂચરિત, સર્ગ ૫, શ્લોક ૪) તે સમયનો આ સંવત હોય એમ લાગે છે. જગડૂશાએ વિશળદેવની મદદથી આ કિલ્લાનો પુનરોદ્ધાર કરેલો." આ ઉલ્લેખ પ્રમાણે આ પાળિયા જગડૂશાના સમયના છે, એટલું જ નહીં, એ એમના જીવનની ભદ્રશ્વરનો કિલ્લો ફરી બંધાવવા જેવી ઐતિહાસિક ઘટનાની સાક્ષી પણ પૂરે છે.

ભદ્રેશ્વરની પ્રાચીનતાનું સૂચન કરતા શિલાલેખો આથી વિશેષ ઉપલબ્ધ થતા હોય તો તેની માહિતી હું મેળવી શકચો નથી.

**પ્રતિમા-લેખો**—ભદ્રેશ્વરના દેરાસરમાંની પ્રતિમાઓ ઉપરના લેખો ઉકેલવાનો અમે કેટલોક પ્રયત્ન કર્યો હતો; પણ એ લેખો બે કારણોસર આ પુસ્તકમાં આપી શકાયા નથી : (૧) પહેલું કારણ એ કે આવા લેખોને શુદ્ધ રીતે ઉકેલવાની મને ફાવટ નથી; અને (૨) બીજું કારણ એ કે ભદ્રેશ્વરમાંની પ્રતિમાઓ ઉપરના લેખોને ઉપલક દૃષ્ટિએ તપાસતાં કોઈ પણ પ્રતિમાલેખમાં ભદ્રેશ્વરનું નામ જોવા મળ્યુ નથી.

**એક લેખ અંગે મહત્ત્વનો ખુલાસો**—"કચ્છનું સંસ્કૃતિદર્શન" માં (પૃ૦ ૨૧૭) લખ્યું છે કે—

"ભદ્રેશ્વરમાં વસહિના દેરાસરમાં વિ.સં. ૧૮૭૨નો એક લેખ છે તેમાં ત્યાંના ઘસાઈ ગએલા પ્રાચીન શિલાલેખોનો પણ ઉલ્લેખ કરી વીર સંવત ૪૫થી પછી કપ્તાન મેકમર્ડોએ એ મંદિરને સમું કરાવવાનો તથા અસલ દસ્તુર

૩. આ શિલાલેખ આચાર્ય ગિરજાશંકર વલ્લભજી સંપાદિત "હિસ્ટોરિકલ ઇન્સ્ક્રીપ્શન્સ ઑફ ગુજરાત" પાર્ટ ૩ ના પરચૂરણ વિભાગમાં ( પૃ૦ ૧૬૦ ) તથા શ્રી રામસિંહજી રાઠોડકૃત "કચ્છનું સંસ્કૃતિદર્શન" માં ( પૃ૦ ૨૭૬ ) પણ છપાયેલ છે. આ લેખને ફરી ઉકેલવાની જરૂર છે.

મળવાનો આદેશ આપ્યો ત્યાં લગીનો તથા સં. ૧૮૮૬માં ચાર્લ્સ વોલ્ટરે મદદ કરી ત્યાં લગીનો દેરાસરનો સમયે સમયે જીર્ણોદ્ધાર થયાની સાલવારીની......વિગતોનો પુનરોલ્લેખ કરેલો છે."

આ લખાણને ધ્યાન દઈને વાંચતાં એનો અર્થ સમજવામાં કેટલીક મુશ્કેલી પડતી હોય એમ લાગ્યા વગર નથી રહેતું. આ લખાણમાં પહેલી નજરે જ તરી આવતી અસંગતિ એ છે કે વિ૦ સં૦ ૧૮૭૨ના લેખમાં વિ૦ સં૦ ૧૮૮૬ના બનાવનો ઉલ્લેખ થયો છે. આ કેવી રીતે બની શકે ? સાથે સાથે એવો પણ સવાલ થાય છે કે બધી બાબતોની અભ્યાસપૂર્વક ઝીણવટભરી તપાસ કરવા ટેવાયેલા શ્રી રામસિંહભાઈ રાઠોડના ધ્યાન બહાર આવી અસંગતિ રહી જાય એવું પણ બનવાજોગ ન લાગ્યું. આનો ખુલાસો મેળવવા હું એમને ભુજમાં તા. ૨૧-૩-૧૯૭૫ના રોજ રૂબરૂ મળ્યો હતો, પણ એનો ખુલાસો મને મળી નહોતો શક્યો. એટલે તે પછી પણ એ વાત મારા મનમાં ઘોળાયા જ કરતી હતી. છેવટે એનો સંતોષકારક ખુલાસો મળ્યો, તેથી બહુ આનંદ થયો.

આ વાત આ પ્રમાણે છે : ક્યારેક ભદ્રેશ્વર તીર્થની પેઢીમાંથી પ્રજ્ઞાચક્ષુ પંડિત શ્રી આણંદજી-ભાઈને કેટલાક જૂના લેખો (એટલે કે લખાણો) મળી આવ્યા હતા. એ લખાણોમાં આ તીર્થ સંબંધી દંતકથારૂપ તથા બીજી માહિતી આપવામાં આવી છે. તેની સાથે એમાં એવી પણ માહિતી આપવામાં આવી છે કે—

"તિવાર પછી સાં. ૧૮૭૨ કપ્તાન મેકસરડન સાહેબને અરજ કીધી (કરી). તીણે હુકમ આપ્યો જે તમે દેશ સભા કરાવો. તમારો દસ્તુર અસલનો છે, તે મીલશે. દેશ મધ્યે જમીન પર લાગો કરી આપ્યો ટકા પા. તેનો લેખ સાં. ૧૮૭૮નો થયો છે. ફરી ગ્યારહરનર (ગર્વનર) સાહેબે પણ ઘણી બરદાસ્ત રાખી સાં. ૧૮૭૯ ના ચીત્ર વીદ ભે. ફરી સાં. ૧૮૮૬ ચારલીશ વોલ્ટર સાહેબે મદદ કરી ભાદરવા વદ ૫ સોમે."

આ જીર્ણ પાનાની એક નકલના હાંસિયામાં નોંધ કરી છે કે—

"નકલ મોકલી :(૧) રામસિંહજી રાઠોડને મલવા, શેઠ મોતીલાલ ભાઈને તા. ૨૮-૭-૫૫. (૨) આ. શ્રી સમુદ્રવિજયજીને તા. ૧૮-૧-૫૬." અર્થાત્ આ જીર્ણ પાનાના લખાણની એક નકલ તા. ૨૮-૭-૫૫ના રોજ, ભુજના શેઠ શ્રી મોતીલાલ ગોપાલજી શાહ મારફત, શ્રી રામસિંહજીભાઈ રાઠોડને મોકલવામાં આવી હતી.

આ જીર્ણ લેખો( લખાણો )ને, સમય જતાં, શ્રી રામસિંહભાઈ રાઠોડે જીર્ણ પાનામાંનાં લખાણોના બદલે "ઘસાઈ ગએલા પ્રાચીન શિલાલેખો" માની લીધા. અને એમાંના ઉપર નોંધેલ લખાણને જુદા જુદા સંવતમાં બનેલી જુદી જુદી ઘટનાઓના બદલે એક જ શિલાલેખમાં નોંધાયેલા પ્રસંગોરૂપે માની લીધું, તેથી એમના લખાણમાં આવી અસંગતિ રહી જવા પામી છે. આ લખાણની નકલ એમને સને ૧૯૫૫માં મળી અને એમનું "કચ્છનું સંસ્કૃતિદર્શન" પુસ્તક ત્યાર પછી ૩-૪ વર્ષે, સને ૧૯૫૯ની સાલમાં, બહાર પડ્યું, એટલે આટલા લાંબા સમયના ગાળામાં જૂના લખાણને એક લેખ એટલે કે શિલાલેખ માની લેવા જેવી સરતચૂક થઈ હોય એ બનવાજોગ છે,

આ જૂના લેખોની નકલ આ પ્રમાણે છે—

॥ શ્રી કચ્છ દેશ મધ્યે જૈન જગ્યા જુની છે. તેના દસ્તક દેવલમાંથી ઉતાર્યા છે. તેની વિગત—વિ. સાં. ૧૮૭૨ વર્ષે મેકમડદમ સાહેબના હુકમથી જીર્ણોદ્ધાર થયો છે.

॥ વિરાત્ ૪૫ સે સિદ્ધસેન રાજા થયો. વિમલ કેવલીના ઉપદેશથી જિનપ્રાસાદ કૃતા. વિજયશેઠ, વિજયાકુમારી શીલવ્રત આચર્યા તે જિન થાપના કાલે.

॥ વિરાત્ ૨૨૩ સંપ્રતી રાજા થયો. સવા લાખ જિનપ્રાસાદ કૃતા. તિહાં જીર્ણઉદ્ધાર થયો.

॥ તિવાર પછી કાલીકાચાર્યને ભાણેજે જીર્ણઉદ્ધાર કૃતા. સાહી પાતસ્યાને વારે.

॥ તિવાર પછી સંવત ૬૨૧ ચાવડાએ કૃતા.

॥ તિવાર પછી જગડૂશાએ જીર્ણઉદ્ધાર કરી દાનશાલા સદાવ્રત બાંધ્યું. સાં. ૧૧૭૬.

સુરંગ થકી સંચરીઓ દેશ પડયો દુકાલ;
વડા શહેર ખડભડયા વાર ચડયો શ્રીમાલ.
અન્નને કર્યું ઊજલે ધાર ઘૃત નિરવાહુ;
કે ભાગુ વારાહ કે જીવતો સહાવું.
પાપી પડયો સાજી મીલ્યો બોલ બંધ બાંધ્યો ખરો;
જગડુઆ મેલ રે જીવતો નહીં પડું કાલ પનરોતરો.
મુડા આઠ સહસ્ર દીધ વીસલ વણુવીરને;
બાર સહસ મુડા દીધા સીંધુઓ હમીરહ.
ગજનવ સુલતાન સહસ મુડા એકવીસહ
માલવ સહસ પંચાશ સહસ મેવાડહ છતીસહ.
રાત સધાર એણી પરે હુઓ બારસે તીડોતરે;
જગડુશા સોલા તણે કીધી પ્રસિદ્ધ પનરોતરે.

॥ સંવત ૧૨૦૮ તપાગચ્છ આચાર્ય કૃતા તપસી જગચંદ્ર.
॥ સંવત ૧૨૮૮ વસ્તુપાલ તેજપાલ કૃતા.

આસરાજ પોરવાડ તીણે નાતરો કીનો;
તિણે દોય પુત્ર જણ્યા તદધન કાગલ દીનો
દઆ કીઆ દાખીજે બાર વાણોતર કેલી;
ધરણીધર ધરરાજ ન્યાત ચોરાશી મેલી.
રાય ભય નવી આણીઓ શ્રી શ્રીમાલ વીસા વરે;
મૃગશીર સુદી પાંચમી દીને સંવત બાર પંચ્યોતરે.

॥ સાં. ૧૩૩૫ વાઘેલા સારંગદે જીર્ણઉદ્ધાર કરી સદાવ્રતમેં ગ્રાસ બંદર હજાર હણુમ છત્રીશ હણુમ દતા વંશપરંપરા.

॥ તીવાર પછી સાં. ૧૫૯૬[૪] રાવલ જામે ગ્રામ બાર સદાવ્રતમેં દીધા. કચ્છ મૂકી હાલાર લીધો; તેમના બલથી જેઠુઆનું રાજ લીધું.

| | | | |
|---|---|---|---|
| ॥ | સંવત વેદાંકબાણેક | સુરીશ્રી ગણુશેખર; | |
| | આણંદવિમલ | પ્રતિબોધ્યો નરાધિપાન્. | (૧) |
| | ક્ષત્રીણામીસ જામશ્રી | દાનસૌંડીર રાવલ; | |
| | ગોધરસ્યાર્જુનં વાજે | યેંન દાનં દદૌ મહાન. | (૨) |
| | તુંગીઆના દ્વીપંચાશત્ | ફટાનામર્ણવિશંતી; | |
| | તથૈવાર્કમિદં ગ્રામાન્ | દત્તં શ્રી જિનમંદિરે. | (૩) |
| | સીત્રાલદે [ચઉ] ગ્રામાન્ | દ્વિ પંચ ચ ત્રિમંડલે; | |
| | પુન્યદાનકૃત કિર્તી | મુન્યકાન્ ગ્રામ સતમૈઃ | (૪) |

॥ તિવાર પછી સાં. ૧૬૫૯ વેશાખ સુદી ૫ મહારાઓશ્રી ભારમલજી કુંદ્રડી દત્તા સદાવ્રતેષુ.

॥ તિવાર પછી સાં. ૧૭૬૫ મોસમવેગનું લસ્કર આવ્યું તેણે દેશ ખંડિત કર્યા. સાં. ૧૭૮૫ બીલંદખાન તિણે કરી દેશ ભંગ થયો મરજાદ ચુકી.

॥ તિવાર પછી સાં. ૧૮૭૨ કપ્તાન મેકમરડન સાહેબને અરજ કીધી (કરી). તીણે હુકમ આપ્યો જે તમે દેરા સમા કરાવો. તમારો દસ્તુર અસલનો છે તે મીલશે. દેશ મધ્યે જમીન પર લાગો કરી આપ્યો. ટીકા પા. તેનો લેખ સાં. ૧૮૭૮ નો થયો છે. ફરી ગ્યારઢરનર (ગવર્નર) સાહેબે પણ ઘણી બરદાસ્ત રાખી. સાં. ૧૮૭૯ના ચીત્ર વીદ ૭ મે.

॥ ફરી સાં. ૧૮૮૬ ચારલીસ વોલ્ટર સાહેબે મદત કરી ભાદરવા વદ ૫ સોમે."

આ જૂના લખાણને આધારે આ તીર્થનું આધુનિક ભાષામાં સવિસ્તર વર્ણન, પંડિત શ્રી આણંદજીભાઈએ વિ૦ સં૦ ૨૦૧૧ ની આસપાસ લખાવી રાખેલ, તે આ તીર્થ સંબંધી વિવિધ જાતની માહિતીની સાથે, આપવામાં આવ્યું છે. અને આ બધી સામગ્રી તીર્થની પેઢીમાં સાચવી રાખવામાં આવી છે.

અહીં એ વાત જાણવી ઉપયોગી થઈ પડશે કે આ તીર્થ સંબંધી માંડવીમાંથી જે પ્રત મળી આવી હતી એમાં પણ, કેટલાક ફેરફાર સાથે, લગભગ આવી જ માહિતી નોંધવામાં આવી છે.

એમ લાગે છે કે યતિ શ્રી ખાંતિવિજયજીએ આ તીર્થ સંબંધી પરંપરાગત–કથા-દંતકથા-રૂપ–જે માહિતી એકત્ર કરવાનો પ્રયત્ન કર્યો હતો, લગભગ એને અનુરૂપ માહિતી ભદ્રેશ્વરની પ્રતમાં તથા માંડવીની પ્રતમાં સંગ્રહી લેવામાં આવી છે. વળી, યતિ શ્રી ખાંતિવિજયજીની હયાતી દરમ્યાન પેલું તામ્રપત્ર મળી આવ્યું ન હતું, તેથી એનો આ બન્ને પ્રતોનાં લખાણમાં કોઈ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. એટલે આ બન્ને પ્રતોમાં સંગ્રહવામાં આવેલી માહિતી આ તામ્રપત્ર મળી આવ્યું તે પહેલાંની જ છે.

---

૪. અહીં વિ૦ સં૦ ૧૫૯૪ જોઈએ. આ પ્રસંગને લગતા ચારે શ્લોકોમાં ઘણી અશુદ્ધિઓ છે, એટલે એ જેમના તેમ જ આપ્યા છે.

# ૯

# વહીવટ અને સગવડો

કોઈ પણ સ્થાન તીર્થયાત્રાના ધામ તરીકે જનસમૂહમાં વિખ્યાત બને છે, એમાં એ સ્થાન સાથે સંકળાયેલ કોઈ પણ વિશિષ્ટ ધાર્મિક ઘટના સૌથી મહત્ત્વનો ભાગ ભજવે છે. આવી ઘટનાઓ આવાં સ્થાનોને પવિત્રતાનું ગૌરવ આપે છે; અને તેથી સમાજમાં એનો મહિમા ઉત્તરોત્તર વિસ્તરવા લાગે છે. તેમાંય આવી ઘટના જેટલી વધુ પ્રાચીન હોય છે તેટલા પ્રમાણમાં, મોટા ભાગે, એ સ્થાન જનતાને માટે વિશેષ આકર્ષક અને આદરને પાત્ર બની રહેતું હોય છે—આમ થવામાં માનસશાસ્ત્ર (પ્રાચીનતા તરફ વિશેષ અનુરાગ ધરાવવાની મનોવૃત્તિ) પણ કંઈક કામ કરતું હોય એમ લાગે છે. અને જ્યારે અમુક સ્થાન એક ધર્મસ્થાન કે તીર્થધામ તરીકે લોકહૃદયમાં શ્રદ્ધા-ભક્તિનો આધાર બની જાય છે ત્યારે, મુશ્કેલી કે પૈસાની તંગી વેઠીને પણ, લોકો એની યાત્રા કરીને કૃતાર્થ થવાની ભાવના સેવે છે અને એ માટે પ્રયત્ન પણ કરે છે.

તેમાં પણ જ્યારે આવાં તીર્થસ્થાનોનું વ્યવસ્થાતંત્ર ઉત્તમ પ્રકારનું હોય છે અને એ યાત્રાળુઓની દરેક પ્રકારની સગવડો સાચવવા માટે જાગ્રત અને પ્રયત્નશીલ હોય છે, ત્યારે તો તીર્થસ્થાન તરફની શ્રદ્ધા-ભક્તિમાં તથા લોકચાહનામાં ઔર વધારો થઈ જાય છે અને એવાં તીર્થસ્થાનોની યાત્રાનો લાભ લોકો વધુ ને વધુ સંખ્યામાં લેવા પ્રેરાય છે. કચ્છના પ્રસિદ્ધ શ્રી ભદ્રેશ્વર-વસઈ જૈન તીર્થની યાત્રાનો લાભ લેવા વધુ ને વધુ યાત્રિકો પ્રેરાય છે એમાં, જેમ આ તીર્થની પવિત્રતા અને પ્રાચીનતા મુખ્ય નિમિત્તરૂપ છે તેમ, એ તીર્થની વહીવટી સુવ્યવસ્થા અને યાત્રાળુઓ માટે કરવામાં આવેલી વિવિધ પ્રકારની સગવડોનો ફાળો પણ ઘણો મહત્ત્વનો અને પ્રશંસાપાત્ર છે. એટલે આ તીર્થના વહીવટની તથા એમાં સુલભ થતી સગવડોની કેટલીક વિગતો જાણવી જોઈએ.

## શેઠ વર્ધમાન કલ્યાણજીની સંસ્થા

આ તીર્થના ઉત્કર્ષની વિગતો તપાસતાં એમ સ્પષ્ટ માલૂમ પડે છે કે, છેલ્લા જીર્ણોદ્ધાર પછી–વિ૦ સં૦ ૧૯૩૯માં આ તીર્થની ફરી પ્રતિષ્ઠા કરવામાં આવી તે પછી–આ તીર્થના ઉદયનો વિશેષ પુણ્યયોગ જાગી ઊઠ્યો હતો; અને તેથી એનો મહિમા વિસ્તરતો વિસ્તરતો અત્યારે તો ભારતવ્યાપી થઈ ગયો છે; અને દેશના નજીકના તેમ જ દૂર દૂરના પ્રદેશોમાંથી મોટી સંખ્યામાં યાત્રિકો આ તીર્થભૂમિની વંદના માટે આવવા લાગ્યા છે. અને, આના એક આનુષંગિક પરિણામ

તરીકે, આ તીર્થની આવકમાં પણ ઉત્તરોત્તર વધારો થતો જાય છે. આવકનો આ વધારો પણ આ તીર્થ તરફની શ્રીસંઘની વધતી જતી ભક્તિ અને ચાહનાની ગૌરવકથા બની રહે એવો છે.

આ તીર્થના છેલ્લા જીર્ણોદ્ધારની પ્રતિષ્ઠા વિ૦ સં૦ ૧૯૩૯માં થઈ તે પછી દસેક વર્ષ બાદ કચ્છના સમસ્ત સંઘોના આગેવાનો કે પ્રતિનિધિઓએ, ભદ્રેશ્વર તીર્થની પવિત્ર છાયામાં એકત્ર થઈને વિ૦ સં૦ ૧૯૫૦ના વૈશાખ સુદિ બીજ ને સોમવારના રોજ—અક્ષય તૃતીયાના મહાપર્વની આગલી સંધ્યાએ—શ્રી ભદ્રેશ્વર-વસઈ તીર્થના વહીવટ માટે શેઠ વર્ધમાન કલ્યાણજી નામે એક સ્વતંત્ર સંસ્થા કે પેઢી સ્થાપવાનું અને એનો અમલ પણ એ જ તિથિથી શરૂ કરવાનું નક્કી કર્યું હતું. અને, આવો નિર્ણય થયા પછી વધુ કાળક્ષેપ કર્યા વગર, એ વર્ષમાં (વિ૦ સં૦ ૧૯૫૦ ની સાલમાં) જ એ સંસ્થાનુ બંધારણ ઘડી કાઢીને કચ્છના શ્રીસંઘો પાસે એ મંજૂર પણ કરાવી લેવામાં આવ્યું હતું.

આ ઉપરથી જોઈ શકાય છે કે કચ્છના જૈન મોવડીઓ પોતાના આ પ્રાણપ્યારા તીર્થનાં વહીવટ અને સંચાલન સુચારુ રીતે થતાં રહે એવું કાર્યક્ષમ વ્યવસ્થાતંત્ર ઊભું કરવા માટે કેટલા ઉત્સુક હતા. આવું વિશ્વાસપાત્ર અને શક્તિશાળી વ્યવસ્થાતંત્ર તૈયાર કરવામાં મુંબઈમાં વસેલા કચ્છના જૈન અગ્રણીઓના માર્ગદર્શને પણ ઘણો મહત્ત્વનો અને ઉપયોગી ફાળો આપ્યો હશે એમ કહેવું જોઈએ. અને, જાણે શેઠ વર્ધમાન કલ્યાણજીની પેઢીની સ્થાપના કરવા પાછળની કચ્છના મોવડી-ઓની ભાવના, શતદળ કમળની જેમ, વિશાળ રૂપમાં સફળ થઈ હોય એમ, આ તીર્થ છેલ્લા કેટલાક દાયકાઓમાં ખૂબ જાહોજલાલ અને લોકપ્રિય બન્યું છે—તે એટલે સુધી કે જૈનધર્મની અનુયાયી ન હોય એવી વ્યક્તિઓ પણ ધર્મભાવના અને કળાના સંગમ સમા આ તીર્થના દર્શને ઠીક ઠીક સંખ્યામાં આવવા લાગી છે; અને તીર્થના ભવ્યતા અને વ્યવસ્થા જોઈને ખૂબ પ્રભા-વિત થઈને જાય છે.

શેઠ વર્ધમાન કલ્યાણજીની પેઢીની સ્થાપના કરવામાં આવી તે પહેલાં પણ આ તીર્થની વ્યવસ્થા કચ્છનો સંઘ જ સંભાળતો હતો. એમ લાગે છે કે એ વખતે કચ્છનાં જુદાં જુદાં શહેરો, ગામો અને ગચ્છોના વગદાર અને ધર્મભાવનાશીલ મોવડીઓના બનેલ મંડળ દ્વારા, મહાજનના ધોરણે અથવા જૈન સંઘની પરંપરાગત સંઘવ્યવસ્થાને ધોરણે, આ તીર્થનો વહીવટ ચલાવવામાં આવતો હશે; પણ એની વિગતો મળી શકી નથી એટલે અહીં એ અંગેની માહિતીની નોંધ કરી શકાઈ નથી. પણ અંગ્રેજી રાજ્યવ્યવસ્થાની અસર જેમ આપણા દેશનાં અનેક ક્ષેત્રો ઉપર પડી હતી, તેમ ધર્મક્ષેત્રો અને ધર્મતીર્થોના વ્યવસ્થાતંત્ર ઉપર પણ પડી હતી; અને એથી ધર્મતીર્થો-ના વહીવટ માટે પણ બંધારણો ઘડી કાઢવાની આવકારદાયક પ્રથા શરૂ થઈ હતી.[૧] તેથી, સમયની

૧. અહીં એ જાણવું ઉપયોગી થઈ પડશે કે આપણા શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘોની પ્રતિનિધિ-સંસ્થા શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીની શરૂઆત તો અઢીસો વર્ષ કરતાં પણ પહેલાં થયેલી હતી; છતાં, એ વખતે એનો કારોબાર જૈન સંઘની પરંપરાગત સંઘવ્યવસ્થા અથવા પ્રણાલિકાના ધોરણે જ ચાલતો હતો; અને એનું કાયદેસરનું બંધારણ તો, શ્રી ભદ્રેસરની શ્રી વર્ધમાન કલ્યાણજીની પેઢીની સ્થાપનાનો કચ્છના શ્રીસંઘે વિ૦ સં૦ ૧૯૫૦માં

આ માંગ અને જરૂરિયાતને માન આપીને, શ્રી ભદ્રેશ્વર-વસઈ જૈન તીર્થના વહીવટ માટે કચ્છના સંઘોએ પણ શેઠ વર્ધમાન કલ્યાણજીની પેઢીની સ્થાપના કરવાનો સ્તુત્ય નિર્ણય કર્યો હતો અને ટૂંક સમયમાં એનું રીતસરનું બંધારણ પણ ઘડી કાઢયું હતું—જાણે તીર્થનું વ્યવસ્થાતંત્ર સારી રીતે ચાલતું રહે એ માટે મજબૂત અને ધ્યેયલક્ષી પાટા જ નંખાઈ ગયા હતા!

## બંધારણની કેટલીક જાણવા જેવી બાબતો

ઉપર સૂચવ્યું તેમ, શેઠ વર્ધમાન કલ્યાણજીની પેઢીનું પહેલું બંધારણ તો, એ સંસ્થાની સ્થાપનાના વર્ષમાં–વિ૦ સં૦ ૧૯૫૦ની સાલમાં–જ ઘડવામાં આવ્યું હતું. અને મુંબઈ રાજ્યના પબ્લિક ચેરિટેબલ ટ્રસ્ટ એકટ મુજબ તા. ૧૫-૧૨-૧૯૫૩ના રોજ (વિ૦ સં૦ ૨૦૧૦ ની સાલમાં) આ તીર્થની પેઢીની ધર્માદા ટ્રસ્ટ તરીકે સરકારમાં નોંધણી પણ કરાવી લેવામાં આવી હતી. એટલે, વિ૦ સં૦ ૧૯૫૦ના પહેલા બંધારણના બદલે, આ નોંધણી કરાવતી વખતે જે બંધારણ સરકારમાં રજૂ કરવામાં આવ્યું હતું, તેમાંની જ કેટલીક મહત્ત્વની કલમોની અહીં રજૂઆત કરવામાં આવે છે.

આ બંધારણ (ટ્રસ્ટડીડ) ની શરૂઆતમાં જ જણાવવામાં આવ્યુ છે કે : "અમો, શ્રી કચ્છી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સમગ્ર સંઘ, જે શેઠ વર્ધમાન કલ્યાણજી ટ્રસ્ટના નામે પણ ઓળખાય છે, તેના હાલના ટ્રસ્ટીઓ છીએ." મતલબ કે શેઠ વર્ધમાન કલ્યાણજીની પેઢી કચ્છના સમગ્ર જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘે સ્થાપન કરેલી સંસ્થા છે, અને તેથી એ કચ્છના સમગ્ર જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘનું પ્રતિનિધિત્વ ધરાવે છે.

ટ્રસ્ટની આ નોંધણી કરાવતી વખતે કચ્છના જે ૧૩ જૈન કાર્યકરોનો ટ્રસ્ટડીડમાં ટ્રસ્ટીઓ તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો હતો, તેઓનાં નામ આ પ્રમાણે છે—

| | | |
|---|---|---|
| ૧. | શ્રી ખુશાલભાઈ સાકરચંદ નગરશેઠ, | ભુજ |
| ૨. | ,, નેમીદાસભાઈ દેવજી શાહ, | ભુજપુર |
| ૩. | ,, મોતીલાલભાઈ ગોપાળજી શાહ, | ભુજ |
| ૪. | ,, પ્રેમચંદભાઈ સાકરચંદ શાહ, | માંડવી |

નિર્ણય કરીને એ જ વર્ષમાં એનું બંધારણ ઘડી કાઢયું, તેથી થોડાંક વર્ષ પહેલાં–વિ૦ સં૦ ૧૯૩૬ (સને ૧૮૮૦)ની સાલમાં–જ સકલ સંઘે મળીને, શ્રેષ્ઠીવર્ય શ્રી પ્રેમાભાઈ હેમાભાઈની આગેવાની નીચે, જૈનપુરી અમદાવાદમાં ઘડી કાઢયું હતું. આ પછી બત્રીસ વર્ષે, વિ૦ સં૦ ૧૯૬૮ (સને ૧૯૧૨) માં નગરશેઠ શ્રી કસ્તુરભાઈ મણિભાઈની આગેવાની નીચે પેઢીના બંધારણમાં જરૂરી સુધારાવધારા કરવામાં આવ્યા હતા અને છેલ્લે છેલ્લે, ૫૭ વર્ષ બાદ, વિ૦ સં૦ ૨૦૨૫ (સને ૧૯૬૯) માં જૈન સંઘના મુખ્ય અગ્રણી શ્રેષ્ઠીવર્ય શ્રી કસ્તુરભાઈ લાલભાઈના અધ્યક્ષપદે આ બંધારણમાં આવશ્યક સુધારાવધારા કરીને એને "નિયમાવલી" નું રૂપ આપવામાં આવ્યું છે.

૫. શેઠ ધનજીભાઈ શામજી શાહ, કોટડી મહાદેવપુરી
૬. „ પ્રેમજીભાઈ ગણશી શાહ, નવાવાસ
૭. „ રવજીભાઈ ખીમરાજ શાહ, નવાવાસ
૮. „ હીરજીભાઈ લધાભાઈ શાહ, હાલાપુર
૯. „ નાયક જેઠાભાઈ નરસી, કોઠારા
૧૦. „ નરપતભાઈ નેમીદાસ શાહ, ભુજપુર
૧૧. „ દામજીભાઈ સાકરચંદ શાહ, સુન્દ્રા
૧૨. „ મૂલચંદભાઈ રાયસી વોરા, અંજાર
૧૩. „ ઝુમખલાલભાઈ લક્ષ્મીચંદ મહેતા, માંડવી

ટ્રસ્ટના ઉદ્દેશો— કચ્છનાં જિનમંદિરોના હિતને અને જૈનધર્મના ઉદ્ધારના વિચારને ધ્યાનમાં રાખીને ટ્રસ્ટના ઉદ્દેશો ( કલમ બીજી ) નીચે મુજબ વ્યાપક રાખવામાં આવ્યા છે—

"(અ) શ્રી ભદ્રેસરનાં વસઈનાં દેરાસરોનો કુલ વહીવટ કરવો, અને જૈનધર્મના ઉદ્ધાર સારુ સામાન્ય રીતે કામ કરવું. અને ખાસ કરીને જૈનધર્મના હિત કે ઉપયોગ માટે કોઈ પણ સંસ્થા કે ફંડ કે ફાળો જે આ સંસ્થાને સોંપવામાં આવે તેનો તમામ પ્રકારનો વહીવટ કરવો.

"(બ) કચ્છના કોઈ પણ દેરાસરનો વહીવટ બરાબર ચાલતો ન હોવાનું જણાય અથવા વહીવટ સુધારવા જેવું જણાય તો તે માટે સ્થાનિક સંઘની સાથે મળી અથવા બીજી રીતે સૂચના અને સલાહ આપવી અને માર્ગ બતાવવો.

"(ક) કચ્છના કોઈ પણ દેરાસરની સ્થિતિ સંજોગવશાત નબળી પડી ગઈ હોય અને નિભાવ કરવામાં પણ મુશ્કેલી પડતી હોય અગર મરામત કે જીર્ણોદ્ધારની જરૂર જણાય તો પ્રાપ્ય સાધનો દ્વારા અગર આ સંસ્થાની પેઢી તરફથી તેની સ્થિતિ સુધારવાના ઉપાય લઈ શકાશે. અને એવી રીતે નિભાવ થતા દેરાસરનો વહીવટ પોતે અગર પોતા તરફથી પેટા સમિતિ મારફતે કરી શકાશે."

બંધારણમાં ફેરફાર અંગે આ ટ્રસ્ટડીડમાં નીચે મુજબ જોગવાઈ કરવામાં આવી છે—

"(૪) આ ટ્રસ્ટ અંગેની સઘળી સત્તાઓ શ્રી કચ્છ જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સમગ્ર સંઘના સામાન્ય સમૂહ હસ્તક રહેશે; અને પ્રત્યેક સમયના ટ્રસ્ટીઓ પોતાનું કામકાજ તે સામાન્ય સમૂહની સાધારણ સૂચના તથા દેખરેખ નીચે કરશે. આ ટ્રસ્ટનાં બંધારણ તથા કાયદા કાનુનોમાં કાંઈ સુધારો કરવો હોય તો શ્રી કચ્છી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘની વિધિસર બોલાવેલ સામાન્ય સમૂહની મિટીંગ બોલાવવી, જેની અંદર ઓછામાં ઓછા ૧૦૦–એકસો પ્રતિનિધિઓ હાજર હોય, અને આવા સુધારાને સંમતિ આપતો ઠરાવ ઓછામાં ઓછા સ્થાનિક સંઘના હાજર રહેલા પ્રતિનિધિઓના ⅔ ભાગના અનુમોદનવાળો હોય તો જ તેવો સુધારો કરી શકાશે."

સંસ્થાના બંધારણની આ ચોથી કલમથી જોઈ શકાય છે કે એમાં કચ્છના જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સમગ્ર સંઘને સર્વોપરિ સ્થાન કે સત્તા આપવામાં આવેલ છે.

**ટ્રસ્ટીઓ, પ્રમુખ અને મેનેજીંગ ટ્રસ્ટી**—આ બંધારણની કલમ (૬) તથા (૬અ) મુજબ સંસ્થાના સંચાલન માટે ૧૨ ટ્રસ્ટીઓની નિમણૂક કરવાની સત્તા જનરલ સભાને આપવામાં આવી છે. આ બાર ટ્રસ્ટીઓ પોતામાંથી એક ટ્રસ્ટીની પ્રમુખ તરીકે અને બે ટ્રસ્ટીઓની મેનેજીંગ ટ્રસ્ટીઓ તરીકે વરણી કરશે. અને ટ્રસ્ટી મંડળને જરૂર જણાતાં તે બે વધુ ટ્રસ્ટીઓને ચૂંટી શકશે. અને આ ટ્રસ્ટી મંડળના પ્રમુખ શ્રી કચ્છી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘના પ્રમુખ પણ ગણાશે.

"પ્રતિનિધિ—(૯) એક સો ઘર કે તેથી ઓછાં ઘરવાળા દરેક સ્થાનિક સંઘ ચાર પ્રતિનિધિઓ, અને તે ઉપરાંત દરેક પચીસ કે તેથી ઓછાં ઘર મુજબ એક વધુ પ્રતિનિધિ નીમશે અને એ રીતે સ્થાનિક સંઘ તરફથી નીમાઈ કે ચૂંટાઈને આવેલાઓને પ્રતિનિધિઓ કહેવામાં આવશે."

આ પ્રમાણે શેઠ વર્ધમાન કલ્યાણજીની પેઢીનો કારોબાર સરખી રીતે ચાલી શકે એટલા માટે આ ટ્રસ્ટડીડમાં જરૂરી બધી જોગવાઈઓ કરવામાં આવી છે. અને સને ૧૯૫૩ની સાલમાં નોંધાવવામાં (રજિસ્ટર્ડ કરાવવામાં) આવેલ આ બંધારણમાં કુલ ૫૭ કલમો રાખવામાં આવી છે અને કેટલીક મુખ્ય કલમોમાં પેટાકલમો પણ ઉમેરવામાં આવી છે.

## પેઢીની સ્થાપનાથી તે અત્યાર સુધીના ટ્રસ્ટીઓની યાદી

દેરાસરના પ્રવેશદ્વારની બહારના ભાગમાં સંસ્થાના સ્વર્ગસ્થ, નિવૃત્ત અને અત્યારના ટ્રસ્ટીઓની જે યાદી, એમની સેવાઓની સાલવારી સાથે, મૂકવામાં આવી છે, તે નીચે મુજબ છે—

### વિ૦ સં૦ ૨૦૦૯ સુધીના સદ્ગત ટ્રસ્ટીઓ

| | | | | |
|---|---|---|---|---|
| ૧. શા. સાકરચંદ પાનાચંદ, | ભુજ | પ્રમુખ | (વિ૦ સં૦ ૧૯૫૦ થી ૨૦૦૮) [ચિત્ર નં. ૫૪] |
| ૨. ,, માણેકચંદ શામજી, | માંડવી | ટ્રસ્ટી | (વિ૦ સં૦ ૧૯૫૦ થી ૧૯૬૭) |
| ૩. ,, નરસી તેજસી, | ભુજપુર | ,, | (વિ૦ સં૦ ૧૯૫૦ થી ૧૯૮૬) |
| ૪. ,, આસુભાઈ વાઘજી, | દુર્ગાપુર | મે. ટ્રસ્ટી | (વિ૦ સં૦ ૧૯૫૦ થી ૧૯૭૫) [ચિત્ર નં. ૫૫] |
| ૫. ,, સોમચંદ ધારશી, | અંજાર | ટ્રસ્ટી | (વિ૦ સં૦ ૧૯૭૭ થી ૧૯૯૨) |
| ૬. ,, ટોકરસી મૂલજી, | ભુજપુર | મે. ટ્રસ્ટી | (વિ૦ સં૦ ૧૯૭૭ થી ૧૯૯૫) |
| ૭. ,, પરસોત્તમ અમરસી, | માંડવી | ટ્રસ્ટી | (વિ૦ સં૦ ૧૯૭૭ થી ૧૯૯૦) |
| ૮. ,, શામજી દેવસી, | કોટડી | ,, | (વિ૦ સં૦ ૧૯૭૭ થી ૧૯૯૨) |
| ૯. ,, નારાણજી પરસોત્તમ, | માંડવી | ,, | (વિ૦ સં૦ ૧૯૯૧ થી ૨૦૦૪) |
| ૧૦. ,, વલભજી નરસી, | ભુજપુર | ,, | (વિ૦ સં૦ ૧૯૯૧ થી ૨૦૦૮) |

૧૧. શ્રી દેવજી ટોકરસી, ભુજપુર મે. ટ્રસ્ટી (વિ૦ સં૦ ૧૯૯૬ થી ૨૦૦૭)
[ચિત્ર નં. ૫૬]

૧૨. „ માણેકલાલ પરસોત્તમ, માંડવી ટ્રસ્ટી (વિ૦ સં૦ ૨૦૦૫ થી ૨૦૦૯)

ઉપરની યાદી જોતાં જે ત્રણ બાબતો ખાસ ધ્યાન ખેંચે છે, તે આ છે: (૧) જે સાલમાં શેઠ વર્ધમાન કલ્યાણજીની પેઢીની સ્થાપના થઈ અને એનું બંધારણ ઘડાયું તે છેક વિ૦ સં૦ ૧૯૫૦ની સાલથી તે વિ૦ સં૦ ૨૦૦૮ની સાલમાં સ્વર્ગવાસ થયો ત્યાં સુધી એકધારાં ૫૮ વર્ષ સુધી ભુજના નગરશેઠ શ્રેષ્ઠીવર્ય શ્રી સાકરચંદ પાનાચંદ શાએ પેઢીનું અને કચ્છના શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિ-પૂજક સંઘ સમસ્તનું પ્રમુખપદ સંભાળ્યું હતું. આ રીતે લગભગ છ દાયકા સુધી પ્રમુખપદ સંભાળનાર આપણા એ મોવડી મહાનુભાવ ધર્મભાવના, શાસનસેવાની ધગશ, કાર્યકુશળતા, સૌને સાથે રાખીને કામ કરવાની કુનેહ, કચ્છના જૈન સંઘ ઉપરનો પ્રભાવ, શાણપણ, દીર્ઘદૃષ્ટિ વગેરે કેટલા બધા ગુણો ધરાવતા હશે એનો ખ્યાલ આવી શકે છે.[૨] (૨) શ્રી આસુભાઈ વાઘજીએ આ પેઢીના મેનેજીંગ ટ્રસ્ટી તરીકે કેટલી બધી નિષ્ઠાભરી સેવા બજાવી હતી, એની સાક્ષી દેરાસરના પૂજામંડપમાં, મૂળનાયકની સામોસામ, મૂકવામાં આવેલ એમનું આરસનું બસ્ટ પૂરે છે. અને (૩) આ પેઢીની સ્થાપના થઈ ત્યારથી મેનેજિંગ ટ્રસ્ટી નીમવાની પ્રથા અપનાવવામાં આવી હતી.

## માજી (નિવૃત્ત થયેલા) ટ્રસ્ટીઓ

૧. શા. દામજી મોણસી, માંડવી ટ્રસ્ટી (વિ૦ સં૦ ૧૯૫૦ થી ૨૦૦૮)
૨. „ હીરજી ઘેલાભાઈ, દુર્ગાપુર મે. ટ્રસ્ટી (વિ૦ સં૦ ૧૯૭૭ થી ૨૦૦૮)
૩. „ કુંવરજી સુરજી, દુર્ગાપુર ટ્રસ્ટી (વિ૦ સં૦ ૧૯૯૧ થી ૨૦૦૮)
૪. „ દામજી ધારશી, અંજાર ટ્રસ્ટી (વિ૦ સં૦ ૧૯૯૪ થી ૨૦૦૯)

આ યાદીમાં જણાવ્યા મુજબ માંડવીના શા. દામજીભાઈ મોણસીએ પણ, નગરશેઠ શ્રી સાકરચંદ પાનાચંદની સાથોસાથ, પેઢીના સ્થાપનાના સમયથી–વિ૦ સં૦ ૧૯૫૦થી–તે વિ૦ સં૦ ૨૦૦૮ સુધી, ૫૮ વર્ષ સુધી, પેઢીની સેવા કરી હતી; અને તે પછી તેઓ સંસ્થાના ટ્રસ્ટી તરીકેની જવાબદારીથી મુક્ત થયા હતા.

## પેઢીની સેવા કરનાર વિદ્યમાન ટ્રસ્ટીઓ (વિ૦ સં૦ ૨૦૦૯)

૧. શા. ખુશાલભાઈ સાકરચંદ, ભુજ પ્રમુખ (વિ૦ સં૦ ૨૦૦૮ થી)
૨. „ નેમીદાસ દેવજી, ભુજપુર મે. ટ્રસ્ટી (વિ૦ સં૦ ૨૦૦૮ થી)

૨. નગરશેઠ શ્રી સાકરચંદભાઈને માટે "શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા" માં (પૃ૦ ૧૫૨) કહેવામાં આવ્યું છે કે–"નગરશેઠ શ્રી સાકરચંદભાઈ પાનાચંદભાઈની સૌમ્ય મૂર્તિ સંઘાળુઓથી ભુલાય તેમ નથી". તથા "મારી કચ્છયાત્રા" ના લેખક મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજે એમના માટે લખ્યું છે કે–"પોતાના શાંત સ્વભાવ અને વયોવૃદ્ધ હોવા છતાં એક યુવાનને છાજે તેવા જોરથી કાર્ય કરનાર નગરશેઠ સાકરચંદ પાનાચંદ" (પૃ૦ ૧૧૬).

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩. | શા. | મોતીલાલ ગોપાલજી, | ભુજ | મે. ટ્રસ્ટી | (વિ૦ સં૦ ૨૦૦૮ થી) |
| ૪. | ,, | પ્રેમચંદ સાકરચંદ ભુલાણી | માંડવી | ટ્રસ્ટી | (વિ૦ સં૦ ૧૯૯૧ થી) |
| ૫. | ,, | દામજી સાકરચંદ, | મુંદ્રા | ,, | (વિ૦ સં૦ ૨૦૦૮ થી) |
| ૬. | ,, | નરપત નેમીદાસ, | ભુજપુર | ,, | (વિ૦ સં૦ ૨૦૦૮ થી) |
| ૭. | ,, | પ્રેમજી ગણુસી, | દુર્ગાપુર | ,, | (વિ૦ સં૦ ૨૦૦૮ થી) |
| ૮. | ,, | રવજી ખીમરાજ, | ,, | ,, | (વિ૦ સં૦ ૨૦૦૮ થી) |
| ૯. | ,, | ધનજી શામજી, | કોટડી | ,, | (વિ૦ સં.૦ ૧૯૯૪ થી) |
| ૧૦. | ,, | હીરજી લધાભાઈ, | હાલાપુર | ,, | (વિ૦ સં૦ ૨૦૦૮ થી) |
| ૧૧. | ,, | નાયક જેઠાભાઈ, | કોઠારા | ,, | (વિ૦ સં૦ ૨૦૦૮ થી) |
| ૧૨. | શ્રી | ઝુમખલાલ લક્ષ્મીચંદ મહેતા, | માંડવી | ,, | (વિ૦ સં૦ ૨૦૦૯ થી) |
| ૧૩. | ,, | વોરા મૂલચંદ રાયસી, | અંજાર | ,, | (વિ૦ સં૦ ૨૦૦૯ થી) |

## વિ૦ સં૦ ૨૦૩૦ના વર્તમાન ટ્રસ્ટીઓ

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | શા. | ખુશાલભાઈ સાકરચંદ, | ભુજ | પ્રમુખ |
| ૨. | શ્રી. | ઝુમખલાલ લક્ષ્મીચંદ મહેતા, | માંડવી | મે. ટ્રસ્ટી |
| ૩. | શેઠ | ધરમશીભાઈ દેવચંદ શાહ, | માંડવી | મે. ટ્રસ્ટી |
| ૪. | ,, | નેમીદાસભાઈ દેવજી, | ભુજપુર | ટ્રસ્ટી |
| ૫. | ,, | નરપતભાઈ નેમીદાસ, | ભુજપુર | ,, |
| ૬. | , | મોતીલાલભાઈ ગોપાળજી, | ભુજ | ,, |
| ૭. | ,, | મૂલચંદભાઈ રાયસી વોરા, | અંજાર | ,, |
| ૮. | ,, | પ્રેમજીભાઈ ગણુશી, | નવાવાસ | ,, |
| ૯. | ,, | પ્રેમજીભાઈ ઘેલાભાઈ, | નવાવાસ | ,, |
| ૧૦. | ,, | નાયક જેઠાભાઈ, | કોઠારા | ,, |
| ૧૧. | ,, | ઉમરસી નરસી નાગડા | જખૌ | ,, |
| ૧૨. | ,, | લીલાધરભાઈ દેવસી વોરા, | નારાણુપુર | ,, |
| ૧૩. | ,, | લાલજીભાઈ કેશવજી, | ગોધરા | ,, |
| ૧૪. | ,, | વોરા પરસોત્તમ દેવકરણ, | દુધઈ | ,, |
| ૧૫. | ,, | નવીનચંદ્ર મગનલાલ, | મુંદ્રા | ,, |

સને ૧૯૫૨માં રજીસ્ટર્ડ કરાવેલ ટ્રસ્ટ-ડીડની છઠ્ઠી કલમ મુજબ વધારેમાં વધારે ૧૪ ટ્રસ્ટીઓ નીમવાની જોગવાઈ હતી. અને વર્તમાન ટ્રસ્ટી-મંડળ ૧૫ સભ્યોનું બનેલું છે, એ ઉપરથી લાગે છે કે સંસ્થાના બંધારણમાં,સને ૧૯૫૨ પછી ક્યારેક, આ માટે જરૂરી સુધારો કરવામાં આવ્યો હશે.

ટ્રસ્ટીઓની સભાઓની કાર્યવાહીની નોંધ ઉપરથી જાણવા મળે છે કે સંસ્થાના બંધારણમાં સુધારાવધારા કરવા માટે કચ્છના જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘની સભા વિ૦ સં૦ ૧૯૯૦માં કારતક વદિમાં બોલાવવાનું ટ્રસ્ટીઓની તા. ૧૯–૪–૧૯૩૩ની સભામાં ઠરાવવામાં આવ્યું હતું આ જનરલ સભામાં કરવામાં આવેલ બંધારણના સુધારાવધારાનો સને ૧૯૫૨માં રજીસ્ટર્ડ કરાવવામાં આવેલ ટ્રસ્ટડીડમાં સમાવેશ થઈ જતો હોવાથી એની વિગતો અહીં આપવાની જરૂર રહેતી નથી.[૩]

આ બધી તો આ પેઢીની સ્થાપના અને એના બંધારણને લગતી તેમ જ ટ્રસ્ટીમંડળમાં પોતાની સેવાઓ આપી જનાર અને અત્યારે આપી રહેલ મહાનુભાવો સંબંધી બાહ્ય અને સ્થૂલ માહિતી આપતી વિગતો થઈ. પણ બંધારણના આવા બાહ્ય કલેવર માત્રથી ન તો કોઈ સંસ્થાનું સુવ્યવસ્થિત અને સફળ સંચાલન થઈ શકે છે કે ન કોઈ સંસ્થા પ્રગતિશીલ અને લોકપ્રિય બની શકે છે. આ માટે તો જોઈએ છે શ્રદ્ધા-ભક્તિ પ્રેરિત કર્તવ્યભાવના, પોતાપણાની લાગણી, સેવાપરાયણતા, સતત જાગૃત ધ્યેયનિષ્ઠા અને ધર્મરુચિ. આવા સદ્‌ગુણો હોય તો બંધારણમાં કોઈ પ્રકારની ખામી રહી જવા પામી હોય તોય તે સંસ્થાના વિકાસને લેશ પણ રુંધી શકતી નથી; અને જો આવા સદ્‌ગુણોનુ સ્થાન ઉપરછલ્લી મોટી મોટી વાતોએ અને ખોટા આડંબરોએ લીધું હોય તો, બંધારણ ગમે તેટલું પરિપૂર્ણ અને ઉત્તમ હોય તોપણ, એની બધી જોગવાઈઓ કેવળ પોથીની શોભારૂપ જ બની રહે છે. મતલબ કે માનદ સંચાલકો અને પગારદાર કર્મચારીઓની કર્તવ્યપરાયણતા, વિનમ્રતા અને ઉત્સાહી પ્રકૃતિ જ કોઈ પણ સંસ્થાની કાર્યવાહીને ઉજ્જવળ અને યશસ્વી બનાવનાર સાચું રસાયણ છે.

અને, મારા જાત અનુભવને આધારે, મને એમ કહેતાં આનંદ થાય છે કે, ભાવનાશીલ માનદ સંચાલકો અને હોંશિલા, વિનયી અને વિવેકી પગારદાર કર્મચારિઓનું જૂથ મેળવવાની બાબતમાં ભદ્રેશ્વર વસઈ જૈન તીર્થનો વહીવટ સંભાળતી શેઠ વર્ધમાન કલ્યાણજીની પેઢી ઘણી ભાગ્યશાળી છે. પેઢીના મુખ્ય સંચાલક મુખ્યમહેતાજીથી લઈ ને તે પટાવાળા, પૂજારી કે બીજી કામગીરી સંભાળતા નાનામાં નાનાં કર્મચારી ભાઈઓ-બહેનો સુધીની લગભગ બધી વ્યક્તિઓ પોતાની ફરજનું સારી રીતે પાલન કરતી અને યાત્રાળુઓ સાથે વિવેક-વિનયથી વર્તતી હોય છે. માનદ સંચાલકો અને સવેતન કર્મચારીઓ વચ્ચેના આવા સુભગ સહકારથી જ આ પેઢીની કામગીરી ખૂબ દીપી નીકળે છે; અને બધાં યાત્રાળુ ભાઈઓ-બહેનો સંતોષ પામીને, મધુર સ્મરણો સાથે, વિદાય થાય છે.

---

૩. પેઢીની તા. ૪–૫–૧૯૪૮ના રોજ મળેલી જનરલ સભાની કાર્યવાહીની નોંધ ઉપરથી જાણવા મળે છે કે એ અરસામાં જામનગરનાં એક તપસ્વિની બહેન શ્રી જવલબહેને શ્રી કેસરિયાજી તીર્થનો વહીવટ શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘને સોંપવા માટે, ત્યાના સરકારી વ્યવસ્થાતંત્ર સામે, ઉપવાસ શરૂ કર્યા હતા, તે અંગે ચિંતા વ્યક્ત કરવામાં આવી હતી. ( આ રીતે આ ઘટનાની નોંધ સચવાઈ રહી છે. આ ઘટનામાં છેવટે શ્રી જવલબહેને પારણાં કર્યાં હતાં. )

## ધર્મશાળાઓ વગેરેની સગવડો

આ તીર્થધામમાં ઊતરવા માટેની મોટાભાગની ધર્મશાળાઓ વગેરેની સગવડો પણ આ તીર્થની પેઢી હસ્તક છે. કેટલીક ધર્મશાળાઓ કચ્છનાં અમુક અમુક ગામોના સંઘોની માલિકીની હોવા છતાં, જરૂર વખતે, એ પણ યાત્રાળુઓ માટે ખુલ્લી મૂકવામાં આવે છે. આ બધી ધર્મશાળાઓ ઘણી મોટી સંખ્યાના યાત્રિકોને પણ સુખપૂર્વક રહેવાની સવલતો આપી શકે એટલી વિપુલ છે. એટલે હવે એની જ વિગતો જોઈએ.

### જુદાં જુદાં ગામોના સંઘોની તથા વ્યક્તિગત માલિકીની ધર્મશાળાઓ

(૧) શ્રી અંજાર જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘની (વિ૦ સં૦ ૧૯૫૦-૫૧).
(૨) શ્રી મુંદ્રા જૈન સંઘની (વિ૦ સં૦ ૧૯૫૧-૫૨).
(૩) ચબૂતરા સામેના બે ઓરડા—માંડવીના શેઠ શાંતિદાસ લખમસીની પોતાની માલિકીના (વિ૦ સં૦ ૧૯૭૪-૭૫)
(૪) સંઘવી દામોદર ચાંપશીએ ઉપર-નીચે બંધાવેલ બે રૂમ (વિ૦ સં૦ ૧૯૭૭-૭૮).
(૫) શ્રી બેતાલીસવાલી ધર્મશાળા (વિ૦ સં૦ ૧૯૭૭-૭૮).
(૬) શ્રી કોડાયવાલી ધર્મશાળા (વિ૦ સં૦ ૧૯૮૦-૮૨).
(૭) માંડવીના શા. પોપટલાલ શિવજીના ચાર ઓરડા (વિ૦ સં૦ ૧૯૮૦-૮૨).
(૮) શ્રી ભુજપુર ભુવન ઉપરના ૬ ઓરડા ભુજપુરના શેઠિયા તથા બેદાની માલિકીના (વિ૦ સં૦ ૧૯૯૩-૯૪).

ઉપરની વિગતો ઉપરથી એમ જાણી શકાય છે કે વિ૦સં૦ ૧૯૫૦ની સાલમાં કચ્છના સંઘોએ શ્રી ભદ્રેશ્વર-વસઈ તીર્થના વહીવટ માટે શેઠ વર્ધમાન કલ્યાણજીની પેઢીની સ્થાપના કરીને તીર્થના વહીવટને વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન કર્યો, ત્યારથી તીર્થમાં ધર્મશાળાની સ્થાપનાની શરૂઆત થઈ હતી—અલબત્ત, આ રીતે જે તે ગામોના સંઘો તરફથી સ્થાપવામાં આવેલ ધર્મશાળાઓનો મુખ્ય હેતુ પોતપોતાનાં ગામોના યાત્રિકોને ઊતરવા-રહેવાની સગવડો આપવાનો હશે, છતાં એનો લાભ, કોઈ વખતે, બીજા યાત્રિકોને પણ મળતો હશે, એમ માની શકાય.

વિ૦ સં૦ ૧૯૫૦ની સાલ પહેલાં આ તીર્થમાં યાત્રિકોને રહેવા માટે શી સગવડ હશે એની માહિતી હું મેળવી શક્યો નથી. પણ, એમ લાગે છે કે, એ વખતે આ તીર્થમાં યાત્રાળુઓના ઉતારા માટે કોઈ ખાસ સગવડ નહીં હોય અને હશે તો બહુ જ ઓછી હશે. એટલે એ વખતે જેમ યાત્રાળુઓ પોતાના તરફથી ગાડાં વગેરે વાહનો કરીને આ તીર્થની યાત્રાએ જતાં હશે અને ખાવા-પીવાની સગવડ પણ પોતે જ કરતાં હશે, તેમ રહેવાની ગોઠવણ પણ પોતાની રીતે જ કરી લેતાં હશે, એમ લાગે છે.

આ ઉપરથી એમ પણ ફલિત થાય છે કે, એક તો કચ્છના પ્રદેશ તરફનો વિહાર મુશ્કેલીવાળો, અને ભદ્રેશ્વરમાં ઊતરવા-જમવા વગેરેની કોઈ સગવડ નહીં, એટલે, સો-સવાસો વર્ષ પહેલાંનાં સમયમાં, કચ્છ બહારનો ચતુર્વિધ સંઘ શ્રી ભદ્રેશ્વર તીર્થની યાત્રાએ ઘણી ઓછી સંખ્યામાં જતો હશે; અને તેથી અન્ય પ્રદેશોમાં આ તીર્થની પ્રસિદ્ધિ પણ મર્યાદિત પ્રમાણમાં જ થવા પામી હશે. વિક્રમની ચૌદમી સદીના અંતભાગમાં (વિ૦ સં૦ ૧૩૮૯ના વર્ષમાં), વિખ્યાત જગડૂશા બાદ ફક્ત ૬૦-૬૫ વર્ષ પછી જ, શ્રી જિનપ્રભસૂરિએ રચેલ "વિવિધ તીર્થકલ્પ" નામે સંખ્યાબંધ જૈન તીર્થોની માહિતી આપતા ગ્રંથમાં કે પ્રાચીન તીર્થમાળાઓમાંથી[૪] ભદ્રેશ્વર તીર્થની કોઈ માહિતી નથી મળતી તેનું કારણ કદાચ આ પણ હોઈ શકે.

## તીર્થની પેઢી હસ્તકની ધર્મશાળાઓ

(૧) શ્રી ભુજ જૈન સંઘની ધર્મશાળા (વિ૦ સં૦ ૧૯૭૭-૭૮).

(૨) શ્રી માંડવી જૈન સંઘની ૩૬ ઓરડાની ધર્મશાળા (વિ૦ સં૦ ૧૯૮૦-૮૨).

(૩) શ્રી મુંદ્રાવાલાના ઓરડાની બાજુમાં બાથરૂમ સામેના કપડાં બદલવાના બે ઓરડા (વિ૦ સં૦ ૧૯૮૦-૮૨).

(૪) શ્રી નવાવાસવાલી ૪ ઓરડાની ધર્મશાળા (વિ૦ સં૦ ૧૯૮૦-૮૨).

(૫) શ્રી પુનડી સંઘની ૨ ઓરડાની ધર્મશાળા (વિ૦ સં૦ ૧૯૮૦-૮૨).

(૬) શ્રી મેરાઉ સંઘની ૫ ઓરડાની ધર્મશાળા (વિ૦ સં૦ ૧૯૮૦-૮૨).

(૭) શ્રી ભંડાર સામેની ચાલીના ૧૦ ઓરડા (વિ૦ સં૦ ૧૯૯૦-૯૧).

(૮) શ્રી ભુજપુર ભુવનની નીચે સાંધાણુવાળાના છ ઓરડા (વિ૦ સં૦ ૧૯૯૨-૯૩).

## ઉપાશ્રયો

(૧) બાથરૂમો સામેનો ઉપાશ્રય (વિ૦ સં૦ ૧૮૮૦-૮૨).

(૨) ધર્મભુવન જૈન ઉપાશ્રય; ભોંયતળિયુ તથા ઉપરનો માળ. ભોંયતળિયું અમદાવાદના શેઠ શ્રી મનસુખભાઈ ભગુભાઈએ બંધાવેલ છે, અને ઉપરનો માળ માંડવીના શા. નાથાભાઈ ખીમરાજનાં વિધવા સ્વ. લક્ષ્મીબહેને બંધાવી આપેલ છે (વિ૦ સં૦ ૨૦૦૧).

(૩) દેરાસરની ડાબી બાજુ આવેલ થાંભલાવાળો મોટો ઉપાશ્રય.

૪. કોઈ પ્રાચીન તીર્થમાળામાં શ્રી ભદ્રેશ્વર તીર્થ સંબંધી માહિતી મળી શકે એમ હોય તો તે માટે આવી તીર્થમાળાઓ જાતે જોવી જોઈએ. પણ હું પોતે આ નિમિત્તે, આવી તીર્થમાળાઓ જોઈ નથી શક્યો, પણ જેઓએ, પોતાના કામ માટે, તીર્થમાળાઓનું અવલોકન કર્યું છે, એમને પૂછપરછ કરતાં, ભદ્રેશ્વર તીર્થનું વર્ણન કોઈ તીર્થમાળામાં એમના જોવામાં આવ્યું નથી, એવું જાણવા મળવાથી મેં અહીં આ વાતનો આ પ્રમાણે ઉલ્લેખ કર્યો છે. આમ છતાં હું ઇચ્છું છું કે કોઈક પ્રાચીન તીર્થમાળામાંથી શ્રી ભદ્રેશ્વર તીર્થનું વર્ણન મળી આવે, આમ થાય તો તો એનાથી રૂડું શું ?

## બીજી ઇમારતો

(૧) ૭ સ્ટોરરૂમો દેરાસરની પાછળ બનાવેલ છે (વિ૦ સં૦ ૨૦૦૯).

(૨) દેરાસરની પાછળ ૩ બાથરૂમો બનાવેલ છે (વિ સં૦ ૨૦૦૯).

(૩) શ્રી ભદ્રેશ્વર ગામમાં પ્રવેશ કરતાં, ગામની શરૂઆતમાં જ આવેલ પુરીબાઈની મોટા ચોગાનવાળી વિશાળ ધર્મશાળા વિ૦ સં૦ ૧૯૮૧ની સાલમાં બંધાઈ હતી. તે પછી તે ધર્મશાળા તીર્થની પેઢીને સોંપી દેવામાં આવી હતી, એમ ટ્રસ્ટીઓની તા. ૨૫–૧૦–૧૯૪૫ ની સભાની કાર્યવાહીની નોંધ ઉપરથી જાણી શકાય છે.

## બીજી સગવડો

શહેરમાં અનેક જાતની સગવડોમાં રહેવા ટેવાયેલા યાત્રિકોને પણ અહીં નિરાંતે રહેવાનું મન થાય એવી જે સગવડો આ તીર્થમાં ઊભી કરવામાં આવી છે તે, આ તીર્થના સંચાલક મહાનુભાવો યાત્રાળુઓની સેવા–સગવડો માટે કેટલા સજાગ અને પ્રયત્નશીલ રહે છે તેનું સૂચન કરે છે. આ ખાસ નોંધપાત્ર સગવડો આ પ્રમાણે છે—

(૧) ચોવીસે કલાક પાણી—કચ્છ જેવા પ્રદેશમાં આવેલ આ તીર્થમાં યાત્રાળુઓને ચોવીસે કલાક પાણી મળે છે એ વાત કોઈ કહે તો, આપણે એ ભાગ્યે જ સાચી માનીએ; પણ આ વાત બિલકુલ સાચી છે. પેઢીએ ભદ્રેશ્વર ગામમાં આવેલ પાંડવકુંડ નામે જૂનો વિશાળ કુંડ ખરીદી લઈને અને એમાં જરૂરી સમારકામ કરાવીને ત્યાં વોટરવર્કસ ઊભું કર્યું છે. તેથી તીર્થને ચોવીસે કલાક પાણી મળે છે, અને સાથે સાથે ગામને પણ આથી પાણીનું સુખ થયું છે. આ સગવડ વિ૦ સં૦ ૨૦૩૦માં, આશરે એક લાખ રૂપિયાના ખર્ચે, પેઢીએ કરી છે.[૫]

(૨) વીજળી—ગુજરાત વિદ્યુત બોર્ડ પાસેથી વિ૦ સં૦ ૨૦૨૭ની સાલમાં પેઢી તરફથી વીજળીનું જોડાણ લેવામાં આવ્યું છે. આથી તીર્થને વીજળીની સગવડ મળી છે. આ સગવડ ભદ્રેશ્વરગામને પણ વિ૦ સં૦ ૨૦૩૦થી મળવા લાગી છે.

(૩) સેપ્ટીક ટેંકવાળાં જાજરૂ—વિ૦ સં૦ ૨૦૨૮ની સાલમાં આ મંદિરના વિશાળ ચોગાનની એક બાજુ બહેનોને માટે ૧૦ અને બીજી બાજુ પુરુષો માટે ૧૦ સેપ્ટીક ટેંકનાં, ચોવીસે કલાક પાણીની સગવડવાળાં, જાજરૂ બનાવવામાં આવ્યાં છે. આને લીધે યાત્રાળુઓને કુદરતી હાજત માટે ખુલ્લા મેદાનમાં જવું પડતું હતું તે અગવડ દૂર થઈ છે.

(૫) સ્પેશિયલ બ્લોક—પોતાના રહેઠાણમાં જ વીજળી, પંખા, પાણી, બાથરૂમ, જાજરૂ, રસોડું અને જરૂરી ફરનીચર વગેરેની વિશેષ સગવડ ઇચ્છતા યાત્રાળુઓને માટે, વિ૦ સં૦ ૨૦૨૯–

---

૫. "અંચળગચ્છ દિગ્દર્શન" માં (પૃ૦ ૬૦૦) લખ્યું છે કે "તેમના (અંચળગચ્છના યતિ શ્રી ગુલાબચંદજીના) શિષ્ય ગુણચંદજી વિદ્યમાન છે. તેઓ વૈદક અને ભૂસ્તરમાં નિષ્ણાત છે. ભદ્રેસર આદિ અનેક સ્થળોમાં મીઠું પાણી મેળવી આપી એમણે મોટો ઉપકાર કર્યો."

૩૦ની સાલમાં, તીર્થના ચોગાનમાં પ્રવેશતાં જ, જમણી બાજુ એકાંત સ્થાનમાં, નાના સરખા બંગલા જેવા ૧૦ સ્વતંત્ર બ્લોક બનાવવામાં આવ્યા છે.

(૫) રમતનું મેદાન— આમ તો આ તીર્થના વિશાળ ગઢની અંદર પણ એટલી બધી ખાલી જગ્યા છે કે જ્યાં જાત્રાળુઓ આનંદથી હરી-ફરી શકે છે આમ છતાં શ્રી જીતવિજયજી દાદાના ગુરુમંદિરની પાછળના ભાગમાં, બાળકોની રમત-ગમતનાં સાધનોવાળું અને ઠેર ઠેર બેસવાની બેઠકોવાળું, નાના સરખા બગીચાથી શોભતું એક ક્રીડા-ઉદ્યાન પણ અહીં બનાવવામાં આવ્યું છે.

## વર્ધમાન નિવાસ

તીર્થના વિશાળ ચોગાનની છેક પૂર્વ દિશામાં આવેલ વર્ધમાન નિવાસ કંઈક આ તીર્થની આગવી વિશેષતારૂપ હોય એમ લાગે છે. વિશાળ જગ્યામાં આવેલ આ સ્થાનમાં પેઢી હસ્તકની ચાર ધર્મશાળાઓ અને વ્યક્તિગત માલિકીની બે ઇમારતો આવેલી છે, જેની વિગત આ પ્રમાણે છે—

### પેઢી હસ્તકની ધર્મશાળાઓ

(૧) શ્રી મોટા આસંબીઆ જૈન સંઘની (વિ૦ સં૦ ૧૯૯૩).
(૨) શ્રી નાગલપુર જૈન સંઘની (વિ૦ સં૦ ૧૯૯૩).
(૩) શ્રી રાયણ જૈન સંઘની (વિ૦ સં૦૧૯૯૩).
(૪) શ્રી તલવાણા જૈન સંઘની (વિ૦ સં૦ ૧૯૯૩).

### વ્યક્તિગત ઇમારતો

(૧) શ્રી ભુજપુર જૈન સંઘની, ત્રણ ઓરડાની શ્રી ભેદા ભુવન નામે ઓળખાતી ઇમારત (વિ૦ સં૦ ૧૯૯૨-૯૩).

(૨) શેઠ ખીયસી ઠાકરશી ભુજપુરવાળાના ૬ ઓરડા (વિ૦ સં૦ ૧૯૯૨-૯૩).

આ ધર્મશાળાઓનો અને આ ઇમારતોનો ઉપયોગ યાત્રાળુઓની અસાધારણ ભીડ વખતે, ક્યારેક જ થતો હશે, એમ એ બધાં મકાનોની સ્થિતિ જોતાં લાગે છે.

ફૂલવાડી—ભગવાનની ભક્તિ માટે ફૂલો પૂરાં પાડતી અને બીજાં પણ કેટલાંક છોડ અને વૃક્ષોથી શોભતી વિશાળ ફૂલવાડી પણ આ વર્ધમાન નિવાસમાં જ, ઉત્તર તરફના છેડે, આવેલી છે.

ઓળી તથા ઉપધાનની સગવડ—પેઢી હસ્તક "નવપદ આરાધક સંઘ" નામે એક સંસ્થા છે; એના તરફથી તીર્થમાં હમેશાં આયંબિલના તપસ્વીઓ માટે રસોઈની પૂરતી અને સંતોષકારક સગવડ કરવામાં આવે છે, તેમ જ ચૈત્ર મહિનાની ઓળીની આરાધના, બને ત્યાં સુધી

વિદ્વાન વ્યાખ્યાતા મુનિવરની નિશ્રામાં, કરાવવામાં આવે છે, અને ચતુર્વિધ સંઘ એનો સારા પ્રમાણમાં લાભ લે છે. આ સંસ્થા પાસે, પેઢીના વિ૦ સં૦ ૨૦૩૦ ની સાલના સરવૈયા પ્રમાણે, રૂ. પંચાવન હજારથી વધુ રકમનું ફંડ છે. આ ઉપરાંત ક્યારેક કોઈક ધર્માનુરાગી વ્યક્તિની ભાવના તીર્થમાં ઉપધાન જેવા મોટા તપની આરાધના કરાવવાની થાય છે તો, એ માટે પણ તીર્થની પેઢી તરફથી પૂરેપૂરી સગવડ કરી આપવામાં આવે છે.

## બહારગામનાં જિનમંદિરો વગેરેની સાચવણી

પોતાના બંધારણના ઉદ્દેશોમાં કરવામાં આવેલ જોગવાઈ પ્રમાણે, શેઠ વર્ધમાન કલ્યાણજીની પેઢીએ નીચે મુજબ ચાર ગામોનાં દેરાસરો તથા ઉપાશ્રયોની સંભાળ રાખવાની જવાબદારી સ્વીકારી છે—

(૧) વડાલાના દેરાસર, ઉપાશ્રય તથા એક મકાનની સાચવણી કરવી. (પેઢીના ટ્રસ્ટીઓની તા. ૨૭-૪-૧૯૨૯ ના રોજ મળેલ સભામાં વડાલાના દેરાસરના જીર્ણોદ્ધારમાં પચીસસો કોરી ખર્ચવાનું અને એનો વહીવટ સંભાળી લેવાનું ઠરાવવામાં આવ્યું હતું.)

(૨) ગુંદાલાના દેરાસર તથા ઉપાશ્રયની સાચવણી કરવી.

(૩) ભુવડના દેરાસર તથા ઉપાશ્રયની સંભાળ રાખવી.

(૪) ગુંદીઆલાના દેરાસર તથા ઉપાશ્રયની સંભાળ રાખવી.

**શ્રી મહાવીર જૈન વાચનાલય**—તીર્થમાં આવનાર સાધુ-સાધ્વીઓ તથા યાત્રાળુઓ, પોતાની ઇચ્છા અને સમયની અનુકૂળતા મુજબ, અભ્યાસ કે વાચન-મનન કરવાનો લાભ લઈ શકે એ માટે એક સ્વતંત્ર મકાનમાં "શ્રી મહાવીર જૈન વાચનાલય" ચલાવવામાં આવે છે. આમાં ધર્મશાસ્ત્રોનાં તેમ જ ચાલુ કથા-વાર્તા જેવા લોકોપયોગી સાહિત્યનાં પુસ્તકો સારી સંખ્યામાં રાખવામાં આવ્યાં છે, તેમ જ કેટલાંક દૈનિક, અઠવાડિક, પાક્ષિક અને માસિક અખબારો અને સામયિકો પણ મંગાવવામાં આવે છે. આ વાચનાલયનું મકાન તીર્થની પેઢીના એક વખતના મેનેજીંગ ટ્રસ્ટી, ભુજપુરનિવાસી સ્વ૦ રાવબહાદુર દેવજીભાઈ ટોકરશીએ, એમના પિતાશ્રી, જેઓએ પણ આ સંસ્થાના મેનેજીંગ ટ્રસ્ટી તરીકે સેવાઓ આપી હતી તે, સ્વ૦ શ્રી ટોકરશીભાઈ મૂળજીના શ્રેયાર્થે બંધાવી આપ્યું હતું. (તીર્થના ટ્રસ્ટીઓએ, એમની તા. ૧૩-૪-૧૯૪૪ની સભામાં, તીર્થમાં પુસ્તકાલય શરૂ કરવાનો ઠરાવ કર્યો હતો.)

**પેઢીના અત્યારના મુખ્ય મહેતાજી**—પેઢીનો કારોબાર વ્યવસ્થિતપણે અને યાત્રિકોને સંતોષ થાય એ રીતે ચલાવવાની પેઢીના મુખ્ય મહેતાજી તરીકે મોટી જવાબદારી અત્યારે (વાગડ) બેલાનિવાસી શ્રી નેમચંદભાઈ કસ્તુરચંદ વોરા સારી રીતે અને સફળતાથી સંભાળી રહ્યા છે. તેઓ પોતે ધર્માનુરાગી હોવાની સાથે તીર્થના દરેક પ્રકારના હિતની બરાબર સાચવણી થાય એનો પૂરો ખ્યાલ રાખે છે. તેઓ ૨૮ વર્ષથી આ તીર્થની પેઢી સાથે સંકળાયેલા છે. આ તીર્થમાંની



[પૃ. ૫૮

નં ૪૯]

જેમ્સ બર્જેસે લીધેલ

ભદ્રેશ્વરના જિનાલયના આગળના ભાગની છબી

[ચિત્ર નં. ૪૮નો નંબર મૂકવો રહી ગયો છે.]



[પૃ. ૫૮

નં ૫૦]

જેમ્સ બર્જેસે લીધેલ

ભદ્રેશ્વરના જિનાલયના પૂર્વ તરફના ભાગની છબી



નં ૫૧ ] થાંભલાવાળો ઉપાશ્રય [ પૃ ૮૧



નં. ૫૨ ] દેરાસરની પાછળની ઊંચાણવાળી ધરતી [ પૃ. ૮૮



નં. ૫૩ ] ચોખડા મહાદેવમાં મૂકવામાં આવેલ સિદ્ધરાજ જયસિંહનો શિલાલેખ [ પૃ ૧૬૦



શ્રી શા. સાકરચંદ પાનાચંદ

નં ૫૪] [પૃ ૧૬૮



શ્રી શા. આસુભાઈ વાગજી

ન ૫૫] [પૃ ૧૬૮



શ્રી દેવજી ટોકરશી

ન ૫૬] [પૃ ૧૬૯



ફૂલવાડી
[પૃ. ૧૭૫]



શ્રી મહાવીર જૈન વાચનાલય
[પૃ. ૧૭૬]



ન. ૫૭]　　મુનિરાજ શ્રી શુભવિજયજી　　[પૃ. ૧૭૭



ન ૫૮]　　શ્રી વર્ધમાન જૈન ભોજનાલયનુ આગળનુ દૃશ્ય　　[પૃ ૧૮૩



ન ૫૯]　　શ્રી વર્ધમાન જૈન ભોજનાલયનુ અદર-બહારનું દૃશ્ય　　[પૃ ૧૮૩



ન. ૬૦ ] ચોખંડા મહાદેવનું મંદિર [ પૃ. ૧૮૭



ન. ૬૧ ] જગડુશાના મહેલ તરીકે ઓળખાતી મોટી ઇમારતના અવશેષો [ પૃ. ૧૮૯



ન ૬૨ ] ખીમલી મસ્જિદ [ પૃ ૧૯૦



ન ૬૩ ] લાલશા બાઝ પીરનો કૂબો [ પૃ ૧૯૦





નં. ૬૪ ] પાડવકુંડ [ પૃ. ૧૯૨

નં. ૬૫ ] ડુદા હરિજનની વાવ [ પૃ. ૧૯૩



નં. ૬૬ ] જૂની છત્રી જગડૂશાની બેઠક [ પૃ ૧૯૪

પોતાની આટલી લાંબી કાર્યવાહી દરમ્યાન શરૂઆતનાં ૬ વર્ષ લગી તેઓએ સ્ટોરકીપર તરીકે અને વિ૦ સં૦ ૨૦૧૦ ની સાલથી પેઢીના મુખ્ય મહેતાજી તરીકે કામગીરી બજાવી રહ્યા છે.

શેઠ વર્ધમાન કલ્યાણજીની પેઢી તથા તીર્થમાં પેઢી હસ્તકની ધર્મશાળાઓ તથા અન્ય સગવડો વગેરેની વાત પૂરી થઈ હવે, ઘરમાં હોઈએ કે બહાર હોઈએ, જેના વગર કોઈને ક્યારેય ચાલતું નથી તે, ભોજન માટે આ તીર્થમાં કરવામાં આવેલી વ્યવસ્થાની વાત કરીએ.

## શ્રી વર્ધમાન જૈન ભોજનાલય

આહાર એ જીવમાત્રની પહેલાંમાં પહેલી અને અનિવાર્ય જરૂરિયાત ગણાય છે. સંસાર-વ્યવહારનું કામ કરવું હોય કે ધર્મનું આરાધન કરવું હોય, એમાં જો ખાન-પાનની સરખી–સંતોષકારક સગવડ હોય તો કામ સારી રીતે થાય છે. તેમાંય તીર્થસ્થાનમાં જો આ માટે ઉત્તમ સગવડ કરવામાં આવી હોય તો તો એ યાત્રિકોને માટે મોટા આશીર્વાદરૂપ જ થઈ પડે છે. છેલ્લાં ૩૦ વર્ષથી (વિ૦સં૦ ૨૦૦૧ની સાલથી), ઉત્તમ અને ચોખ્ખી ખાદ્ય વસ્તુઓની ભોજન સામગ્રી દ્વારા, ચતુર્વિધ શ્રીસંઘની ઉલ્લાસપૂર્વક ભક્તિ કરી રહેલ શ્રી ભદ્રેશ્વર-વસઈ તીર્થમાનું શ્રી વર્ધમાન જૈન ભોજનાલય જૈન સંઘની આવી જ એક આદર્શ અને યશનામી સંસ્થા છે.

આ ભોજનાલયના પાયામાં એક સેવાપરાયણ, પરોપકારી અને ભૂખ્યાને ભોજન અપાવવામાં પોતાના જીવનની ધન્યતા માનનાર અલગારી મુનિવરની ભાવના અને સેવા રહેલી છે. મૂળ અમદાવાદના વતની અને સમય જતાં કચ્છના જૈન સંઘ સાથે ગાઢ રીતે સંકળાઈ ગયેલા મુનિવર્ય શ્રી શુભવિજયજી મહારાજ દુખિયાનું દુઃખ અને ભૂખ્યાની ભૂખ દૂર કરવામાં ધર્મ માનનાર એક પરગજુ સાધુ-મુનિરાજ હતા. અને કોઈનું પણ ભલું કરવા માટે સતત ઉદ્યમ કરતાં રહેવું એ એમનો જીવનરસ હતો. આવા મુનિવર ભદ્રેશ્વર તીર્થના યાત્રિકોને તીર્થમાં ખાવા-પીવાની તકલીફ પડે એ વાતને કેવી રીતે સહન કરી શકે ? અને એક સદ્‌વિચાર આવ્યો એટલે એનો તરત જ અમલ કરવાનો પુરુષાર્થ કરવો એ એમનો સ્વભાવ હતો. એટલે, મુખ્યત્વે એમના નિષ્ઠાભર્યા પ્રયત્નથી, અને કચ્છના જૈન આગેવાનોના સહકારથી, વિ૦ સં૦ ૨૦૦૧ ની સાલના માગસર સુદિ ૬ ના રોજ, ભદ્રેશ્વરમાં શ્રી વર્ધમાન જૈન ભોજનાલય શરૂ કરવાનો સ્તુત્ય નિર્ણય કરવામાં આવ્યો અને બીજા જ દિવસથી–માગસર સુદિ ૭થી–તો ભોજનાલય ચાલુ પણ કરી દેવામાં આવ્યું. આ ભોજનાલયનો ઉત્તરોત્તર વિકાસ થતો રહ્યો અને સર્વત્ર એની ખ્યાતિ એક નમૂનેદાર ભોજનાલય તરીકે વિસ્તરતી રહી, એમાં, એના સંચાલકોની ચીવટ અને સાધર્મિક-ભક્તિની ભાવનાની જેમ, આ મુનિવરની શુભ ભાવનાનો પણ મોટો હિસ્સો છે. મુનિરાજ શ્રી શુભવિજયજી તો શુભવિજયજી જ હતા—કોઈનું પણ શુભ કરવાનો એમનો સ્વભાવ હતો. શ્રીસંઘ સદા કૃતજ્ઞતાપૂર્વક એમનું સ્મરણ કરતો રહેશે. [ ચિત્ર નં૦ ૫૭ ]

ભોજનાલયના વિ૦ સં૦ ૨૦૦૧ થી ૨૦૧૦ સુધીના દસ વર્ષના હિસાબો જેમાં આપવામાં આવ્યા છે, એ પહેલા રિપોર્ટમાં મુનિરાજ શ્રી શુભવિજયજીની સેવાઓને અંજલિ આપતાં

યોગ્ય જ કહેવામાં આવ્યું છે કે—

" રોજબરોજ આવતા યાત્રિકો અને નિરીક્ષકોની સચવાતી સગવડોની ઉણપ સમ તેમના ભોજન પ્રબંધ માટેની વ્યવસ્થાને વિકસાવવાની જરૂરિયાત સંચાલકોને વસતી, પણ તેને આકાર આપવાના સંયોગો ઉભા ન થતા. આ ઉણપ અહીં પધારતાં સાધુ-સાધ્વીઓને પણ નડતી પણ, વિધિએ નિર્માણ કરેલ તીર્થોના બહુમાન્ય વિકાસને કારણે, એક સુભાગી પળે મુનિ શ્રી શુભવિજયજીને આ ઉણપ ખટકી અને સંવત ૨૦૦૧ના માગસર શુદ ૬ના રોજે કચ્છી જૈન આગેવાનોના હાર્દિક સહકારથી શ્રી વર્ધમાન જૈન ભોજનાલયની આ તીર્થમાં સ્થાપના થઈ."

શેઠ વર્ધમાન કલ્યાણજીની પેઢીના ટ્રસ્ટીઓની સભાઓની કાર્યવાહીની નોંધો જોતાં જાણવા મળે છે કે, તા. ૩–૮–૧૯૪૩ની સભામાં મુનિરાજ શ્રી શુભવિજયજી મહારાજની તીર્થમાં શ્રી વર્ધમાન ભોજનાલય શરૂ કરવાની યોજના મંજૂર કરવામાં આવી હતી અને જે વર્ષમાં ભોજનાલય શરૂ કરવામાં આવ્યું હતું તે જ વર્ષમાં ( વિ૦ સં૦ ૨૦૦૧ માં ) સંસ્થાનું બંધારણ પણ ઘડી કાઢવામાં આવ્યું હતું. આ બંધારણમાંની કેટલીક અગત્યની કલમો આ પ્રમાણે છે—

" ઉદ્દેશ — શ્રી કચ્છ ભદ્રેશ્વર–વસઈ તીર્થના યાત્રાએ આવતા શ્રી ચતુર્વિધ સંઘની ભક્તિ અતિથિસત્કાર કરવાના ઉદ્દેશથી ભોજન મારફતે આતિથ્ય કરવા આવવાના દિવસે ફ્રી ભોજન આપવું."

આવકના સાધન તરીકે સંસ્થાના મેમ્બરોના (સભાસદોના) પ્રકાર નીચે મુજબ રાખવામાં આવ્યા હતા—

" પેટ્રન (મુરબ્બી )— જે વ્યક્તિ અથવા પેઢી કોરી ૫૦૦૧) અથવા તેથી વધુ રકમ એકીસાથે આપશે તેને પેટ્રન ગણવામાં આવશે.

" વાઈસ પેટ્રન ( ઉપમુરબ્બી )—જે વ્યક્તિ અથવા પેઢી કોરી ૨૫૦૧) એકીસાથે આપશે તેને સંસ્થાના વાઈસ પેટ્રન ગણવામાં આવશે.

" સહાયક સભ્ય—જે વ્યક્તિ અથવા પેઢી કોરી ૧૦૦૧) એકીસાથે આપશે તેને સંસ્થાના સહાયક સભ્ય ગણવામાં આવશે.

" લાઈફ મેમ્બર—જે વ્યક્તિ કોરી ૫૦૧) એકીસાથે આપશે તે પ્રથમ વર્ગના લાઈફ મેમ્બર ગણાશે.

" સામાન્ય સભાસદ—જે વ્યક્તિ કોરી ૨૫૧) એકીસાથે આપશે તે સામાન્ય સભાસદ મેમ્બર ગણવામાં આવશે."

આ બંધારણ જોતાં, શરૂઆતમાં, ૧ પ્રમુખ, ૧ ઉપપ્રમુખ, ૬ ટ્રસ્ટીઓ, ૨ માનદમંત્રીઓ અને ૨૦ સભાસદો મળીને કુલ ૩૦ સભ્યોની કાર્યવાહક સમિતિ રચવામાં આવતી હતી. બંધારણની આ જોગવાઈ મુજબ આ સંસ્થાની પહેલી કાર્યવાહક સમિતિ નીચે મુજબ ૩૦ સભ્યોની બનેલી હતી—

| | | |
|---|---|---|
| (૧) નગરશેઠ સાકરચંદ પાનાચંદ, | ભુજ | ટ્રસ્ટી તથા પ્રમુખ |
| (૨) શેઠ મોતીલાલ ગોપાળજી, | ભુજ | ઉપપ્રમુખ |
| (૩) ,, પ્રેમજીભાઈ ઉમરશી, | ભુજપુર | મંત્રી |
| (૪) ,, મણિલાલભાઈ દેવજી, | માંડવી | ,, |
| (૫) ,, સોજપારભાઈ રવજી ગોસર, | ભુજપુર | ટ્રસ્ટી |
| (૬) ,, પુંજાભાઈ ઠાકરશી, | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| (૭) | શેઠ રામજીભાઈ રવજી સોજપાર, | લાયજા | ટ્રસ્ટી |
| (૮) | ,, ચત્રભોજભાઈ ખીયશી, | કોઠારા | ,, |
| (૯) | ,, પોપટલાલભાઈ લખમીચંદ, | માંડવી | ,, |
| (૧૦) | ,, ડોસાભાઈ પાનાચંદ, | ,, | કારોબારીના સભ્ય |
| (૧૧) | ,, વીકમશીભાઈ રાઘવજી, | ,, | ,, |
| (૧૨) | ,, શિવજીભાઈ ડોસા, | ,, | ,, |
| (૧૩) | ,, જગજીવનભાઈ મૂલજી, | ભુજ | ,, |
| (૧૪) | ,, રાયશીભાઈ હીરાચંદ, | અંજાર | ,, |
| (૧૫) | ,, લવજીભાઈ ગોરધન, | ,, | ,, |
| (૧૬) | ,, મગનલાલ ગલાલચંદ, | મુંદ્રા | ,, |
| (૧૭) | ,, જસરાજભાઈ સાકરચંદ, | ,, | ,, |
| (૧૮) | ,, જાદવજીભાઈ શામજી, | તુંબડી | ,, |
| (૧૯) | ,, નાનજીભાઈ લધા, | નાની ખાખર | ,, |
| (૨૦) | ,, લખમશીભાઈ ગેલા, | નવાવાસ | ,, |
| (૨૧) | ,, મેઘજીભાઈ સોજપાર, | લાયજા | ,, |
| (૨૨) | ,, કલ્યાણજીભાઈ ધનજી, | કોડાય | ,, |
| (૨૩) | ,, દેવરાજભાઈ શામજી, | કોટડી મહાદેવપુરી | ,, |
| (૨૪) | ,, ડુંગરશીભાઈ આણંદજી, | મેરાઉ | ,, |
| (૨૫) | ,, કલ્યાણજીભાઈ માવજી, | બીદડા | ,, |
| (૨૬) | ,, પ્રેમજીભાઈ ભોજલ, | ,, | ,, |
| (૨૭) | ,, વલભજી ટોકરશી, | ખાખર મોટી | ,, |
| (૨૮) | ,, રવજીભાઈ ગેલાભાઈ, | નવાવાસ | ,, |
| (૨૯) | ,, નરપતભાઈ નેમીદાસ, | ભુજપુર | ,, |
| (૩૦) | ,, વીરજીભાઈ ડાયા, | સમાગોગા | ,, |

એમ લાગે છે કે વિ૦ સં. ૨૦૦૧ની સાલમાં ઘડેલ બંધારણ મુજબ આઠેક વર્ષ સુધી ભોજનાલયનો કારોબાર ચલાવ્યા પછી એમાં કેટલાક જરૂરી સુધારા-વધારા કરવામાં આવ્યા હોવા જોઈએ આ સુધારા-વધારા જુદા જુદા પ્રકારના સભાસદોના લવાજમના ફેરફારરૂપે તથા કાર્યવાહક કમીટીના સભ્યોની સંખ્યામાં કરવામાં આવેલ ઘટાડારૂપે કરવામાં આવ્યા હતા, એમ પહેલા દસ વર્ષના રિપોર્ટને અંતે આપેલી માહિતી ઉપરથી જાણવા મળે છે, જે આ પ્રમાણે છે—

૧ પેટ્રન (મુરબ્બી) તરીકેનું લવાજમ રૂ. ૨૦૦૧).

૨. વાઈસ પેટ્રન (ઉપમુરબ્બી) તરીકેનું લવાજમ રૂ. ૧૦૦૧).

૩. સહાયક સભ્ય તરીકેનું લવાજમ રૂ. ૪૦૧).
૪. આજીવન સભ્ય તરીકેનું લવાજમ રૂ. ૨૦૧).
૫. સામાન્ય સભાસદ તરીકેનું લવાજમ રૂ. ૧૦૧).

આ વિગતો ઉપરથી જોઈ શકાય છે કે બંધારણની શરૂઆતમાં લવાજમની રકમ કચ્છના તે વખતના ચલણી નાણા કોરીમાં દર્શાવવામાં આવી હતી, તે અહીં કોરીના બદલે રૂપિયામાં દર્શાવવામાં આવી છે. વળી આ સંસ્થાના વિ૦ સં૦ ૨૦૧૧થી ૨૦૨૦ સુધીના હિસાબો રજૂ કરતા બીજા રિપોર્ટ ઉપરથી જાણવા મળે છે કે, આગળ જતાં ક્યારેક, રૂ. ૧૦૧) ના સામાન્ય સભાસદ બનાવવાની જોગવાઈ બંધ કરવામાં આવી હતી.'

ભોજનાલયના પહેલા દસ વર્ષના રિપોર્ટને અંતે આપેલ માહિતી ઉપરથી જાણી શકાય છે કે, વિ૦ સં૦ ૨૦૦૮ થી કાર્યવાહક કમીટી ૩૦ના બદલે ૧૨ સભ્યોની રચવામાં આવતી હતી. તેમનાં નામ આ પ્રમાણે છે—

| | | |
|---|---|---|
| (૧) શેઠશ્રી મોતીલાલભાઈ ગોપાળજી, | ભુજ | પ્રમુખ |
| (૨) ,, વીકમસીભાઈ રાગવજી, | માંડવી | ઉપપ્રમુખ |
| (૩) ,, મૂળચંદભાઈ રાયશી, | અંજાર | મંત્રી |
| (૪) ,, આણુંદજીભાઈ દેવશી, | ભુજપુર | ,, |
| (૫) ,, વીશનજીભાઈ વીકમશી, | અંજાર | કારોબારીના સભ્ય |
| (૬) ,, આશુભાઈ પુનશી, | દેવપુર | ,, |
| (૭) ,, ખીમજીભાઈ વેલજી, | ગોધરા | ,, |
| (૮) ,, શામજીભાઈ ભવાનજી, | તુંબડી | ,, |
| (૯) ,, પ્રેમજીભાઈ ભોજલ, | બીદડા | ,, |
| (૧૦) ,, રવજીભાઈ ટોકરશી, | મોટી ખાખર | ,, |
| (૧૧) ,, મોહનલાલભાઈ પોપટલાલ, | માંડવી | ,, |
| (૧૨) ,, ભવાનજીભાઈ હીરાચંદ, | ભુજ | ,, |

કાર્યવાહક કમીટીના ૧૨ સભ્યોની આ યાદીની નીચે સંસ્થાના ટ્રસ્ટીઓની બાબતમાં નોંધ કરી છે કે "વર્ધમાન કલ્યાણજીની પેઢી મારફત તેઓશ્રીના ટ્રસ્ટબોર્ડ ઉપરના ટ્રસ્ટીઓ."

આ પછી સંસ્થાના વિ૦ સં૦ ૨૦૧૧ થી ૨૦૨૦ સુધીના હિસાબોવાળા બીજા રિપોર્ટમાં વિ૦ સં૦ ૨૦૨૧થી જે બાર સદ્ગૃહસ્થો કાર્યવાહક કમીટીના સભ્યો હતા, તેમનાં નામ આ પ્રમાણે છે—

| | | |
|---|---|---|
| (૧) શ્રી મોતીલાલ ગોપાળજી શાહ, | પ્રમુખ | ભુજ |
| (૨) ,, ધરમશી દેવચંદ શાહ, | ઉપપ્રમુખ | માંડવી |
| (૩) ,, મૂલચંદ રાયશી વોરા, | મંત્રી | અંજાર |

| | | | |
|---|---|---|---|
| (૪) | શ્રી હીરાલાલ પ્રેમચંદ સંઘવી, | મંત્રી | અંજાર |
| (૫) | ,, હીરાલાલ સાકરચંદ ભુલાણી, | સભ્ય | માંડવી |
| (૬) | ,, મોહનલાલ પોપટલાલ શાહ, | ,, | ,, |
| (૭) | ,, બાબુલાલ જાદવજી શાહ, | ,, | ભુજ |
| (૮) | ,, આણંદજી દેવશી શાહ, | ,, | ભુજપુર |
| (૯) | ,, કલ્યાણજી માવજી પટેલ, | ,, | બીદડા |
| (૧૦) | ,, દેવજી ચાંપશી શાહ, | ,, | મેરાઉ |
| (૧૧) | ,, ખીમજી જીવરાજ શાહ, | ,, | હુમરા |
| (૧૨) | ,, કુલીનકાંતભાઈ નારાણજી શાહ, | ,, | વરાડીઆ |

અને સંસ્થાનો ત્રીજો રિપોર્ટ, જેમાં વિ૰ સં૰ ૨૦૨૧થી ૨૦૨૭ સુધીના હિસાબો આપવામાં આવ્યા છે, તેમાં વિ૰ સં૰ ૨૦૨૪માં રચાયેલ કાર્યવાહક સમિતિના બાર સભ્યોનાં નામ નીચે મુજબ આપ્યાં છે—

| | | | |
|---|---|---|---|
| (૧) | શેઠશ્રી મોતીલાલભાઈ ગોપાળજી શાહ, | પ્રમુખ | ભુજ |
| (૨) | ,, ધરમશીભાઈ દેવચંદ શાહ, | ઉપપ્રમુખ | માંડવી |
| (૩) | ,, મૂલચંદભાઈ રાયશી વોરા, | મંત્રી | અંજાર |
| (૪) | ,, હીરાલાલભાઈ પ્રેમચંદ સંઘવી, | ,, | અંજાર |
| (૫) | ,, વલમજીભાઈ ઓતમચંદ સંઘવી, | સભ્ય | માંડવી |
| (૬) | ,, મોહનલાલભાઈ પોપટલાલ શાહ, | ,, | ,, |
| (૭) | ,, બાબુલાલભાઈ જાદવજી શાહ, | ,, | ભુજ |
| (૮) | ,, કલ્યાણજીભાઈ માવજી પટેલ, | ,, | બીદડા |
| (૯) | ,, પ્રેમજીભાઈ કોરશી શાહ, | ,, | ફરાદી |
| (૧૦) | ,, દેવજીભાઈ ચાંપશી શાહ, | ,, | મેરાઉ |
| (૧૧) | ,, કુલીનકાંતભાઈ નારાણજી શાહ, | ,, | વરાડીયા |
| (૧૨) | ,, મૂલચંદભાઈ કરમશી શાહ, | ,, | નાગલપુર |

અત્યારે આ સંસ્થાનો વહીવટ સંભાળી રહેલ કાર્યવાહક સમિતિના બાર સભ્યોનાં નામ આ પ્રમાણે છે—

| | | | |
|---|---|---|---|
| (૧) | શેઠશ્રી ધરમસીભાઈ દેવચંદ શાહ, | પ્રમુખ | માંડવી |
| (૨) | ,, બાબુલાલભાઈ જાદવજી શાહ, | ઉપપ્રમુખ | ભુજ |
| (૩) | ,, મૂલચંદભાઈ રાયશી વોરા, | મંત્રી | અંજાર |
| (૪) | ,, હીરાલાલભાઈ પ્રેમચંદ સંઘવી, | ,, | અંજાર |
| (૫) | ,, મોતીલાલભાઈ ગોપાળજી શાહ, | સભ્ય | ભુજ |

| | | | |
|---|---|---|---|
| (૬) | શેઠશ્રી ઝુમખલાલભાઈ લક્ષ્મીચંદ મહેતા, | સભ્ય | માંડવી |
| (૭) | ,, સંઘવી વલભજીભાઈ ઓતમચંદ સંઘવી, | ,, | માંડવી |
| (૮) | ,, કલ્યાણજીભાઈ માવજી શાહ, | ,, | બીદડા |
| (૯) | ,, કુલીનકાન્તભાઈ નારાણજી શાહ, | ,, | વરાડીઆ |
| (૧૦) | ,, મૂલચંદભાઈ કરમસી શાહ, | ,, | માંડવી |
| (૧૧) | ,, નાનાલાલભાઈ મોતીચંદ સંઘવી, | ,, | મુંદ્રા |
| (૧૨) | ,, ખીમજીભાઈ ચત્રભુજ શાહ, | ,, | કોઠારા |

**શરૂઆતનાં મકાનો**—વિ૦ સં૦ ૨૦૦૧ની સાલમાં ભોજનાલય શરૂ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો તે વખતે તો, એ માટેનું કોઈ સ્વતંત્ર મકાન તૈયાર ન હતું એટલે, એની શરૂઆત બેંતાલીવાલી ધર્મશાળામાં કરવામાં આવી હતી ત્યાં દોઢેક વર્ષ સુધી ભોજનાલય ચાલુ રાખ્યા પછી એ માંડવીવાલી ધર્મશાળામાં ફેરવવામાં આવ્યુ. ત્યાં એ સાડાસાત વર્ષ સુધી ચાલુ રહ્યું. આ રીતે ૯ વર્ષ (વિ૦ સં૦ ૨૦૦૧ થી ૨૦૦૯ની સાલ) સુધી તો, જેમ તેમ કરીને, આ બે ધર્મશાળાઓમાં ભોજનાલય ચાલુ રાખવામાં આવ્યું, પણ જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ ભોજનાલયનો લાભ લેનારાઓની સંખ્યામાં વધારો થતો ગયો, એટલે સંસ્થાના સંચાલકોને લાગ્યું કે ભોજનાલયને માટે બધી સગવડોવાળું, વિશાળ અને સ્વતંત્ર મકાન હોય એ જરૂરી છે.

**ભોજનાલયનું સ્વતંત્ર અને સુંદર મકાન**—ભોજનાલયની શરૂઆત કરવામાં આવી તે અરસામાં જ સંસ્થાનું મકાન બાંધવા માટે, ભુજપુરનિવાસી શ્રી રવજીભાઈ ગોશર ભેદા તરફથી શ્રી દેવજીભાઈ ટોકરશીએ, એકત્રીસ હજાર કોરી (આશરે દસ હજાર રૂપિયા) આપવાનું વચન આપ્યું હતું. પણ આટલી રકમથી ભોજનાલયની જરૂરિયાતને પહોંચી વળે એવું મકાન, એ વખતમાં પ્રવર્તતી મોંઘવારી પ્રમાણે, બની શકે એમ ન લાગ્યું. સમય જતાં આ દાતાએ આ રકમ પંદર હજાર કરી આપી; પણ સરખું મકાન બનાવવાના ખર્ચનો અંદાજ પિસ્તાલીસ હજાર જેટલો આવ્યો; એટલે સંસ્થાના સંચાલકોએ આ માટે મુંબઈ જઈને ફાળો ઉઘરાવવાનું નક્કી કર્યું. આ નિર્ણય મુજબ, તે વખતની કાર્યવાહક કમીટીના બન્ને વગદાર અને ભાવનાશીલ મંત્રીઓ પ્રજ્ઞાચક્ષુ પંડિત શ્રી આણંદજીભાઈ દેવશી ભુજપુરવાળા અને શ્રી મૂળચંદ રાયશી વોરા અંજારવાળાએ, મુંબઈ પહોંચીને અને ખૂબ પ્રયત્ન કરીને, ભોજનાલય માટે (વિ૦ સં૦ ૨૦૦૯ની સાલના અરસામાં) સાઠ હજાર રૂપિયા જેવું માતબર ફંડ એકત્ર કર્યું. એમાંથી અરધી એટલે ત્રીસ હજાર રૂપિયા જેટલી રકમ અત્યાર સુધી ભોજનશાળા ચલાવવામાં થયેલ નુકસાનીને ભરપાઈ કરવા માટે આપવાનું અને બાકીના ત્રીસ હજાર રૂપિયા મકાનમાં ખર્ચવાનુ નક્કી કરવામાં આવ્યું. દાતાએ આપેલ પંદર હજાર અને આ ત્રીસ હજાર રૂપિયા મળીને મકાન માટે પિસ્તાલીસ હજાર રૂપિયાની પૂરેપૂરી જોગવાઈ થઈ ગઈ હતી. અને આ દરમ્યાન શેઠ વર્ધમાન કલ્યાણજીની પેઢીએ આ મકાન માટે મોકાસરની ૧૦૦' × ૧૦૦' ફૂટ લાંબી પહોળી (અર્થાત્ દસ હજાર ચોરસ ફૂટ જેટલી) વિશાળ જમીન પણ ભેટ આપી હતી. એટલે પછી ભોજનાલયનું સ્વતંત્ર, વિશાળ અને બધી

જાતની સગવડોવાળું નવું મકાન ચણાવવામાં હવે કશી જ મુશ્કેલી ન હતી. તરત જ મકાનનું બાંધકામ શરૂ કરવામાં આવ્યું, અને ઝડપથી એને પૂરું કરાવીને, વિ૦ સં૦ ૨૦૧૦ ની સાલથી, ભોજનાલય આ નવા હવા–ઉજાસવાળા અને એક આદર્શ ભોજનાલય માટે જરૂરી હોય એવી, બધા પ્રકારની વ્યવસ્થા ધરાવતા મકાનમાં, શરૂ પણ કરી દેવામાં આવ્યું. [ ચિત્ર નં. ૫૮, ૫૯ ]

**ભોજનાલયની સફળતા**—ભોજનાલયનો આત્મા છે સ્વાદિષ્ટ અને સાત્ત્વિક ખોરાક; અને એનું ગૌરવ વધે છે ભોજનાલયની વ્યવસ્થા સાચવનાર પગારદાર કર્મચારી વર્ગના નમ્રતા અને વિવેકભર્યા વાણી અને વર્તનથી. સંસ્થાના સુંદર સંચાલન માટે અવારનવાર ધ્યાન રાખીને જરૂરી નિર્ણયો કરનાર ભોજનાલયની કાર્યવાહક કમીટીના સભ્યોની કામગીરી, ઉત્તમ પ્રકારની ભોજન સામગ્રી અને સંસ્થાને પોતાની માનીને એની દરેક પ્રકારની કાર્યવાહી ઉલ્લાસથી પૂરી કરનાર પગારદાર કર્મચારી વર્ગથી જ ભોજનાલયની વ્યવસ્થા દીપી ઊઠે છે અને નમૂનારૂપ ગણાય છે. ભોજનાલયની કાર્યવાહીને યશ અને સફળતા અપાવનાર આ ત્રણે પ્રકારની વિશેષતા ભદ્રેશ્વર તીર્થમાંના શ્રી વર્ધમાન જૈન ભોજનાલયમાં જોવા મળે છે. આ ભોજનાલયનો લાભ લેનાર યાત્રિકોએ એ જોયું હશે કે ભોજનાલયમાં કામ કરતા ભાઈઓ, જાણે પોતાના સ્વજનોને જમાડતા હોય એવા ભાવ, હોંશ અને મીઠા આગ્રહથી જમાડે છે. આ રીતે અહીં હેતભરી સહધર્મી-ભક્તિનું એક આહ્લાદકારી દૃશ્ય અને કચ્છની ધરતીની મહેમાનગતીની ભાવના જોવા મળે છે.

સહધર્મી-ભક્તિને માટે આ ભોજનાલયમાં જે ગોઠવણ રાખવામાં આવેલ છે, તેની વિગતો સંસ્થાના ત્રીજા રિપોર્ટમાં બહુ જ સંક્ષેપમાં આપવામાં આવી છે. આ વિગતો આ પ્રમાણે છે—

" યાત્રાળુઓની બે ટાઈમ વિના લવાજમ સ્વામીભક્તિ કરવામાં આવે છે.

" ચંદનબાળાના અઠ્ઠમના તપ કરનાર તપસ્વીઓના પારણાની સુંદર વ્યવસ્થા.

" શ્રી ભગવાન મહાવીરસ્વામી નિર્વાણ કલ્યાણક ( દિવાળી ) નિમિત્તે છઠ્ઠ કરનાર તપસ્વીના પારણાની સુંદર વ્યવસ્થા. "

" વરસીતપ કરનાર તપસ્વીઓની બધી જ સુવિધાઓ. "

" આયંબિલ કરનાર ભાગ્યશાળીઓને આયંબિલની સંપૂર્ણ વ્યવસ્થા."[૬]

---

૬. વિ૦ સં૦ ૨૦૦૧માં ઘડવામાં આવેલ બંધારણમાં સૂચવવામાં આવ્યું છે કે, " ફાગણ સુદ ૧ થી ૮ સુધી રસોડાં બંધ રહેશે. " એમ લાગે છે કે દરેક ફાગણ માસમાં ત્રણ દિવસ ( ફાગણ સુદિ ૩ થી ૫ ) સુધી તીર્થમાં ધ્વજારોપણ મહોત્સવ નિમિત્તે ભરાતા યાત્રા-મેળા વખતે, અને એનાં આસપાસના દિવસો દરમ્યાન, યાત્રાળુઓની સંખ્યા ઘણી વધી જતી હોવાથી અને ભોજનાલયની સગવડ મર્યાદિત હોવાથી, એ વખતે બધાને જમાડવાની સગવડ કરવાનું મુશ્કેલ લાગ્યું હશે; અને તેથી આવો નિયમ કરવો પડ્યો હશે. પણ વખત જતાં આ નિયમ રદ કરવામાં આવ્યો. અને હવે તો યાત્રા-મેળા વખતે પણ ભોજનાલય ચાલુ રાખવામાં આવે છે.

કચ્છમાંથી તેમ જ અન્ય સ્થાનોમાંથી શ્રી ભદ્રેશ્વર તીર્થમાં પહોંચવા માટે વાહનોની ઘણી સગવડો થવાથી એ તીર્થની યાત્રાએ કચ્છનાં તથા અન્ય સ્થાનોનાં યાત્રિકો બારે માસ સારી સંખ્યામાં આવતાં હોવાને કારણે હોય કે

લોકચાહના—આ ભોજનાલય શરૂ કરવામાં આવ્યું તે પછીના આઠ-નવ વર્ષ દરમ્યાન સંસ્થાને, ભોજનાલય ચલાવવામાં, ત્રીસેક હજાર રૂપિયા જેટલું નુકસાન ભોગવવું પડયું હતું. પણ પછી, સંસ્થાના સંતોષકારક કારોબારને લીધે, સંસ્થાએ એવી લોકચાહના મેળવી છે કે, બધી ખાદ્ય વસ્તુઓની કારમી અને ઉત્તરોત્તર વધતી જતી મોંઘવારીના વખતમાં પણ, સંસ્થાનો વિ૦ સં૦ ૨૦૨૧ થી ૨૦૨૭ સુધીનો સાત વર્ષનો હિસાબ જોતાં એમ જાણવા મળે છે કે, એને નુકસાન ભોગવવાનો વખત નથી આવ્યો અને વર્ષ આખરે કંઈક ને કંઈક વધારો જ રહેવા લાગ્યો છે. સંસ્થાના વિ૦ સં૦ ૨૦૨૭ ના સરવૈયામાં આવક-જાવક ખાતે રૂા. ૮,૦૬૭) જેટલી રકમ જમે થયેલી છે અને કાયમી ફંડ ખાતે રૂ. ૮૯,૧૯૪) જેટલી સારી રકમ જમે થયેલી છે. બીજું કંઈ નહીં તો, છેવટે આ બે ખાતાના આંકડા જ આ સંસ્થાએ મેળવેલી લોકચાહનાની સાક્ષીરૂપ બની રહે એવા છે.[૭]

આ તીર્થસ્થાનમાં યાત્રાળુઓની સુવિધા સારા પ્રમાણમાં સચવાય એ માટે ધર્મશાળાઓ, ભોજનશાળા અને બીજી જુદી જુદી જાતની જે સગવડો કરવામાં આવી છે, તેની માહિતી અહીં રજૂ કરવામાં આવી છે. બાકી, આ તીર્થની એક વાર યાત્રા કર્યા પછી ફરી ત્યાં યાત્રા માટે જવાનું મન થાય એવી આ સગવડો કેવા ઉત્તમ પ્રકારની અને નમુનારૂપ છે, એનો ખરો ખ્યાલ તો, આ વિગતો વાંચવા કરતાં, આ તીર્થની યાત્રા કરવાથી જ આવી શકે.

બીજા ગમે તે કારણે હોય, પણ યાત્રા-મેળામાં આવનાર યાત્રાળુઓની સંખ્યા સારા પ્રમાણમાં ઘટી જવા પામી છે. તેથી આ સંખ્યામાં પહેલાંની જેમ વધારો થાય એવો જે કંઈ પ્રયત્ન થઈ શકે એમ હોય તે કરવો જોઈએ.

૫ ડિત શ્રી આણંદજીભાઈએ (વિ૦ સં૦ ૨૦૧૧માં) આ તીર્થનો પરિચય લખાવી રાખ્યો છે, તેમાં (પૃ૦ ૫) જણાવ્યા પ્રમાણે આ તીર્થના યાત્રિકને ભોજનાલયમાં એક દિવસ (બે ટંક) વગર ફીએ અને તે પછી ચાર દિવસ સંસ્થાએ નક્કી કરેલ ચાર્જ લઈને—એમ પાંચ દિવસ જમાડવામાં આવતા હતા. એટલે આથી વધુ દિવસ રોકાવા ઇચ્છનાર યાત્રિકોએ પોતાના જમવાની વ્યવસ્થા પોતાને જ કરવી પડતી હતી; અને આ માટે એમને વાસણ વગેરેની સગવડ પેઢી તરફથી મળી રહેતી હતી. પણ હવે યાત્રાળુઓ અમુક દિવસ માટે જ ભોજનાલયનો લાભ લઈ શકે એવો કોઈ પ્રતિબંધ નથી; એટલે તેઓ, પોતાના જમવાની જુદી વ્યવસ્થા કરવાની ચિંતા વગર, વધુ વખત માટે પણ આ તીર્થમાં સુખપૂર્વક રહી શકે છે

૭. આ ભોજનશાળાનું વિ૦ સં૦ ૨૦૩૦ની સાલનું સરવૈયું જોતાં એમાં આવકજાવક ખાતે રૂ. ૨૩,૪૫૩–૬૯ જેટલી રકમ ઉધારવામાં આવી છે. આમા વિ૦ સં૦ ૨૦૩૦ની સાલમાં આવક કરતાં વધારે ખરચાયેલ રૂ. ૧૨,૮૬૨–૮૪નો સમાવેશ થાય છે. અર્થાત્ વિ૦ સં૦ ૨૦૨૭ના સરવૈયામાં આવકજાવક ખાતે રૂ ૮,૦૬૭) નો વધારો હતો, તેના બદલે વિ૦ સં૦ ૨૦૩૦ની સાલના સરવૈયામાં રૂ. ૨૩,૪૫૩–૬૯ ઉધારવામાં આવ્યા છે. એટલે વિ૦ સં૦ ૨૦૨૮ થી ૨૦૩૦ સુધીનાં ત્રણ વર્ષ દરમ્યાન ભોજનશાળાને ૩૧,૫૨૦–૬૯ જેટલો આવક કરતા ખર્ચનો વધારો ભોગવવો પડયો છે, જે ખાદ્ય વસ્તુઓના ખૂબ વધી ગયેલ ભાવને અને યાત્રિકો પાસેથી લેવામાં આવતા ઘણા જ વાજબી પૈસાને આભારી હશે એમ લાગે છે.

## ૧૦

# ભદ્રેશ્વરનાં જોવાલાયક સ્થળો

વર્તમાન ભદ્રેશ્વર ગામ નજીકના ભૂતકાળમાં આ જ નામથી અને દૂરના ભૂતકાળમાં ભદ્રાવતી નગરીના નામથી કેટલું બધું સમૃદ્ધ, વૈભવશાળી અને વિખ્યાત શહેર હતું, એના સંખ્યાબંધ પુરાવા મળે છે. અને એનું અવલોકન આ પુસ્તકના "ભદ્રાવતી નગરી" નામે પાંચમા પ્રકરણમાં કરવામાં આવ્યું છે.

આ નગરીના પ્રાચીનપણા તથા ગૌરવનું સૂચન કરતા જે પુરાવાઓ મળે છે, એમાં જેમ ગ્રંથસ્થ ઉલ્લેખો અને દંતકથાઓ કે અનુશ્રુતિઓનો સમાવેશ થાય છે, તેમ પ્રાચીન શિલ્પ-સ્થાપત્યરૂપે સચવાયેલ પુરાતત્ત્વીય અવશેષોનો પણ સમાવેશ થાય છે. પહેલાં (પૃ. ૮૮ માં) સૂચવવામાં આવ્યું છે તેમ, ભદ્રેશ્વર-વસઈના જિનમંદિરની આસપાસની ઊંચાણ-નીચાણવાળી ધરતી, જાણે "પટ્ટણ સો દટ્ટણ"ની ઉક્તિ પ્રમાણે, આ નગરીના પુરાતન અવશેષોને પોતાના પેટાળમાં સમાવીને બેઠી હોય એમ, પુરાતત્ત્વ સંબંધી ખોદકામ તથા શોધખોળ માટે ઘણી ફળદાયક ભૂમિ બની રહે એવી છે

પણ આ ધરતીના ખોદકામથી, તેમ જ એની વિશેષ શોધખોળને પરિણામે, જે કંઈ પ્રાચીન ઐતિહાસિક સામગ્રી મળી આવવાની સંભાવના છે, એ વાતને બાજુએ રાખીએ તોપણ વર્તમાન ભદ્રેશ્વર ગામની અંદર તેમ જ એની આસપાસ તથા ભદ્રેશ્વર વસઈ તીર્થના જિનમંદિરની ચારે તરફ જે પ્રાચીન-અર્વાચીન, નાની મોટી, સંખ્યાબંધ ઇમારતો ભગ્નાવશેષરૂપે કે સારી હાલતમાં અત્યારે ઊભી છે, એ પણ આ નગરીની કથા ઉકેલવામાં સહાયરૂપ થઈ શકે એવી છે. આ ઇમારતો તથા પુરાતન અવશેષો જૈન, બ્રાહ્મણ તથા ઇસ્લામ ધર્મને લગતાં તથા કચ્છના રાજકીય ઇતિહાસને લગતાં પણ છે.

ત્યારે હવે એ અવશેષોમાં થોડુંક પરિભ્રમણ કરીએ.

**ચાર ભાઈબંધોનાં સ્મારકો**—જગડૂશા જેમ મોટા શાહસોદાગર અને સાહસી દરિયાખેડૂ હતા, તેમ પોતાની ટેક અને ભાઈબંધી જાળવવામાં પણ શૂરાપૂરા હતા. તેથી એમના સાહસી, હેતાળ અને સેવાપ્રેમી જીવનનો રસ ચખાડતી કંઈ કંઈ અણલખી દંત-કથાઓમાં, જગડૂશાના બચપણથી જ શરૂ થતી અને છેક સુધી નભી રહેતી, ચાર ભાઈબંધોની કથા જાણે અંતરને વશ કરી લે એવી સરસ અને આકર્ષક છે.

આ ચાર ભાઈબંધ તે જગડૂ પોતે, એક વણિકપુત્ર બીજો બ્રાહ્મણ, નામે ચોખંડો. ત્રીજો હતો હરિજન-મેઘવાળ, એનું નામ દુદો. અને ચોથો ખીમલી પીંજારો, જાતે

મુસલમાન. જુદી જુદી નાત-જાત અને જુદા જુદા ધર્મના આ ચારે ભાઈઓની હેત-પ્રીતની વાર્તાઓ-કથાઓ સાંભળતાં તો જાણે એમ જ લાગે કે ચાર-ચાર ખોળિયાંમાં એક જ જીવ વસી ગયો હતો! બધાય એકબીજાના સુખે સુખી અને દુઃખે દુઃખી થતા, અને એકબીજાને માટે પ્રાણ આપવા તૈયાર રહેતા.[1]

જગડૂશાએ પોતાની ભાઈબંધીને અને પોતાના ભાઈબંધોનાં નામને અમર બનાવવા, લોકો ધર્મ કરીને સુખી થાય એવાં, ત્રણ દેવસ્થાનો પોતાના ખરચે બનાવ્યાં હતાં, અને લોકો સદાય શીતળ અને મીઠું જળ પીને પોતાના ચોથા દોસ્તને પણ યાદ કરે, એ માટે એક મોટી વાવ બંધાવી હતી. એમણે બ્રાહ્મણ મિત્ર ચોખંડાની યાદમાં દરિયા કિનારે ચોખંડા મહાદેવનું મંદિર બંધાવ્યું હતું. ખીમલી પીંજારાના સ્મરણ નિમિત્તે એક મસ્જિદ ચણાવી હતી. પોતાની સ્મૃતિ માટે ભદ્રેશ્વર-વસઈ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. અને મેઘવાળ કોમના મિત્ર દુદાની સ્મૃતિ માટે જબરી વાવ બંધાવી હતી. અને, લોકજીભે રમતી કથા તો એમ પણ કહી જાય છે કે, જગડૂશાએ પોતાના ભલા માટે જિનમંદિરમાં જેટલું ધન વાપર્યું હતું, એના કરતાં પોતાના હરિજન દોસ્ત દુદાના કલ્યાણ માટે બંધાવેલ વાવમાં, ભલે નામ પૂરતું પણ, કંઈક વધારે નાણું ખરચ્યું હતું!

આ તો એક દંતકથા જ છે, એટલે એના સાચા-ખોટાપણાની પરીક્ષામાં ઊતરવાનું ન હોય. પણ આ ચારે સ્મારકો અત્યારે પણ મોજૂદ છે. અને એ સ્મારકોની આસપાસ રચાયેલી, વહેતી થયેલી અને અત્યાર સુધી લોકજીભે સચવાઈ રહેલી દંતકથા જગડૂશાના ઉદાત્ત, ઉદાર અને ઉમદા વ્યક્તિત્વનું આહ્‌લાદકારી દર્શન કરાવી જાય છે, એમાં શક નથી.

જિનમંદિર સિવાયનાં બાકીનાં ત્રણે સ્થાપત્યોનો પરિચય આગળ ઉપર આપવામાં આવ્યો છે.

**જગડૂશાની ત્રણ મહેલાતો**—ભદ્રેશ્વર નગરની જાહોજલાલીમાં, વિક્રમની તેરમી ચૌદમી સદીમાં, જગડૂશાનો ફાળો ઘણો મોટો હતો અને એમની સંપત્તિની, સાહ્યબીની, લોકોપકારની, શૂરાતનની તથા ધર્મકરણીની અનેક વાતો ગ્રંથોમાં તેમ જ લોકકથાઓમાં સારા પ્રમાણમાં સચવાઈ રહી છે. એટલે જગતપિતાનું બિરુદ મેળવનાર એ નરરત્નની એ નગરમાં કેવી કેવી હવેલીઓ અને વેપાર માટેની ઇમારતો બની હશે, એની હવે તો કલ્પના જ કરવાની રહે છે. આ બધી ઇમારતોમાંથી અત્યારે ભદ્રેશ્વરમાં જગડૂશાનો મહેલ, જગડૂશાનો ભંડાર અને જગડૂશાની

૧. આ ચારે ભાઈબંધોની કલ્પનારમ્ય કથા ખૂબ આકર્ષક શૈલીમાં "જગતશાહ" નામે નવલકથામાં આપવામાં આવી છે. આ નવલકથા જગડૂશાના જીવનને કેન્દ્રમાં રાખીને રચવામાં આવી છે. એના લેખક છે, ગુજરાતના લોકપ્રિય અને સિદ્ધહસ્ત નવલ-લેખક સ્વ. શ્રી ગુણવંતરાય આચાર્ય. આ પુસ્તક અમદાવાદના શ્રી જીવન-મણિ સદ્‌વાચનમાળા ટ્રસ્ટ તરફથી પ્રકાશિત થયું છે.

બેઠક—એ નામથી જાણીતી ત્રણ ઇમારતો મોજૂદ હોવાનું કહેવાય છે.[૨] અને છતાં અત્યારે જગડૂશાનો મહેલ અને જગડૂશાની બેઠક–એ બે ઇમારતો જ બતાવવામાં આવે છે; અને જગડૂશાના ભંડાર તરીકે કોઈ ઇમારત બતાવવામાં આવતી નથી. આ બન્નેનો પરિચય પણ આ પ્રકરણમાં આગળ ઉપર આપવામાં આવ્યો છે.

ત્યારે હવે ભદ્રેશ્વર ગામ અને ભદ્રેશ્વર–વસઈ જૈન તીર્થની આસપાસ આવેલ પ્રાચીન, ઐતિહાસિક અને બીજાં સ્થાનોનો પરિચય કરીએ.

શરૂઆત ચોખંડા મહાદેવ નામથી જાણીતા દેવસ્થાનથી કરીશું

**ચોખંડા મહાદેવ**—આ સ્થાન ભદ્રેશ્વરથી ગાડા રસ્તે દોઢેક માઈલ જેટલે દૂર, દરિયા તરફ આવેલું છે. અહીંથી દરિયો એકાદ માઈલ જેટલો દૂર છે. નાની ટેકરી ઉપર મહાદેવનું મંદિર છે, અને સાથે નાની ધર્મશાળા પણ છે. શાંત-એકાંત સ્થાનમાં આવેલું હોવાથી આ મંદિર ચિત્તમાં વિશેષ પ્રસન્નતા પ્રસરાવે છે, અને યાત્રિકને અંતર્મુખ થવા પ્રેરે છે. મંદિર ક્યારે બંધાયું હશે એનો ખ્યાલ આપી શકે એવો કોઈ લેખ ત્યાં નથી તથા મંદિરના પૂજારી જ્ઞાનગરજી સાથે વાત કરતાં પણ આ અંગે કોઈ માહિતી મળી શકી નથી. પણ મંદિરનો દેખાવ જોતાં એ જૂનું હશે એમ લાગે છે. [ચિત્ર નં૦ ૬૦]

આ સ્થાનનું નામ ચોખંડા કેમ પડયું તે માટે એમ કહેવાય છે કે, આ સ્થાનની ચારે તરફ દરિયો હતો, તેથી એ ચોખંડા કહેવાયું. જગડૂશાના ચાર ભાઈબંધોની કથાને સાચી માનીએ તો, પોતાના બ્રાહ્મણ મિત્ર ચોખંડાની યાદમાં જગડૂશાએ એક શિવમંદિર આ સ્થાનમા ચણાવ્યું હતું, તેથી એ ચોખંડાના નામથી પ્રસિદ્ધ થયું. માંડવીની પ્રતમા (પૃ૦ ૫) જામ રાવળે, કચ્છનો ત્યાગ કરતી વખતે, ભદ્રેશ્વરના જિનમંદિરને બાર ગામ ભેટ આપ્યાં એનાં નામ નોંધેલાં છે. એમાં ચોખંડાનું પણ નામ છે. (જુઓ, આ પુસ્તકનું પૃ૦ ૧૩૬)

યાત્રિકોની જેમ પુરાતત્ત્વના અભ્યાસીઓને માટે પણ આ સ્થાન દર્શનીય છે. અને, આ મંદિરના એક ઓટલામાં ચણી લેવામાં આવેલ એક શિલાલેખના કારણે તો, આ સ્થાન ઇતિહાસ અને પુરાતત્ત્વના શોધકો માટે વિશેષ અભ્યાસની સામગ્રી પૂરી પાડે છે. આઠસો કરતાં પણ વધુ વર્ષ જૂનો, વિ૦ સં૦ ૧૧૯૫ની સાલનો, આ શિલાલેખ ગૂર્જરપતિ મહારાજા જયસિંહ સિદ્ધરાજનો છે; અને બીજા કોઈ સ્થાનમાથી લાવીને અહીં મૂકવામાં આવ્યો છે.[૩]

૨. "'જગડુશાહની હવેલી', 'જગડૂશાહની બેઠક' અને 'જગડૂનો ભંડાર' આ ત્રણ નામે ઓળખાતા વિશાળ ખંડેરો ખાસ જોવા જેવા છે'"

—શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા, પૃ૦ ૧૨૩.

૩. "આ (ભદ્રેશ્વરના) દેરાસરની પૂર્વે દુદાશાનું શિવાલય હતું એમ તેનો એક ઘુમ્મટ કાયમ છે તેથી સમજાય છે. .....આ શિલાલેખ દુદીઆવાળા દેરામાંથી અહી (ચોખંડા મહાદેવમાં) લાવ્યાનું કહેવાયું."

—કચ્છનુ સંસ્કૃતિદર્શન, પૃ૦ ૯૩ તથા ૯૪.

લાંબી લાંબી છ લીંટીઓનો આ શિલાલેખ કંઈક અધૂરો હોય એમ એને ઉકેલતાં લાગે છે. લેખ વાંચી શકાય એવો ચોખ્ખો છે (જુઓ ચિત્ર નં. ૫૩). આ લેખ સંબંધી કેટલીક વિચારણા આ પુસ્તકના "શિલાલેખો" નામે આઠમા પ્રકરણમાં કરવામાં આવી છે (જુઓ, પૃ૦ ૧૫૯).

**એક કુંડનો ઉલ્લેખ**—શ્રી મણિલાલ ન્યાલચંદ શાહે "જગડૂશાહ અથવા જગતનો પાલનહાર" નામે એક નવલકથા લખી છે. આ નવલકથા ૫૧ વર્ષ પહેલાં, વિ૦ સં૦ ૧૯૮૨ની સાલમાં, ભાવનગરની જૈન સસ્તી વાચનમાળા તરફથી, પ્રગટ થઈ હતી એમાં ભદ્રેશ્વરના વર્ણનમાં (પૃ૦ ૩૮) લખ્યું છે કે "ગામની પશ્ચિમે સાકરી નદી છે. એક જૂનો કુંડ ત્યાં હતો તે લગભગ સો વર્ષ ઉપર વપરાતો હતો, પણ પાછળથી નદીમાં હટાઈ ગયો હોય એમ લાગે છે." આ પુસ્તકમાં સચવાયેલ આ કુંડ સંબંધી ઉલ્લેખ ઉપરથી વિ૦ સં૦ ૧૯૮૮ની એક ઘટનાનું સ્મરણ થઈ આવે છે, જે આ પ્રમાણે છે—

શ્રી અમરસાગરસૂરિવિરચિત "वर्धमानपद्मसिंहश्रेष्ठिचरित्रम्" (પૃ૦ ૧૨૯, સર્ગ ૯, શ્લોક ૫)માં ઉલ્લેખ મળે છે કે—

त्रिलक्षमुद्राव्ययतस्ततोऽसौ तदग्निसंस्कारसुभूमिकायाम् ।
चकार वापीं वरवारिरम्यां सुशिल्परम्यां निकटे पुरोऽस्याः ॥

(પછી તે પદ્મસિંહ શાહે, તે વર્ધમાન શાહના અગ્નિસંસ્કારની જમીન ઉપર ત્રણ લાખ મુદ્રાના ખર્ચથી, ઉત્તમ કારીગરીવાળી અને સુંદર (મીઠા) જળથી શોભતી એક વાવ આ શહેરની (ભદ્રાવતીની) નજીકમાં બંધાવી.)

આ ઉલ્લેખમાં જણાવ્યા મુજબ, વર્ધમાન શાહના અગ્નિસંસ્કારના સ્થાન ઉપર એમના નાના ભાઈ પદ્મસિંહ શાહે, ત્રણ લાખના ખર્ચે, ઉત્તમ કારીગરીવાળી વાવ બંધાવી હતી. એ વાવ અત્યારે ક્યાંય જોવામાં આવતી નથી. તો, ઉપરના પુસ્તકમાં દોઢસો એક વર્ષ પહેલાં સાકરી નદીની પાસે એક કુંડ હોવાનો ઉલ્લેખ જોઈને, સહજપણે સવાલ થાય છે કે, શું આ કુંડના સ્થાને આ વાવ તો નહીં હોય? કુંડ અને વાવ વચ્ચેનો તફાવત તો જાણીતો છે, છતાં આ વાત વિચારવા જેવી અને ક્યારેક શોધ કરવા જેવી લાગવાથી અહીં એનો આટલો નિર્દેશ કર્યો છે.

**મહેલ કે મસ્જિદ?**—માંડવી-ગાંધીધામના ધોરી માર્ગથી ભદ્રેશ્વરના અંદરના માર્ગે વળીએ એટલે ડાબી બાજુ કોઈ આલીશાન ભગ્ન ઇમારતના અવશેષો નજરે પડે છે. આ ઇમારતના મોટા મોટા શિલાપટ્ટો અને સંખ્યાબંધ જાડા અને લાંબા થાંભલા આપણું ધ્યાન અનાયાસે જ ખેંચે છે. પ્રથમ દૃષ્ટિએ જ એમ લાગે છે કે, ભૂતકાળની કોઈ ભવ્ય અને

વિશાળ ઇમારતના આ ભગ્ન અવશેષો છે—જાણે કે એ અવશેષો એના ઉજ્જ્વળ અતીતની ગવાહી પૂરે છે.

આ ઇમારતને મોટા ભાગના લોકો "જગડૂશાના મહેલ"ના નામે ઓળખાવે છે, તો કેટલાક પુરાતત્ત્વજ્ઞોએ એને "સોળથંભી મસ્જિદ" તરીકે ઓળખાવી છે આમાં સાચું શું હોઈ શકે, એ નિશ્ચિત રૂપે ભલે કહી ન શકીએ, છતાં આ ધ્વસ્ત ઇમારતનો આકાર-પ્રકાર જોતાં અમને એને મસ્જિદ કરતાં મહેલ માનવાનું વધારે મુનાસિફ લાગે છે. અને, જો એને મહેલ માનીએ અને જગડૂશાના પ્રાસાદ–મહેલના નામે ઓળખાવીએ તો, એથી ભદ્રેશ્વરમાં જગડૂશાના મહેલના અવશેષો હોવાની લોકમાન્યતાનું પણ સમર્થન થાય છે. [ચિત્ર નં૦ ૬૧]

જે પુરાતત્ત્વજ્ઞોએ આ ઇમારતને "સોળથંભી મસ્જિદ" તરીકે ઓળખાવી છે, તેઓએ એનો "સોળ થાંભલાની મસ્જિદ" તરીકે શા માટે ઉલ્લેખ કર્યો હશે. એવો સહજ સવાલ થાય છે; કારણ કે અત્યારે પણ આ ઇમારતના સોળ નહીં પણ એના કરતાં ત્રણ-ચારગણા થાંભલા તો મોજૂદ છે—અમે પોતે જ ૫૬ જેટલા થાંભલા તો ગણ્યા હતા. આ ઇમારતને ત્યાંના લોકો "સોથંભી" ઇમારત તરીકે પણ ઓળખાવે છે. આ ઇમારતના અત્યારે પણ ટકી રહેલા થાંભલાઓની સંખ્યા જોતાં એની "સોથંભી" તરીકેની પિછાન સાચી લાગે છે—ક્યારેક એને એકસો જેટલા થાંભલા હોવાની શક્યતા અત્યારે પણ દેખાય છે.[4] વળી, આ ઇમારતમાં મસ્જિદના આકાર જેવું પણ કંઈ દેખાતું નથી. આ ઇમારતની પાસે અરબી (કુફી) અક્ષરોવાળા કબર ઉપરના પથ્થર જેવા બે પથ્થરો પડ્યા છે, પણ તે આ ઇમારતના નહીં પણ બીજી કોઈ ઇમારતના છે એમ ચોખ્ખું દેખાય છે. એટલે, એકંદર જોતાં, આ વિશાળ ઇમારતને જગડૂશાનો મહેલ માનવી જ ઠીક લાગે છે.

**ખીમલી મસ્જિદ**—જગડૂશાના મહેલથી ભદ્રેશ્વર ગામની દિશામાં જરાક જ આગળ વધીએ એટલે જગડૂશા વગેરે ચાર ભાઈબંધોમાંના એક ભાઈબંધ, ખીમલી પીંજારાની યાદ આપતી ખીમલી મસ્જિદ આવે છે—જાણે કે જગડૂશાએ પોતાના આ દિલોજાન દોસ્તની યાદને પોતાના મહેલની નજીકમાં જ કાયમ કરી ન હોય! જગડૂશાએ પોતે જ આ ખીમલી

---

૪. શ્રી ભદ્રેશ્વર તીર્થની પેઢીમા પટાવાળા તરીકે કામ કરતા, ભટ્ટી શાખાના રજપૂત દરબાર, શ્રી વાલજીભાઈ જખુભાઈ ઉર્ફે શ્રી બાબુભાઈએ અમને કહ્યું હતું કે, અમે જ્યારે નિશાળમાં ભણતા હતા ત્યારે અમે આ મકાનને "શેળથભી"ના નામે ઓળખતા હતા. ઠીક ઠીક પૂછપરછ કરવા છતાં "શેળ" શબ્દનો અર્થ અમે જાણી શક્યા નથી. "શેળ" કે 'શેર" શબ્દનો અર્થ "ઘણું" થતો હોય તો, "શેળથંભી" પ્રયોગનો અર્થ "ઘણા થાંભલાવાળું મકાન" એવો થઈ શકે, પણ આ શબ્દનો આવો કોઈ અર્થ થતો હોવાનું અમારી જાણમાં આવ્યું નથી. "સોથંભી"–સો થાંભલાવાળી–ઇમારત સમય જતાં "સોળથંભી"ના નામે અને તે પછી એ નામ લોકજીભે અપભ્રષ્ટ થઈને "શેળથંભી"ના નામે તો નહીં ઓળખાવા લાગી હોય, એવી શંકા કે કલ્પના આ મકાનને જોતા સ્વાભાવિક રીતે જ થઈ આવે છે.

મસ્જિદ કરાવી હતી, એ વાતનો પુરાવો ખુદ "શ્રી જગડૂચરિત"ના એક શ્લોક ઉપરથી જ મળી રહે છે; એટલે પછી આ ઇમારતની ઐતિહાસિકતા અંગે લેશ પણ શંકાને અવકાશ રહેતો નથી. આ શ્લોક આ પ્રમાણે છે—

मसीतिं कारयामास षीमलीसंज्ञितामसौ ।
भद्रेश्वरपुरे म्लेच्छ-लक्ष्मीकारणतः खलु ॥ (સર્ગ ૬, શ્લોક ६४)

(પોતે મ્લેચ્છ લોકો પાસેથી (પણ) લક્ષ્મી ઉપાર્જન કરેલી હોવાથી એણે (જગડૂશાએ) ભદ્રેશ્વર નગરમાં ષી(ખી)મલી નામની મસીદ કરાવી.) [ ચિત્ર નં૦ ६૨ ]

આ મસીદનું નામ ખીમલી મસીદ શા માટે રાખ્યું હશે, એ સવાલનો જવાબ ચાર ભાઈબંધોની દંતકથામાંથી મળી રહે છે કે, જગડૂશાના એક ભાઈબંધનું નામ ખીમલી હતું, તેથી જગડૂશાએ આ મસીદની સાથે એનું નામ જોડયું હતું.

**લાલશા બાઝ પીરનો કૂબો**—આ મસ્જિદથી થોડે દૂર એક પીરની દરગાહ છે, જે લાલશા બાઝ પીરના કૂબા તરીકે ઓળખાય છે [ ચિત્ર નં૦ ६૩ ] આ પીરની કથા માંડવીની પ્રતમાં (પૃ૦ ૧, ૨) નોંધાયેલી છે, જે આ પ્રમાણે છે—

"તેહનો (કનક ચાવડાનો) દીકરો અકડ ચાવડો શિવધરમી થયો. તેણે શિવનાં મંદિર ઘણાં કીધાં. નિત મુસલમાન ૧ મારતો. તે ઉપરે પાતશાહી લશકર ઘણાં આવ્યાં તે લશકરમાં સૈદ લાલશા ઇલમી હતો. તે રાજાને મારવાનું બીડું ગ્રહી આકાશ મારગેથી આવતો હતો. રાજા પોતે પણ ઇલમી. તેણે આગળથી ખાડ ખણાવી ઉપર જાજમ બીછાણાં બનાવી રાખ્યાં હતાં હજાર માણસને ધૂડની ફાંટૂ ભરી ઊભા રાખ્યા, કહી રાખ્યું છે તેહને જે, ઘોડેથી ખાડમાં પડશે, તે જ વખતે ધૂડથી દાટી મૂકજો તેમ જ કીધું. તિહાં હમણા તે ઠેકાણે લાલશાનો કૂબો કહેવાય છે, પૂજાય છે"

લાલશા બાઝ પીરના કૂબાની ઉત્પત્તિની આ પ્રમાણે કથા લખ્યા પછી માંડવીની પ્રતમાં (પૃ૦ ૨) વિશેષમાં કહેવામાં આવ્યું છે કે—

"તિયાર પછી એક ફકીર બેન-ભાઈ સાદરી ઉપર બેસી આકાશ માર્ગે ઉડી આવ્યા. તેહને એ રાજાને જીત્યો. તુરકાણો ભવતિ. તેણે ઘણી મરતુ કરાવી, તેનો પાર નહી. ઘોરવાડા છે."

લાલશા બાઝ પીરની દરગાહની ઉત્પત્તિની કથા માંડવીની પ્રત સિવાય બીજે ક્યાંયથી મળી શકે એમ હોય તો એની તપાસ કરવી જોઈએ.

**પંજોરા પીર**—આ દરગાહથી થોડે દૂર જઈએ, એટલે એક વંડી વાળેલી કંઈક વિશાળ જગ્યા આવે છે. એમાં પાંચ પીરોની દરગાહ છે. આ દરગાહ પાંચ ભાઈઓની છે, અને લોકોમાં એની માનતા ઘણી છે. આ પાંચ ભાઈઓની એક બહેન હતી, એ હાજીઆણી માતા નામે પ્રખ્યાત છે. આ હાજીઆણી માનું મંદિર ભદ્રેસર ગામના ફૂલસર તળાવની વચ્ચે છે.

**ખંડિત દેરી**—પંજોરા પીરની જગ્યાથી આગળ જઈએ એટલે નાના સરખા મંદિર જેવી એક મોટી દેરી આવે છે. આ દેરી બિલકુલ ખંડિત હાલતમાં ઊભી છે અને એની અંદર મૂર્તિ કે લિંગ કશું જ નથી. દેરીનો દેખાવ એની પ્રાચીનતાની સાક્ષી પૂરતો હોવાથી પુરાતત્ત્વના અભ્યાસીઓને માટે આ સ્થાન રસ ઉત્પન્ન કરે અને અભ્યાસની સામગ્રી પૂરી પાડે એવું છે.

**તળાવ અને એની આસપાસ**—શ્રી જગડૂચરિતમાંના (સર્ગ ૬, શ્લોક ૪૭) ઉલ્લેખ પ્રમાણે ભદ્રેશ્વરના તળાવ સાથે મહારાજા કુમારપાળ અને મહારાજા મૂળરાજ–એ બન્ને સોલંકી ગૂર્જરપતિઓનાં નામ જોડાયેલાં છે. આ તળાવનું ખોદકામ જગડૂશાએ કરાવ્યું હતું. અત્યારનું ભદ્રેસર ગામનું ફૂલસર તળાવ એ જ આ તળાવ હતું એમ માનીએ તો એ આઠસો વર્ષ જેટલું જૂનું ગણાય. તળાવની વચ્ચે "લાખોટો" નામનું એક ફરવાનું સ્થાન છે. તળાવની મધ્યમાં ત્રણ કોઠાની વાવ છે. તળાવની પાળ ઉપર સતીઓ અને શૂરાઓના ઘણા પાળિયા છે આ પાળિયાઓમાં કેટલાક ઉપર સંવત ૧૩૧૯નો અંક જોવામાં આવે છે. તળાવના એક કિનારાની બાજુમાં જાગેસરનું મંદિર છે; અને બીજા કિનારાની પાળથી જરા આગળ, એક ઓટલા ઉપર, તળાવ બંધાવનાર ખોજા ધરમશી-ભાઈનું મોટા કદનું બાવલું છે. ઉપર નોંધેલી વાતના આધારે એમ માનવુ જોઈએ કે, કદાચ શ્રી ધરમશીભાઈએ આ તળાવ નવેસરથી બંધાવ્યું નહીં હોય, પણ જૂના તળાવને નવો અવતાર મળ્યો હોય, એ રીતે એનો ઉદ્ધાર કરાવ્યો હશે.

**ગામની અંદરનાં કેટલાંક સ્થાનો**—ગામની અંદર, દરબારી નિશાળની પાસે આવેલી, **આશાબો પીરની કબર**, એની અસાધારણ લંબાઈને કારણે, આપણું વિશેષ ધ્યાન ખેંચે છે, અને મનમાં કુતૂહલ પણ જગાવે છે. આ કબરની લંબાઈ આશરે પચાસ ફૂટ જેટલી છે. આ કબર આટલી લાંબી શા કારણે બનાવી હશે, એની કથા જાણવા માટે અમે કેટલીક પૂછપરછ કરી હતી, પણ કશી વાત જાણવા ન મળી. વળી, અહીંની આટલી લાંબી કબરને જોઈને બીજા કોઈ ગામમાં આવી લાંબી કબર હશે કે કેમ એ જાણવાની પણ ઇચ્છા સહજપણે થઈ આવે છે

ગામની અંદર શ્રીમતી પુરબાઈ કાનજી રાજગોરના નામની હાઈસ્કૂલ, દરિયાથાન નામનું લુવાણા કોમનું ધર્મસ્થાન, રણછોડજીનું મંદિર, ગામના આથમણા નાકે લુવાણા કોમનું મોરલી મંદિર અને એની નજીકમાં આશાબો પીરની દરગાહ છે.

તળાવના કિનારા ઉપર **આશાપુરી માતાનું મંદિર** છે. આ મંદિર ખંડિત અવશેષ જેવું અને પુરાતત્ત્વના અભ્યાસીઓનું વિશેષ ધ્યાન દોરે એવું છે. આના એક થાંભલા ઉપર કોતરવામાં આવેલ વિ૦ સં૦ ૧૧૫૮ ની સાલ ઉપરથી લાગે છે કે, આ મંદિર પોણા નવસો વર્ષ જેટલું પુરાતન તો છે જ. આ મંદિરની કથા એવી છે કે, પહેલાં આ મંદિરમાં ભદ્રકાળી

માતાની મૂર્તિ પધરાવેલી હતી, પણ વિ૦ સં૦ ૮૯૨માં (બોમ્બે ગેઝેટિયર, વોલ્યુમ ૫, પૃ૦ ૨૧૧) અંજાર શહેરની સ્થાપના થઈ ત્યારે, ભદ્રકાળી માતાની મૂર્તિને અંજારમાં લઈ જવામાં આવી અને એને સ્થાને આશાપુરા માતાની મૂર્તિ પધરાવવામાં આવી (કચ્છનું સંસ્કૃતિદર્શન, પૃ૦ ૯૦). આશાપુરા માતાના મંદિરની જગ્યામાં મહાદેવ-શંકર, હનુમાનજી વગેરેનાં પણ મંદિરો છે.

આશાપુરા માતાના મંદિરવાળા કંપાઉન્ડમાં જ એક મોટો જૂનો કુંડ છે, જે પાંડવ કુંડના નામે ઓળખાય છે. [ચિત્ર નં૦ ૬૪] આ કુંડમાં પાણી સારા પ્રમાણમાં રહે છે, એટલે ભદ્રેશ્વર તીર્થની યાત્રાએ આવતાં યાત્રિકોને પૂરતા પ્રમાણમાં પાણી મળી રહે, એ માટે તીર્થની પેઢીએ આ કુંડ ખરીદી લઈને ત્યાં વોટરવર્કસ ઊભું કર્યું છે અને વિ૦ સં૦ ૨૦૨૯ના દિવાળીના પર્વથી એ ચાલુ પણ કરી દેવામાં આવ્યું છે. આને લીધે તીર્થને ચોવીસે કલાક પાણી મળવા ઉપરાંત ભદ્રેસર ગામને પણ પાણી મળી રહે છે.

આશાપુરા માતાની બાજુમાં **ભવાની માતાનું મંદિર છે**, અને એની પાસેની એક બારી ફૂલસર તળાવમાં પડે.

ભદ્રેસર ગામના ઊગમણા નાકા પાસે **શંકરની બે દેરીઓ છે.**

આ રીતે શ્રી ભદ્રેશ્વર-વસઈ જૈન તીર્થની દક્ષિણ દિશામાં આવેલ ચોખંડા મહાદેવના મંદિરનું તથા પશ્ચિમ દિશામાં આવેલ ભદ્રેસર ગામની બહારનાં તથા અંદરનાં જૂનાં જોવાલાયક સ્થળોનું અવલોકન-વર્ણન પૂરું થયું. હવે તીર્થની ઉત્તર તથા પૂર્વ દિશામાં આવેલ સ્થાનોનું પરિભ્રમણ કરીએ.

**ભરૂડિયા ગામ**—તીર્થની ઉત્તર દિશામાં, તીર્થથી બેએક માઈલની દૂરી પર, ભરૂડિયા નામનું ગામ છે. આ ગામ ઉજ્જડ થઈ ગયું છે. આ ગામમાં મહાદેવની બે જૂની દેરીઓ છે, અને ગામના પાદરમાં વહેતી નદીના કિનારે એક મરદ પીરનો ઓટલો છે એ નદીનું વહેણ ત્યાં બારે માસ ચાલુ રહે છે. મંદિરની પૂજા-સેવા જે પૂજારી સંભાળે છે, એનું નામ વાસુદેવ છે. (અમે જાતે આ સ્થાન જોવા જઈ શક્યા ન હતા, પણ ભદ્રેશ્વરતીર્થના પટાવાળા દરબાર શ્રી બાબુભાઈ પાસેથી આ માહિતી અમને મળી હતી; અને તે અહીં નોંધી છે.)

**ભૂતેશ્વરનું મંદિર**—ભદ્રેશ્વર તીર્થની આસપાસના વિશાળ ચોગાનના ઉત્તર તરફના દરવાજાથી થોડેક જ દૂર, ખેતરાઉ જમીનમાં, એક મંદિર આવેલું છે. મંદિર કંઈક જીર્ણ છે અને એમાં શિવલિંગ તથા પાર્વતીજીની મૂર્તિ પધરાવેલ છે. આ મંદિર ભૂતેશ્વરના મંદિરના નામે ઓળખાય છે. ઘરબારી પૂજારીઓ સાત પેઢીથી આ મંદિરનું પૂજારીપદ ભોગવે છે. અમે આ સ્થાન જોવા ગયા ત્યારે (તા૦ ૧૬-૬-૧૯૭૪ના રોજ) જે પૂજારી આ મંદિરની પૂજા-સેવા કરતા હતા એમનું નામ જેરામગર બુધગર હતું. આ પૂજારીજી

પાસેથી અમને એમ પણ જાણવા મળ્યું કે ઘરબારી પૂજારીઓની એમની સાત પેઢીઓ પહેલાં ફૂક્કડ બાવાઓની સાત પેઢીઓએ આ મંદિરના પૂજારી તરીકેની જવાબદારી સંભાળી હતી. મંદિરના બનાવનાર શ્રી રામદાસ લુહાણા હતા મંદિરના ઉપલા મજલે શિખરમાં પણ શિવલિંગ પધરાવેલ છે. મંદિરની ડાબી બાજુ સાત ફૂક્કડ બાવાઓની અને સાત ઘરબારીઓની સમાધિ છે, અને મંદિરમાં એક ભોંયરું પણ છે, જે એની સામે, થોડે દૂર આવેલ ઢેઢાણુ વાવમાં નીકળે છે, એમ અમને કહેવામાં આવ્યું હતું.

**ઢેઢાણુ તળાવ અને વાવ**—આ ભૂતેશ્વરના મંદિરથી થોડે દૂર એક નાનું તળાવ બનેલ છે. આ તળાવ તો કેટલાંક વર્ષ જૂનું હશે એમ લાગે છે, પણ એમાં એ જ નામની (ઢેઢાણુ નામની) ત્રણ કોઠાની વાવ આવેલી છે, તે તો ૯૧ વર્ષ પહેલાં-વિ૦ સં૦ ૧૯૪૨માં-જ બનેલી છે, અને એના બનાવનાર તરીકે 'ઠક્કર............. આહીરજી હ૦ ગાવજી જસરાજ" એવું નામ લખેલું છે આ તળાવનું નામ ઢેઢાણુ તળાવ શા માટે પડયું હશે, તે જાણી શકાયું નથી. પણ ત્યાં બનેલ વાવ ઢેઢાણુ તળાવમાં બનાવવામાં આવેલી હોવાથી એને પણ લોકોએ ઢેઢાણુ વાવના નામે ઓળખાવવા માંડી હશે, એમ કલ્પનાથી કે અનુમાનથી કહી શકાય. આ વાવની પાસે તીર્થની પેઢીનું વોટર વર્ક્સ છે; અને તે વોરા લક્ષ્મીચંદ માણેકચંદે વિ૦ સં૦ ૨૦૧૯માં બંધાવ્યું હતું. આ વોટર વર્ક્સની પાસે ખેતરપાળની દેરી છે. ઢેઢાણુ તળાવની પાસે એક ભમરિયા નામે ઓળખાતું ખેતર છે, એમાં સાદા પથ્થરના બે મોટા પાળિયા છે; અને એ બન્ને ઉપર નવ નવ લીંટીનો લેખ છે. અમે એ લેખો ઉકેલી શક્યા ન હતા. આ બન્ને પાળિયાને કોઈ સુરક્ષિત સ્થાને મૂકવા જોઈએ.

**દુદા હરિજનની વાવ**—અહીંથી થોડેક દૂર, વોટર વર્ક્સની પૂર્વ દિશામાં, એક મોટી વાવ છે, જે સાવ જીર્ણ-શીર્ણ-ભગ્ન થઈ ગઈ છે.

આ પ્રકરણની શરૂઆતમાં કોમી બિરાદરીનો સંદેશ આપતી જગડૂશા વગેરે ચાર ભાઈબંધોની અને એમનાં સ્મારકોની વાત કરી છે, એમાંના મેઘવાળ-હરિજન વર્ણના ભાઈબંધ દુદાના સ્મારકરૂપે ચણાવવામાં આવેલી આ વાવ છે [ ચિત્ર નં૦ ૬૫ ]. વળી આ વાવ દુદાશાએ બંધાવી હતી એવી વાત પણ કહેવાય છે[૫] આ વાવનો ભગ્નાવશેષરૂપે ટકી રહેલો ભાગ અને એની મોટી મોટી શિલાઓ, એક કાળે આ વાવ કેટલી મોટી હશે

૫. જુઓ, "દુદીઆ વાવ, ભદ્રેશ્વર-વસહીનાં દહેરાંની પૂર્વે દુદાશાની બંધાવેલી મજબૂત પથ્થરની આ સેલાર વાવ છે. આ વાવના ઓતરંગની એક શિલા ૧૭ ફીટ ૭ ઇંચ લાંબી તથા ૨ ફીટ ૧ ઇંચ પહોળી જાડી છે. આ વાવનું બાંધકામ જોવા જેવું છે, છતાં તેની ઉપર શિલ્પકળાની બહુ નકશી નથી. આ વાવના ઘણા પથ્થરો બાંધકામ માટે ઊપડી ગયા છે."

—શ્રી વ્રજલાલ ભગવાનલાલ છાયા

("સ્વદેશી"નો વિ૦ સં૦ ૧૯૮૦નો દીપોત્સવી અંક, પૃ૦ ७૮)

અને કેવા મોટા જનસમૂહને પાણી પૂરું પાડી શકતી હશે, એનો ખ્યાલ આપે છે. અત્યારે તો આ સ્થાપત્ય સાવ ખિસ્માર હાલતમાં પડ્યું છે.

**એક પ્રશ્ન**—ઢેઢાણુ તળાવ, ઢેઢાણુ વાવ અને દુદા -મેઘવાળની (હરિજન-ઢેઢની) વાવ, આ ત્રણુ સ્થાપત્યોનાં નામ એવાં છે કે, તે ત્રણે એક કાળે અસ્પૃશ્ય ગણાતી હરિજન જ્ઞાતિ સાથે એમનો સંબંધ હોવાનું સૂચન કરે છે. શું સાચે જ આ ત્રણે સ્થાનો આ કોમે બનાવ્યાં હશે કે બીજા કોઈએ આ કોમ માટે બનાવ્યાં હશે, એવો સવાલ થાય છે. આ સવાલનો ઉત્તર શોધવા કોઈકે પ્રયત્ન કરવો જોઈએ; અને આવો પ્રયત્ન કરતી વખતે એ હકીકત પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે, ઢેઢાણુ વાવ તો એક ઠક્કરે ચણાવી હતી અને ઠક્કર એ તો લુહાણા કોમ માટે વપરાતો શબ્દ છે.

અહીં એ જાણવું પણ રસપ્રદ થઈ પડશે કે, ચોખંડા મહાદેવના મંદિરના એક ઓટલામાં ચણી લેવામાં આવેલ ગૂર્જરપતિ મહારાજા જયસિંહ સિદ્ધરાજનો વિ૦ સં૦ ૧૧૯૫ નો શિલાલેખ મૂળ દુદાશાના શિવાલયનો હતો, એમ નોંધવામાં આવ્યું છે ( કચ્છનું સંસ્કૃતિદર્શન, પૃ૦ ૯૩-૯૪ ). આ ઉપરથી એમ લાગે છે કે, ભદ્રેશ્વરની સાથે 'દુદા' નામની વ્યક્તિ ( વ્યક્તિઓનું ) નામ સારી રીતે સંકળાયેલું હતું.

**જૂની છત્રી : જગડૂશાની બેઠક**—વાવથી આગળ વધીએ એટલે એક ખેતર આવે છે. એ ખેતરની વચ્ચે પથ્થરની એક જૂની છત્રી ઊભી છે આ છત્રીની આસપાસ નાની-મોટી કોઈ ઇમારત કે એના અવશેષો પણ નથી, એટલે આ છત્રી સાવ એકલી-અટૂલી ઊભી છે; તેથી એને જોઈને, સહજપણે, એવો સવાલ થાય છે કે, આ રીતે ખેતરની વચ્ચે આવી ઇમારત શા માટે ઊભી કરવામાં આવી હશે ? ગોળ ઘુમ્મટ ધરાવતી, બાર થાંભલા ઉપર ઊભેલી અને ચોરસ ઘાટની આ ઇમારત, ઉત્તર હિંદુસ્તાનમાં જેને બારાદરી કહે છે એના જેવી, બાર પ્રવેશવાળી છે. આ ઇમારતને જગડૂશાની બેઠક તરીકે ઓળખાવવામાં આવે છે. [ ચિત્ર નં૦ ૬૬ ]

**મોતીનું ખેતર**—લગાતાર ત્રણ વર્ષ સુધી ચાલુ રહેલા દેશવ્યાપી દુષ્કાળમાં ગરીબ પ્રજાને અન્ન વસ્ત્ર પૂરાં પાડીને એ સંકટનું નિવારણ કરવાનો ભગીરથ અને સફળ પુરુષાર્થ કરીને અમર બની જનાર અને 'જગતપિતા' નું બિરુદ મેળવનાર જગડૂશાની આર્થિક શક્તિ કેટલી બધી હશે, એમની પાસે કેટલું અઢળક ધન હશે, એની તો કલ્પના જ કરવી પડે. દેશ-પરદેશના વેપાર કે વહાણવટાથી આટલું બધું ધન એકત્ર થઈ શકે એવું માન્યામાં આવવું મુશ્કેલ બની જાય છે; અને તેથી જગડૂશાની અમાપ સંપત્તિવૃદ્ધિની દંતકથા જેવી કેટલીક ચમત્કારિક ઘટનાઓ પણ જગડૂશાના જીવન સાથે જોડાયેલી જાણવા-સાંભળવામાં આવે છે. આમાંની એમને થયેલ અપાર ધનપ્રાપ્તિને લગતી એક ચમત્કારિક ઘટના છે, એમના ખેતરમાં મોતીનો પાક થયાની, આ વાત આ પ્રમાણે છે—

એક વર્ષે હળોતરાં થઈ ગયાં હતાં અને વાવણી કરવાનો વખત આવી પહોંચ્યો હતો. જગડૂશાહે પોતાના ખેતરમાં વાવવા માટે ઉત્તમ જાતની જારનું બિયારણ લાવી રાખ્યું હતું, અને વાવણી કરવાની તૈયારી ચાલતી હતી. એવામાં એક દિવસ એમના આંગણે કેટલાક સાધુ-સંતો ભિક્ષા લેવા આવી પહોંચ્યા. સાધુઓને અનાજનો ખપ હતો. જગડૂશાહે, પોતાની વાવણીનો વિચાર કર્યા વગર, બિયારણ માટે લાવેલી ઉત્તમ જાતની બધી જાર એમને ભક્તિ અને ઉલ્લાસથી ભિક્ષામાં આપી દીધી. સંતો ભિક્ષા લઈને અને આશીર્વાદ દઈને રવાના થયા. જગડૂશાહે બીજી જાર મંગાવીને એનું પોતાના ખેતરમાં વાવેતર કરાવ્યું વરસાદ-પાણી સારાં થયાં; વખત પાક્યો એટલે જારનો પાક તૈયાર થઈ ગયો. જગડૂશાના ખેતરનો પાક જોઈને ખેડૂતો અજાયબ થઈ ગયા—જારનાં ડૂંડાંમાં જુવારના બદલે અસલ સાચાં મોતીના દાણા બાઝી ગયા હતા! ન માની શકાય એવી એ વાત હતી! વાત જગડૂશાને કાને પહોંચી. પણ પહેલાં તો એમણે એ વાતને ખોટી માનીને હસી કાઢી—આવું તે વળી ક્યારેય બની શકે ખરું? પણ પછી એમણે જાતે જઈને જોયું તો આખું ખેતર મબલખ મોતીડાના પાકથી હિલોળા લેતું હતું! જગડૂશા એ જોઈને અચરજમાં પડી ગયા. એમને થયું: આ તો બધા પેલા સંતોના આશીર્વાદનો જ પ્રતાપ! જગડૂશાની વખાર ઢગલાબંધ મોતીઓથી ભરી ભરી બની ગઈ. જગડૂશાના જે ખેતરમાંથી મોતીનો આવો અમૂલખ મોલ ઊતર્યાનું કહેવામાં આવે છે, તે ખેતર તરીકે આ બાર થાંભલાવાળી છત્રીની આસપાસની ધરતીને બતાવવામાં આવે છે.[૬]

---

૬. જગડૂશાને જેનાથી અઢળક સંપત્તિ મળી એવા બીજા ત્રણ ચમત્કારો આ પ્રમાણે કહેવામાં આવે છે—

(૧) જગડૂશા એક વાર ભદ્રેશ્વર નગરની સીમમાં ગયા હતા. ત્યાં એમણે જોયું કે એક ભરવાડ પોતાનાં બકરાં ચારતો હતો, અને એક બકરીના ગળામાં નીલમ મણિ બાંધેલો હતો. જગડૂશાએ નીલમ મણિ સાથે એ બકરી ખરીદી લીધી અને એ મણિના પ્રતાપે એમને ઘણું ધન મળ્યું.

(૨) એક વાર જગડૂશાનો ગુમાસ્તો હોરમઝ દેશમાં વેપાર માટે ગયો. ત્યાં એણે એક આરબ વેપારીના આંગણામાં દેખાવડો પથ્થર જોયો. એને પોતાના શેઠ માટે એ પથ્થર ખરીદી લેવાનો વિચાર થયો. પણ એવામાં ખંભાતના કોઈ વેપારીના નોકરનો વિચાર એ પથ્થર પોતાના શેઠ માટે ખરીદી લેવાનો થયો. પછી તો બન્ને વચ્ચે હરીફાઈ મંડાઈ ગઈ, અને બન્ને જણા એકબીજાથી વધુ પૈસા આપીને પેલો પથરો ખરીદવા બોલી-હરાજી બોલવા લાગ્યા! વાત વાતમાં વાત મમતે ચડી ગઈ; અને પછી તો બેય ગુમાસ્તાઓને આ વાત પોતાના શેઠની આબરૂ સાચવવા જેવી મહત્ત્વની લાગી. પણ છેવટે જગડૂશાના ગુમાસ્તાએ ત્રણ લાખ જેટલું મૂલ્ય આપીને એ પથ્થર ખરીદી લીધો અને પોતાના શેઠનું નામ રાખ્યું. પેલા આરબ સોદાગરને તો તે દિવસે ભારે તડાકો પડી ગયો! પોતાની પાસેના પૈસા બધા ખૂટી ગયા હતા એટલે જગડૂશાનો ગુમાસ્તો માલ ખરીદ્યા વગર, ખાલી વહાણે, પાછો આવ્યો. જગડૂશાના ગુમાસ્તાએ ત્રણ લાખ આપીને પથરો ખરીદ્યાની વાત તો એના પહેલાં જ ભદ્રેશ્વરમાં પહોંચી ગઈ હતી. લોકો તો આ માટે જગડૂશાને હાંસી-મજાકમાં કેવી કેવી વાતો કરતા હતા! બિચારા ગુમાસ્તાને પણ ચિંતા હતી કે શેઠ શું કહેશે અને શું કરશે? પણ જગડૂશાએ તો ઊલટું, પોતાની આબરૂ સાચવવા બદલ પોતાના ગુમાસ્તાને શાબાશી આપી અને ઇનામ પણ આપ્યું—પૈસો તો ફરી ગમે ત્યારે મળી રહેશે, પણ ગયેલી આબરૂ કંઈ પાછી થોડી મળવાની હતી! પેલા પથ્થરને તો ઉઘાડા

હનુમાનની દેરી—આ દેરી તો પાંચ-છ વર્ષ જેટલી જ જૂની છે. આ દેરીમાં પધરાવવામાં આવેલ હનુમાનજીની મૂર્તિ જગડૂશાના આ ખેતરની પાસેથી મળી આવી હતી. એક વખત બસઈ ગામના રહેવાસી હરિજન વાછિયાભાઈ આદિપુરની સડક બાંધવાનું કામ કરતા હતા. આ મૂર્તિને જોઈને એમને ત્યાં એક દેરી બંધાવવાનો વિચાર આવ્યો. એમણે પોતાની આ ભાવના ભદ્રેશ્વર જૈન તીર્થની પેઢીના મુખ્ય મહેતાજી શ્રી નેમચંદભાઈ વોરાને કરી. આ પણ એક દેવસ્થાન જેવું સારું કામ હતું. એમણે વાછિયાની ઇચ્છા પૂરી પાડવાનો વિચાર કર્યો અને છેવટે શ્રી નેમચંદભાઈ વોરા, તીર્થના મિસ્ત્રી શ્રી ગોવિંદજીભાઈ દામજી તથા હરિજનભાઈ વાછિયા—એ ત્રણેના સહકારથી છએક વર્ષ પહેલાં (સને ૧૯૭૧)માં આ દેરી ઊભી થઈ આ નાની સરખી દેરી પણ જાણે કોમી સહકારનો પાઠ સંભળાવી જાય છે!

ચકોપીરની દરગાહ—આ દેરીની સામે, ગાંધીધામ-માંડવીની પાકી સડકની પેલી પાર, એક જૂની દરગાહ દેખાય છે. એ દરગાહ ચકોપીરની છે. આ દરગાહ માટે એક રમૂજભરી દંતકથા પેઢીના પટાવાળા દરબાર શ્રી બાબુભાઈએ અમને કહી કે, આ દરગાહ થોડીક થોડીક દરિયા તરફ ખસતી રહે છે. એમ ખસતાં ખસતાં જ્યારે એ દરગાહ દરિયા સુધી પહોંચીને દરિયામાં સમાઈ જશે, ત્યારે આ ગામનો નાશ થશે!

ઇચ્છીએ કે, આ દરગાહ દરિયા તરફ ખસતી અટકી જાય, અથવા દરગાહના ખસવાની સાથે સાથે સાગરદેવ-દરિયાલાલ પણ થોડા થોડા ખસતા રહે, અને આ ગામ ઉપર આવી કોઈ આપત્તિ આવવા ન પામે!

આ બે ઇમારતો ક્યાં?—ભદ્રેશ્વર તીર્થની આસપાસ જગડૂશાનો ભંડાર હોવાની વાત કહેવામાં આવે છે, પણ આવી કોઈ ઈમારત અહીં દેખાતી નથી. વળી, "કચ્છનું

---

આંગણામાં મૂકી રાખવામાં આવ્યો. એક વાર એક સંત પુરુષ જગડૂશાના આંગણે આવી પહોંચ્યા. એમણે એ પથ્થરને જોઈને કહ્યું કે, આ પથ્થર તો રત્નોની ખાણ છે; એમાં બહુમૂલાં રત્નો ભર્યાં છે. જગડૂશાએ ઘરમાં લઈ જઈને પથ્થરને તોડાવ્યો તો અંદરથી લાખ-લાખની કિંમતનાં રત્નો ને હીરા નીકળી આવ્યાં!

(૩) એક વાર કોઈ વહાણવટી મુશ્કેલીમાં આવી પડચો; એને પોતાના વહાણમાનો માલ ગમે તેમ કરીને વેચી દેવો પડે એવી સ્થિતિ થઈ. એણે જગડૂશાને એ ખરીદી લેવા વિનંતિ કરી. જોયું તો, માલમાં મીણની જ મોટી મોટી ઇંટો! મીણનો વેપાર? દયાધરમી શ્રાવક એવા વેપારમાં હાથ પણ ન નાખે. પણ જગડૂશાને એ વહાણવટી ઉપર દયા આવી અને એમણે એ મીણની ઇંટો જેવા ચોસલાં ખરીદી લીધાં; અને પોતાના રહેઠાણના આંગણામાં મુકાવી દીધાં. એમના આ કામથી એમનાં પત્ની યશોમતી એમના ઉપર ખૂબ નારાજ પણ થયાં કે, આવો અધર્મનો વેપાર આપણાથી કેવી રીતે થઈ શકે? કેટલાક વખત પછી શિયાળામાં કુટુંબનાં છોકરાંઓએ ટાઢ ઉડાડવા આંગણામાં તાપણું કર્યું. એ તાપણાના તાપથી પાસે પડેલ મીણનું એકાદ ચોસલું પીગળી ગયું અને અંદરથી પીળા રંગની ધાતુ દેખાવા લાગી. વધુ તપાસ કરીને જોયું તો અંદર સોનાની ઇંટો જેવી મોટી મોટી લગડીઓ ભરી હતી—જાણે લક્ષ્મીજી, પોતે જ જગડૂશાના ઘરને અભરે ભરી દેવા માટે, મીણનાં ચોસલાંરૂપે, સામે ચાલીને પધાર્યાં હતાં!

સંસ્કૃતિદર્શન" (પૃ૦ ૯૩-૯૪)માં જણાવ્યા પ્રમાણે ચોખંડા મહાદેવના મંદિરમાં રાખવામાં આવેલ ગૂર્જરપતિ જયસિંહ સિદ્ધરાજનો શિલાલેખ ભદ્રેશ્વરમાંના દુદાશાના શિવાલયમાંનો હોવાનું કહેવાય છે.[૭] પણ આ શિવાલય પણ અમારા જોવામાં આવ્યું નહીં. તો આ બે ઇમારતોનું શું થયું હશે? તેમાંય દુદાશાનું શિવાલય અહીં હોવાનો તો ઉલ્લેખ પણ મળે છે; તો એ અમારા જોવામાં કેમ નહીં આવ્યું હોય? આ બાબતમાં અમારી કંઈ સરતચૂક થવા પામી હોય, એવું તો નહીં બન્યું હોય ને?

આ પ્રશ્ન સાથે શ્રી ભદ્રેશ્વર-વસઈ જૈન તીર્થની આસપાસ આવેલ પ્રાચીન, ઐતિહાસિક અને જોવાલાયક સ્થાનોની આપણી પરકમ્મા પૂરી થાય છે.

નોંધ—આ પ્રકરણમાં ભદ્રેશ્વરનાં જોવાલાયક સ્થળોની જે માહિતી આપી છે, તે સંશોધનની ઐતિહાસિક દૃષ્ટિએ નથી આપી, પણ એક સામાન્ય પ્રવાસી કે દર્શકની હેસિયતથી જ આપી છે. એટલે વિશેષ શોધખોળને અંતે આ સ્થાનો સંબંધી વિશેષ, વધારે આધારભૂત અને જુદા પ્રકારની પણ માહિતી મળી આવવાનો સંભવ છે.

---

૭. આ શિલાલેખ અંગે "કચ્છનું સંસ્કૃતિદર્શન"માં જ અન્ય સ્થાને (પૃ૦ ૨૭૫) એમ પણ નોંધવામાં આવ્યું છે કે, "આ શિલા પ્રથમ ક્યાંથી ઉપાડવામાં આવી છે તેની ચોક્કસ માહિતી ઉપલબ્ધ નથી."

૧૧

# કચ્છની મોટી તથા નાની પંચતીર્થી

કચ્છની ધરતીમાં જૈનધર્મ અને જૈન સંસ્કૃતિનો પ્રચાર અને પ્રભાવ કેટલો વ્યાપક હતો, તેની સાક્ષી જેમ એ ધરતીને ધર્મભાવનાથી સુરભિત બનાવી જનાર પ્રભાવક આચાર્યો, મુનિવરો અને શ્રીપૂજ્યો–યતિઓની સૈકાઓજૂની કાર્યવાહી તેમ જ વગદાર, ઉદાર અને લોકકલ્યાણ તથા જીવ-દયાના હામી જૈન મહાજનોની પરંપરા પૂરે છે, તેમ એ ભૂમિના શણગાર અને ગૌરવ સમાં સંખ્યા-બંધ (દોઢસો ઉપરાંત) જિનમંદિરો પણ પૂરે છે.

આ જિનમંદિરોમાં કેટલાંક તો વિશાળ માંડણી અને ઝીણવટભરી સજીવ કોરણીના લીધે એવાં ભવ્ય અને નયનરમ્ય છે કે જેથી એની ગણતરી કચ્છની બહુમૂલી સંસ્કારસમૃદ્ધિમાં થાય છે. કચ્છના આવા આલીશાન અને શિલ્પકળાના ઉત્તમ નમૂના સમાં જિનપ્રાસાદોમાં સુવિખ્યાત ભદ્રેશ્વરતીર્થના જિનાલય ઉપરાંત, કચ્છની મોટી પંચતીર્થી, નાની પંચતીર્થી તથા અન્ય કેટલાંક શહેરો અને ગામોનાં જિનમંદિરોનો સમાવેશ થાય છે.

એટલે અહીં મોટી પંચતીર્થીનાં તથા નાની પંચતીર્થીનાં જિનમંદિરોનો સંક્ષિપ્ત પરિચય તેમ જ અન્ય સ્થાનોનાં કેટલાક જિનમંદિરોની યાદી આપવામાં આવે છે. ખરી રીતે તો, આ જિનાલયો એવાં સુંદર અને શાનદાર છે, અને એની સ્થાપનાની પ્રેરણા આપનાર તથા પ્રતિષ્ઠા કરાવનાર આચાર્ય મહારાજો વગેરે શ્રમણસમુદાયનો તેમ જ એ પ્રેરણાને ઝીલીને જે તે જિન-મંદિરોની સ્થાપના કરનાર શ્રાવકસમુદાયનો ઇતિહાસ એવો આકર્ષક છે કે જેથી આવા એક એક જિનમંદિરનો યથાર્થ અને સવિસ્તાર પરિચય આપવા માટે એક એક નાનું-મોટું સ્વતંત્ર પુસ્તક જ લખવું પડે પણ આ પુસ્તકમાં આ બધી વિગતોને સમાવવાનો અવકાશ નથી, એટલે એનું સંક્ષિપ્ત વર્ણન કે એની યાદી આપીને જ સંતોષ માનવાનો રહે છે આમાં સૌથી પહેલાં મોટી પંચતીર્થીનાં દર્શન કરીશું.

## મોટી પંચતીર્થી

કચ્છની મોટી પંચતીર્થીનાં જિનચૈત્યો (૧) સુથરી, (૨) કોઠારા, (૩) જખૌ, (૪) નલીઆ અને (૫) તેરા – એ પાંચ ગામોમાં આવેલાં છે અને આ પાંચે ગામો અબડાસા તાલુકામાં વસેલાં છે, એ બીના જેમ આ પંચતીર્થની વિશેષતા છે, તેમ આ તાલુકાની પણ ગૌરવગાથા છે. અને માંડવી

તાલુકામાંથી અબડાસા[1] તાલુકામાં પ્રવેશ કરતાં, શરૂઆતમાં, આવતું સાંધાણ ગામ પણ એના મોટા, સુંદર અને કંઈક વિશિષ્ટ પ્રકારની બાંધણીવાળા જિનમંદિરને લીધે, પંચતીર્થીનાં યાત્રાધામોની જેમ, જૈન સંઘને માટે યાત્રાનું સ્થાન બની રહે છે. એમ કહેવું જોઈએ કે, અબડાસા તાલુકામાં આવેલ આ મોટી પંચતીર્થીનાં મન ભરીને નીરખ્યા જ કરીએ એવાં આલીશાન, ભવ્ય અને નયનમનોહર જે જિનપ્રાસાદોનાં દર્શનનો લાભ યાત્રિકને મળવાનો છે, તેનો નમૂનો સાંધાણના જિનમંદિરમાં જોવા મળે છે; અને આ પંચતીર્થીની યાત્રા આ દેરાસરથી શરૂ થાય છે, એટલે એ પંચતીર્થીની યાત્રાનું જાણે કે પ્રવેશદ્વાર જ હોય એમ લાગે છે ! વળી, આ બધાંય જિનમંદિરોની બાંધણી, અન્ય સ્થાનોનાં જિનમંદિરોની બાંધણીથી જુદી તરી આવે એવી વિશિષ્ટ પ્રકારની તેમ જ વિવિધ પ્રકારની છે, એમ એના દર્શકને લાગ્યા વગર નથી રહેતું

**અબડાસા તાલુકાની વિશિષ્ટતા**—કચ્છ જિલ્લાના પશ્ચિમ દક્ષિણ વિભાગમાં આવેલ અને ૨૪૦૦ ચોરસ કિલોમીટરનો વિસ્તાર ધરાવતો આ તાલુકો એના બહુ ઓછા વરસાદ, સૂકી જમીન અને નપાણિયા મુલક તરીકે જાણીતો છે. સને ૧૯૭૧ની વસ્તી-ગણતરી પ્રમાણે એમાં ૧ શહેર, ૧૪૮ વસવાટવાળાં ગામડાં અને ૧૪ વેરાન ગામડાં છે, અને ૭૪૧૬૫ માણસોની વસ્તી છે. પણ આ તાલુકાની એક નોંધપાત્ર વિશેષતા એ છે કે, આ તાલુકામાં વરસાદ ઓછો થાય છે, પણ સંપત્તિમાં—આર્થિક સમૃદ્ધિમાં—એ ઘણો આગળ વધેલો અને નામાંકિત છે. એના સાહસી જૈન શાહસોદાગરોએ કચ્છ બહારની ધરતીમાં વસવાટ કરીને અઢળક સંપત્તિ ભેગી કર્યાના અને એ સંપત્તિનો અનેક ધર્મકાર્યોમાં તેમ જ લોકકલ્યાણનાં કામોમાં ઉદારતાથી સદુપયોગ કર્યાના સંખ્યાબંધ દાખલાઓ મળી શકે છે. અને આવા સખીદિલ શ્રેષ્ઠીઓની સખાવતોનાં કીર્તિમંદિરોની ધજાઓ તો ગિરિરાજ શ્રી શત્રુંજય, ગિરનાર અને બીજાં મહાતીર્થો ઉપર પણ લહેરાઈ રહી છે.

---

૧. આ તાલુકાનું "અબડાસા" નામ પડ્યું એની પાછળ એક શૌર્ય અને સમર્પણની કથા રહેલી હોવાનું માનવામાં આવે છે. ઇસ્વી સનની ચૌદમી સદીની શરૂઆતમાં ખિલજી વંશના બાદશાહ અલાઉદ્દીને હિંદુસ્તાન ઉપર આક્રમણ કરીને "ખૂની" તરીકે બદનામી મેળવી હતી. સિંધ–ઉંમરકોટના સૂમરા વંશનો એક રાજકુમાર ચનેસર, દેશદ્રોહી બનીને, સૂમરા રાજ્યવંશની સુંદરીઓ અપાવવાની લાલચ આપીને, અલાઉદ્દીન ખીલજીને સિંધ ઉપર ચડાઈ કરવા એના ઝનૂની અને વિશાળ લશ્કર સાથે, તેડી લાવ્યો ઉંમરકોટનો રાજા ઘોઘો સુમરો (ચનેસરનો ઓરમાન નાનો ભાઈ) સમજી ગયો કે, આ ખૂની બાદશાહના લશ્કર સામે ટક્કર લઈને સૂમરા વંશની સુંદરીઓના શિયળની રક્ષા થઈ શકવાની નથી, એટલે એણે ૧૪૦ સૂમરા સ્ત્રીઓને કચ્છ તરફ રવાના કરી દીધી અને એમનું રક્ષણ કરવાનું વડસરના રાજવી જામ જખરા ઊર્ફે અબડા અબડાણીને કહેણ મોકલ્યું—આ રાજવી એના શૌર્ય અને સાહસને કારણે "અબડા અડભંગ" નામે પંકાતો હતો. ઘોઘો ખીલજીના લશ્કર સાથે લડીને છેવટે વીરગતિને પામ્યો. જ્યારે અલાઉદ્દીને બધી સુંદરીઓ કચ્છમાં ગયાનું જાણ્યું ત્યારે એ કચ્છમાં ગયો. વડસર પાસે અબડાએ સુમરા સુંદરીઓના શિયળનું રક્ષણ કરવા એનો સામનો કર્યો અને છેવટે એ પણ વીરગતિને પામ્યો, સુમરા સુંદરીઓ પોતાના સતીત્વને અખંડિત રાખવા ધરતીમાં સમાઈ ગઈ અને આ સુંદરીઓને મેળવવાની અલાઉદ્દીનની કામના મનની મનમાં જ રહી ગઈ ! આ વીર કથાની યાદમાં આ પ્રદેશ "અબડાસા"ના નામે પ્રસિદ્ધ થયો. (કચ્છ કલાધર, ભાગ ૧, પૃ૦ ૧૨૨–૧૪૬; મારી સિંધયાત્રા, પૃ૦ ૧૨૮)

જૈન સંઘની દૃષ્ટિએ આ તાલુકાની બીજી વિશિષ્ટતા સૌકોઈનું વિશેષ ધ્યાન ખેંચે એવી છે; તે એ કે, જૈન સંઘના શ્વેતાંબર મૂર્તિપૂજક, દિગંબર, સ્થાનકવાસી અને તેરાપંથી એ ચારે ફિરકામાંથી આ તાલુકામાં ફક્ત શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘના અનુયાયીઓ છે. ઉપરાંત શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘના તપગચ્છ, અંચળગચ્છ, પાયચંદગચ્છ, ત્રિસ્તુતિકગચ્છ વગેરે જુદા જુદા ગચ્છોમાંથી અબડાસા તાલુકાનો સમસ્ત અથવા ઘણા મોટા ભાગનો જૈન સંઘ ફક્ત અંચળગચ્છને જ અનુસરે છે અને એ ગચ્છની જ સામાચારીનું પાલન કરે છે.[૨] આથી આગળ વધીને, કચ્છનાં આ પરગણામાં વસનારા જૈનો ઓસવાળ, પોરવાડ, શ્રીમાળ, વીસા, દસા વગેરે જન જ્ઞાતિમાંથી ફક્ત દસા ઓસવાળ જ્ઞાતિના જ છે. વળી, અહીં એ પણ જાણવા મળ્યું કે, જેમ કચ્છના વીસા ઓસવાળ જ્ઞાતિના કેટલાક ભાઈઓ ખેતીનું કામ કરે છે તેમ, આ તાલુકામાં વસતા દસા ઓસવાળ જ્ઞાતિના કેટલાક ભાઈઓ ખેતીનું કામ કરવા ઉપરાંત, કુશળ શિલ્પી તરીકે સલાટનું કામ પણ કરે છે. અબડાસા તાલુકાની આ વિશિષ્ટતા જૈન સંઘની દૃષ્ટિએ વિરલ અને અનોખી છે. આ ઉપરથી કંઈક એમ લાગે છે કે, અંચળગચ્છની માન્યતા, થોડા કે વધુ પ્રમાણમાં, આખા કચ્છમાં પ્રસરેલી હોવા છતાં, અબડાસા તાલુકામાં તો જાણે એનું એકછત્રી વર્ચસ્વ પ્રવર્તે છે. બીજા કોઈ ગચ્છે ક્યાંય આવું એકરાગી વર્ચસ્વ કાયમ કર્યાનો દાખલો જાણવા મળતો નથી. મુંબઈ જેવી પચરંગી નગરીમાં દસા ઓસવાળ જ્ઞાતિ અને અચંળગચ્છનો તેમ જ એના વગદાર શ્રીમાનોનો અત્યારે પણ જે પ્રભાવ છે અને મુંબઈના વિકાસની શરૂઆતના સમયથી એમાં એમણે જે હિસ્સો

---

૨ અબડાસા તાલુકાની જે વ્યક્તિઓ અંચળગચ્છ સિવાયના અન્ય ગચ્છની સામાચારીનુ પાલન કરે છે, તેમાંની મોટા ભાગની વ્યક્તિઓ બહાર જઈને વસેલી છે; અને કેટલીક વ્યક્તિઓએ અન્ય ગચ્છમાં દીક્ષા પણ લીધી છે. એક જ કુટુંબની બે વ્યક્તિઓએ જુદા જુદા ગચ્છમાં દીક્ષા લીધી હોવાનો પણ કોઈ કોઈ પ્રસંગ જોવા મળે છે, દા. ત. સુથરીના વતની આચાર્ય શ્રી વિજયયશોભદ્રસૂરિજી મહારાજ તપગચ્છમાં અને એમનાં કુટુંબી સંસારી બહેન સાધ્વીજી શ્રી વિદ્યુત્પ્રભાશ્રીજી અંચળગચ્છમાં દીક્ષિત થયાં છે.

આ તાલુકાનું મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીએ એમના "મારી કચ્છ યાત્રા" નામે પુસ્તકમાં (પૃ૦ ૧૩૧-૧૩૨) આ પ્રમાણે વર્ણન કર્યું છે—

"અબડાસામાં જૈનોમાં મોટે ભાગે, બલ્કે આખા અબડાસામાં કહીએ તો ચાલે, 'કચ્છી દશા ઓશવાળો'ની જ વસ્તી છે. પછી કદાચ કોઈ ગામમાં વીસાઓ હશે હા, દશામાંથી વિખૂટા કરેલા પાંચા પણ કોઈ કોઈ ગામમાં છે. અબડાસામાં બધા જૈનો એક જ ધર્મ ને એક જ ગચ્છના લોકો છે. કંઠીમાં મંદિરમાર્ગી અને સ્થાનકવાસી બન્ને છે, જ્યારે અબડાસામાં કેવળ મંદિરમાર્ગી જ છે. કંઠીમાં ખરતરગચ્છ, તપાગચ્છ, પાયચંદગચ્છ અને અંચળગચ્છ—એમ જુદા જુદા ગચ્છો છે, જ્યારે અબડાસામાં એક જ ગચ્છ—અંચળગચ્છ છે આખા કચ્છમાં એક ભદ્રેશ્વરને છોડીને જૈન મંદિરોની જેવી વિશાળતા ને સુંદરતા અબડાસામાં છે, તેવી ક્યાય નથી. કચ્છની જૈન પંચતીર્થી પણ આ અબડાસામાં છે પંચતીર્થી શા માટે? અબડાસાના એક એક ગામનું મંદિર ખરેખર દર્શનીય છે, અને દરેક ગામનાં મંદિરો લાખોની મિલકતો છે. બીજા પ્રાંતો કરતાં અબડાસામાં અતિથિસત્કાર પણ સારો થાય છે. કોઈ પણ ગામમાં ગમે તેટલાં યાત્રાળુઓ આવે, તેનું આદર-સન્માન થાય છે, અને તમામ પ્રકારની વ્યવસ્થા જળવાય છે."

આવ્યો છે તે, મુંબઈની વિકાસકથાના ઇતિહાસમાં એક ઊજળા પ્રકરણરૂપ બની રહે એવો અને અબડાસા તાલુકાનું ગૌરવ વધારે એવો છે.

## મોટી પંચતીર્થી

ત્યારે હવે આ તાલુકાની અણમોલ ધર્મસંપત્તિરૂપ કચ્છની મોટી પંચતીર્થીનાં દર્શન કરી એનો ટૂંક પરિચય મેળવીએ આ પંચતીર્થ એટલે સુથરી, કોઠારા, જખૌ, નલીઆ અને તેરા એ પાંચ ગામોનાં જિનમંદિરો. આ પાંચ મંદિરોની સાથે સાથે, આ પંચતીર્થીની શરૂઆતમાં જ આવતું સાંધાણ ગામનું દેરાસર પણ મનોહર અને અનોખી ઢબનું છે, એટલે એનાં દર્શનથી શરૂઆત કરીએ.

## સાંધાણ

માંડવીથી મોટી પંચતીર્થીની દિશામાં આગળ વધીએ એટલે, ૧૧ માઈલની દૂરી પર, મોટા લાયજા નામે કસબા જેવું ગામ આવે છે. ગામમાં મહાવીરસ્વામીનું માળવાળું વિ૦ સં૦ ૧૯૭૯નું સુંદર મંદિર છે. આ દેરાસર, કોઠારાના ગગનચૂંબી અને આલીશાન દેરાસરના નાના નમૂના જેવું છે. ઉપલે માળે મનોહર આરસના સમવસરણની રચના કરેલી છે. ગામમાં બે ઉપાશ્રય, મહાજનવાડી અને દવાખાનું છે આ ગામથી આગળ વધતાં માંડવી તાલુકાની સરહદ પૂરી થાય છે અને અબડાસા તાલુકો શરૂ થાય છે. સાંધાણ પહોંચતાં પહેલાં વચમાં ડુમરા ગામ આવે છે. ત્યાં વિ૦સં૦ ૧૯૨૨માં પ્રતિષ્ઠિત શ્રી ચંદ્રપ્રભુનું અંચળગચ્છનું મંદિર છે.

મોટા લાયજાથી સાંધાણ ૨૦ માઈલ થાય છે.

સાંધાણ ગામમાં મૂળનાયક શ્રી શાંતિનાથ ભગવાનનું મુખ્ય દેરાસર છે. માળવાળું આ મુખ્ય દેરાસર, એની વિશિષ્ટ પ્રકારની બાંધણીને કારણે, અનોખી ઢબનુ લાગે છે. ઉપરાંત એની આસપાસ બનેલાં નાનાં-મોટાં દેરાસરોના ઝૂમખાથી એ વિશેષ શોભાયમાન બન્યું છે. અને તેથી એ ભાવિક દર્શકને તેમ જ શિલ્પકળાના ચાહકને, ઘડીભર કોઈક દિવ્ય પ્રદેશનો વિહાર કરાવતું હોય એમ જ લાગે છે. [ચિત્ર નં૦ ૬૭]

ભગવાન શાંતિનાથનું આ મુખ્ય દેરાસર વિ૦ સં૦ ૧૯૧૦માં સ્થપાયેલ છે, અને એ શેઠ શ્રી માડણ તેજસી ધુલ્લાએ આચાર્યશ્રી મુક્તિસાગરસૂરિજીના ઉપદેશથી બંધાવેલ છે. મુખ્ય દેરાસરની સામે શ્રી મુનિસુવ્રતસ્વામીનું જિનાલય આવેલ છે. વિરપાર શ્રી જેતશી કરમણે, આચાર્ય શ્રી રત્નસાગરસૂરિજીના ઉપદેશથી, વિ૦ સં૦ ૧૯૧૯ માં, સંભવનાથ ભગવાન તથા વિ૦ સં૦ ૧૯૨૭માં આશારીઆ શ્રી લાડણે તથા આશારીઆ શ્રી લખમશીએ શ્રી શાંતિનાથ ભગવાનનાં જિનાલયો બંધાવ્યાં હતાં. આ ગામના શ્રેષ્ઠી પરબત લાધાએ આચાર્ય શ્રી વિવેકસાગરસૂરિજીના ઉપદેશથી, વિ૦ સં૦ ૧૯૩૨માં, શ્રી કેસરિયાજી તીર્થનો સંઘ કાઢયો હતો, તથા એમણે તથા

એમના ભાઈ ગોવિંદજીએ અહીં વિ૦ સં૦ ૧૯૩૪માં અનુક્રમે મહાવીરસ્વામીનું તથા પદ્મપ્રભુનું દેરાસર બંધાવ્યું હતું. આ તીર્થસ્થાનના વિકાસમાં સ્વનામધન્ય દાનવીર શ્રેષ્ઠી શ્રી નરશી નાથાનો પણ ફાળો હતો. (અંચળગચ્છ દિગ્દર્શન, ફકરા નં૦ ૨૩૩૭, ૨૩૪૫, ૨૪૪૭, ૨૫૧૬)

ક્રમે ક્રમે નવાં નવાં દેરાસરોનો ઉમેરો થવાના કારણે સાંધાણમાં એક જ સ્થાનમાં નવ જિનમંદિરોનાં દર્શન કરવાનો લહાવો મળે છે. અને તેથી, જાણે ગિરિરાજ શ્રી શત્રુંજયનું સ્મરણ કરાવવા માટે ન હોય એમ, આ તીર્થને "નવ ટૂક"ના નામથી ઓળખવામાં આવે છે. ઉપરાંત એને "તિલક ટૂક" પણ કહે છે. આ તીર્થનું આ નામ પડવાનું કારણ પૂ. સાધ્વીજી શ્રી વિદ્યુત્પ્રભાશ્રીજીને પુછાવતાં તેઓએ જણાવ્યું કે, "શેઠ માણેકચંદ માડણ તરફથી આ દેરાસર બંધાતું હતું; અને માણેકચંદશેઠ મોટું તિલક કાઢતા હતા, તેથી લોકોએ એ વખતે બંધાતા દેરાસરજીનું નામ "તિલક ટૂક" પાડી દીધું. મુંબઈમાં તે વખતે માણેકચંદ માડણની કંપની ચાલતી હતી." આ ખુલાસા ઉપરથી એમ લાગે છે કે, શ્રી માણેકચંદ શેઠ, શેઠ શ્રી માડણ તેજશીના પુત્ર થતા હોવા જોઈએ.

"શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા" (પૃ૦ ૧૪૧)માં આ તીર્થનું ટૂંકું વર્ણન આ પ્રમાણે આપ્યું છે—

"કુમરાથી સુથરી પાંચ ગાઉ થાય. વચ્ચે સાંધાણ નામનું એક ગામ આવે છે. આ ગામનું દેરાસર ઘણું મોટું છે. મૂળનાયકજી શ્રી શાંતિનાથ પ્રભુજી છે. કુલ પાષાણની પ્રતિમાજીઓ ૧૧૨ છે. જૈનોનાં ૪૦ ઘર છે. સંઘનું સન્માન અહીં સારું થયું હતું, અને દાળભાતનું જમણ આપ્યું હતું. આંહીના સામૈયામાં આહીંના દરબારશ્રીએ પણ ભાગ લીધો હતો."

સાંધાણમાં અંચળગચ્છના શ્રીપૂજ્યજીની ગાદી છે. ઉપરાંત અહીં એક પુસ્તકભંડાર પણ છે. (જૈન તીર્થ સર્વ સંગ્રહ, કોઠા નં૦ ૧૯૧૧)

જેમ શેઠશ્રી પરબત લધાભાઈએ શ્રી કેસરિયાજી તીર્થનો સંઘ કાઢ્યો હતો, તેમ સાંધાણનાં કેટલાંક ધર્માનુરાગી શ્રાવકભાઈઓ તથા શ્રાવિકાબહેનોએ જિનબિંબો પણ ભરાવ્યાં હતાં, જે ગિરિરાજ શત્રુંજય ઉપરનાં તથા અન્ય સ્થાનોનાં જિનાલયોમાં પધરાવેલ છે. (શ્રી અચલગચ્છીય પ્રતિષ્ઠા લેખો, લેખ નં. ૯૧૪, ૯૨૦, ૯૨૯, ૯૩૪, ૯૪૧, ૯૪૨, ૧૦૧૭, ૧૦૫૯.) આમાંની લેખ નં. ૯૨૦, ૯૨૯ તથા ૯૩૪ની ત્રણ પ્રતિમાઓ તો આ તીર્થના સ્થાપક શ્રેષ્ઠી માડણ તેજશીના કુટુંબની વ્યક્તિઓએ જ ભરાવેલી છે.

આ હકીકત ઉપરથી જાણી શકાય છે કે, સાંધાણ ગામ એક તીર્થભૂમિ જેવો મહિમા ધરાવે છે. ત્યાંથી છ માઈલની દૂરી પર કચ્છની મોટી પંચતીર્થીનું પહેલું તીર્થ સુથરી આવે છે.

## સુથરી

આ તીર્થ ઘૃતકલ્લોલ પાર્શ્વનાથના તીર્થ તરીકે નામાંકિત થયેલું છે, અને એની પ્રતિષ્ઠા

વિ૦ સં૦ ૧૮૯૬ના વૈશાખ શુદિ ૮ના રોજ કરવામાં આવી હતી. આ તીર્થની ઉત્પત્તિ સંબંધી એક દંતકથા પ્રચલિત છે. પૂ. સાધ્વીજી શ્રી કમલશ્રીજીએ સંપાદિત કરેલ અને વિ૦ સં૦ ૨૦૨૪માં પ્રકાશિત થયેલ 'શ્રી દાન-નેમ-કલ્યાણમાળા" નામે પુસ્તકમાં આ કથા આપવામાં આવી છે, જે આ પ્રમાણે છે—

"અબડાસાની પંચતીર્થીમાં સુથરીનું જિનાલય એક અનન્ય આકર્ષણ છે. મૂળનાયક શ્રી ધૃતકલ્લોલ પાર્શ્વનાથજી ભગવાનનાં પ્રતિમાજીનું મૂળ બિંબ મહારાજા સંપ્રતિએ ભરાવેલું. હાલારમાં આવેલ છીકારી ગામમાં એ પ્રતિમાજીને અચળગચ્છાધિપતિ દાદાશ્રી કલ્યાણસાગરસૂરીશ્વરજીએ પ્રતિષ્ઠિત કરેલાં. છીકારીથી સુથરીમાં થયેલ સ્થાનપરિવર્તન અંગે નીચે મુજબની વિશ્વસનીય આખ્યાયિકા પ્રચલિત છે—

"વિક્રમના સોળમાં સૈકામાં સુથરીમા અચળગચ્છના ગોરજી ધરમચંદ શેખરશાખાવાળાએ પોતાની પોશાળમાં શ્રી અજીતનાથજી ભગવાનની પ્રતિમાજીને સ્થાપી હતી. દશા ઓસવાળ જ્ઞાતિની વસ્તી સારી હોઈ શુભ પ્રસંગોએ શ્રી અજીતનાથજી ભગવાનની એ પ્રતિમાજીનો ઉપયોગ થતો [3] એ અરસામાં ક. દ. ઓ. જ્ઞાતિના શ્રી મેઘજી ઉડીઆ ખાણુમાંથી પથ્થર કાઢવાનું કામ કરવા છતાં કરજ માથે હોવાથી કંટાળીને આત્મહત્યા કરવા વાવમાં પડવા જતાં દેવવાણી સંભળાઈ, "ના, ના." ચોતરફ નજર કરતાં કોઈ દેખાયુ નહીં એટલે સમજ્યા કે દેવ ના પાડે છે માટે આજે આપઘાત ન કરવો, એમ વિચારી એ ઘેર જઈને સૂઈ ગયા. તે જ રાતે તેમને સ્વપ્ન આવ્યું તેમા સૂચવાયું કે, 'આપઘાત કરીશ નહીં', હિંમત રાખ, બધા સારા વાના થશે. સવારના ઊઠીને અમુક વેપારી પાસે જજે. તેની પાસેથી કોરી ૨૦૦ મળશે. કોરી ૧૦૦ લેણદારને આપી દેવું પતાવજે અને બાકીની સો કોરી લઈને ગોધરા[4] ગામે જજે. તે ગામના ઊગમણે પાદરે હાલારના છીકારી ગામના દેવરાજ વણિક મળશે. તેમની સાથેના બળદના પોઠીઆ ઉપર શ્રી પાર્શ્વનાથ ભગવંતની પ્રતિમા હશે, તે કોરી સો લઈને તને આપશે, તે લઈ લેજે.'

"આ રીતે સ્વપ્નમાં અધિષ્ઠાયક દેવની સૂચના સાંભળીને શ્રી મેઘજી ખૂબ આનંદથી જાગ્યા. જાગીને

---

૩. "અંચળગચ્છ દિગ્દર્શન"માં સુથરીમાં શ્રી અજિતનાથ ભગવાનનું જિનમંદિર બન્યા સંબંધી આ પ્રમાણે બે ઉલ્લેખો મળે છે: (૧) ફકરા ૨૩૫૭માં લખ્યું છે કે, "તેરાના ગોરજી હીરાચંદ તારાચંદે ત્યાં (સુથરીમાં) શ્રી અજિતનાથ જિનાલય બંધાવ્યું. અને (૨) ફકરા ૨૫૬૮માં સૂચવ્યું છે કે, "એ વર્ષે (વિ૦ સં૦ ૧૯૮૪મા) સુથરીમા ગોવિંદજી લખમશી કારિત શ્રી અજિતનાથ જિનાલયની શ્રાવણ સુદી ૧૫ ને શુક્રવારે પ્રતિષ્ઠા કરાવો" આ બે મંદિરો એક જ હશે કે જુદાં જુદાં, એ જાણવાનુ બાકી રહે છે પણ શ્રી અજિતનાથ ભગવાનની જે પ્રતિમા ગોરજી ધરમચંદ પાસે, એમની પોસાળમાં, હોવાનું સૂચવવામાં આવ્યું છે, તે આ બન્ને કરતાં પ્રાચીન હોવી જોઈએ. આ પ્રતિમા પોસાળમાં રહેતી હોવાનું લખ્યું છે, એનો અર્થ એ થયો કે, આ દંતકથાનો પ્રસંગ બન્યો તે વખતે, ત્યાં અજિતનાથ ભગવાનની મૂર્તિ દેરાસરમા નહીં પણ પોસાળમાં રાખવામાં આવતી હતી. આ ઉપરથી એવી કલ્પના કે એવું અનુમાન કરી શકાય કે, ઉપર સૂચવેલ અજિતનાથ ભગવાનના મંદિરમા આ પ્રાચીન મૂર્તિને પધરાવવામાં આવી હશે. આમાં વસ્તુસ્થિતિ શું હશે, તે નિશ્ચિત રૂપે કહી શકાય એમ નથી. પણ મે કરેલ નોધ પ્રમાણે અત્યારે સુથરીમાં અજિતનાથ ભગવાનનું એક જિનાલય છે, અને તે મુખ્ય દેરાસરથી જૂદું અને નાનું છે.

૪. આ ગોધરા તે પંચમહાલ જિલ્લાનું નહીં પણ કચ્છ જિલ્લાનુ ગોધરા ગામ સમજવું. એને ગોધરો પણ કહે છે

દેવસ્મરણુ કરી સ્વપ્નમાં થયેલ સૂચન પ્રમાણે અનુસરી શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાજીને તે સુથરી ગામે લઈ આવ્યા. છીકારીમાં દેવરાજને પણ સ્વપ્નમાં એ જ પ્રકારે સૂચન મળેલ ગોધરા ગામના ઊગમણા પાદરના દરવાજે બેઉ મળ્યા. પરસ્પર સ્વપ્નાની વાત રજૂ કરી શ્રી દેવરાજે કોરી લીધી અને શ્રી મેઘજી ઉડીઆએ પરમઉપકારી શ્રી પાર્શ્વનાથજી ભગવાનની પ્રતિમાજીને સુથરી લાવી પોતાના ઘેર રોટલા રાખવાના કોઠલામાં બિરાજમાન કર્યા. ત્યારથી વાર-તહેવારે શુભ પ્રસંગે ગોરજીના શ્રી અજીતનાથ ભગવાનની પ્રતિમાજીને બિરાજમાન કરતા તેમ સ્થાનિક જૈનો શ્રી મેઘજી ઉડીઆના શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાજીને બિરાજમાન કરવા લાગ્યા. પ્રતિમાજીના નામાભિધાન અન્વયે જણાય છે કે, એક વાર કોઈ મોટા શ્રીમંત મેઘણુશાને સમગ્ર જ્ઞાતિનો મેળો જમાડવાની ઇચ્છા થતાં તેમણે કરેલ ઉજમણામાં ધારવા કરતાં વધારે માનવસમૂહ એકત્ર થયો તેથી મેઘણુશા શ્રાવકે ઘીના હવાડામાં શ્રી પાર્શ્વનાથજી ભગવાનની પ્રતિમાજીને બિરાજમાન કરી સ્વામિવાત્સલ્યમાં પોતાની લાજ રાખવા પ્રાર્થના કરી. મેઘણુશા શ્રાવકની ધા શ્રી પાર્શ્વનાથજી દાદાએ સાંભળી અને રસોઈ તો વધી, પણ ઘી તો હવાડામાંથી ગમે તેટલું વપરાવા છતાં ખૂટયું જ નહીં. આવેલ સંઘો પણ વિસ્મિત થયા અને સંઘને ઘીનો કલ્લોલ ભગવાને કરાવ્યો, તેથી શ્રી ઘૃતકલ્લોલ પાર્શ્વનાથજીનું નામાભિધાન તે દિવસથી અપાયું."[૫]

---

૫. મુ શ્રી દર્શનવિજયજી (ત્રિપુટી) મહારાજના વિ૰ સં૰ ૧૯૮૩ના કોઈ લેખના આધારે "શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા" (પૃ૰ ૧૪૨-૧૪૪)માં આ દંતકથા આ પ્રમાણે આપવામાં આવી છે—

"આ ગામમાં ઉદ્દેશી નામનો એક અત્યંત ગરીબ શ્રાવક રહેતો હતો. એક વખતે એક દેવે એને સ્વપ્નમાં આવીને કહ્યું કે—"હે ઉદ્દેશી! તું સવારે રોટલાનું પોટલું બાંધી ગામ બહાર જજે. અને ત્યાં તને એક માણુસ સામો મળશે તેના માથા પર એક પોટલુ હશે. તું તારા રોટલાનું પોટલું તેને આપી તે પોટલું તું ખરીદી લેજે, અને પોટલામાંથી તને એક વસ્તુ મળશે, જેનાથી તું સુખી થઈશ.

"સ્વપ્નું જોઈને ઉદ્દેશી શાહના આનંદનો પાર ન રહ્યો. તરત જ નવકારમંત્રનું સ્મરણુ કરવા લાગ્યા અને સહવારે તે દેવના કહેવા પ્રમાણે ગામ બહાર ગયા, અને તે માણુસ પાસેથી પોટલું ખરીદ્યું. એ પોટલાને ઘેર લાવીને છોડયુ તો પાર્શ્વનાથ પ્રભુની દિવ્ય પ્રતિમાજી નિકળ્યાં. ઉદ્દેશી શાહે તે પ્રતિમાજીને રોટલાના ભંડારીયામાં બેસાડ્યાં, તરત જ રોટલાનું ભંડારીયું આ મૂર્તિના પ્રભાવે અખૂટ થઈ ગયું. આથી ઉદ્દેશી શાહ ઘણા આનંદિત થયા. અને આ વાત ધીમે ધીમે ગામમાં ફેલાણી.

"પછી સુથરીના એક યતિએ ઉદ્દેશી શાહને સમજાવી ઉપાશ્રયમાં મૂર્તિ મગાવી અને એક સારા સ્થાનમાં પધરાવી. પરંતુ રાત્રી પડતાં જ તે મૂર્તિ ઉદ્દેશી શાહના ભંડારીયામાં પાછી જઈ પહોંચી. હવે યતિરાજે એક ન્હાની દેરી બંધાવી, જેના પ્રતિષ્ઠા-મહોત્સવમાં સંઘે સ્વામિવાત્સલ્ય કર્યું. પરંતુ તે વખતે એક ઘીના કૂડલામાંથી એટલુ બધું ઘી નીકળ્યું કે જે જોઈ સર્વ કોઈને આશ્ચર્ય થયું, અને કુડલામાં હાથ નાખી તપાસ કરી તો ઉદ્દેશી શાહવાળી જીનમૂર્તિ કુડલામાં દેખાવા લાગી. આથી લોકોએ તેને બહાર કાઢી અને તેનું ઘૃતકલ્લોલ પાર્શ્વનાથ એ પ્રમાણે નામ રાખ્યું. પછી સંઘે ઉદ્દેશી શાહને રાજી કરી સંઘના દેરાસરમાં તે પ્રતિમાજી સ્થાપ્યા."

ઉપર નોંધેલી કથામાં અને આ કથામાં, ઘી અખૂટ થઈ જવાને કારણે એ પ્રતિમાજીનું નામ ઘૃતકલ્લોલ પાર્શ્વનાથ નામ રાખવામાં આવ્યું, એ વાતનું સામ્ય હોવા છતાં આ આખી ઘટનાને લગતી વિગતોમાં સારા પ્રમાણમાં ફરક છે, એથી આ ઘટના અહીં નોંધવામાં આવી છે. "મારી કચ્છયાત્રા" (પૃ૰ ૧૪૫), "જૈન તીર્થોનો ઇતિહાસ" (પૃ૰ ૧૪૪) અને "જૈન તીર્થ સર્વસંગ્રહ" (પૃ૰ ૧૪૧)માં લગભગ આ જ શબ્દોમાં

ધૃતકલ્લોલ પાર્શ્વનાથની પ્રતિમાને લીધે સુથરી ગામની તીર્થ તરીકે નામના ક્યારે થઈ એ સંબંધી કંઈક અણસાર "શ્રી દાન–નેમ–કલ્યાણમાળા"માંના નીચેના લખાણમાંથી મળી શકે છે—

"ઉપરોક્ત જ્ઞાતિમેળો સુથરીમાં સંવત ૧૬૭૫ આસપાસ થયાનો અહેવાલ મળે છે. સંવત ૧૭૨૧માં પરમપૂજ્ય ભટ્ટારક શ્રી જ્ઞાનસાગરજી મહારાજ સાહેબના ઉપદેશથી સમસ્ત સંઘે શ્રી મેઘજી ઉડીઆને શ્રી ઘૃતકલ્લોલ પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાજીને શ્રીસંઘને સોંપી દેરાની વિનંતિ કરતાં શ્રી ઉડીઆ માની ગયા અને ત્વરિત જિનાલય માટે રકમો એકઠી કરવાની શરૂઆત કરી. સંવત ૧૮૮૩માં નૂતન જિનાલયની શિલારોપણ-વિધિ પણ થઈ ચૂકી. સંવત ૧૮૯૬માં વૈશાખ સુદ ૭ના[1] ધામધૂમથી પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવાયો.'

ઉપરના લખાણમાં સં૦ ૧૭૨૧માં શ્રી ઉડીઆએ પ્રતિમાજી શ્રીસંઘને સોંપી દીધાનું લખ્યું છે, તે ઉપરથી આ દંતકથા વિક્રમની ૧૮મી સદીની શરૂઆત જેટલી જૂની હોવાનું તો જાણી શકાય છે, પણ સં૦ ૧૭૨૧માં પ્રતિમાજીની સોંપણી અને સં૦ ૧૮૮૩માં નૂતન જિનાલયની શિલા-રોપણવિધિ–એ બે ઘટના વચ્ચે કંઈક કડી ખૂટતી હોય એમ પણ લાગે છે. આ ખૂટતી કડી "અંચળગચ્છ દિગ્દર્શન"નો ૨૦૦૦મો ફકરો જોડી આપે છે, જે આ પ્રમાણે છે—

"સં૦ ૧૭૨૧મા એમનો (જ્ઞાનસાગરજીનો) કચ્છમા વિહાર હતો. એમના પ્રયાસથી ધૃતકલ્લોલ પાર્શ્વનાથની પ્રતિમાને શ્રાવક ઉદેશી પાસેથી મેળવી, સુથરીમાં કાષ્ઠનુ ચૈત્ય કરાવી સંઘે તેમાં બિરાજમાન કરી. હાલ તે તીર્થસ્વરૂપ મનાય છે." (આ પુસ્તકના ૨૩૫૭મા ફકરામા પણ આ વાત નોંધાયેલી છે.)

આનો અર્થ એ થયો કે, વિ૦ સં૦ ૧૭૨૧માં આ પ્રતિમાને શ્રી ઉદેશી (શ્રી ઉડીઆ)ના ઘરમાંથી કાષ્ઠ મંદિરમાં પધરાવવામાં આવી અને તે પછી વિ૦ સં૦ ૧૮૯૬માં અત્યારના પાષાણમય જિનપ્રાસાદમાં પ્રતિષ્ઠિત કરવામાં આવી.

આ મંદિર વિશાળ, માળવાળું અને અનેક શિખરોથી શોભાયમાન હોવાથી ખૂબ આકર્ષક લાગે છે. દેરાસરના ઉપલે માળે શ્રી કુંથુનાથ ભગવાનના, ૩૧ ઇંચ જેટલા મોટા, ચૌમુખજી (ચાર પ્રતિમાઓ) પધરાવવામાં આવેલ છે. એની અંજનશલાકા વિ૦ સં૦ ૧૮૯૩માં થયેલ છે. આ મંદિરના શિખરની પાછળ બીજું શિખરબંધી જિનાલય બનાવવામાં આવ્યું છે; અને એમાં ભગવાન ઋષભદેવની વિ૦ સં૦ ૧૯૨૧ના લેખવાળી પ્રતિમા બિરાજમાન કરવામાં આવી છે. આ મંદિરની પાસે આનંદ સાધના મંદિર નામે વ્યાખ્યાન હોલ તથા વિધુત્ જ્ઞાનમંદિર બનાવવામાં આવેલ છે. [ચિત્ર નં૦ ૬૮]

શ્રી ઘૃતકલ્લોલ પાર્શ્વનાથની પ્રતિમાની શ્રી કલ્યાણસાગરસૂરિજીએ પ્રતિષ્ઠા કર્યાની વાતનું, આ તીર્થને લગતી મેઘજી ઉડીઆની દંતકથાનું તથા આ દેરાસરની પ્રતિષ્ઠા વિ૦ સં૦ ૧૮૯૬માં

આ ઘટના, નજીવા ફેરફાર સાથે, નોંધવામાં આવી છે. "અંચળગચ્છ દિગ્દર્શન" (પૃ૦ ૫૩૭) માં સંક્ષેપમાં આપવામાં આવેલી આ કથા મોટે ભાગે "શ્રી દાન–નેમ–કલ્યાણમાળા" પુસ્તકમાંની ઉપર આપેલી કથાને મળતી આવે છે.

1. બીજા મૂળ ઉલ્લેખ પ્રમાણે આ તિથિ ૮ છે

થયાની હકીકતનું સમર્થન કરતો, સુથરીના શ્રી ઘૃતકલ્લોલ-જિનાલયના એક છૂટા ઘસાઈ ગયેલા પથ્થર ઉપરનો લેખ "શ્રી અચલગચ્છીય પ્રતિષ્ઠા લેખો"માં ૮૭૫મા લેખ તરીકે છપાયો છે, તેનો શરૂઆતનો ભાગ આ પ્રમાણે છે—

॥ श्री अचलगच्छे सुथरि मध्ये उसवंशज्ञातीय सा० उदीआ मेघा । संवत् १७२१ मध्ये प्रथम उपासरो तथा पार्श्वनाथबिंब संवत १६७५ वर्षे पूज्य भट्टारक श्री कल्याणसागरसूरिभिः प्रतिष्ठितः थया तथा वरसी.. व्रत .. पजोसण मध्ये पोसा जमे जीव छूटे । तथा प्रासादना तथा जोडीअे मादेवी उदीआना वंशना प्रथमती मरजादे पाले सही । संवत् १८९६ना वैशाख सुद ८ रवौना महाराज नीचातरना घर मांहेथी शिखरबंद देहेरा मध्ये विराज्या ।

વળી આ જ પુસ્તકમાં ૭૮૮મા લેખ તરીકે, સુથરીના દેરાસરના મૂળનાયક શ્રી ઘૃતકલ્લોલ પાર્શ્વનાથની પ્રતિમા ઉપરનો અધૂરો લેખ આ પ્રમાણે છપાયો છે : श्री अंचलगच्छे श्री कल्याण-सागरसूरीणामुपदेशेन श्री पार्श्वनाथबिंबं कारित । આ ઉપરથી પણ એ નિશ્ચિત થાય છે કે, આ પ્રતિમાની પ્રતિષ્ઠા આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિજીના હાથે થઈ હતી.

આ આલીશાન દેરાસર ઉપરાંત ગામમાં શ્રી અજિતનાથ ભગવાનનું બીજું નાનું દેરાસર પણ છે. (જુઓ, આ પ્રકરણની નં૦ ૩ની પાદનોંધ.)

સુથરીમાં ધર્મશાળા, ભોજનશાળા તથા પાંજરાપોળ પણ છે.

અમે આ તીર્થનાં દર્શને ગયાં ત્યારે (તા. ૧૯-૩-૧૯૭૫), આ ભવ્ય દેરાસરની શોભામાં વધારો કરે એવું સુંદર, વિશાળ અને પથ્થરનું [૭] પ્રવેશદ્વાર તૈયાર થઈ રહ્યું હતું. અને, મેં આ પ્રકરણની શરૂઆતમાં લખ્યું છે તેમ, અહીં જ એ જાણવા મળ્યું કે, આ તાલુકાના દસા ઓસવાળ કોમના જૈન ભાઈઓ શિલ્પી તરીકેનો વ્યવસાય પણ કરી જાણે છે. આ દરવાજાનું કામ દસા ઓસવાળ કોમના સ્થપતિ શ્રી ખીમજીભાઈ ત્રિકમજીની દેખરેખ નીચે ચાલી રહ્યું હતું. (આ વાતને સવાબે વર્ષ જેટલો સમય થઈ ગયો, એટલે હવે તો એ કામ પૂરું થઈ ગયું હશે.)

આ તીર્થની પેઢીનું નામ "શ્રી ઘૃતકલ્લોલ પાર્શ્વનાથ જૈન દેરાસર અને સાધારણ ફંડ" એ પ્રમાણે છે. અને અમે ગયા તે વખતે શ્રી શશીકાંતભાઈ નારાણજી લોડાયા એ પેઢીના મુનીમ હતા. તેઓ ખૂબ ઉત્સાહી અને બાહોશ છે.

આ પ્રદેશનાં જિનાલયોમાં શિખર વગેરે બહારના ભાગો ઉપર રૂપેરી રંગનો ઇનેમલ લગાડવામાં આવે છે, તેનું કારણ પૂછતાં એમ જાણવા મળ્યું કે, આ પ્રદેશનું હવામાન એવું છે કે,

---

૭. આ પ્રવેશદ્વારનું કામ જોધપુર અને તિવરીના આછા રતા રંગના સાદા પથ્થર જેવા પથ્થરનું બની રહ્યું હતું, તે જોઈને એ અંગે પૂછપરછ કરતાં મિસ્ત્રી શ્રી ખીમજીભાઈએ કહ્યું કે, આ પથ્થર કચ્છનો છે, અને તે ભુજની નજીકમાં આવેલ ભુજીયા ડુંગરમાં આવેલી લંકીની ખાણમાંથી નીકળે છે. એક ઘનફૂટના આઠ રૂપિયાના હિસાબે એ સુથરી પહોંચતો થાય છે અને એના ઉપર મોટી કોરણી થઈ શકે છે.

જેથી દરિયાઈ ભેજવાળી ખારી હવા લગભગ હમેશાં ઝાકળરૂપે ઊતર્યા કરે છે; અને એથી શિલ્પ-કામને નુકસાન થવાનો અંદેશો રહ્યા કરે છે. દેરાસરોને આવું નુકસાન થવા ન પામે એટલા માટે આવો રંગ લગાવવામાં આવે છે. અમે આ તીર્થમાં રાત રોકાયાં હતાં, એટલે અમે સવારે ઊઠીને નજરોનજર જોયું કે અહીં રાતના કેટલી ઘેરી ઝાકળ પડે છે. વરંડામાંનાં ગાદલાં ગોદડાં પણ ભીંજાઈ ગયાં હતાં, અને સામેનાં મકાનો પણ સાવ ઝાંખાં દેખાતાં હતાં.

સુથરી ગામ આચાર્યશ્રી રત્નસાગરસૂરિજીની સ્વર્ગવાસભૂમિ (વિ૦ સં૦ ૧૯૨૮) અને દાનપ્રેમી શ્રી ખેતશી ખીંઅસી તેમ જ સુપ્રસિદ્ધ સર વસનજી ત્રિકમજી નાઇટની જન્મભૂમિ હોવાનું ગૌરવ ધરાવે છે.

સુથરીથી બીજે દિવસે અમે કોઠારા ગયાં. કોઠારા સુથરીથી આઠ માઈલ થાય છે.

## કોઠારા

જૈન પરંપરામાં રત્નત્રયીનો કેટલો બધો મહિમા વર્ણવવામાં આવ્યો છે! કચ્છ–કોઠારાના ભૂષણ સમાં, ધર્મભાવનાની રત્નત્રયી જેવાં, નરરત્નોની ત્રિપુટીએ, અંચળગચ્છાધિપતિ આચાર્ય-શ્રી રત્નસાગરસૂરિજીના ધર્મોપદેશથી પ્રેરાઈને એક ચિરસ્મરણીય ધર્મકાર્ય કરવા દ્વારા, પોતાના વતન કોઠારા ગામને તીર્થભૂમિ તરીકેનું કેટલું બધું ગૌરવ અને મહત્ત્વ અપાવી દીધું છે!

કેવળ કોઠારા કે કચ્છની જ નહીં પણ સમગ્ર જૈન સંઘની શોભા સમા આ ત્રણ ધર્માનુરાગી મહાનુભાવો તે સ્વનામધન્ય શ્રેષ્ઠીઓ : શા વેલજી માલુ લોડાયા, શા શિવજી નેણશી લોડાયા અને શા કેશવજી નાયક ગાંધીમોહતા. આ ત્રણે મહાનુભાવોએ ધર્મપ્રભાવનાકારી એકતાને સાધીને, અને લાખો કોરીનો ઉલ્લાસ અને ઉદારતાથી સદ્વ્યય કરીને, કોઠારામાં એવો આલીશાન દેવવિમાન જેવો દિવ્ય અને ધ્યાનનિષ્ઠ યોગી જેવો ભવ્ય જિનપ્રાસાદ બનાવ્યો છે કે, જેણે દેશભરનાં વિશિષ્ટ, વિરલ અને કળામય દેવાલયોમાં સ્થાન મેળવ્યું છે, અને જે હમેશાં દેશના દૂરના અને નજીકના સેંકડો યાત્રિકોને પોતાની તરફ આકર્ષીને એમને ધર્માચરણની પ્રેરણાનું પાન કરાવતો રહે છે અને એમનાં અંતરમાં એના સર્જક ત્રણે ધર્માત્મા શ્રેષ્ઠીઓની પુણ્યસ્મૃતિને નિરંતર જગાડતો રહે છે.

કોઠારાના વતની આ ત્રણે શ્રેષ્ઠીઓ, પોતાનું ભાગ્ય અજમાવવા, કચ્છના અનેક સાહસી વેપારીઓ અને શાહસોદાગરોની જેમ, દોઢેક સૈકા પહેલાં, મુંબઈ ગયેલા. એ ત્રણેને આ સાહસ એવું શુકનવંતું નીવડ્યું કે, જોતજોતાંમાં એમની સ્થિતિ પલટાઈ ગઈ, અને એમની ગણના લખપતિ કે કરોડપતિ શ્રીમાનોમાં થવા લાગી પણ આ ત્રણે મહાનુભાવોને માટે વધારે ખુશનસીબી-ની વાત તો એ બની કે, માત્ર અઢળક ધન-સંપત્તિ રળીને અને એનો ભોગવિલાસ કે મોજ-

મજામાં ઉપયોગ કરીને સંતોષ માની લેવાને બદલે, એમનાં અંતરમાં પોતાના ધનનો ઉપયોગ ધર્મપ્રભાવના તથા લોકકલ્યાણનાં સત્કાર્યોમાં કરવાની આવકારદાયક તમન્ના જાગી ઊઠી. આ તમન્નાથી પ્રેરાઈને એમણે પોતાની સંપત્તિને કૃતાર્થ કરવા, જે અનેક સેવાકાર્યો અને ધર્મકાર્યો કર્યાં, એમાંનું એક ( અને કદાચ સર્વશ્રેષ્ઠ ) સત્કાર્ય તે કોઠારા ગામનું શ્રી શાંતિનાથ ભગવાનનું આ અદ્ભુત જિનાલય.

વિ૦સં૦ ૧૯૧૪ની સાલમાં આ ત્રણે શ્રેષ્ઠીઓએ પોતાના વતન કોઠારમાં એક મનોહર જિનપ્રાસાદ બનાવવાનો વિચાર કર્યો. અને પોતાના આ વિચારનો અમલ કરવા માટે એ જ વર્ષમાં એમણે જિનાલયના કામની તરત જ શુભ શરૂઆત કરી દીધી,[૮] એટલું જ નહીં, પણ આ કામમાં ધારી ઝડપ આવી શકે અને એ પોતાના મનના મનોરથ પ્રમાણે, સર્વાંગસુંદર થાય, એ માટે એની દેખરેખની જવાબદારી આ ત્રણ શ્રેષ્ઠીઓમાંનાં શ્રેષ્ઠી શ્રી શિવજી નેણશી લોડાયાએ જાતે સંભાળી લીધી. આમ તો તેઓ પોતાના વ્યવસાય માટે મુંબઈમાં જ રહેતા હતા, પણ કંઈક નાદુરસ્ત તબિયતને લીધે એમને મુંબઈમાં રહેવું ઓછું અનુકૂળ લાગતું હતું, એટલે એમણે પોતાના વતનમાં રહીને અને ધર્મના આ કામમાં જીવને પરોવીને પોતાના જીવન અને સમયને વધારે ચરિતાર્થ કર્યાં અને એમ કરીને પોતાની નાદુરસ્ત તબિયતનો પણ સારા કામમાં ઉપયોગ કરી લીધો.

ચારેક વર્ષની સતત કામગીરીને અંતે આ મહાન જિનપ્રાસાદનું કામ પૂરું થયું ત્યારે, કેવળ કોઠારા ગામની જ નહીં પણ સમગ્ર કચ્છની અનુપમ શોભા સમો, જાણે વાદળ સુધી ધર્મનો મહિમા પહોંચાડતો હોય એવો ગગનચુંબી અને દૂર દૂરથી ભાવિકોનાં અંતર મોહી લેતો હોય એવો મહાપ્રાસાદ તૈયાર થઈ ગયો હતો.

આ મૂળ જિનાલયમાં એક ભોંયરું, આ ભોંયરામાં સંકટના સમયે કામ લાગે એવી છૂપી ઓરડીઓ અને એની ઉપર સાત ગભારા અને વિશાળ રંગમંડપ બનાવેલ છે. મંદિરના ઉપલે માળે ત્રણ ચોમુખ બિરાજમાન કરેલ છે. અને આખો જિનપ્રાસાદ પાંચ શિખરો, સામરણ અને ઘુમ્મટથી ખૂબ દેદીપ્યમાન બનેલ છે. [ ચિત્ર નં૦ ૬૯ ]

આ મુખ્ય જિનમંદિરની આસપાસ આ ત્રણ શ્રેષ્ઠીઓનાં સગાં અને સ્નેહીઓએ બનાવેલ નાનાં-મોટાં શિખરબંધ મંદિરો, આ તીર્થની રમ્યતા અને શિલ્પસમૃદ્ધિમાં ઘણો ઉમેરો કરવાની સાથે, આ જિનપ્રાસાદને કળા અને સૌન્દર્યના ધામ તરીકેનું ગૌરવ આપી જાય છે.

---

૮. આ દેરાસર અંગે એક વાત એવી પણ કહેવામાં આવે છે કે, જ્યારે દેરાસરનો પાયો નાખવામાં આવ્યો ત્યારે એમાં પચાસ ગાડાં ભરીને ચાંદીના સિક્કા નાખવામાં આવ્યા હતા. (પૂ૦ સાધ્વીજી શ્રી વિદ્યુત્પ્રભાશ્રીજીના તા. ૫-૫-૧૯૭૫ના પત્રમાં સૂચવ્યા મુજબ)



ન ૬૭] સાધાણનુ જિનાલય [પૃ ૨૦૧



ન ૬૮] સુથરીનુ ઘૃતકલ્લોલ પાર્શ્વનાથનુ વિશાળ જિનાલય [પૃ ૨૦૫



નં. ૬૯] કોઠારાનો આલીશાન, ગગનચુંબી મેરુપ્રભ જિનપ્રાસાદ [પૃ ૨૦૮



ન ૭૦] જખૌનું રળિયામણું જિનાલય [પૃ ૨૧૪



ન ૭૧] નળીઆનું વિશાળ જિનાલય [પૃ. ૨૧૬



નં ૭૨ ] તેરાનુ શ્રી જીરાવલા પાર્શ્વનાથનું જિનાલય [ પૃ ૨૧૯

આગળ સૂચવ્યું તેમ, આ તીર્થધામના મૂળનાયક શ્રી શાંતિનાથ ભગવાન છે. મુખ્ય મંદિરના ઉપલે માળે ત્રણ ચોમુખજી પ્રતિષ્ઠિત કરવામાં આવ્યા છે એમાં વચ્ચેના ચોમુખજીમાં ધર્મનાથ ભગવાનનાં, વિ૦ સં૦ ૧૯૦૩માં પ્રતિષ્ઠિત કરેલ, મોટાં બિંબો છે. અન્ય બે ચોમુખજીમાં વિ૦ સં૦ ૧૮૭૫ તથા ૧૮૯૩માં અંજનશલાકા કરેલ શ્રી મુનિસુવ્રતસ્વામી, શ્રી સુપાર્શ્વનાથ, શાશ્વતા જિન વગેરેની પ્રતિમાઓ પધરાવી છે ભોંયરામાં પધરાવેલ શ્રી કુંથુનાથ ભગવાનની પ્રતિમાની મુખાકૃતિ, બીજી જિનપ્રતિમાઓની મુખાકૃતિ કરતાં જુદા પ્રકારની હોઈ, દર્શકનું વિશેષ ધ્યાન ખેંચે છે.

જિનાલયના ઘુમ્મટમાં નાનુ લોલક, ચોમેર પૂતળીઓ (શાલભંજિકાઓ) અને ફરની સામાન્ય કોરણી કરવામાં આવેલ છે. અને છતમાં પણ કાલિયનાગદમન જેવા કેટલાક કથાપ્રસંગો, સૂર્ય અને ચંદ્રની આકર્ષક આકૃતિઓ તથા જુદાં જુદાં સુશોભનો કોતરવામાં આવ્યાં છે. આ બધું કોતરકામ સાદા પથ્થરમાં કરેલું છે.

મુખ્ય જિનાલયની આસપાસ બનેલ મંદિરોમાં જુદા જુદા તીર્થંકરોને મૂળનાયક તરીકે બિરાજમાન કર્યા છે. આમાં ક્યાંક ગણધર ભગવંતને તો ક્યાંક ચોમુખજીને પણ પધરાવવામાં આવેલ છે. એક દેરીમાં ભગવાન ઋષભદેવનાં પગલાં પ્રતિષ્ઠિત કરવામાં આવેલ છે. મુખ્ય મંદિરની ડાબી બાજુએ શ્રી શાંતિનાથ ભગવાનનું નાનું મંદિર છે, તે આ બધાં મંદિરો કરતાં વધારે પ્રાચીન હોય એમ લાગે છે. સંભવ છે કે, તે આ વિશાળ જિનાલય બન્યા પહેલાનું કોઠારા ગામનું દેરાસર હોય, અને એ દેરાસરને સમાવી લઈ શકાય એ રીતે નવા મંદિરનો નકશો બનાવવામાં આવ્યો હોય. પણ આ તો કેવળ અનુમાન જ છે.

નાનાં-મોટાં અનેક જિનાલયોથી શોભતા આ તીર્થસ્થાનની આસપાસ પાંચ કોઠાવાળો ઊંચો ગઢ રચીને એને સુરક્ષિત બનાવવામાં આવ્યું છે. આ ગઢનું પ્રવેશદ્વાર બાર ફૂટ જેટલું ઊંચું અને છ ફૂટ પહોળું છે. એ પ્રવેશદ્વારના થાંભલા તથા તોરણ ઉપર સારા પ્રમાણમાં કોરણી કરવામાં આવી છે, અને એની બન્ને બાજુ, આબૂના દેરાસરમાંના દેરાણી-જેઠાણીના ગોખલાની યાદ આપે એવા, સુંદર કોતરણીવાળા ગોખલાઓ રચવામાં આવ્યા છે આવું સોહામણું પ્રવેશદ્વાર જોઈને જ ભાવિક યાત્રિકને જાણે એ વાતનો અણસાર મળી જાય છે કે, ભગવાન તીર્થંકરોની પ્રતિમાઓની સાથે સાથે એને શિલ્પકલાની સમૃદ્ધિનાં દર્શનનો પણ કેવો લહાવો મળવાનો છે!

૭૮ ફૂટની લંબાઈ, ૬૯ ફૂટની પહોળાઈ અને ૭૩॥ ફૂટની ઊંચાઈ જેવી વિશાળતા ધરાવતા અને નાનાં-મોટાં બાર જેટલાં શિખરો, ઘુમ્મટો, સામરણોથી દૂર દૂરથી ભાવિક જનનું તથા કળાના ઉપાસકનું ધ્યાન ખેંચતા, આ ઉન્નત જિનપ્રાસાદને જોઈને તો એમ જ લાગે છે કે, કોઈ મનોહર ગિરિવરનો સુંદરતાથી શોભતો નાનો સરખો ભાગ, પોતાનાં અનેક રળિયામણાં શિખરો સાથે, કોઠારાની ધરતી ઉપર આવીને ગોઠવાઈ ગયો ન હોય! નવ જિનાલયોના સમૂહથી ભર્યા

ભર્યો લાગતા આ તીર્થને "કલ્યાણ ટૂક" એવું સુંદર નામ આપવામાં આવ્યું છે; અને મુખ્ય જિનપ્રાસાદને "મેરુપ્રભ જિનાલય"ની ઉપમા આપી છે. આ ઉપમા કેટલી સાર્થક છે તેની ખાતરી આ જિનાલયને જોતાં જ થઈ જાય છે—જાણે મેરુ પર્વતનો એક મનોહર ખંડ જ ન હોય એવો ભાસ થાય છે.

આ સ્થાનમાં જ્યાં નજર નાખીએ ત્યાં નરી શોભા, શોભા ને શોભા જ નિહાળવા મળે છે! અને આવી અદ્ભુત શોભા માનવીમાં રહેલી કલાસૂઝ અને સર્જકશક્તિની જાણે કીર્તિગાથા સંભળાવ્યા કરે છે અને એના નિર્માતાઓની શ્રદ્ધા-ભક્તિ અને ઉદારતાની સાક્ષી પૂરે છે. [૯]

**એક જાણવા જેવી વાત**—આ જિનાલય આટલું ઊંચું બની શક્યું એ માટે એના નિર્માતાઓને કેવો ભોગ આપવો પડ્યો હતો એની, આજે રમૂજભરી લાગે એવી, વાત પણ જાણવા જેવી છે. એ વખતે કચ્છમાં મહારાઓ શ્રી પ્રાગમલજીનું શાસન ચાલતું હતું. અને કોઠારાના રાજવી જાડેજા શ્રી મોકાજી હતા. જ્યારે આ મંદિરનો પ્લાન બનાવીને શ્રી મોકાજીની મંજૂરી માટે રજૂ કરવામાં આવ્યો ત્યારે એમણે એની સામે એમ કહીને વાંધો ઉઠાવ્યો કે, જો મંદિર આટલું ઊંચું થાય તો, પ્રભુનાં દર્શન કરવા એટલે ઊંચે જનાર વ્યક્તિની નજર રાજમહેલના જનાનખાના (અંતઃપુર) ઉપર પડે; અને, એમ થાય તો, જનાનખાનાની મર્યાદાનો ભંગ થાય. રાજ્યના આ વાંધાનો નિકાલ લાવવા માટે આ શ્રેષ્ઠીઓએ જનાનખાનામાં કોઈની નજર ન પડે એટલો ઊંચો ગઢ, રાજમહેલ ફરતો, પોતાના ખરચે બંધાવી આપ્યો! અને એમ કરીને એમણે મૂળ પ્લાન મુજબ મંદિરની ઊંચાઈ ને ટકાવી રાખીને, પોતાની ભાવનાની ઊંચાઈને પણ જાણે પુરવાર કરી બતાવી!

**મુખ્ય શિલ્પી**—આવા કળામય અને માનવીના ચિત્તને અહોભાવની લાગણીથી છલકાવી મૂકે એવા જિનપ્રાસાદની રચના કરવાનું કૌશલ દર્શાવવાનું માન કચ્છના સાભરાઈ ગામના નિવાસી શિલ્પી-સોમપુરા નથુ રાઘવજીને ઘટે છે.

---

૯. કચ્છના ઇતિહાસ અને સ્થાપત્યના અભ્યાસી સ્વ૰ શ્રી વ્રજલાલ ભગવાનલાલ છાયાએ, "સ્વદેશ"ના વિ૰ સં૰ ૧૯૮૦ના દીપોત્સવી અંકમાં છપાયેલ એમના "કચ્છની સ્થાપત્ય કળાના થોડા અવશેષો' નામે લેખ-(પૃ૦ ૭૫)માં કોઠારાના જિનમંદિરની કળાની પ્રશંસા કરતાં કહ્યું છે કે—

"કારીગરી અને કળાની દૃષ્ટિએ ઉચ્ચ કોટીમાં ગણી શકાય એવું એ છે. મનુષ્યો અને પ્રાણીઓનાં તરેહવાર આકૃતિવાળાં ન્હાનાં મોટાં પુતળાઓ પરનું કોતરકામ છક્ક કરી નાખે એવું છે. કોઈ સારંગી બજાવતી તો કોઈ તાઉસથી શોભતી, કોઈ ડમરુથી તાલ દેતી તો કોઈ કરતાળથી શોભી રહેતી, એવી અનેક તરેહની સ્ત્રી-આકૃતિઓથી વિભૂષિત થયેલા વિભાગો એવા તો સરસ રીતે યોજાયેલા છે કે, એક વખત તો કચ્છી સલાટોની શિલ્પકળા માટે આફરીનના ઉદ્ગારો કહાડ્યા વિના રહેવાતું નથી. ત્રણ ત્રણ હાથીઓની ત્રિકડીના દંતશૂળોથી બન્ને બાજુ આધાર પામતા તાકોના દૃશ્યથી હાથીઓના મજબૂત બાંધકામની પ્રશંસા કરવી કે તાકો વાળવાનાં વિકટ કામની વાહ વાહ બોલવી એનો નિર્ણય થવો મુશ્કેલ થઈ પડે છે......આ અને એવી અનેક ચિત્ર-વિચિત્ર આકૃતિઓથી સુંદર અને સુશોભિત બે માળનું આ મંદિર છે."

**પ્રતિષ્ઠા મહોત્સવ**—આ શ્રેષ્ઠી-ત્રિપુટીએ જેટલા ઉત્સાહથી આવો મોટો જિનપ્રાસાદ બનાવરાવ્યો હતો, એટલા જ ઉમંગથી એના પ્રતિષ્ઠા-મહોત્સવને યાદગાર બનાવવાની એમની ભાવના હતી. આ માટે તેઓએ મુંબઈથી, દરિયામાર્ગે ઘોઘા બંદર થઈ, શ્રી શત્રુંજય મહાતીર્થનો સંઘ કાઢયો. સંઘમાં અગિયારસો જેટલાં યાત્રિકો હતાં. ત્યાંથી આખો સંઘ કોઠારા પહોંચ્યો. અને, આ સંઘ સહિત વિશાળ જનસમુદાયની ઉપસ્થિતિમાં અને ગચ્છાધિપતિ આચાર્ય શ્રી રત્નસાગરસૂરિજીની નિશ્રામાં, વિ૦ સં૦ ૧૯૧૮ના માહ સુદ ૧૩, બુધવારના રોજ, પૂર્ણ ઉલ્લાસથી, આ જિનાલયની પ્રતિષ્ઠા કરવામાં આવી. આ પ્રસંગનો આ શ્રેષ્ઠીઓનો હર્ષ તો એટલો બધો હતો કે, એમણે આ નિમિત્તે જ્ઞાતિમેળો કરીને એને નવ ટંક જાતજાતનાં પકવાન્ન જમાડયાં અને, વધારામાં, જ્ઞાતિના દરેક ઘરને કાંસાની બે થાળીઓ, રોકડી બે કોરી અને અઢીશેર સાકરની લહાણી કરીને પોતાની ધર્મભાવના ઉપર જાણે સુવર્ણકળશ ચડાવ્યો હતો!

**ખર્ચ અને એની વહેંચણી**—આવો ઉત્તુંગ જિનપ્રાસાદ ચણાવવામાં, તીર્થાધિરાજ શત્રુંજયનો સંઘ કાઢવામાં અને આવો સારો પ્રતિષ્ઠા-મહોત્સવ ઊજવવામા કુલ સોળ લાખ કોરી ( તે વખતનો કચ્છ રાજ્યનો ચાંદીનો સિક્કો ) જેટલું ખર્ચ થયું હતું. એનો અડધો એટલે આઠ લાખ કોરી જેટલો ભાગ શેઠશ્રી વેલજી માલુએ આપ્યો હતો; અને શેઠશ્રી શિવજી નેણશીએ છ લાખ કોરી જેટલો અને શેઠશ્રી કેશવજી નાયકે બે લાખ કોરી જેટલો હિસ્સો આપ્યો હતો. શ્રી કેશવજી નાયક શ્રી શિવજી નેણશીના ભાણેજ થતા હતા. એમનાં માતાનું નામ હીરબાઈ હતું.[10]

૧૦. શ્રી દલપતરામ પ્રાણજીવન ખખ્ખરે તૈયાર કરેલ "આર્કિઓલોજિકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઇન્ડિયા" (સને ૧૮૭૭) માં કોઠારા તીર્થનું વિસ્તૃત વર્ણન આપવામાં આવ્યું છે. એમાં લખ્યું છે કે—

"The temple of Shantinath at Kothara was built in Samvat 1918 by the Oswal Vanias originally of Kothara, but now residing in Bombay. They spent 16,00,000 Koris, onehalf of which was contributed by Sha Velji Malu and other half in equal shares by Sah Keshavji Naik and Sivaji Nensi It was built after the style of one at Ahmedabad, and is best in Kachh."

(કોઠારાનું શાંતિનાથનું મંદિર વિ૦ સં૦ ૧૯૧૮માં, મૂળ કોઠારાના વતની અને મુંબઈમાં રહેતા, ઓસવાળ વાણિયાઓએ બંધાવ્યુ હતું તેઓએ એમાં સોળ લાખ કોરી ખરચી હતી. એનો અડધો ભાગ (આઠ લાખ કોરી) શા વેલજી માલુએ આપ્યો હતો; અને બાકીનો અડધો ભાગ શા કેશવજી નાયક અને શિવજી નેણશીએ સરખે ભાગે (ચાર ચાર લાખ કોરી) ચૂકવ્યો હતો. એ મંદિર અમદાવાદના એક મંદિરની ઢબ પ્રમાણે બંધાવવામાં આવ્યું છે. અને કચ્છમાં એ શ્રેષ્ઠ છે.

"ગેઝેટિયર ઓફ બોમ્બે પ્રેસિડેન્સી" વોલ્યુમ ૫ (સને ૧૮૮૦) માં પણ આ જિનાલયની વિગતે નોંધ લેવામાં આવી છે. એમાં જણાવવામાં આવ્યુ છે કે—

"In this village was finished in 1861 (S. 1918) the richest of modern temples. Of £40,000, the whole cost of the building, one-half was given by Shah Velji malu and the other in equal shares by shah Keshavji Nayak and shivji Nensi, Oswal Vanias of Kothara

**માહિતીપૂર્ણ શિલાલેખ**—આ જિનાલયમાં મૂળ નાયકની જમણી ડાબી બન્ને બાજુ મોટા શિલાલેખો ચોડવામાં આવ્યા છે. જમણી બાજુના શિલાલેખમાં અંચળગચ્છની પટ્ટાવલી આપવામાં આવી છે. અને ડાબી બાજુનો શિલાલેખ દેરાસરની પ્રતિષ્ઠાને લગતો છે આ લેખ દેરાસરની પ્રતિષ્ઠા સંબંધી હોવા છતાં એમાં, પ્રતિષ્ઠાની સંવત તથા તિથિ, પ્રતિષ્ઠા કરાવનાર આચાર્યશ્રીનું તથા આ જિનપ્રાસાદ બનાવનાર ત્રણે શ્રેષ્ઠીઓનાં નામ ઉપરાંત એમની વંશાવલી, મુખ્ય જિનાલયની આસપાસ બીજા મંદિરો બનાવનારનાં નામો તથા તે તે મંદિરની વિગત, ઉત્સવની વિગત, કુલ ખર્ચ તથા એની વહેંચણીની વિગત તથા મુખ્ય શિલ્પીનું નામ વગેરે અનેક પ્રકારની માહિતી આપવામાં આવેલી છે તેમાંય મુખ્ય મંદિરની આસપાસ જુદા જુદા ખૂણાઓ

---

now living in Bombay. This temple, dedicated to Shantinath the sixteenth of the Jain saints, was, after the style of one in Ahmedabad.

(કચ્છનાં વર્તમાન મંદિરોમાં સૌથી સમૃદ્ધ મંદિરનું બાંધકામ આ ગામમાં સને ૧૮૬૧ (વિ૦ સં૦ ૧૯૧૮)માં પૂરું થયું હતું. એ ઇમારતના ચાલીસ હજાર પાઉન્ડ જેટલા કુલ ખર્ચનો અરધો ભાગ શાહ વેલજી માલુએ આપ્યો હતો, અને બાકીનો અરધો ભાગ શાહ કેશવજી નાયક અને શિવજી નેણુશીએ સરખે ભાગે ચૂકવ્યો હતો. આ બધા કોઠારાના વતની ઓસવાલ વાણીઆ છે અને અત્યારે મુંબઈમાં રહે છે. જૈન સંતો (તીર્થંકરો)માંના સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથને અર્પણ કરવામાં આવેલ આ મંદિર અમદાવાદના એક મંદિરની પદ્ધતિથી બાંધવામાં આવ્યું હતું.)

કોઠારાના આ મંદિરનું આ બન્ને ગ્રંથોમાં આપવામાં આવેલ (અને ઉપર રજૂ કરેલ) વર્ણન ઘણુંખરું એકસરખું છે. એક ફરક પહેલા વર્ણનમાં જ્યાં સોળ લાખ કોરી લખ્યું છે, ત્યાં બીજા વર્ણનમાં ચાલીસ હજાર પાઉન્ડ લખેલ છે, એ છે, પણ એ મહત્ત્વનો નથી.

આ દેરાસરના કુલ ખર્ચની વહેંચણીની જે વિગતો એના શિલાલેખમાં આપવામાં આવી છે, તેમાં અને ઉપર આપેલ વર્ણનમાં આપવામાં આવેલી માહિતી વચ્ચે દેખીતો ફરક એ છે કે, શિલાલેખના ઉલ્લેખ પ્રમાણે, કુલ ખર્ચનું અડધું ખર્ચ (આઠ લાખ કોરી) શાહ વેલજી માલુએ, છ લાખ કોરી શાહ શિવજી નેણુશીએ અને બે લાખ કોરી શાહ કેશવજી નાયકે આપી હતી એટલે આ બન્ને પુસ્તકોમાં બાકીનું અરધું ખર્ચ શ્રી શિવજી નેણુશી અને શ્રી કેશવજી નાયકે સરખે ભાગે (ચાર-ચાર લાખ કોરી) આપ્યાનું લખ્યું છે તે, હકીકતફેર છે, જે સામાન્ય કહી શકાય એવો છે, કેમ કે આ બન્ને પુસ્તકોના કર્તાઓને આ તીર્થ સંબંધી માહિતી આપનારે આવી માહિતી આપી હશે, તેથી એમણે આ પ્રમાણે નોંધ કરી હશે. એટલે આ હકીકતફેરને વિશેષ મહત્ત્વ આપવાની જરૂર નથી.

આ બન્ને વર્ણનોમાં કોઠારાનું આ દેરાસર અમદાવાદના એક મંદિરની પદ્ધતિએ બન્યું હોવાનું લખ્યું છે. આ અંગે વિચારવા જેવી વાત એ છે કે, કોઠારાના આ દેરાસરની સાથે સરખાવી શકાય એવું કોઈ દેરાસર અમદાવાદમાં નથી. વિશાળતાની દૃષ્ટિએ અમદાવાદના સુપ્રસિદ્ધ હઠીસિંહ શેઠના દેરાસરનો ઉલ્લેખ થઈ શકે. પણ, વિશાળતાને બાદ કરતાં, અમદાવાદ શહેરના આ દેરાસર અને કોઠારાના દેરાસર વચ્ચે સરખાપણું બહુ ઓછું છે. એ સ્પષ્ટ છે છતાં આ બન્ને ગ્રંથકારોએ આમ લખ્યું છે, એનો ભાવ કદાચ એ હોઈ શકે કે, કોઠારાનું દેરાસર અમદાવાદના હઠીસિંહ શેઠના દેરાસર જેવું આલીશાન બનાવવામાં આવ્યું હતું.

અને જુદી જુદી દિશાઓમાં બનેલ મંદિરોની વિગતો તો એવી ચોકસાઈથી આપવામાં આવી છે કે, એ જોઈને એમ જ લાગે કે, આ કોઈ સામાન્ય શિલાલેખ નથી પણ વેચાણ થયેલ મકાન કે જમીનના ચોદિશાના ખૂંટ દર્શાવતો દસ્તાવેજ જ છે! ગુજરાતી ભાષામાં લખાયેલો અને લાંબી લાંબી ૪૨ લીટીઓમાં કોતરાયેલો આ શિલાલેખ ખાસ વાંચવા જેવો અને બીજાઓને માટે નમૂનારૂપ બની રહે એવો છે.[11]

વિશાળ ઘંટ—આ તીર્થમાં જોવાનું ઘણું હતું અને વખત ઓછો હતો, એટલે ઉતાવળમાં જે કંઈ જોવાનું બાકી રહી ગયું, એમાં ત્યાંનો ખૂબ મોટો ઘંટ પણ જોવાનો બાકી રહી ગયો. પાછળથી જાણવા મળ્યું કે, આ ઘંટ ખાસ જોવા જેવો છે, અને એનો ઘંટારવ ચાર-ચાર માઈલ જેટલે દૂર સુધી સંભળાય છે—જાણે એ ભગવાન તીર્થંકરના ધર્મસંદેશને જ દૂર દૂર સુધી ગાજતો કરે છે!

કોઠારામાં ધર્મશાળા, ઉપાશ્રય, મહાજનવાડી, પાંજરાપોળ તથા ફૂલવાડી છે.

શેઠશ્રી જીવરાજ ચાંપશી ખીંઅશીએ અમને ભાવપૂર્વક જમાડીને અબડાસા તાલુકાની જાણીતી મહેમાનગતિનો અમને જે અનુભવ કરાવ્યો, તે અમે આજે પણ ભૂલ્યા નથી.

કોઠારાથી વીસ માઈલનો પ્રવાસ કરીને અમે જખૌ પહોંચ્યાં.

## જખૌ

જખૌ કચ્છનું બંદરી ગામ છે, અને અબડાસા તાલુકામાં આવેલી કચ્છની મોટી પંચતીર્થીનું એ ત્રીજું તીર્થસ્થાન છે. આ સ્થાન તીર્થસ્વરૂપ બનવા લાગ્યું તેની શરૂઆત વિ૦ સં૦ ૧૯૦૫ની સાલથી થઈ અને ધીમે ધીમે એનો વિકાસ થતાં થતાં આજે એ તીર્થ નાનાં-મોટાં નવ[12]

૧૧. આ શિલાલેખ શ્રી "પાર્શ્વ" સંપાદિત "શ્રી અચલગચ્છીય પ્રતિષ્ઠા લેખો"માં ૩૩૬મા (પૃ૦ ૭૬) લેખ તરીકે છાપવામાં આવેલ છે. આ પુસ્તકમાંનો ૮૮૮ નંબરનો શિલાલેખ, આ જ દેરાસરની પ્રતિષ્ઠા વખતનો, શ્રી ઋષભદેવ ભગવાનની પાદુકા ઉપર કોતરેલો છે. અને એમાં પ્રતિષ્ઠા કરાવનાર આચાર્યશ્રીનું અને મંદિર બંધાવનાર ત્રણે શ્રેષ્ઠીઓનાં નામ આપવામાં આવ્યાં છે. એ નાના શિલાલેખમાં આવી ઉપયોગી માહિતી સચવાયેલી છે, એ વાત અહીં ઉદ્ધૃત કરવામાં આવેલ એ લેખ ઉપરથી જાણી શકાશે—

॥ सम्वत् १९१८ वर्षे शाके १७८३ प्रवर्तमाने माघ सुदि १३ बुधे श्री कोठारानगरे श्री अंचलगच्छे पूज्य भट्टारक श्री रत्नसागरसूरीश्वराणामुपदेशात्। श्री लोडाइयागोत्रे सा० श्री शिवजी नेणसी तथा सा० श्री वेलजी मालु तथा, गाचीमोतागोत्रे सा० श्री केशवजी नायकेन श्री आदिनाथपादुकां कारिता पुण्यार्थे ॥ शुभ ॥

૧૨. "અચલગચ્છ દિગ્દર્શન," ફકરા ૨૩૪૯ (પૃ૦ ૫૩૬)મા આ પ્રમાણે ઉલ્લેખ છે, જ્યારે મારી નોંધમાં અહીં નાના-મોટાં બાર દેરાસરોનું ઝૂમખું હોવાનુ અને આ તીર્થ "નવ ટૂંક' તરીકે ઓળખાતુ હોવાનું પણ નોંધ્યું છે. આમા અહીં બાર દેરાસર હોવાની વાત અને આ તીર્થ "નવ ટૂંક" તરીકે ઓળખાતું હોવાની વાત—એ બે વાતો વચ્ચે મેળ બેસતો નથી, તેથી, સંભવ છે કે, નોંધ કરવામા મારી કંઈક સરતચૂક થઈ હોય.

જિનાલયો અને વીસ શિખરોથી શોભાયમાન બની ગયું છે.

અંચળગચ્છના આચાર્ય શ્રી મુક્તિસાગરસૂરિજીના ઉપદેશથી જખૌના લોડાયા ગોત્રના શા રતનશીના બે સુપુત્રો શેઠશ્રી જીવરાજ તથા શેઠશ્રી ભીમશીની બાંધવ-બેલડીએ, પોતાના વતનમાં, શ્રી મહાવીરસ્વામીનુ મોટું અને મનોહર જિનાલય બંધાવીને વિ૦ સં૦ ૧૯૦૫ના માહ સુદિ ૫ (વસંતપંચમી) ને સોમવારે એની પ્રતિષ્ઠા કરાવી, અને પોતાના પિતાશ્રીની પુણ્ય સ્મૃતિને કાયમ કરવા એને "રત્નટૂક" એવું નામ આપ્યું. મંદિરમાં પ્રતિષ્ઠાનો મોટો શિલાલેખ ચોડેલો છે. મંદિરના ઘુમ્મટમાં કોતરણીવાળું નાનું લોલક તથા પૂતળીઓ છે. આ દેરાસરની દર્શકનું ધ્યાન ખેંચે એવી વિશેષતા એ છે કે, એમાં રંગમંડપની દીવાલો ઉપર જુદી જુદી વ્યક્તિઓની છબીઓ ચીતરવામાં આવી છે. એમાં શ્રી જીવરાજ શેઠ, શ્રી ભીમશી શેઠ, એમના કુટુંબીજનો, કચ્છના મહારાઓશ્રી, શ્રી જિનેન્દ્રસાગરસૂરિજી (?), બાળકો વગેરેની છબીઓ છે. આ મંદિર માળવાળું છે એનું શિખર કોરણી વગરનું સાદું છે. [ચિત્ર નં૦ ૭૦]

જ્યારે શ્રી મહાવીરસ્વામીના રમણીય જિનાલયવાળા આ સ્થાનને "ટૂક" તરીકે ઓળખાવવામાં આવ્યું હતું, ત્યારે તો ત્યાં ફક્ત એ એક જ દેરાસર હતું. પણ એને "રત્નટૂક" તરીકે ઓળખાવવામાં જાણે ભાવીનો કોઈ શુભ સંકેત સમાયેલો હોય, એમ ત્યાં એક પછી એક નવું નવું દેરાસર બનતું ગયું, પરિણામે એનું "ટૂક" નામ સાર્થક થયું.

કોઠારાના મંદિરની પ્રેરણા આપનાર આચાર્યશ્રી રત્નસાગરસૂરિના ઉપદેશથી લોડાયા ગોત્રના ભીમશીની (વિધવા) ભાર્યા પૂંજામાઈએ, પોતાના પતિના શ્રેયાર્થે, શ્રી સુવિધિનાથ ભગવાનનું અને મહેશ્રી ગોત્રના શ્રેષ્ઠી ભોજરાજની (વિધવા) પત્ની માંકબાઈએ, પોતના પતિના કલ્યાણ માટે, શ્રી આદિનાથ વગેરે ચાર તીર્થંકરોનું ચોમુખજીનુ દેરાસર બનાવરાવીને વિ૦ સં૦ ૧૯૨૭ના માહ સુદ ૧૩ ને શુક્રવારે તેની પ્રતિષ્ઠા કરાવી હતી. અર્થાત્ આ રીતે શ્રી સુવિધિનાથ જિનાલય અને શ્રી આદિનાથ-ચોમુખ જિનાલય, એ બન્ને મોટાં જિનાલયોની એક જ દિવસે પ્રતિષ્ઠા થઈ હતી. બન્નેનાં શિખરો કોરણીવાળાં છે. આ બન્ને દેરાસરોમાં સ્થાપવામાં આવેલ જિનબિંબોની અંજનશલાકા પાલીતાણામાં થઈ હતી.

આ બે જિનાલયો ઉપરાંત આ જ આચાર્ય મહારાજના સદુપદેશથી અને આ જ સંવત-તિથિના રોજ બીજાં ત્રણ જિનમંદિરોની પણ પ્રતિષ્ઠા થઈ હતી, જેની વિગત આ પ્રમાણે છે: (૧) મોમાયા ગોત્રના શ્રી વરસંગ ધારશીએ શ્રી મુનિસુવ્રતસ્વામીનુ, (૨) મહેશ્રી ગોત્રના શ્રી રામજી જેઠાની ધર્મભાર્યા શ્રી ધનબાઈએ શ્રી પાર્શ્વનાથ ભગવાનનું અને (૩) મોતા લોઢા ગોત્રના શ્રી રાણબાઈના પુત્ર હંસરાજ જેઠાએ શ્રી ચંદ્રપ્રભુનુ દેરાસર કરાવ્યું હતું.

આ રીતે જખૌની રત્ન ટૂકમાં એક જ મુહૂર્તે મોટાં-નાનાં મળીને પાંચ જિનમંદિરોની પ્રતિષ્ઠા થઈ હતી.

વિ૦ સં૦ ૧૯૪૯ના શ્રાવણ સુદિ સાતમના રોજ આચાર્ય શ્રી જિનેન્દ્રસાગરસૂરીશ્વરજીના ઉપદેશથી ઓના ગોત્રના શ્રી હીરજી હંસરાજે રત્નટૂકમાં શ્રી ચિંતામણિ પાર્શ્વનાથના દેરાસરની પ્રતિષ્ઠા કરાવી હતી.[૧૩]

શ્રી કાયાણીએ વિ૦ સં૦ ૧૯૮૮ના માહ સુદ ૧૦, ગુરુવારે શ્રી શ મળીઆ પાર્શ્વનાથનું જિનાલય કરાવ્યું હતું. (અંચળગચ્છ દિગ્દર્શન, ફકરો ૨૫૬૯.)

અહીં શ્રી ગૌતમસ્વામીની મૂર્તિ, અંચળગચ્છના ત્રણ આચાર્યોની પાદુકાઓ તથા એક શ્રાવક શ્રીપૂજ્જીને શ્રી ભગવતી સૂત્ર વહોરાવે છે, એની નાની મૂર્તિ છે.

આ રીતે ક્રમે ક્રમે વધતું રહેલું આ તીર્થ "નવ ટૂક"–નવ દેરાસરોથી સમૃદ્ધ-બની ગયું.

આ તીર્થનો શતાબ્દી-મહોત્સવ, છ વર્ષ પહેલાં, વિ૦ સં૦ ૨૦૨૭ની સાલમાં ઊજવાયો ત્યારે, આ શ્રી રત્નટૂક જૈન દેરાસરનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો હતો

તીર્થમાં ધર્મશાળા, આંબેલશાળા અને પાંજરાપોળ છે.

આ તીર્થનાં દર્શન કરી અમે અહીંથી ૧૦ માઈલની દૂરી પર આવેલ નલીઆ તીર્થમાં પહોંચ્યાં.

## નલીઆ

કચ્છના જે સાહસિક અને દાનશૂર મહાજનોએ કચ્છને સુખી કરવામાં, મુંબઈ શહેરના વિકાસમાં અને દેશના વેપાર-ઉદ્યોગોને વધારવામાં નોંધપાત્ર ફાળો આપ્યો છે, અને દેશ, ધર્મ અને સમાજની સેવાનાં સત્કાર્યો કરીને પોતાના નામને ચિરસ્મરણીય બનાવ્યું છે, એમાં શ્રેષ્ઠી નરશી નાથાનું સ્થાન આદર અને ગૌરવભર્યું છે. જેમ કોઠારા નગર શ્રેષ્ઠી નરશી કેશવજી નાયકના જીવન અને ધર્મકાર્યોથી ગૌરવશાળી બન્યું છે, તેમ નલીઆ ગામે સ્વનામધન્ય શ્રેષ્ઠી નરશી નાથા જેવા નરરત્નની ભેટ આપીને પોતાના નામને અજવાળ્યું છે.

નલીઆ (નલીનપુર) ગામને કચ્છની મોટી પંચતીર્થીમાં સ્થાન મળ્યું છે તે શ્રેષ્ઠી નરશી નાથાની ધર્મશ્રદ્ધા અને ઉદારતાના પ્રતાપે જ. જાણે પોતાના જીવન અને ધનને વિશિષ્ટ ધર્મકાર્યથી કૃતાર્થ કરવા માગતા હોય તેમ, નાગડા ગોત્રના આ ધર્મપુરુષે, ગચ્છનાયક શ્રી મુક્તિસાગરસૂરિજીના ઉપદેશથી પોતાના વતન નલીઆ ગામમાં, શ્રી ચંદ્રપ્રભુનું સુંદર જિનાલય બંધાવીને એની વિ૦ સં૦ ૧૮૯૭ના માહ સુદ ૫ (વસંતપંચમી) બુધવારે, એ જ આચાર્યશ્રીની નિશ્રામાં પ્રતિષ્ઠા કરાવી હતી. જિનાલયનું નામ "વીર વસહી" રાખવામાં આવ્યું છે, તે પોતાના સ્વ૦ પુત્ર હીરજીના

૧૩. જેમનું વર્ણન અહીં આપવામાં આવેલ છે, તે સાતે જિનમંદિરોના શિલાલેખો "શ્રી અચલગચ્છીય પ્રતિષ્ઠા લેખો"માં અનુક્રમે ૮૬૭, ૯૩૬થી ૯૪૦ તથા ૯૬૩ નંબરના લેખો તરીકે આપવામાં આવ્યા છે; અને અહીં આપવામાં આવેલ માહિતી મુખ્યત્વે એને આધારે આપવામાં આવી છે.

પુત્ર વીરજીના નામ ઉપરથી રાખવામાં આવ્યુ હશે. એમ લાગે છે. આ પ્રતિષ્ઠા-મહોત્સવ પછી જાણે પોતાનું જીવનકાર્ય પૂરું થયુ હોય એમ, તે પછી બે વર્ષ બાદ, વિ૦ સં૦ ૧૮૯૯ની સાલમાં, ૫૯ વર્ષની વયે, તેઓ સ્વર્ગવાસ પામ્યા! પણ શ્રી ચંદ્રપ્રભુનું આ જિનાલય બંધાવવા પાછળની એમની ભાવના એવી ઉત્કટ હતી કે તે પછી આ સ્થાનનો ઉત્તરોત્તર વિકાસ થતો રહ્યો અને છેવટે એને તીર્થભૂમિ તરીકેની કીર્તિ મળી. [ચિત્ર નં૦ ૭૧]

"વીરવસહી" ના આ દેરાસર ઉપરાંત અહીં બીજાં પણ દેરાસરો બન્યાં તેની વિગત આ પ્રમાણે છે : આચાર્યશ્રી મુક્તિસાગરસૂરિના ઉપદેશથી (૧) નાગડા ગોત્રના શ્રેષ્ઠી વર્ધમાને શ્રી કુંથુનાથ પ્રભુનું દેરાસર[૧૪] અને (૨) એ જ ગોત્રના શ્રેષ્ઠી ભારમલે શ્રી શાંતિનાથ ભગવાનનું જિન-મંદિર બંધાવીને વિ૦ સં૦ ૧૯૧૦ના માગશર સુદ બીજ, શુક્રવારે એની પ્રતિષ્ઠા કરાવી હતી. (૩) આ પછી આચાર્યશ્રી રત્નસાગરસૂરિજીના ઉપદેશથી નાગડા ગોત્રના શ્રેષ્ઠી હરભમજીએ અષ્ટાપદ-ચોમુખજીનો (ભગવાન ઋષભદેવાદિ જિનચોવીશીનો) વિશાળ જિનપ્રાસાદ રચાવીને એની વિ૦ સં૦ ૧૯૧૮ના માહ શુદિ પાંચમ (વસંતપંચમી) સોમવારે પ્રતિષ્ઠા કરાવી હતી.[૧૫]

(જુઓ, "શ્રી અચલગચ્છીય પ્રતિષ્ઠા લેખો", નં૦ ૮૭૦, ૮૭૩, ૮૭૪, ૮૮૬ના લેખો.)

આ પ્રમાણે આ તીર્થમાં ચાર જિનાલયો હોવાની વાતનું સમર્થન "જૈન તીર્થોનો ઇતિહાસ" (પૃ૦ ૧૪૫) માંના આ ઉલ્લેખથી થાય છે : "અહીં સુંદર ચાર જિનમંદિરો છે."

પણ મારી નોંધમાં નલીઆમાં (૧) ચંદ્રપ્રભુનું, (૨) શાંતિનાથનું અને (૩) અષ્ટાપદનું–એમ ત્રણ જિનાલયો (મોટાં કે મુખ્ય દેરાસરો) હોવાનું મેં નોંધ્યું છે. આનો અર્થ એ થાય કે, "અંચળગચ્છ દિગ્દર્શન", ફકરા ૨૩૪૬માં સૂચવ્યા પ્રમાણે, શ્રી કુંથુનાથ ભગવાનને બિરાજમાન કરવા માટે બનાવવામાં આવેલ ઇમારતને દેરાસર નહીં પણ દેરી સમજવી જોઈએ. મારી આ નોંધનું સમર્થન "જૈન તીર્થ સર્વસંગ્રહ" (પૃ૦ ૧૪૩) માંના આ પ્રમાણેના ઉલ્લેખથી થાય છે : "આ (ચંદ્રપ્રભુના) મુખ્ય મંદિરની બાજુમાં શેઠ ભારમલ તેજશીએ સં૦ ૧૯૧૦માં મૂળનાયક શ્રી શાંતિનાથ ભગવાનનું દેરાસર બંધાવ્યું છે અને તેની જ બાજુમાં શેઠ હરભમ નરશી નાથાએ સં૦ ૧૯૧૮માં શ્રી અષ્ટાપદનું અજોડ દેરાસર બંધાવેલ છે."

વળી "શ્રી અચલગચ્છીય પ્રતિષ્ઠા લેખો" માંના લેખ નં૦ ૮૭૧મા લેખમાંના ઉલ્લેખ ઉપરથી નલીઆમાં પાંચમું શ્રી મહાવીરસ્વામીનું દેરાસર હોવાનું પણ જાણવા મળે છે. આ ઉલ્લેખ આ પ્રમાણે છે—

૧૪. "અંચળગચ્છ દિગ્દર્શન", (ફકરો ૨૩૪૬)માં આને દેરાસરના બદલે દેરી કહેલ છે. જુઓ, "વર્ધમાન શેઠે નલીઆમાં વીરવસહીમાં શ્રી કુંથુનાથ ભગવાનની દેવકુલિકા બંધાવી."

૧૫. અહીં એ જાણવું રસપ્રદ થઈ પડશે કે, શ્રી કોઠારા તીર્થના શ્રી શાંતિનાથ ભગવાનના વિશાળ જિનપ્રાસાદની પ્રતિષ્ઠા આ જ વર્ષમાં, આ જ મહિનામાં, સુદ ૧૩ ને બુધવારના રોજ, અને આ જ આચાર્યપ્રવરની નિશ્રામાં થઈ હતી.

एवं सा० हीरजी तत्भार्या पूरबाईकेन श्री महावीर जिनप्रासाद् कारापितं ॥ श्री वीरजिन आदे ३ विंव कारापिता। तथा संवत १९१० ना मागसर सूद ५ सोमवासरे ज्ञानभंडारं कृत्वा तदा चतुर्मासी उवझाय मुक्तिलाभ सीस तत्त्वमनोहर क्षमालाभ गुरौ नत्वा। प्रशस्ति कारितं बुद्धै। श्री वीरवसही विशेषं तु प्रासाद् पंच उत्तमं ज्ञानभंडार। पौशाल। सप्तंनय समोपम। लि० मु० सुमतिलाभ।

આ લેખમાં સૂચવ્યા પ્રમાણે, શેઠ નરશી નાથાના સુપુત્ર ( નાગડા ગોત્રના ) હીરજીનાં ધર્મભાર્યા પૂરબાઈ એ (નલીઆ તીર્થમાં) શ્રી મહાવીર જિનનું દેરું કરાવ્યું હતું. એની પ્રતિષ્ઠા ક્યારે કરાવવામાં આવી હતી તે આ લેખમાંથી સ્પષ્ટરૂપે જાણી શકાતું નથી, પરંતુ વિ૦ સં૦ ૧૯૧૦-ના માગસર સુદ પાંચમ ને સોમવારે જ્ઞાનભંડાર કર્યાનું લખ્યું છે, તે ઉપરથી કદાચ એમ માની શકાય કે, આ દેરાસરની પ્રતિષ્ઠા પણ એ તિથિએ જ થઈ હશે.[૧૬] આ લેખમાં વીરવસહીમાં પાંચ ઉત્તમ પ્રાસાદો હોવાનું લખ્યું છે, તે એમ સૂચવે છે કે અહીં પાંચ દેરાસરો છે. આ પાંચ દેરાસરોમાં આ તીર્થમાં બનેલ જ્ઞાનભંડાર તથા પોશાળનો ઉમેરો કરતાં કુલ સાત ધર્મસ્થાનો થયાં, જેને લેખમાં " સાત નય " ની કાવ્યમય ઉપમા આપવામાં આવી છે.

આ બધા ઉપરથી એમ લાગે છે કે, અહીં બનેલ ધર્મસ્થાનોના ઉલ્લેખ કે વર્ણનમાં દેરાસર અને દેરી વચ્ચે ખાસ ભેદ રાખવામાં આવ્યો નથી

ત્રણે દેરાસરોમાં તથા એનાં શિખરોમાં કોરણી એટલે કે રૂપકામ સારા પ્રમાણમાં કરવામાં આવેલ છે.

પહેલા ( ચંદ્રપ્રભુના ) દેરાસરની બાજુમાં વિ૦ સં૦ ૧૮૯૭ની શ્રી વીરસ્વામીની તથા બીજી એક દેરી છે. અર્થાત્ આ બન્ને દેરીઓ આ દેરાસર પ્રતિષ્ઠિત થયું તે સમયની છે.

બીજા ( શાંતિનાથના ) દેરાસરની સામે વિ૦ સં૦ ૧૯૧૦ની શ્રી પુંડરીકસ્વામીની દેરી છે.

ત્રીજા ( અષ્ટાપદના ) જિનાલયની પાસે છ દેરીઓ બનેલી છે; અને શ્રી હીરજી ઉકેડાએ વિ૦ સં૦ ૧૯૪૫માં કરાવેલ સાતમી દેરીમાં સાધ્વીજી શ્રી દેવશ્રીજીની પાદુકા પધરાવવામાં આવી છે.

" શ્રી કચ્છ ગિરનારથી મહાયાત્રા " (પૃ૦ ૧૪૬) તથા તે પછીનાં બીજાં પુસ્તકોમાં સૂચવ્યા પ્રમાણે[૧૭] આ તીર્થ ૧૬ શિખરો તથા ૧૪ રંગમંડપોથી શોભાયમાન બનેલું છે. આ હકીકત ઉપરથી પણ આ તીર્થ કેટલું વિશાળ અને શિલ્પસમૃદ્ધ છે એનો ખ્યાલ આવે છે.

---

૧૬. અહીં એ વાત ખ્યાલમાં રાખવી જોઈએ કે, શ્રી કુંથુનાથના દેરાસર (દેરી)ની તથા શ્રી શાંતિનાથના દેરાસરની પ્રતિષ્ઠા આ જ વર્ષ અને આ જ મહિનામાં (વિ૦ સં૦ ૧૯૧૦ના માગસરમાં) સુદ બીજ ને શુક્રવારે થઈ હતી. એટલે આ બન્ને તિથિઓ વચ્ચે ફક્ત ત્રણ દિવસનો જ ફરક હતો.

૧૭. જુઓ, " મારી કચ્છ યાત્રા " (પૃ૦ ૧૪૭), " જૈન તીર્થોનો ઇતિહાસ ", (પૃ૦ ૧૪૫), " જૈન તીર્થ સર્વ સંગ્રહ " (પૃ૦ ૧૪૨).

વિ૦ સં૦ ૧૯૧૮માં ( કોઠારાની પ્રતિષ્ઠા થઈ તે વર્ષમાં જ ) વડસરમાં પૂ. શ્રી ગુણ-સાગરજીના ઉપદેશથી, શ્રી હરધોર કરમશીએ, શ્રી પાર્શ્વનાથનું દેરાસર બંધાવ્યું હતું. વડસરમાં જૈનોની વસતી નહીં રહેવાથી એ દેરાસરનું ઉત્થાપન કરીને એ પ્રતિમાને નલીઆમાં લઈ આપવામાં આવી હતી અને એને માટે લાલ પથ્થરનું નાનું નવું દેરાસર બનાવીને વિ૦સં૦ ૨૦૨૭ ની સાલમાં એ પ્રતિમાને એમાં બિરાજમાન કરવામાં આવી છે. ( અંચલગચ્છ દિગ્દર્શન, ફકરો ૨૪૪૭. )

તીર્થની પેઢીમાં શેઠશ્રી હરલમજીની ખૂબ મોટી રંગીન છબી મૂકવામાં આવેલ છે.

અહીં ધર્મશાળા, ભોજનશાળા, પાઠશાળા, આંબેલશાળા, જ્ઞાનમંદિર, બાલાશ્રમ, કન્યા-શાળા, સદાવ્રત, મહાજનવાડી વગેરે અનેક સંસ્થાઓ છે. અને અહીંની કાર્યકર બહેનો ખૂબ ઉત્સાહી છે. એમણે અમારી સુંદર મહેમાનગતિ કરી હતી.

કવિ "તેજ" નલીઆના વતની છે. એમણે અમને તીર્થ સંબંધી કેટલીક માહિતી આપી મિત્રભાવ દર્શાવ્યો હતો. એમણે નરશી નાથાનું એક પ્રશસ્તિ-કાવ્ય પણ કચ્છી ભાષામાં લખ્યું છે. એમને મળીને આ યાત્રા-પ્રવાસમાં એક સરસ્વતીના ઉપાસકને મળ્યાનો અમને આનંદ થયો.

આ રીતે થોડા સમયમાં નલીઆ તીર્થની યાત્રા કરીને, ૧૦ માઈલનો પ્રવાસ ખેડીને, અમે કચ્છની મોટી પંચતીર્થીના છેલ્લા તીર્થધામ તેરા પહોંચ્યા.

## તેરા

આ તીર્થમાં બે જિનમંદિરો છે. એક, શ્રી જીરાવલા પાર્શ્વનાથનું અને બીજું, શ્રી શામળિયા પાર્શ્વનાથનું. આમાં શ્રી શામળિયા પાર્શ્વનાથનું દેરાસર પ્રાચીન છે અને શ્રી જીરાવલા પાર્શ્વનાથનું મંદિર પાછળથી બનેલું છે. પણ તેરાની ગણના કચ્છની–અબડાસાની મોટી પંચ-તીર્થીમાં થાય છે તે પાછળથી બનેલ આ શ્રી જીરાવલા પાર્શ્વનાથના વિશાળ જિનાલયના કારણે.

### શ્રી જીરાવાલા પાર્શ્વનાથનું મંદિર

મને આપવામાં આવેલ માહિતી પ્રમાણે ( મારી નોંધ પ્રમાણે ) આ દેરાસર શ્રી રાયમલ શિવજી તથા શ્રી બુધા ડોસા નામના બે ધર્માનુરાગી મહાનુભાવોએ બંધાવરાવ્યુ હતું. પણ "જૈન તીર્થ સર્વ સંગ્રહ" (પૃ૦ ૧૪૩ ) તથા "અંચલગચ્છ દિગ્દર્શન" ( ફકરો ૨૪૪૫ )માં જણાવ્યા પ્રમાણે આ દેરાસર લોડાયા પાસવીર રાયમલ તથા વીસરીઆ મોતા હીરજી ડોસાએ બંધાવરાવ્યું હતું. મારી નોંધમાં તથા આ બે પુસ્તકોમાં આપેલ નામોમાં રાયમલ અને ડોસા–એ બે નામો તો સરખાં જ છે; એટલે એ નામોમાં જોવામાં આવતો આ ફેર મહત્ત્વનો નહીં પણ સામાન્ય ગણી શકાય એવો છે.

પણ " શ્રી અચલગચ્છીય પ્રતિષ્ઠા લેખો " ( લેખ નં૦ ૮૮૨ )માં આ દેરાસરની પ્રતિષ્ઠાનો જે મોટો લેખ છાપ્યો છે, તેમાં લોડાયા અને મોતા ગોત્રની વ્યક્તિઓની જે નામાવલી આપવામાં આવી છે, એમાં લોડાયા ગોત્રના રાયમલ, પાસવીર, અને મોતા ગોત્રના વિદ્ધા (બુધા), ડોસા, હીરજીનાં નામો તો મળે છે, ઉપરાંત એ શિલાલેખમાં આ પ્રમાણે બે શ્લોકો મૂકેલા છે–

जिनार्चां कुरुते नित्यं गुरुभक्ति विशेषत. ।
रामजी हीरजी तयो जातं संवेग मानसौ ॥ २१ ॥
स्वजन्म सफल कर्तुं जिनमंदिर सुदर ।
स्वभुजोपात्(त्त) वित्तेन चक्रे सुरगिरिसमं ॥ २२ ॥

આ શ્લોકનો અર્થ એ થાય છે કે, રામજી અને હીરજી નામના બે મહાનુભાવોએ, વૈરાગ્યભાવથી પ્રેરાઈને, પોતાનો જન્મ સફળ કરવા માટે, અને પોતે ઉપાર્જન કરેલ ધનથી સુરગિરિ જેવું સુંદર જિનમંદિર કરાવ્યું હતું.

આ શિલાલેખમાં આપવામાં આવેલી વંશવાલી પ્રમાણે રામજી લોડાયા ગોત્રના શિવસીના પુત્ર તથા હીરજી મોતા ગોત્રના ડોસાના પુત્ર થતા હતા.

આ દેરાસરની પ્રતિષ્ઠા વિ૦ સં૦ ૧૯૧૫ના માહ સુદિ ૫ ( વસંતપંચમી ), સોમવારે આચાર્ય શ્રી રત્નસાગરસૂરિજીની નિશ્રામાં થઈ હતી. [ ચિત્ર નં૦ ૭૨ ]

આ દેરાસરને નવ શિખરો છે ( " શ્રી કચ્છ ગિરનારની મહાયાત્રા ", પૃ૦ ૧૪૬ ). રંગમંડપ કાચ-કામથી અને ઘુમ્મટ કોરણીથી શોભાયમાન છે. મંદિરમાં એની પ્રતિષ્ઠાનો મોટો શિલાલેખ છે, અને ગભારાની બહાર દીવાલ ઉપર બે યતિઓની છબીઓ ચીતરેલી છે.

દેરાસરના શિખરના મૂળમાં દેરીઓ બનાવી છે. તથા મંદિરની પાછળ (૧) ચંદ્રપ્રભુની, (૨) સુમતિનાથની, (૩) કુંથુનાથની, (૪) અજિતનાથની અને (૫) અજિતનાથની–એમ પાંચ શિખરવાળી દેરીઓ છે. અને ચોથી અને પાંચમી દેરીની વચ્ચે આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિની મૂર્તિવાળી નાની દેરી છે. વળી મંદિરની ડાબી બાજુ સામેના ભાગમાં છઠ્ઠી શ્રી સંભવનાથ ભગવાનની દેરી છે. એના ઉપર પણ શિખર છે, અને એમાં લેખ છે.

નવ શિખરો, વિશાળ ઘુમ્મટ અને અનેક દેરીઓની શિલ્પસમૃદ્ધિ ધરાવતું આ જિનાલય ઘણું મનોહર છે.

## શ્રી શામળીઆ પાર્શ્વનાથનું મંદિર

શ્રી જીરાવલા પાર્શ્વનાથના મુખ્ય દેરાસરના કમ્પાઉન્ડની બહાર, એ કમ્પાઉન્ડની જમણી બાજુ, શ્રી શામળીઆ પાર્શ્વનાથનું નાનું, જૂનુ અને શિખરબંધી દેરાસર છે. " અંચલગચ્છ દિગ્દર્શન " ( ફકરો ૨૨૯૭ ) માં આ દેરાસર સંબંધી નીચે મુજબ માહિતી આપવામાં આવી છે :

"પુનિતશેખર અને ભક્તિશેખરે તેરામાં આવી પોશાળ બંધાવી, જેને કચ્છના રાજ્ય તરફથી આશ્રય મળેલું, તથા સં૦ ૧૮૭૮ના માગશર સુદી ૬ ને સોમે શ્રી શામળા પાર્શ્વનાથનું જિનાલય બંધાવ્યું, જેની પ્રતિષ્ઠા વખતે રાજેન્દ્રસાગરસૂરિ ઉપસ્થિત રહ્યા હતા. મંદિરના રંગમંડપના કાચ ઉપર સુંદર ચિત્રકામ કરેલું છે. ગોખલામાં શિલાપ્રશસ્તિ છે ત્રણસો વર્ષ પહેલાં ગોરજી હીરાચંદ તારાચંદે જિનાલય બંધાવ્યું હતું એમ "જૈન તીર્થ," ભા. ૧, પૃ૦ ૧૪માં ઉલ્લેખ છે."[૧૮]

ઉપરના ઉલ્લેખમાં સૂચવ્યા પ્રમાણે, આ જિનાલય, આશરે ત્રણસો વર્ષ પહેલાં, યતિશ્રી હીરાચંદજીએ બંધાવ્યું હતું એમ માનીએ તો યતિ શ્રી ભક્તિશેખરજીએ એ (જીર્ણ) મંદિરનો એવો નખશિખ (આમૂલચૂલ) જીર્ણોદ્ધાર કરાવ્યો હશે કે જેથી એમને એ મંદિર નવું બંધાવ્યા જેટલો યશ મળ્યો હશે.

દેરાસરના ગભારામાં પધરાવવામાં આવેલ પગલાં ઉપર વિ૦ સં૦ ૧૮૭૮ નો લેખ કોતરેલો છે, જે આ મંદિરની પ્રતિષ્ઠાના વર્ષ સાથે મળતો આવે છે મંદિરની અંદર શ્રી વિવેકસાગરસૂરિજીની તથા શ્રીપૂજ રતનસાગરજીની છબીઓ ચીતરેલી છે, જે કંઈક ઘસાઈ ગઈ છે તેરામાં ધર્મશાળા છે.

તેરા ગામ નિર્ભેળ રાષ્ટ્રીય ભાવના ધરાવતા અને રાષ્ટ્રની આઝાદીની લડતના એક સમર્થ અને નિષ્ઠાવાન સૈનિક, મુંબઈનિવાસી શ્રીયુત ભવાનજીભાઈ અરજણ ખીમજીની જન્મભૂમિ તરીકેનું ગૌરવ ધરાવે છે. ગામ ફરતો મજબૂત ગઢ છે અને ગામની ભાગોળે ખોદાયેલા પાળિયા વગેરે પુરાતત્ત્વના અભ્યાસીઓને સંશોધન-પ્રેરક સામગ્રી પૂરી પાડે છે.

તેરાતીર્થની યાત્રા સાથે અબડાસા તાલુકાની વિખ્યાત જૈન પંચતીર્થીની અમારી યાત્રા પૂરી થઈ; અને એ દિવસે (તા. ૨૦-૩-૧૯૭૫ ના રોજ) સાંજે અમે તેરાથી રવાના થઈને ભુજ પહોંચી ગયા.

આ પંચતીર્થીનાં જિનાલયોની સ્થાપનાનો સમયક્રમ આ પ્રમાણે છે: સુથરી વિ૦ સં૦ ૧૮૯૬માં; નલીઆ વિ૦ સં૦ ૧૮૯૭માં; જખૌ વિ૦ સં૦ ૧૯૦૫માં; તેરા વિ૦ સં૦ ૧૯૧૫-માં; અને કોઠારા વિ૦ સં૦ ૧૯૧૮ માં. આ વિગતો ઉપરથી જોઈ શકાય છે કે, વિ૦ સં૦ ૧૮૯૬ અને વિ૦ સં૦ ૧૯૧૮ વચ્ચેના ફક્ત ૨૨ વર્ષ જેટલા ટૂંકા સમયમાં એકલા અબડાસા તાલુકામાં

---

૧૮. આ જ "અંચળગચ્છ દિગ્દર્શન" (ફકરો ૨૨૮૪)માં આ દેરાસર અંગે આ પ્રમાણે માહિતી આપવામાં આવી છે: "કચ્છમાં તેરાના શ્રી શામળા પાર્શ્વનાથજીના જિનાલયની પ્રતિષ્ઠા રાજેન્દ્રસાગરસૂરિની નિશ્રામાં થઈ. સં૦ ૧૮૭૮ના માગસર સુદી ૬ ને સોમવારે આ જિનાલયની પ્રતિષ્ઠા થઈ. પુનિ-શેખરના શિષ્ય ભક્તિશેખરના ઉપદેશથી જિનાલયનું નિર્માણ થયેલું."

બીજું, આ પુસ્તકના ઉપર ટાંકેલ ૨૨૯૭મા ફકરાના અંતમાં "જૈનતીર્થ", ભા૦ ૧, પૃ૦ ૧૪ એમ લખ્યું છે તે, મારી સમજ મુજબ, "જૈન તીર્થ સર્વ સંગ્રહ, ભા૦ ૧, પૃ૦ ૧૪૩" એમ હોવું જોઈએ, કારણ કે, એ ગ્રંથમાં આ દેરાસર અંગે લખ્યું છે કે, "લગભગ ત્રણસો વર્ષ પહેલાં ગોરજી હીરાચંદ તારાચંદે આ મંદિર બંધાવેલું છે."

જ (સાંધાણના વિ૦ સં૦ ૧૯૧૦ના દેરાસર ઉપરાંત) આવા પાંચ પાંચ આલીશાન, મનોહર અને ગગનચૂંબી જિનપ્રાસાદો સ્થપાયાં અને એ તાલુકાને કચ્છની મોટી જૈન પંચતીર્થીની ભૂમિ બનવાનું ગૌરવ અપાવી ગયા. આને સમયનો, શ્રદ્ધાવાન શ્રાદ્ધરત્નોની ઉદારતાનો અને મુંબઈની અઢળક કમાણીનો જ પ્રતાપ સમજવો જોઈએ. એ સમય કેવો ધર્મભાવના અને ધર્મપ્રભાવનાનો પ્રેરક હશે! ધન્ય એ સમય, ધન્ય એ ઉદારતા અને ધન્ય એ સંપત્તિ!

આજે પણ એ તીર્થોનાં ભવ્ય જિનપ્રાસાદોની છબી અંતર ઉપર અંકિત થયેલી છે, અને ચિત્તમાં ભક્તિભાવને જગાડે છે. [૧૯]

હવે કચ્છની નાની પંચતીર્થી તરીકે જાણીતાં તીર્થસ્થાનોનો બહુ જ સંક્ષેપમાં પરિચય મેળવીએ.

## કચ્છની નાની પંચતીર્થી

કચ્છની નાની જૈન પંચતીર્થીનાં જિનમંદિરો આ પ્રમાણે પાંચ ગામોમાં આવેલાં છે —

(૧) મુંદ્રા, (૨) ભુજપુર, (૩) મોટી ખાખર તથા નાની ખાખર, (૪) બીદડા, અને (૫) માંડવી. આમાં નાની ખાખર અને મોટી ખાખર એ ખરી રીતે જુદાં જુદાં ગામો છે, એટલે ખરી રીતે, આ પંચતીર્થીનાં ગામોની સંખ્યા પાંચના બદલે છ થાય છે. આ છ ગામ મુંદ્રા અને માંડવી તાલુકામાં આવેલાં છે. અને બન્નેમાં આ પ્રમાણે ત્રણ ત્રણ ગામોનો સમાવેશ થાય છે: મુંદ્રા, ભુજપુર અને મોટી ખાખર મુંદ્રા તાલુકામાં છે; અને નાની ખાખર, બીદડા અને માડવી માંડવી તાલુકામાં છે. અમે કચ્છની મોટી તથા નાની પંચતીર્થીની યાત્રાએ ભદ્રેશ્વરથી તા. ૧૯-૩-૧૯૭૫ બુધવારના સવારના રવાના થયા હતા.

મુંદ્રા—કિલ્લાથી સુરક્ષિત આ બંદરી શહેર—એની સુંદર રચના અને ઈમારતોને કારણે, કચ્છનું પૅરીસ ગણાય છે. શહેરમાં આ પ્રમાણે ચાર દેરાસર છે —

(૧) શ્રી શીતલનાથનું બે માળનું આલીશાન દેરાસર; એની પ્રતિષ્ઠા એકસો વર્ષ પહેલાં, વિ૦ સં૦ ૧૯૩૩માં થઈ હતી. (૨) એની બાજુમાં ડાબી તરફ શ્રી પાર્શ્વનાથ ભગવાનનું આશરે સવાસો વર્ષ જૂનું શિખરબંધ દેરાસર છે. (૩) મહાવીરસ્વામીનું શિખરબંધ દેરાસર છે, જે આશરે બસો વર્ષ જેટલું જૂનું છે. અને (૪) શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનું દેરાસર છે. અહીં

૧૯ પાંત્રીસ વર્ષ પહેલાં, વિ૦ સં૦ ૧૯૯૮ની સાલમાં, પ્રકાશિત થયેલ "મારી કચ્છ યાત્રા" (પૃ૦ ૧૪૮)માં, એના લેખક પરમપૂજ્ય મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજે, આ પંચતીર્થીનો મહિમા વર્ણવતાં, થોડા શબ્દોમાં, યોગ્ય જ કહ્યું છે કે—

"અબડાસાનાં પાંચે તીર્થો બહુ પ્રાચીન તો ન કહેવાય, લગભગ ૧૦૦-૧૨૫ વર્ષની અંદર અંદરનાં છે, છતાં વિશાળતાની દૃષ્ટિએ, સુંદરતાની દૃષ્ટિએ આ તીર્થો ઘણાં જ દર્શનીય છે. દરેક મંદિરમાં સેંકડો મૂર્તિઓ છે એ મૂર્તિઓની ભવ્યતા પણ ખરેખર આનંદ ઉપજાવે છે."

શ્રી પાર્શ્વનાથજીના દેરાસર સાથે એક પુસ્તકભંડાર પણ છે.[20]

આ ચાર દેરાસરો ઉપરાંત સુંદ્રામાં અંચળગચ્છના ગુરુ હર્ષજીની પાદુકાવાળી છત્રી છે. એના ઉપર તેઓ વિ૦ સં૦ ૧૭૯૭ના માગસર વદ ૧૦ના સ્વર્ગવાસી થયાનો લેખ કોતરેલો છે.[21]

ભુજપુર—અહીં વિ૦ સં૦ ૧૮૯૮નું શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનું દેરાસર તથા ગ્રંથભંડાર છે. અમે ગયા ત્યારે આ દેરાસરની બાજુમાં એક બે માળનું નવું મોટું દેરાસર બંધાતું હતું. હવે તો એની પ્રતિષ્ઠા પણ થઈ ગઈ હશે.

**મોટી ખાખર**—આ ગામમાં શ્રી શત્રુંજયાવતાર નામે શ્રી ઋષભદેવ ભગવાનનું વિશાળ જિનાલય છે. એની પ્રતિષ્ઠા ઉપાધ્યાય શ્રી વિવેકહર્ષ ગણિએ વિ૦ સં૦ ૧૬૫૯ ના ફાગ ૧૦ના રોજ કરી હતી. આ પ્રતિષ્ઠા-મહોત્સવ સંબંધી એક મોટો શિલાલેખ આ દેરાસરમાં લગાડવામાં આવ્યો છે. તેમાં શ્રી વિવેકહર્ષ ગણિની પ્રભાવકતા સૂચવતી તથા બીજી પણ જાણવા જેવી માહિતી આપવામાં આવેલ હોવાથી, એ શિલાલેખ ઇતિહાસ અને પુરાતત્ત્વના અભ્યાસીઓ માટે ઉપયોગી સામગ્રી પૂરી પાડે છે. આ શિલાલેખમાં એવી પણ માહિતી નોંધવામાં આવી છે કે, કચ્છના રાજવી શ્રી ભારમલજીએ, શ્રી વિવેકહર્ષ ગણિ પ્રત્યે પોતાની ભક્તિ દર્શાવવા, ભુજનગરમાં, શ્રી રાયવિહાર નામે શ્રી ઋષભદેવ ભગવાનનું જિનાલય બંધાવ્યું હતું.[22] આ હકીકત રજૂ કરતો આ શિલાલેખમાંનો શ્લોક આ પ્રમાણે છે—

किंचास्मद्गुरुवक्त्रनिर्गतमहाशास्त्रामृताब्धौ रतः
सर्वत्रामितमान्यतामवदधे श्रीमद्युगादिप्रभोः ।
तद्भक्त्यै भुजपत्तने व्यरचयत् श्रीभारमल्लप्रभुः,
श्रीमद्रायविहारनामजिनपप्रासादमत्यद्भुतम् ॥ ३ ॥

**નાની ખાખર**—અહીં શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનું સુંદર દેરાસર છે.

**બીદડા**—ગામમાં શ્રી આદીશ્વર ભગવાનનું પાંચ શિખરોથી શોભતું વિશાળ અને ભવ્ય દેરાસર છે. અહીં ગામ બહાર, સામેની દિશામાં, સડકની બીજી બાજુ, એક સાધના-આશ્રમ છે, એમાં ઉત્તમ પુસ્તકોનું એક મોટું પુસ્તકાલય છે, અને ત્યાં કેટલાક સાધકો રહે છે.

(વખતના અભાવે અમે મોટી ખાખર, નાની ખાખર અને બીદડા ગામની મુલાકાત લઈ શક્યા ન હતા; ફક્ત બીદડાના સાધના-આશ્રમની મુલાકાત અમે લીધી હતી.)

---

૨૦. "જૈન તીર્થ સર્વ સંગ્રહ", ભા૦ ૧, પૃ૦ ૨૮૧.

૨૧. "આર્કયોલોજિકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઇન્ડિયા : રિપોર્ટ ઓન ધી એન્ટીક્વીટીઝ ઓફ કાઠિયાવાડ એન્ડ કચ્છ", પૃ૦ ૨૦૫.

૨૨. સંસ્કૃત ભાષાનો આ સંપૂર્ણ શિલાલેખ મુનિરાજ શ્રી હંસવિજયવિરચિત "પ્રશ્નોત્તરપુષ્પમાળા" (પૃ૦ ૨૩૯-૨૬૨)માં ગુજરાતી અનુવાદ સાથે છપાયેલ છે. તેમ જ મુનિરાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી) લિખિત "જૈન તીર્થોનો ઇતિહાસ" (પૃ૦ ૧૪૯)માં પણ આ મૂળ લેખ છપાયો છે.

માંડવી—કચ્છનો વિચાર આવતાં જ જે શહેરોનું સ્મરણ થઈ આવે છે, એમાંનું માંડવી પણ એક છે અને એ અત્યારે પણ કચ્છનું ચાલુ અને નામાંકિત બંદર છે. જૈનધર્મનું આ મોટું કેન્દ્ર છે. અહીં સાત દેરાસરો છે. એમાં શહેરમાં શ્રી મહાવીરસ્વામીનું, શ્રી ધર્મનાથજીનું, શ્રી શીતળનાથજીનું અને શ્રી શાંતિનાથજીનું–એમ ચાર દેરાસરો આવેલાં છે. આમાં તપગચ્છ, અંચળગચ્છ અને ખરતરગચ્છ, એ ત્રણે ગચ્છનાં દેરાં છે. બંદર ઉપર શ્રી અજિતનાથનું દેરાસર છે. પુલના શહેર તરફના છેડે દાદાવાડી છે અને એમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે અને પુલ પાર કરીને થોડે દૂર જઈએ એટલે શ્રી મેઘજી સોજપાળ જૈન આશ્રમ આવે છે. એમાં શ્રી શાંતિનાથ ભગવાનનું સુંદર અને વિશાળ જિનમંદિર છે. આ આશ્રમ એ માનવસેવાનું અનોખું તીર્થ છે એમાં અઢીસો જેટલાં નિરાધાર, અશક્ત અને વૃદ્ધ ભાઈઓ-બહેનોને સુખ-આરામ-પૂર્વક રાખવામાં આવે છે. જૈન સંઘમાં અજોડ કહી શકાય એવું આ માનવસેવાના ધ્યેયને વરેલુ તીર્થ છે. માંડવીમાં ધર્મશાળા, ભોજનશાળા, જૈન વાડી, પાઠશાળા, ઉપાશ્રયો અને કેટલાક હસ્તલિખિત ભંડારો પણ છે.

માંડવીની યાત્રા સાથે કચ્છની નાની પંચતીર્થીની યાત્રા પૂરી થઈ. હવે જૈન સંઘની દૃષ્ટિએ વિશિષ્ટ ગણાય એવાં કેટલાંક સ્થાનો–શહેરો-ગામો–નાં નામો જોઈએ.

## બીજાં કેટલાંક સ્થાનો

પાટનગર ભુજ—કચ્છની રાજધાનીના આ શહેરમાં વાણિયાવાડમાં તપગચ્છનું શ્રી આદીશ્વર ભગવાનનું, અંચળગચ્છનું શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનું અને ખરતરગચ્છનું શ્રી શાંતિનાથ ભગવાનનું–એમ નજીક નજીક ત્રણ દેરાસરો છે. ત્રણે શિખરબંધ છે. તપગચ્છના દેરાસરમાં શ્રી વિજયાનંદસૂરિજી (શ્રી આત્મારામજી)ની તથા શ્રી ખાંતિવિજયજી દાદાની; અંચળગચ્છના જિનાલયમાં શ્રી કલ્યાણસાગરસૂરિજી તથા શ્રી ગૌતમસાગરસૂરિજીની; અને ખરતરગચ્છના જિનમંદિરમાં શ્રી જિનરત્નસાગરસૂરિજી અને શ્રી જિનઆનંદસાગરસૂરિજીની છબીઓ ચીતરેલી છે. ગામ બહાર ખરતરગચ્છની દાદાવાડી છે, તેમાં જિનમંદિર, પગલાં તથા ઘંટાકર્ણની સ્થાપના કરેલી છે. વળી અહીં અંચળગચ્છની મોટી પોસાળ છે, એમાં અમે (તા. ૨૨–૩–૧૯૭૫ ના રોજ) યતિશ્રી ભદ્રમેરજીને મળ્યા હતા. તેઓએ અમને આ ગચ્છના ચરાડવા ગામના યતિ શ્રી માણેકમેરજીએ રા' ખેંગારજીને આપેલી મોટી સાંગ તથા સ્ફટિકની શ્રી અંબાજી માતાની મૂર્તિનાં દર્શન કરાવ્યાં હતાં. આ પોસાળમાં નાનું જિનમંદિર છે. ભુજમાં ધર્મશાળા, પાઠશાળા, ભોજનશાળા, પાંજરાપોળ છે.

બીજાં સ્થાનો—ભુજ ઉપરાંત કચ્છમાં ભચાઉ, અંજાર, કોઠાય, કટારિયા, વિંઝાણ, લાકડિયા, દેશલપુર, નાના આસંબિયા, મોટા આસંબિયા, દુર્ગાપુર, મેરાઉ, ડુમરા, હાલાપુર, સાભરાઈ, કોટડા, આધોઈ, મનફરા વગેરે સ્થાનોનાં દેરાસરો પણ દર્શનીય છે.

**કંથકોટ**—જગત્પિતા જગડૂશાના વડવાઓ મૂળ આ ઐતિહાસિક નગરના વતની હતા. શ્રીમાળી વણિક જાતિના વિયદુના પુત્ર વરણાગ કંથકોટમાં રહેતા હતા.[૨૩] તેમના પુત્ર વાસ નામે હતા. વાસના પુત્ર વીસલ નામે હતા. વીસલના પુત્ર સોળ શ્રેષ્ઠી ભદ્રેશ્વરમાં જઈને વસ્યા હતા. આ સોલ શ્રેષ્ઠી અને એમનાં પત્ની લક્ષ્મીદેવીના પુત્ર તે જગડૂશા.[૨૪] આ કંથકોટનો પહાડી કિલ્લો તે કાળે ઘણો મજબૂત હતો અને તેથી, સંકટના વખતમાં, ગૂર્જરપતિ મૂલરાજ સોલંકી તથા ભીમદેવે એનો આશ્રય લીધો હતો. આ કિલ્લામાં ભગવાન મહાવીરનું બે રંગ-મંડપોવાળું વિશાળ જિનમંદિર હતું, તે ઘણા લાંબા સમયથી સાવ ધ્વસ્ત થઈ ગયું છે. અને એના ભગ્નાવશેષો અત્યારે પણ એની ભવ્યતા અને વિશાળતાનો ખ્યાલ આપે છે. એમાંના વિ૦ સં૦ ૧૩૪૦ના એક શિલાલેખ ઉપરથી નક્કી થાય છે કે, તે દેરું વિક્રમની ચૌદમી સદીમાં સારી હાલતમાં હતું.[૨૫] જૈન સંઘના મહાન પ્રતાપી પુરુષ જગડૂશાના પૂર્વજોના વસવાટથી ગૌરવશાળી બનેલું અને કચ્છના વાગડ વિભાગના ભચાઉ તાલુકામાં આવેલું આ સ્થાન અને મહાવીરસ્વામીનું આ જીર્ણ જિનાલય આજે પણ જૈન સંઘને માટે તીર્થસ્વરૂપ જ છે. એની યાત્રાથી જૈન સંસ્કૃતિના ધર્મ, ઇતિહાસ અને કળાના એક ગૌરવભર્યા વારસાનાં દર્શનનો લાભ મળી શકે એમ છે.

લખાણ પૂરું કર્યું. વિ. સં. ૨૦૩૩, જેઠ વદિ ૪, રવિવાર, તા. ૫-૬-૧૯૭૭.

૬, અમૂલ સોસાયટી; અમદાવાદ-૭

---

૨૩. જુઓ, "શ્રી જગડૂચરિત", સર્ગ ૧, શ્લોક ૨૨, ૨૩.

૨૪. જુઓ, એજન, પૃ૦ ૧૦૪.

૨૫. કંથકોટ સંબંધી વિશેષ માહિતી માટે જુઓ (૧) એજન, પૃ૦ ૫, ૧૦૭-૧૦૮; (૨) 'આર્કિ-ઓલોજિકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઇન્ડિયા : રિપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઓફ કાઠીયાવાડ એન્ડ કચ્છ", પૃ૦ ૨૧૫-૨૧૬; (૩) ગેઝેટિયર ઓફ બોમ્બે પ્રેસિડેન્સી", વૉ૦ ૫, પૃ૦ ૨૨૪-૨૨૫.

# પુરવણી

## [ કેટલાક ઉમેરા, સુધારા તથા ખુલાસા ]

## યતિ શ્રી સુમતિસાગરજીવિરચિત શ્રી ભદ્રેશ્વર તીર્થનું ચોઢાળિયું

॥ ઐં ૐ નમઃ સિદ્ધં ॥ અથ શ્રી ભદ્રેશ્વર તીર્થનો ચોઢાળીયો ॥

દોહરા

અરીગંજન અરીહંતના, ચરણુ નમું ચિત્ત લાય;
સારદ સાર દયા કરી, સુવિચન આપો માય. (૧)

સિદ્ધ સબ્વે નિત્ત પ્રણુમઇં, આચાર્ય ઉવજ્ઝાય;
સારદા સતી પાએ નમીં, અક્ષર માગું ઠાય. (૨)

દરિસણુ દુર્લભ જ્ઞાન ગુણુ, ચારિત્ર તપ સુવિચાર;
એ નવ પદ આરાધતાં, લઇયેં ભવનો પાર. (૩)

જંબુદિપનાં [ભ]રતમાં, મધ્યખંડ મનોહાર;
કચ્છ દેશ અતી દિપતો, સોભાનેં નહી પાર. (૪)

ચ્યાર સહેર વખાંણીઇં ભુજ અંજાર નિરધાર;
મુંદરો માંડવી આતી ભલિ, કહેતાં નાવે પાર. (૫)

### ઢાળ પહેલી

("કપૂર હૂવે અતિ ઉજલો રે"—એ દેશી)

તખત સહેર વખાણીઇરે, ભુજ ભલો ભૂપાલ;
રાજરાજેશ્રી એંગારજી રે, પ્રજા તણા પ્રતિપાલ; સોભાગી.
સેવો વીર જિણુંદ, જિમ ભાંજે ભવ ફંદ. સો૦ (૧)

અંજાર સહેર અતિભલો રે, વાગડ મથક હોય;
મુંદરો માંડવી વખાણીઇ રે, અબડાસો પણુ જોય. સો૦ (૨)

માંડવી બદિર સોહામણો રે, સકલા સહેર સીરતાજ;
દેશદેશાંતરથી ઘણા રે, આવે બહૂલા જિહાંજ. સો૦. (૩)

---

૧. આ ચોઢાળિયું કચ્છ માંડવીના જૈન ભંડારમાંની પોથી નં૦ ૬૨, ક્રમાંક ૩૮૮ની ૩ પાનાંની પ્રત ઉપરથી, પાયચંદગચ્છનાં વિદુષી સાધ્વીજી પૂજ્ય શ્રી સુનંદાશ્રીજી મહારાજનાં સુશિષ્યા વિદુષી લેખિકા પૂજ્ય સાધ્વીજી શ્રી વસંતપ્રભાશ્રીજીએ ("સુતેજ") ઉતારીને મારા ઉપર મોકલવાની કૃપા કરી છે. એમાં કેટલીક અશુદ્ધિઓ દેખાય છે, અને મૂળ પ્રત મારી પાસે નથી, એટલે એ અશુદ્ધિ મૂળ પ્રતની હશે કે નકલ કરતાં થયેલી હશે, એ નક્કી કરી શકાય એમ નથી, એટલે આ કૃતિ એની નકલ મુજબ જ અહીં આપી છે.

ભદ્રાવતિ નગરી ભલી રે, દેશ પુરાતન જાણુ;
તિહાં પ્રાસાદ મનોહરુ રે, વસહિ નાંમ વખાંણુ સો૦ (૪)
સંવત પૂર્ણ ત્રેવીસમાં રે, દેવચંદ્ર સુજાંણુ;
શ્રી પાર્શ્વજિન પ્રતિષ્ઠા કરી રે, તાંમ્રપત્ર વખાણુ. સો૦. (૫)
કાલ ઘણો વિતી ગએ રે, જગડુસાહ પુન્યવંત;
જીર્ણોદ્ધાર કરાવીઓ રે, બાવંન જિનાલય ખંત. સો૦. (૬)
સંવત તેર પન્નરમાં રે, જગડુસાહ પવિત્ર;
જસ મહિમા જગમાં ઘણો રે, સુણતાં તાસ ચરીત્ર. સો૦ (૭)
સંવત અઢાર અઠાણુંમાં રે, ખાંતીવિજય ગુણવંત;
દેશલરાએ પ્રતિબોધિઓ રે, રાપણુ તિર્થ મહંત. સો૦ (૮)
ચતુર્વિધ સિંઘ ઉપદેશીયો રે, કરી સાસન ઉદ્યોત;
રાઓશ્રી દેશલજી સહાયથી રે, કોટની રચનાં હોત. સો૦ (૯)
વર્તમાન કાલે વિરાજતા રે, માહાવીર મનોહાર;
સિંઘ મલી જાત્રા ભણી રે, કર્યો એહ વિચાર. સો૦ (૧૦)
ફાગણુ સુદ સાતમ થકી રે, રહેવું દશમી પરજંત;
વર્ષ (૨) પ્રતેં એહવું રે, નિર્ણય 'સુંમતિ' સંત. સો૦ (૧૧)

( ઢાળ બીજી )

દુહા

ચાર સહેર તણાં બહુ, શ્રાવક શ્રાવિકાં જેહ;
આવે ઉલટ અતિ ઘણો, દિન (૨) અધિકો નેહ. (૧)

(સુરતી મઈનાની દેશી)

જીવરાજ સાહ જગ જાંણીઇ, પુન્યવંત પવિત્ર;
તસ સુત સાંતીદાસ છે, કહેસું તાસ ચરીત્ર. (૧)
લાધો પ્રથમ વખાંણીઇ, બીજો પીતાંબર નામ;
જીવંણુ સાહ જસ ઉજલો, જેણે કીધાં ઉત્તમ કાંમ. (૨)
તસ સુત તિન સોહાંમણા, સુરચંદ સાહ વખાંણુ;
બીજો રાએસી અતી ભલો, તેજસી નામ પ્રમાણુ. (૩)
તેજસી ઘરણી વખાંણીઇં, સોનબાઈ સુજાંણુ;
સત્યવંત પવિત્ર જે, લોક કરે વખાણુ. (૪)

તસ ઉદરે ઉત્પન્ન થયા, મોણુસીભાઈ ઉદાર;
કન્યાં દોએ અતી ભલી, વરતે કુલ વીવહાર. (૫)

વસહિ જાત્રા ચિત્ત ધરી, વર્ષ પ્રતે એક વાર;
ઈમ કરતાં પૂરણ થઈ, ઇચ્છા ચિત્ત મુઝાર. (૬)

જીર્ણોદ્ધાર કરાવવા, સંકેત રચીઓ એમ;
પોતે સ્વર્ગ સધાવીઆ, દિન (૨) અધિકો પ્રેમ. (૭)

તસ ઘરણી દોય જાંણીઇ, પુત્તલી મીઠીબાઈ નામ;
ભાંણેજ જેઠાભાઈ ભલો, લાયક ગુંણનો ઠામ. (૮)

સુમતિસાગર ઉપદેશથી, સિલાવટ તેડી સાર;
જીર્ણોદ્ધાર કરાવીઓ, હઈડે હર્ષ અપાર. (૯)

ધજા કલસ ચઢાવવા, હર્ષ ધરી મનમાંહે;
પિઉને દેવા વધામણી, પુત્તલીબાઈ તે જાય. (૧૦)

સફલ મનોરથ પુરવા, મીઠીબાઈ ગુણવંત;
'સુમતિ' સુધારસ દિલ ધરી, અપયસ દૂર કરંતઃ (૧૧)

## ( ઢાલ ત્રીજી )

દુહા

પૂણ્યે નરભવ પાંમીયેં, પૂણ્યે લહ્યો જિનધર્મ;
પૂણ્યે સમકિત ચિત્ત ધરી, જાણ્યોં ધર્મનો મર્મ. (૧)

"(મનડૂં મોહિઓ રે મંન મોવંનજી"—એ દેશી)

સંવત ઓગણીશ સોહામણો મન૦, ઉપર ઉગણુચાલીસ;
મનડૂં મોહિઓ રે, મનમોવનજી.
સુભ મુહૂર્ત નીરધારવા મન૦, સુગુરૂને નમાવે સીસ. મન૦ (૧)

ગુરૂવાંણી દિલમાં ધરી મન૦, કાંઈ ઉલટ અંગ ન માય મન૦;
કંકોત્રી લિખવા ભણી મન૦, મલ્યો સંઘ તણો સમુદાય મન૦ (૨)

ચાર સહેર અતિ ચોંપસું મન૦, વલિ નવોનગર સુખકાર મન૦;
સુગુરૂને લિખતાં વિનતિ મન૦, કુસલચંદજી આદિ સાર મન૦ (૩)

દેશદેશાંતર પ્રસીધ થઈ મન૦, કાંઈ ઘર ઘર એહિ જ વાત મન૦;
માહ સુદ એકંમ બુધ દિને મન૦, કુંભસ્થાપન મુહૂર્ત વિખ્યાત મન૦ (૪)

અઠાઈ મહોત્સવ કરવા ભણી મન૦, આવે ઘણા નરનાર મન૦;
માંડવી સુંદરા સહેરથી મન૦, કાંઈ ધરતાં હર્ષ અપાર મન૦ (૫)
પૂજા પ્રભાવનાં દિન (૨) પ્રતે મન૦, આંગી રચનાં ઉલ્લાસ મન૦;
સાંજી દેતાં દિપતિ મન૦, વાજિંત્ર ગીત પ્રકાશ મન૦ (૬)
માહ સુદ સપ્તમીં સોભતી મન૦, સસિવાસરે સંઘપતિ જેહ મન૦;
જેઠાભાઈ જુગતે કરી મન૦, સંઘભક્તિ કરે બહૂ તેહ મન૦ (૭)
સંઘ મિલ્યો તિહાં સામટો મન૦, ભૂજ અંજાર સુંદરો નાંમ મન૦;
નવોનગર નેં માંડવી મન૦, વલી બીજા પણ બહૂ ગામ મન૦ (૮)
સંવેગ રંગે ઝીલતાં મન૦, કુશલચંદજી આદે સાર મન૦;
જૈનધર્મ દીપાવતાં મન૦, તિહાં મલિયા ઠાણા ચાર મન૦ (૯)
વિનોદવિજે પણ આવીઆ મન૦, વિચરંતાં ગાંમોગાંમ મન;
જિનશાસન ઉન્નતિ થઈ મન૦, દીપાવ્યો ભદ્રેસર ધામ મન૦ (૧૦)
માહ સુદ આઠમ દીપતી મન૦, બુધવારે મંડપ સાર મન૦;
ગ્રહ-દિગપાલ થાપન કરે મન૦, જલજાત્રા હર્ષ અપાર મન૦ (૧૧)
તીર્થોદક લેવા ભણી મન૦, સોલે અપચ્છરા સરખી નાર મન૦;
સિનાત્ર મહોચ્છવ તિહાં કરી મન૦, આવે ફિરતાં બજાર મન૦ (૧૨)
મોહ તિમિર દલ ખંડતો મન૦, કાંઈ કરતો કમલ વિકાસ મન૦;
જગલોચન પ્રગટે થકે મન૦, સુકે દશમીં પક્ષ ઉજાસ મન૦ (૧૩)
સતરભેદી પુજા રચી મન૦, વાજિંત્ર ગીત ઉચાર મન૦;
સવા પહોર દિન અતિક્રમેં મન૦, ધજા કલસ ચડાવે સાર મન૦ (૧૪)
સ્વામિવાછલ શોભતા મન૦, પહિરાંમણી કરે રસાલ મન૦;
ગુરૂભકિત ગુણ આગલી મન૦, જાચકને દાંન વિસાલ મન૦ (૧૫)
સમકિત બીજ આરોપતાં મન૦, જિનસાસંન ઉન્નતિ હોય મન૦;
'સુમતિ' સદા દિલમાં ધરી મન૦, જિનભક્તિ કરે જે કોય મન૦ (૧૬)

## ( ઢાલ ચોથી )

### દુહા

વર્ધમાન જિનવર તણા, ચરણ નમું ચિત્ત લાય;
સ્તવનાં કરતાં તેહની, ભવોભવનાં દૂખ જાય. (૧)

[ ભુંમખડાની દેશી ]

ચોવીસમા જિનવર તણું રે, ચરણે નમાવું સીસ સલુંણા;
ચૌસઠ ઇંદ્રે પૂજીયા રે, તિન ભૂવનનો ઈશ સલુણા. (૧)
જિમ (૨) પ્રભુપદ પૂજિઈં રે, તિમ (૨) સુખ અનંત સ૦
સકલ મનોરથ પૂરવા રે, ભયભંજન ભગવંત સ૦ જિમ૦ (૨)
દોષ અઢાર રહીત પ્રભુ રે, તરણતારણ જગપતિ સ૦;
ઘાતિ કર્મ નિવારીને રે, લહ્યો કેવલ ઉદ્યોત સ૦ જિમ૦ (૩)
ચોત્રીસ અતિસયનાં ધણી રે, ગાલ્યા રાગ નેં રીશ સ૦;
પ્રાતિહાર્યે શોભિતાં રે, વાંણી ગુણ પાંત્રીસ સ૦ જિમ૦ (૪)
શેષ કર્મ નિવારીને રે, સિધ થયા ભગવંત સ૦;
અનંત જ્ઞાન દર્શણ ગહિ રે, ભાગે સાદિઅનંત સ૦ જિમ૦ (૫)
તેહની મુદ્રામેં નહિ રે, રાગ-દ્વેષ વિકાર સ૦,
સુભ લક્ષણ લક્ષીત સદા રે, ક્રાંત સાંત આકાર સ૦ જિમ૦ (૬)
તુમ ગુંણ ચિત્ત અવિલોકતાં રે, મેરૂ-સરસવ માંન સ૦;
હું સંસાર-ઉદધિ પડયો રે, સર્ણ રહું સાવધાન સ૦ જિમ૦ (૭)
મોહમહિપતિ જીપવા રે, બીજો નથી ઉપાય સ૦;
તુંમ ભક્તિ રસ જો મિલે રે, વિણ પુદ્ગલ અર્ધ થાય. સ૦ જિમ૦ (૮)
જિમ કુસુમ સંજોગથી રે, તેલ ફૂલ કહાય સ૦;
પાર્શ્વમણી પ્રભાવથી રે, લોહ કંચન હો જાય સ૦ જિમ૦ (૯)
તિમહિ જપ મતિમંત તણો રે, કરતો ધ્યાંન અભેદે સ૦;
તેહનાં ગુણ પ્રગટે સહિ રે, ભવીયણ કુંમતી વિછેદે સ૦ જિમ૦ (૧૦)
સેવક કેરી વીનતી રે, અવધારો અરદાસ સ૦;
'વિનય' વિનય ધરી વંદતાં રે. 'સુમતિ' સુધારસ વાસ સ૦ જિમ૦ (૧૧)

કલસ

ભવોભવ ભમતાં વિષય ગમતા, મોહ મમતા નવી ટલી;
સાસન પાયો શર્ણ આયો, ધ્યાયો ધ્યાન રસે મલી. (૧)
તંનમય ધ્યાને આત્મજ્ઞાનેં, સેવતાં સાંનીધ કરે;
વિમલેસર સુર સોહમવાસી, ચકેસરી સંકટ હરે. (૨)
જીવાદિ પદાર્થ ચિત્ત ધરતાં, કરતાં ધ્યાંન સુધિ તંણો;
વાડ વિસુધિ નિર્મલ બુધિ, અલખ નામ મહિમા ઘણો. (૩)
સંવછર વર ઇણવિધ ચિત્તધર, પછાનુંપુર્વિ જાણીઇં;
જેષ્ટ માસે સુકલ પક્ષે, તિથી પ્રથમ વખાણીઇં. (૪)

જે ભણે ભાવે સુણે ગાવે, પાવે તે સુખ સંપદા;
'વિનય' વિલાસે 'સુમતિ' વાસે, નાવે કોહિ આપદા. (૫)

॥ ઇતિ વીરજિન ચોવીશમા જિન સ્તવન સંપૂર્ણ ॥

**નોંધ**—ભદ્રેશ્વર તીર્થનો છેલ્લો જીર્ણોદ્ધાર ભુજપુરના યતિ શ્રી સુમતિસાગરજી તથા વિનયસાગરજીના ઉપદેશથી માંડવીના શા મોણશી તેજશીનાં (વિધવા) ભાર્યા શ્રી મીઠીબાઈએ કરાવ્યો હતો. અને એની પ્રતિષ્ઠા વિ૦ સં૦ ૧૯૩૯ના માહ સુદિ ૧૦ ને શુક્રવારે કરવામાં આવી હતી. આ પ્રતિષ્ઠાનો સંસ્કૃત ભાષાનો જે મોટો શિલાલેખ[2] ભદ્રેશ્વરના જિનાલયના રંગમંડપમાં ચોડવામાં આવ્યો છે, એમાં આ તીર્થ સંબંધી પ્રાચીન-અર્વાચીન ઘણી માહિતી આપવામાં આવી છે. આ ચોઢાળિયામાં એ શિલાલેખમાંની લગભગ બધી માહિતી આપવામાં આવી છે. તે ઉપરાંત થોડીક વધારાની માહિતી પણ એમાંથી મળે છે. અને જેમના સદ્-ઉપદેશથી આ જીર્ણોદ્ધાર થયો હતો અને એની પ્રતિષ્ઠા પણ જેમના શુભ હાથે થઈ હતી, તે ખુદ યતિ શ્રી સુમતિસાગરજીએ પોતે જ આ કાવ્ય રચેલું છે, એટલે એમાંની માહિતી પૂરી વિશ્વસનીય ગણાય. આ ચોઢાળિયામાંથી મળતી વિશેષ માહિતી આ પ્રમાણે છે—

(૧) શ્રેષ્ઠી શ્રી મોણસી તેજશીને શ્રી મીઠીબાઈ ઉપરાંત શ્રી પુત્તલીબાઈ નામે બીજાં ધર્મપત્ની પણ હતાં. અને તેઓ પ્રતિષ્ઠા પહેલાં સ્વર્ગવાસી થયાં હતાં (ઢાલ બીજી).

(૨) આ પ્રતિષ્ઠા-મહોત્સવ પ્રસંગે પાયચંદ ગચ્છના મુનિ શ્રી કુશલચંદજી વગેરે ચાર મુનિરાજો તથા તપગચ્છના મુનિ શ્રી વિનોદવિજયજી પણ પધાર્યા હતા (ઢાળ ત્રીજી).

(૩) રા' દેશળજીએ દેરાસર ફરતો કોટ ચણાવી આપ્યો હતો (ઢાળ પહેલી).

(૪) આ ચોઢાળિયામાં ભદ્રેશ્વરતીર્થનો યાત્રામેળો ફાગણ સુદિ ૭થી ૧૦ સુધી કરવાનું લખ્યું છે (ઢાળ પહેલી); શિલાલેખમાં ફાગણ સુદિ ૮ના રોજ યાત્રામેળો ભરવાનું લખ્યું છે; અને અત્યારે આ મેળો[3] ફાગણ સુદિ ૩થી ૫ ના ત્રણ દિવસ સુધી ભરાય છે.

**શ્રી પાર્શ્વચંદ્રસૂરિજીનું ગુરુમંદિર**—આ પુસ્તકના પૃ૦ ૪૮માં ભદ્રેશ્વર તીર્થમાં શ્રી પાયચંદગચ્છના આચાર્ય શ્રી પાર્શ્વચંદ્રસૂરીશ્વરજીના ગુરુમંદિરનો શિલાન્યાસવિધિ વિ૦ સં૦ ૨૦૩૧ના જ્ઞાનપંચમીના રોજ થયાનું લખ્યું છે. આ ગુરુમંદિર તૈયાર થઈ જતાં, વિ૦ સં૦ ૨૦૩૩ના માહ સુદિ ૧૧, તા. ૩૦–૧–૭૭, રવિવારના રોજ સવારના એની પ્રતિષ્ઠા કરીને એમાં શ્રી પાર્શ્વચંદ્રસૂરીશ્વરજીની પ્રતિમા બિરાજમાન કરવામાં આવી હતી [ચિત્ર નં. ૭૩, ૭૪.] આ મહોત્સવ મુનિરાજ શ્રી વિદ્યાચંદ્રજી મહારાજની નિશ્રામાં, ચતુર્વિધ શ્રીસંઘની વિશાળ ઉપસ્થિતિમાં, ઊજવવામાં આવ્યો હતો. આ ગુરુમંદિરમાં શ્રી પાર્શ્વચંદ્રસૂરીશ્વરજીની મૂર્તિ ઉપરાંત શ્રી પાયચંદગચ્છના આચાર્ય શ્રી સમરચંદ્રસૂરિજી, આચાર્ય શ્રી ભ્રાતૃચંદ્રસૂરિજી,

૨. આ શિલાલેખ અને એનો ભાવાર્થ આ પુસ્તકના પૃ૦ ૧૫૧-૫૩માં આપવામાં આવેલ છે.

૩. આ યાત્રા-મેળાની તિથિ સંબંધી વિચારણા માટે જુઓ આ પુસ્તકનું પૃ૦ ૬૯.

મુનિ શ્રી કુશલચંદ્રજી ગણિ તથા આચાર્ય શ્રી સાગરચંદ્રસૂરિજીની ચરણપાદુકાઓ તથા પાયચંદ-ગચ્છના રક્ષક શ્રી બટુક ભૈરવજીની મૂર્તિ પધરાવવામાં આવી હતી.

**"મહાવીર નગર" નામકરણ**—ભગવાન મહાવીરના મહાનિર્વાણને પચીસસો વર્ષ પૂરાં થયાં એ પુણ્ય પ્રસંગ નિમિત્તે ભગવાન મહાવીરના તીર્થધામોમાંના એક વિખ્યાત તીર્થધામ શ્રી ભદ્રેશ્વર-વસઈ તીર્થમાં, વિ૦ સં૦ ૨૦૩૧ના વૈશાખ સુદિ ૧૦ના ભગવાન મહાવીરના કેવળજ્ઞાન કલ્યાણકના પર્વના આગળ-પાછળના દિવસો દરમ્યાન, ધર્મ-મહોત્સવ ઊજવવામાં આવ્યો હતો. અને પચીસસોમા નિર્વાણ-કલ્યાણક-મહોત્સવ જેવા અપૂર્વ અવસરની યાદમાં આ તીર્થના કમ્પાઉન્ડને "મહાવીર નગર" એવું નામ આપવામાં આવ્યું હતું.

**મૂળનાયકના લાંછન અંગે અગત્યનો ખુલાસો**—મેં આ તીર્થના વર્તમાન મૂળનાયક શ્રી મહાવીરસ્વામીની મૂર્તિના સિંહના લાંછન અંગે (પૃ૦ ૩૦) લખ્યું છે કે, (આ મૂર્તિ ઉપર) "કોતરવામાં આવેલ સિંહનું લાંછન ચાલુ સિંહના આકારનું નહીં પણ સૂંઢ અને પાંખોવાળા કેસરી સિંહની ઊભી નહીં પણ બેઠેલી આકૃતિને મળતું છે (જુઓ, ચિત્ર નં૦ ૧૬). (તીર્થંકર ભગવાનની માતાને આવતાં ૧૪ સ્વપ્નોમાં સિંહના સ્વપ્નની આકૃતિ મોટે ભાગે સૂંઢ અને પાંખોવાળા કેસરી સિંહના જેવી જોવામાં આવે છે.)" પ્રથમ દૃષ્ટિએ જોતાં આ લાંછન સિંહ જેવું નહીં પણ કંઈક બેઠેલા હાથી જેવું લાગતું હતું, એટલે એને સિંહ તરીકે સાબિત કરવા મેં બેઠેલા કેસરી સિંહની કલ્પના કરીને, આ પ્રમાણે લખ્યું હતું, અને છતાં એથી મારા મનને સંતોષ થયો ન હતો. એટલે, થોડા વખત પહેલાં, શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના સ્થપતિ શ્રીયુત અમૃતલાલભાઈ મૂળશંકર ત્રિવેદીને મળવાનું થતાં, એમને આ ચિત્ર બતાવીને એમની આગળ મારી મૂંઝવણ રજૂ કરી. એમણે ચિત્રનું ઝીણવટપૂર્વક નિરીક્ષણ કરીને કહ્યું કે, આ લાંછન પ્રચલિત સિંહનું જ છે; એ માટે એમણે એ લાંછનનુ રેખાંકન પણ દોરી આપ્યુ, જે નીચે મુજબ છે—



આ ઉપરથી જોઈ શકાય છે કે, આ લાંછન સ્પષ્ટ સિંહનું જ છે. એટલે મેં એને સિંહ ઠરાવવા માટે જે કલ્પના કરી હતી તે મારી ભૂલ હતી પુસ્તક પ્રગટ થતાં પહેલાં આ ભૂલને સુધારી લેવાનો અવકાશ મળ્યો તેથી મને ખૂબ આનંદ થયો.

**સ્થાપના નહીં પણ કલ્પ**—આ પુસ્તકના પૃ૦ ૩૪, ૪૮ તથા ૧૪૭માં ભદ્રેશ્વરના દેરાસરની ભમતીની સોળમા તથા સત્તરમા નંબરની દેરીઓની વચ્ચે એક નંબર વગરની દેરી આવેલી છે. એ અંગે મેં લખ્યુ છે કે, "એ દેરીમાં મહાકાળી માતાની સ્થાપના ભીંત ઉપર સિંદુર લગાડીને કરવામાં આવેલ છે. મહાકાળી માતા એ અંચળગચ્છનાં અધિષ્ઠાયિકા દેવી ગણાય છે." આમાં જ્યાં "સ્થાપના" લખ્યુ છે તે, અંચળગચ્છના આમ્નાય પ્રમાણે, "કલ્પ" કહેવાય છે; એટલે આ ત્રણે સ્થાનોમાં "સ્થાપના"ના બદલે "કલ્પ" વાંચવું.

**એ વર્ધમાન શેઠ બીજા છે**—આ પુસ્તકના ૮૫મા પાનાની ૨૦ નંબરની પાદનોંધમાં શ્રી 'સુકાની' લિખિત 'દેવો ધાધલ' નામની દરિયાઈ નવલકથાના પહેલા ભાગનું ૨૦મું પ્રકરણ (પૃ૦ ૪૦) "વર્ધમાન શેઠ" નામનું જોઈને તથા પૃ૦ ૩૦૪માંની નોંધમાં પણ એમના નામનો ઉલ્લેખ જોઈને તેમ જ એમનો વહાણવટાનો વ્યવસાય હોવાનું જાણીને, મેં એમને આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિજીના સમકાલીન, શ્રેષ્ઠી પદ્મસિંહ શાહના મોટા ભાઈ અને ભદ્રેશ્વરના શાહસોદાગર તેમ જ દેશ વિદેશ સાથે વહાણવટાથી મોટો વેપાર ખેડનાર શ્રેષ્ઠી વર્ધમાન શાહ માની લીધા. પણ 'દેવો ધાંધલ'ના ૧૯મા પ્રકરણ (પૃ૦ ૩૯)માં જણાવ્યા મુજબ, આ નવલકથામાં ઉલ્લિખિત વર્ધમાન શાહ ભદ્રેશ્વર બંદરના નહીં, પણ ખંભાત બંદરના વતની હતા. ૧૯મું પ્રકરણ નહીં જોવાને લીધે મેં એમને ભદ્રેશ્વરના શ્રેષ્ઠી તરીકે ઓળખાવવાની ભૂલ કરી છે, તે સુધારી લેવા વિનંતિ છે. અર્થાત્ આ પુસ્તકમાંના ૮૫મા પાનામાંની ૨૦મી પાદનોંધનો પહેલો ફકરો રદ થયેલો સમજવો.

**પચીસ નહીં પણ પંદર વર્ષ**—આ પુસ્તકના પૃ૦ ૬૭માં પં. શ્રી આણંદજીભાઈનું લખાણ મૂક્યું છે. તેમાં દેરાસરનો જીર્ણોદ્ધાર લગભગ ૨૫ વર્ષ ચાલ્યાનું જણાવવામાં આવ્યું છે, તે એમની સરતચૂક છે; એના બદલે ૧૫ વર્ષ જોઈએ. સં૦ ૧૯૩૪થી ૧૯૫૦ વચ્ચેનો સમયનો ગાળો ૧૫-૧૬ વર્ષ જેટલો જ થાય છે. વળી એમણે વિ૦સં૦ ૧૯૩૯ના બદલે વિ૦ સં૦ ૧૯૫૦માં પ્રતિષ્ઠા થયાનું લખ્યું છે, તે બરાબર નહીં હોવાથી એનો ખુલાસો પણ એ જ પાનામાં લખ્યો છે.

**અંચળગચ્છના હતા**—રા' ખેંગારજી બાવા (પહેલા)ને મદદ કરનાર ચરાડવા ગામના યતિ શ્રી માણેકમેરજી અંચળગચ્છના હતા. તેમ જ, આ તીર્થની લાંબા સમય સુધી ખૂબ સેવા બજાવવા બદલ, જેમની અર્ધપ્રતિમા દેરાસરના પૂજા મંડપમાં મૂકવામાં આવેલ છે, તે નવાવાસવાળા શ્રી આસુભાઈ વાગજી પણ અંચળગચ્છના હતા, અને વિં૦ સં૦ ૧૯૩૪-૩૯ના જીર્ણોદ્ધાર વખતે એમણે ઘણી જહેમત ઉઠાવી હતી.

**જેમ્સ બર્જેસ**—પુરાતત્ત્વના વિદ્વાન જેમ્સ બર્જેસના નામ સાથે મેં 'ડો.' લખ્યું છે; અર્થાત્ તેઓ પીએચ. ડી.ની ડિગ્રી ધરાવતા હતા. પણ એમણે આ ડિગ્રી મેળવી ન હતી. એટલે મારા લખાણમાં એમના નામ સાથે 'ડો.' લખવામાં આવેલ છે, તે મારો ખ્યાલફેર છે.

# વિશેષનામોની સૂચિ

(પાછળ વાંચો)

# લેખકના "ગુરુ ગૌતમસ્વામી" પુસ્તકને આવકાર

श्री रतिलाल दीपचंद देसाई ने प्रस्तुत पुस्तक के रूप में जो व्यापक प्रयत्न किया है, वह सर्वाधिक अभिनन्दनीय है। श्री देसाई के द्वारा प्रस्तुत गौतम स्वामी का जीवनचरित्र एक चिर अपेक्षित एवं आवश्यक अपेक्षा की पूर्ति करता है। दूर-दूर तक बिखरे हुए जीवन-वृत्तों को व्यवस्थित रूप से संकलित कर उन्हे आधुनिक सजीव शैली एवं आकर्षक भाषा का रूप श्री देसाई जैसे समर्थ साहित्यकार ही दे सकते हैं। इस रचना ने तो मेरे हृदयको काफी गहराई तक स्पर्श किया है। एतदर्थ वे शतशः धन्यवादार्ह है। मैं शीघ्र ही इसके एक अच्छे हिन्दी संस्करण की अपेक्षा रखता हुँ, ताकि हिन्दी भाषाभाषी जनता भी उक्त रचना का लाभ उठा सके।
(वीरायतन, राजगृह, अमरभारती : सितम्बर, १९७५) — उपाध्याय अमरमुनिजो

મારા ગુરુમહારાજે (પૂ આ. વિજયકસ્તુરસૂરીશ્વરજીએ) જો કોઈ પુસ્તિકા અત્યાર સુધી ગુજરાતીમા પૂરી વાંચી હોય તે તમારું લખેલું ગૌતમસ્વામીનું ચરિત્ર. — પૂ. આ. વિજયચંદ્રોદયસૂરિજી

આપની અદ્‌ભુત પુસ્તક, "ગુરુ ગૌતમસ્વામી" વાંચી અત્યંત આનંદ થયો. સાક્ષાત તે વખતના સમયમાં આપ અમને વિહાર કરાવતા હો તેવો અનુભવ આ ગ્રંથ વાંચતાં થયો હતો.
(મુંબઈ; તા. ૧૦-૫-૭૬) — શ્રી રસિકભાઈ નંદલાલ દોશી

જેટલો શ્રમ ચિત્રની પસંદગી અને સંશોધન માટે લીધો છે, તેથી અનેકગણો શ્રમ તેમની 'ભ. ગૌતમ ગણધર'ની ઐતિહાસિક વસ્તુસંકલના માટે લીધો છે, એમ નિઃશંક કહી શકાય. વાસ્તવિક રીતે જૈન શાસ્ત્ર-ગ્રંથોના પૂરા અભ્યાસીઓને પણ એમ લાગ્યા વિના નહિ રહે કે ગુરુ ગૌતમસ્વામીના જીવનના લગભગ તમામ પ્રસંગો આ પુસ્તકમાં આવરી લેવાનો ભગીરથ પ્રયત્ન કરવામાં આવ્યો છે. (અમદાવાદ; તા ૫-૧૨-૭૫) — સ્થાનકવાસી જૈન

आपने गौतमस्वामी की चारित्रिक उपलब्धियो के संबंध में बडी प्रामाणिकता के साथ लिखा है। सामग्री की दृष्टि से पुस्तक जितनी प्रामाणिक है, भाषा और शैली की दृष्टि से उतनी ही रोचक एवं आनन्ददायक है। कहीं-कही तो बडो मनोवेधक काव्यात्मकता भी है जो खास तौर से मुझे तो बहुत ही प्यारी लगती है। बधाई। (कलकत्ता; ता. १५-३-७६) — श्री भँवरमलजी सिंघी

आपने अत्यंत परिश्रम करके यह पुस्तक लिखी है। अबतक गणधर गौतमस्वामी पर ऐसी कोई सामग्री नहीं मिलती। ऐसी उत्तम कृति के लिए हार्दिक अभिनंदन। इसमे जो कुछ आपने दिया वह प्राचीन साहित्य का आधार लेकर दिया है। शास्त्रीय आधार पर आपने यह ग्रंथ लिखकर भी उसे ऐसा आकर्षक बनाया है कि मानो कोई उपन्यास पढ रहा हो इतना पाठक को मोह लेता है — मुग्ध बना देता है। आपने यह पुस्तक लिखकर एक बहुत बडो कमो की पूर्ति की, जिसके लिए आपको जैन समाजने धन्यवाद देना चाहिए। (पूना; ता. ५-८-७७) — श्री ऋषभदासजी रांका

ગુરુ ગૌતમસ્વામી લખવામાં શ્રી રતિલાલભાઈએ સામગ્રી એકત્ર કરવામાં, તેની ચકાસણી કરવામાં અને તેને સજાવવામાં જે ચીવટ અને ખંત રાખ્યાં છે તેનો હું સાક્ષી છું. છે તો આ કથા જ, પણ તેમાં 'नामूलं लिख्यते किंचित्' એ ન્યાયનું યથાશક્ય પાલન કરવાનો જાગૃત પ્રયત્ન તેમણે કર્યો છે, કારણ કે આ કથા સામાન્ય પુરુષની નથી પણ જૈનોના માન્ય એવા ગણધર ગૌતમની કથા છે આમા ઇતિહાસ અને પુરાણ તો હોય, પણ તેને જ્યારે એક વાર્તાલેખક મળે ત્યારે જે રચના થાય તે રોચક અને બોધક બન્ને બની જાય છે. અને સામગ્રીની પૂરી ચકાસણી અને સંકલન હોવાથી પ્રામાણિક જીવનની પણ ગરજ સારે છે. ગૌતમસ્વામીના જીવનનો લૂખો ઇતિહાસ આ નથી, પણ બે મહાપુરુષોની બેલડીના સંબંધની આપણી સમક્ષ જીવંતરૂપે કરેલી રજૂઆત છે.
(મુંબઈ; પ્રબુદ્ધજીવન, તા. ૧-૧૧-૭૫) — શ્રી દલસુખભાઈ માલવણિયા